ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી વિરચિત




नमो त्थु णं समणस्स भगवओ महावीरस्स

પ્રથમ વિભાગ

મૂલ્ય દોઢ રૂપિયો

સંપાદક

પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી મહારાજ

પ્રકાશક :
શ્રી વિજયનીતિસૂરીશ્વરજી
જૈન લાયબ્રેરી-અમદાવાદ.

વીર સંવત ૨૪૬૬
વિક્રમ સંવત ૧૯૯૬
ઈસ્વીસન ૧૯૪૦




પુસ્તકપ્રાપ્તિસ્થાન

(૧) શા ભોગીલાલ સાંકળચંદ
રીચીરોડ, મહાવીર જિનમંદિર પાસે
અમદાવાદ.

(૨) આનંદ કાર્યાલય
સ્ટેશન રોડ : ભાવનગર.




પ્રત : ૧૦૦૦
પ્રથમાવૃત્તિ

મુદ્રક :
શેઠ દેવચંદ દામજી
આનંદ પ્રેસ : ભાવનગર.



# અ
# ર્પ
# ણ

યુગ-યુગના અંધારા ઉલેચી જેમણે જ્ઞાન-રવિ ઝળહળાવ્યો, હિંસાની નાગચૂડમાં ભીંસાતી જનતાને બચાવી લઇ અહિંસાનો આદર્શ માર્ગ પ્રરૂપ્યો, ત્રિવિધ તાપથી પરિતપ્ત જનસમૂહની પરિતૃપ્તિ માટે શાસ્ત્રગ્રંથો રચી આત્મોન્નતિ ઝંખતા જીવગણને જેઓએ ઉપદેશામૃતનું પાન કરાવી સન્માર્ગે આરૂઢ કર્યાં તે પ્રભાવિક <u>પટ્ટધરોના</u> પાદારવિંદમાં.

**સા....દ....ર....સ....મ....ર્પ....ણ**



नमः श्रीवर्धमानाय
श्रीमते च सुधर्मणे ।
सर्वानुयोगवृद्धेभ्यो
वाण्यै सर्वविदस्तथा ॥



# અ•નુ•ક્ર•મ•ણિ•કા

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| આર્ય શ્યામાચાર્ય | ૫૦ |
| ૧૦ શ્રી ઇંદ્રદિન્નસૂરિ | ૫૩ |
| ૧૧ શ્રી આર્યદિન્નસૂરિ | ૫૩ |
| ૧૨ શ્રી સિંહગિરિ | ૫૩ |
| આર્ય કાલક | ૫૩ |
| આર્ય ખપુટાચાર્ય | ૫૫ |
| આર્ય મંગુ | ૫૭ |
| શ્રી વૃદ્ધવાદીસૂરિ તથા શ્રી સિદ્ધસેન દિવાકર | ૫૭ |
| શ્રીપાદલિપ્તસૂરિ | ૬૧ |
| ૧૩ શ્રી વજ્રસ્વામી | ૬૩ |
| શ્રી ભદ્રગુપ્તાચાર્ય | ૬૮ |
| જાવડોદ્ધાર | ૬૯ |
| ૧૪ શ્રી વજ્રસેનસૂરિ | ૭૨ |
| શ્રી આર્યરક્ષિતસૂરિ | ૭૪ |
| દુર્બલિકા પુષ્પમિત્ર | ૭૬ |
| દિગંબરોત્પત્તિ | ૭૭ |
| ૧૫ શ્રી ચંદ્રસૂરિ | ૭૯ ( ચંદ્ર-ગચ્છ ) |
| ૧૬ શ્રી સામંતભદ્રસૂરિ | ૭૯ (વનવાસીગચ્છ ) |
| ૧૭ શ્રી વૃદ્ધદેવસૂરિ | ૮૧ |
| ૧૮ શ્રી પ્રદ્યોતનસૂરિ | ૮૧ |
| ૧૯ શ્રી માનદેવસૂરિ | ૮૨ |
| ૨૦ શ્રી માનતુંગસૂરિ | ૮૬ |
| ૨૧ શ્રી વીરસૂરિ | ૮૯ |
| ૨૨ શ્રી જયદેવસૂરિ | ૮૯ |
| ૨૩ શ્રી દેવાનંદસૂરિ | ૮૯ |
| વલ્લભીભંગ | ૮૯ |
| ચૈત્યસ્થિતિ | ૮૯ |
| બ્રહ્મદીપિકા શાખા | ૯૦ |
| ૨૪ શ્રી વિક્રમસૂરિ | ૯૨ |
| ૨૫ શ્રી નરસિંહસૂરિ | ૯૨ |
| ૨૬ શ્રી સમુદ્રસૂરિ | ૯૨ |
| ૨૭ શ્રી માનદેવસૂરિ ( બીજા ) | ૯૨ |

વિષય પૃષ્ઠ

| વિષય | પૃષ્ઠ | |
|---|---|---|



સુવિહિતચૂડામણિ-શ્વેતાચલજીર્ણોદ્ધારક-

આચાર્યશ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજ

આનંદ પ્રેસ—ભાવનગર.

# પ્ર•સ્તા•વ•ના

## ગચ્છોત્પત્તિ

પરમાત્મા શ્રી મહાવીરની પાટ–પરંપરાએ થયેલા આચાર્યોથી અનેક ગચ્છો ઉત્પન્ન થયા છે. તે પૈકીના કેટલાક ગચ્છોના ઉત્પાદકો કોણ હતા અને તે ગચ્છો કયા સમય દરમિયાન ઉદ્ભવ્યા તેનો સંક્ષિપ્ત વૃત્તાંત આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. વિક્રમ સંવતના પાંચમા સૈકાથી તે નવમા સૈકા સુધીના સમર્થ આચાર્યોનો સવિસ્તર હેવાલ ઉપલબ્ધ થઈ શકતો નથી. તેનું મુખ્ય કારણ એ જણાય છે કે તે સમય દરમિયાન ભારતવર્ષમાં ભયંકર યુદ્ધો ખેલાયા છે તેમજ પરદેશી સત્તાઓની સ્વારીઓ પણ ભારતવર્ષ ઉપર ચઢી આવતી હોવાથી જનસમુદાયમાં શાંતિ નહોતી. આ ઉપરાન્ત આપણા સાહિત્યના વિપુલ ગ્રંથોનો વિનાશ થવાથી શ્રેણિબધ્ધ ઇતિહાસ જાળવી શકાયો નથી.

કોઇપણ ધર્મ–સંપ્રદાયમાં મત–મતાંતરો તો રહેવાના જ. મનુષ્ય–સ્વભાવ જ એવા પ્રકારનો છે કે સર્વને એક સરખી મતિ હોતી નથી. ગચ્છમાં મત–મતાંતરો ઉદ્ભવવાના આંતર તેમજ બાહ્ય અનેક કારણો હોય છે. એકલા જૈનધર્મમાં જ આટલા બધા વાડા અને ફાંટા છે એવું કંઇ નથી. વૈદિક, બૌદ્ધ તથા ખ્રીસ્તી આદિ ધર્મ–સંપ્રદાયો તરફ દૃષ્ટિપાત કરશું તો ત્યાં પણ મત–મતાંતરનો મોટો સમૂહ જણાશે.

દરેક તીર્થંકરોના જેટલા ગણધરો હોય તેટલા ગણો–ગચ્છો ઉત્પન્ન થાય છે. ચરમ તીર્થંપતિ શ્રી મહાવીર દેવના અગિયાર ગણધરો હતા. તેમના દ્વારા નવ ગચ્છો ઉત્પન્ન થયા હતા પરન્તુ પ્રભુશ્રી મહાવીરના નિર્વાણ પછી પંચમ ગણધર સુધર્માસ્વામીનું જ છદ્મસ્થપણે અસ્તિત્વ રહેવાનું હોવાથી તેમજ તેમનો જ ગચ્છ ભવિષ્યમાં પ્રવર્તવાનો હોવાથી તેમના નામથી પ્રવર્તેલો "સુધર્મગચ્છ" વિશેષ પ્રખ્યાતિ પામ્યો અને તેની પરંપરામાં અનેક સમર્થ પ્રભાવિક યુગપ્રધાનો થયા.

## જૈનોની જાહોજલાલી

પ્રાયે આ અવસર્પિણીના ચોવીશ તીર્થંકરોની જન્મભૂમિ તેમજ વિહારભૂમિ બંગાળ, બિહાર તથા કાશી વિગેરે પ્રાન્તો હતા. પ્રભુ મહાવીરના નિર્વાણ પછીના પાંચશેં વર્ષ સુધી બંગાળાદિ પ્રાંતોમાં જૈનોની તેમજ જૈન ધર્મની સારી જાહોજલાલી હતી. મહારાજા **અશોક**, મહામેઘવાહન મહારાજા **ખારવેલ** અને સમ્રાટ્ **સંપ્રતિ**ના સમયમાં **જૈનોની સંખ્યા** વીશ કરોડ જેટલી હતી. શંકરાચાર્યના પ્રાદુર્ભાવ પહેલાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણોના મનુષ્યો જૈનધર્મ પાળતા. શ્રી **વજ્રસ્વામી**, શ્રી **ભદ્રબાહુસ્વામી** વિગેરે પ્રખર આચાર્યવર્યોનો વિહાર મોટે ભાગે બંગાળાદિ પ્રાંતોમાં હતો, પરંતુ વિક્રમના પાંચમા સૈકા પછીના જૈનાચાર્યોનો વિહાર મધ્યપ્રાન્ત, મેવાડ, મારવાડ, ગુજરાત અને સૌરાષ્ટ્રાદિ પ્રાન્તો સુધી લંબાયો હતો. અગાઉના આચાર્યોએ સંખ્યાબળ વધારવા જે જહેમત લીધી હતી તેવી જહેમત પાછળના આચાર્યો ઊઠાવી શક્યા નહિ અને પરિણામે સંખ્યાબળ દિવસે દિવસે ઘટતું ગયું. **શ્રી બપ્પભટ્ટસૂરિ**ના સમયમાં આપણી સંખ્યા છ–સાત કરોડની હતી તે પરમાર્હંત્ કુમારપાળ ને કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ **હેમચંદ્રાચાર્ય**ના સમયે ઘટીને પાંચ કરોડ આશરે રહી હતી. બાદ **વસ્તુપાળ** ને **તેજપાળ**ના સમયે ચાર કરોડ જેટલી સંખ્યા હતી, પરન્તુ પછીથી રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્યના અસ્તિત્વથી અને વૈષ્ણવ ધર્માનુયાયી રાજાઓના પ્રાબલ્યથી આપણી સંખ્યા પ્રતિદિન ઘટવા લાગી. તેઓએ જૈન ધર્મ પાળનારાઓને વૈષ્ણવ બનાવવા માંડ્યા જેથી જગદ્ગુરુ શ્રી **હીરવિજયસૂરિ**ના સમયમાં સંખ્યા ઘટીને બે કરોડની રહેવા પામી. તેમના સમય પછીના ત્રણશેં વર્ષમાં કોઇએ સંખ્યાબળ પરત્વે પૂરતું લક્ષ આપ્યું જણાતું નથી એટલે અસ્તવ્યસ્ત દશાને પરિણામે સંખ્યા ઘટતી ઘટતી અત્યારે બાર લાખ જેવી નિર્જીવ સંખ્યાએ આવી પહોંચી છે.

## ગચ્છ–વર્ણન

આપણામાં ચોરાશી ગચ્છો હોવાની માન્યતા પ્રચલિત છે. કોઇ જણાવે છે કે શ્રીવજ્રસેનસૂરિના ચાર શિષ્યો—**ચંદ્ર**, **નાગેંદ્ર**, **નિર્વૃત્તિ** અને **વિદ્યાધર**–દ્વારા દરેકના એકવીશ–એકવીશ એમ ચોરાશી ગચ્છો પ્રવર્ત્યા. વળી કેટલાક એમ પણ દર્શાવે છે કે વિ. સં. ૯૯૪માં શ્રી ઉદ્યોતનસૂરિના શિષ્યો દ્વારા ચોરાશી ગચ્છો ઉત્પન્ન થયા; પરન્તુ સ્પષ્ટ રીતે ચોરાશી ગચ્છોના સાચા નામો કે શુદ્ધ સ્વરૂપ ઉપલબ્ધ થતું નથી. જેઓની જાણમાં જે જે ગચ્છોની યાદી હતી તેઓએ તે પ્રમાણે વિવિધ રીતે ચોરાશી નામો ગણાવ્યા છે. અહીં ત્રણ પ્રકારના ગચ્છના નામો જણાવવામાં આવ્યા છે. જુદી જુદી પટ્ટાવલીઓ અને પ્રતિમાઓ પરના શિલાલેખો પરથી ગચ્છોની જે નોંધ થવા પામી છે તેમાં નીચેના ૯૯ જેટલા ગચ્છોનો નામનિર્દેશ થવા પામ્યો છે.

૧ નિર્ગ્રંથ ગચ્છ
૨ કોટિક ,,
૩ વનવાસી ,,
૪ ઉપકેશ ,,
૫ વજ્રશાખા ,,
૬ નાગિલ ,,
૭ પંડિલ્લશાખા ,,
૮ નિર્વૃતિકુલ રાજચૈત્ર ,,
૯ બ્રહ્મદ્વીપ ,,
૧૦ હર્ષપુરીય ,,
૧૧ મલ્લધારી ,,
૧૨ સાંડેર ,,
૧૩ વડ ,,
૧૪ કોરંટ ,,
૧૫ કુચ્ચપુરીય ,,
૧૬ ચૈત્યવાસ ,,
૧૭ નાણાવલ ,,
૧૮ ચિત્રવાલ ,,
૧૯ વિધિપક્ષ ,,
૨૦ સાર્ધપૂર્ણિમિયા (અંચલ) ,,
૨૧ ખરતર ,,
૨૨ આગમિક ,,
૨૩ સ્તવ પક્ષ ,,
૨૪ દ્વિવંદનિક ,,
૨૫ જીરાઉલા ,,
૨૬ નિંબજીય ,,
૨૭ હસ્તિકુંડી ,,
૨૮ રાજ ,,
૨૯ રૂદ્રપાલીય ,,
૩૦ વાયટીય ,,
૩૧ ઉકેશ ,,
૩૨ પુનમિયા ,,
૩૩ તપા ગચ્છ
૩૪ વિશાવલ ,,
૩૫ થારાપ્રદીય ,,
૩૬ કૃષ્ણરાજર્ષિ ,,
૩૭ પુરંદર ,,
૩૮ કમલા ,,
૩૯ ચાંદ્ર ,,
૪૦ વિદ્યાધર ,,
૪૧ નિર્વૃતિ ,,
૪૨ નાગપુરી તપા ,,
૪૩ લઘુખરતર ,,
૪૪ બૃહત્‌ખરતર ,,
૪૫ પિપ્પલક ખરતર શાખા
૪૬ ખરતર ગચ્છ મધુકરા શાખા
૪૭ તપાગચ્છ વૃદ્ધ પોશાલિક
૪૮ તપાગચ્છ લઘુ પોશાલિક
૪૯ તપાગચ્છે વિજયદેવસૂરિગચ્છ
૫૦ ,, વિજયઆનંદસૂરિગચ્છ
૫૧ સાગર ગચ્છ
૫૨ પ્રશ્નવાહન કુલ
૫૩ શેધુર ગચ્છ
૫૪ કુવડ ,,
૫૫ હુંબડ ,,
૫૬ ઉપકેશ ,,
૫૭ દ્વિવન્દનિક વૃદ્ધશાખા
૫૮ વૃદ્ધ તપાગચ્છ
૫૯ કોરંટ તપાગચ્છ
૬૦ કડવામતિ પન્થ
૬૧ બીજ (વીજામતી) ગચ્છ
૬૨ કમલકલશા ,,
૬૩ કતકપુરા ,,
૬૪ પાયચંદ ,,
૬૫ કાસદ્રા ,,
૬૬ શરવાલ ગચ્છ
૬૭ બ્રહ્માણ ,,
૬૮ નાણકીય ,,
૬૯ પિપ્પલિઆ ,,
૭૦ ભાવડાર ,,
૭૧ ભાવડહેર ,,
૭૨ ચૈત્રવાલ ,,
૭૩ વાગડ ,,
૭૪ ભિન્નમાલ ,,
૭૫ ધર્મઘોષ ,,
૭૬ દેવનન્દિત ,,
૭૭ ખરતર ગચ્છ વેગડશાખા
૭૮ રાલદ્રા ગચ્છ
૭૯ સીદાધટીય ,,
૮૦ શ્રી પલ્લીય ,,
૮૧ કચ્છોલિવાલ ,,
૮૨ હારીજ ,,
૮૩ સદ્ધાન્તિક ,,
૮૪ હીરાપલ્લી ,,
૮૫ જાત્યોદ્ધાર ,,
૮૬ શ્રીકાશહૃદીય ,,
૮૭ મહુકર ,,
૮૮ સીદ્રાની ,,
૮૯ જાખડીયા ,,
૯૦ છિત્રાવાલ ,,
૯૧ ચતુર્દશી પક્ષ
૯૨ ત્રિભવિયા ગચ્છ
૯૩ રત્નાકર ,,
૯૪ જેરંડ ,,
૯૫ જાંગેડ ,,
૯૬ કિંનરસ ,,
૯૭ નાગર ,,
૯૮ ભાવદેવાચાર્ય ,,
૯૯ નિગમપ્રભાવક ,,

ઉપરના આ નવાણું નામો 'ગચ્છમતપ્રબંધ' નામના પુસ્તકમાં શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજીએ જણાવેલ છે.

"જૈન પ્રબોધ" માં ચોરાશી ગચ્છના નામ નીચે પ્રમાણે દર્શાવ્યાં છે.

| | | |
|---|---|---|
| ૧ દેવવંદનિક ગચ્છ | ૨૯ ભાવડહરા ગચ્છ | ૫૭ વગ્ગેરા ગચ્છ |
| ૨ ધર્મઘોષ ,, | ૩૦ જાખડીઆ ,, | ૫૮ ભટ્ટેરા ,, |
| ૩ સંડેરા ,, | ૩૧ કોરંટવાલ ,, | ૫૯ નાણરિયા ,, |
| ૪ કિન્નરસા ,, | ૩૨ બ્રાહ્મણીયા ,, | ૬૦ બાહડમેરા ,, |
| ૫ નાગોરી તપા ,, | ૩૩ મંડાહડા ,, | ૬૧ કચ્છરિયા ,, |
| ૬ મલ્લધારી ,, | ૩૪ નીબલીયા ,, | ૬૨ રેકવાલ ,, |
| ૭ ખડતપા ,, | ૩૫ ખેલાહુરા ,, | ૬૩ બોરસવા ,, |
| ૮ ચિત્રવાલ ,, | ૩૬ ઉછિંતવાલ ,, | ૬૪ વેગડા ,, |
| ૯ ઓશવાલીય તપા ,, | ૩૭ કુંદોલિયા ,, | ૬૫ વીસલપુરા ,, |
| ૧૦ નાણાવાલ ,, | ૩૮ પંથેરવાલ ,, | ૬૬ સંવાડિયા ,, |
| ૧૧ પલ્લિવાડ ,, | ૩૯ ખેજડિયા ,, | ૬૭ ધંધુકિયા ,, |
| ૧૨ આગમિયા ,, | ૪૦ વાછિતવાલ ,, | ૬૮ વિદ્યાધર ,, |
| ૧૩ બોકડીયા ,, | ૪૧ જીરાઉલીયા ,, | ૬૯ આયરિયા ,, |
| ૧૪ ભિન્નમાલીયા ,, | ૪૨ જેસલમેરા ,, | ૭૦ હરસોરા ,, |
| ૧૫ નાગેંદ્ર ,, | ૪૩ લલ્લવાણિયા ,, | ૭૧ કોટિકગણકુલ ,, |
| ૧૬ સેવંતરીયા ,, | ૪૪ તાતહડ ,, | ૭૨ વજ્રશાખાબિરુદ ,, |
| ૧૭ ભંડેરા ,, | ૪૫ છાજહડ ,, | ૭૩ વાડિયગણ ,, |
| ૧૮ જઈલવાલ ,, | ૪૬ ખંભાતિયા ,, | ૭૪ ઉડુવાડિયગણ ,, |
| ૧૯ વડાખરતર ,, | ૪૭ શંખવાલિયા ,, | ૭૫ ઉત્તરવાલસહ ,, |
| ૨૦ લહુડાખરતર ,, | ૪૮ કમલકલશા ,, | ૭૬ ઉદેહગણ ,, |
| ૨૧ ભાણુસોલિયા ,, | ૪૯ સોજંતરિયા ,, | ૭૭ આકોલિય ,, |
| ૨૨ વડગચ્છથી વિધિપક્ષ | ૫૦ સોજતિયા ,, | ૭૮ લુણિયા ,, |
| ૨૩ તપા બિરુદ ગચ્છ | ૫૧ પીપલિયા ,, | ૭૯ માજવગણાં ,, |
| ૨૪ સુરાણા ,, | ૫૨ ખીમસરા ,, | ૮૦ ચારણગણ ,, |
| ૨૫ વડીપોશાલ ,, | ૫૩ ચોરવોડીયા ,, | ૮૧ સાર્ધપુનમિયા ,, |
| ૨૬ ભરૂઅચ્છા ,, | ૫૪ ભામેચ્છા(પામેચ્છા),, | ૮૨ સાંગડિયા ,, |
| ૨૭ કતબપુરા ,, | ૫૫ બંભણીયા ,, | ૮૩ નીંબજીઆ ,, |
| ૨૮ સંખલા ,, | ૫૬ ગોયલવાલ ,, | ૮૪ સાચોરા ,, |

"જૈન સાહિત્યસંશોધક" ખંડ ત્રીજો, અંક પહેલામાં ચોરાશી ગચ્છોનાં નામ નીચે પ્રમાણે દર્શાવ્યાં છે.

| | | |
|---|---|---|
| ૧ ઓસવાલ | ૨૯ ભાવરાજ | ૫૭ કપુરસીયા |
| ૨ જીરાવલા | ૩૦ પલ્લીવાલ ( નાગરાલ ) | ૫૮ પૂર્ણતલ |
| ૩ વડગચ્છ | ૩૧ કોરંડવાલ | ૫૯ રેવઇયા |
| ૪ પુનમિયા | ૩૨ નાગેન્દ્ર | ૬૦ ધંધુકા |
| ૫ ગંગેસરા | ૩૩ ધર્મઘોષ | ૬૧ થંભણા |
| ૬ કોરંટા | ૩૪ નાગોરી | ૬૨ પંચવલહીયા |
| ૭ આનપુરા | ૩૫ ઉછિતવાલ | ૬૩ પાલણપુરા |
| ૮ ભરુઅચ્છા | ૩૬ નાણાવાલ | ૬૪ ગંધારા |
| ૯ ઉઢવીઆ | ૩૭ સાંડેરવાલ | ૬૫ ગુવેલિયા |
| ૧૦ ગુદવીઆ | ૩૮ મંડોવરા | ૬૬ સાધંપુનમીઆ |
| ૧૧ ઉ(દ)કાઉઆ | ૩૯ સુરાણા | ૬૭ ન(મ)ગરકોટિયા |
| ૧૨ ભિન્નમાલ | ૪૯ ખંભાતી | ૬૮ હીસારીયા |
| ૧૩ ભુડાસીયા | ૪૧ વડોદરીયા | ૬૯ ભટનેરા |
| ૧૪ દાસવિ(રૂ)આ | ૪૨ સોપારા | ૭૦ જીતહરા (સોરઠીઆ) |
| ૧૫ ગચ્છપાલ | ૪૩ માંડલીઆ | ૭૧ જગાયન |
| ૧૬ ઘોષવાલ | ૪૪ કોઠી(થી)પુરા | ૭૨ ભીમસેન |
| ૧૭ મંગોડી | ૪૫ જાંગલા(ડા) | ૭૩ આ(તા)ગડીયા |
| ૧૮ બ્રાહ્મણીઆ | ૪૬ છાપરીઆ(બાખરાવાલ) | ૭૪ કંબોજા |
| ૧૯ જાલોરા | ૪૭ ઓરસડા | ૭૫ સેવંતરીયા |
| ૨૦ ઓકડીઆ | ૪૮ દ્વિવંદનીક | ૭૬ વાઘેરા |
| ૨૧ મુડા(ઝા)હરા | ૪૯ ચિત્રવાલ | ૭૭ વા(વ)હેડીઆ |
| ૨૨ ચિતો(ત્રો)ડા | ૫૦ વેગડા | ૭૮ સિદ્ધપુરા |
| ૨૩ સાચોરા | ૫૧ વાયડ | ૭૯ ઘોઘા(ઘ`રા |
| ૨૪ કુચડીઆ | ૫૨ વિજાહરા | ૮૦ નીગમ |
| ૨૫ સિદ્ધાંતીઆ | ૫૩ કુતગપુરા | ૮૧ સંજના (તી) |
| ૨૬ રામસેનીયા | ૫૪ કાછેલિયા | ૮૨ બારેજા (બરડેવા) |
| ૨૭ આગમિક | ૫૫ રુદ્રોલી (રુદ્રપાલીય) | ૮૩ મુ(સુ)રંડવાલ |
| ૨૮ મલધાર | ૫૬ મહુ(દેવ)કરા | ૮૪ નાગઉલા |

ઉપર દર્શાવેલા ગચ્છોના નામો પૈકી કેટલાક નામો અર્થથી મળતા આવે છે. નાણકીય અને નાણાવાલ ગચ્છ એક જ હોય તેમ જણાય છે. તેવી જ રીતે સિદ્ધાન્તિક અને આગમિક ગચ્છ પણ એક હોઇ શકે. ચૈત્યવાસીઓના નિગમાદિક ગચ્છથી પોતાની જુદી સંજ્ઞા દર્શાવવા માટે આગમવાદીઓએ સ્વગચ્છનું "આગમિક ગચ્છ" એવું નામ સ્થાપ્યું હોય. વળી "સિદ્ધાની" ગચ્છ એ પણ "સિદ્ધાન્તી" ગચ્છ હોય તેમ સંભવે છે.

તપાગચ્છ અને ખરતરગચ્છમાંથી તેની શાખારૂપે પણ કેટલાક નવીન મત-ગચ્છો ઉદ્દભવ્યા છે. વિધિપક્ષ ગચ્છ અને અંચળગચ્છ નાણકીય ગચ્છમાંથી નીકળ્યા હોવાનું મનાય છે; જયારે વડગચ્છમાંથી તપગચ્છ અને તે તપગચ્છમાંથી પણ તેર શાખાઓ ઉદ્દભવી છે.

કયા ગચ્છો કયા સમયે અને કોનાથી પ્રચલિત થયા તેની ટૂંકી રૂપરેખા અત્રે દર્શાવવી અસ્થાને તો નહીં જ ગણાય.

**નિર્ગ્રન્થ ગચ્છ**—પ્રભુ શ્રી મહાવીરના પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામીથી પ્રવર્ત્યો. આ ગચ્છ આઠમા પટ્ટધર શ્રી આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિસૂરિ સુધી ચાલ્યો.

**કોટિક ગચ્છ**—નવમા પટ્ટધર શ્રી સુસ્થિતસૂરિ અને શ્રી સુપ્રતિબદ્ધસૂરિએ કાકંદી નગરીમાં સૂરિમંત્રનો કોટિવાર જાપ કરવાથી નિર્ગ્રંથ ગચ્છનું નામ **કોટિક** સ્થાપન થયું અને તે ચૌદમા પટ્ટધર શ્રી વજ્રસેનસ્વામી પર્યન્ત ચાલુ રહ્યો.

**વનવાસી ગચ્છ**—શ્રી મહાવીર દેવની સોળમી પાટે થયેલ શ્રી સામંતભદ્રસૂરિ સ્વગચ્છીય સાધુઓની સાથે વનમાં વાસ કરતા હતા તેથી કોટિક ગચ્છનું **વનવાસી** ગચ્છ એવું નામ પડ્યું. ઉદ્યોતનસૂરિના સમયમાં તેનું '**વડગચ્છ**' એવું નામ પડ્યું અને બાદ તેજ ગચ્છનું જગચ્ચંદ્રસૂરિના સમયમાં "**તપાગચ્છ**" એવું નામ પ્રચલિત થયું.

**ઉપકેશ ગચ્છ**—પ્રભુ શ્રી પાર્શ્વનાથના શાસનની પરંપરા ચાલુ જ હતી. તેમની છઠ્ઠી પાટે થયેલા રત્નપ્રભસૂરિએ ઉપકેશપટ્ટનમાં શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. આ ઉપરાન્ત ઓશિયા નગરીના રાજા તેમજ ક્ષત્રિયોને પ્રતિબોધી ઓશવંશની સ્થાપના કરી, તેઓને ઓસવાળ બનાવ્યા. શ્રીમાલી વંશની પણ તેમણે જ સ્થાપના કરી. ઉપકેશ વંશની સ્થાપના કરવાથી તેમના ગચ્છનું નામ પણ ઉપકેશ ગચ્છ પ્રચલિત થયું. આ ગચ્છમાં ધર્મધુરંધર ઘણા આચાર્યો થયા છે.

**વજ્રશાખા (વયરીશાખા) ગચ્છ**—શ્રીવજ્રસ્વામીથી આ શાખાની શરૂઆત થઇ. એમના સમયમાં ભયંકર દ્વાદશવર્ષીય દુકાળ પડ્યો ત્યારે તેમણે વિદ્યાના બળે સંઘનું રક્ષણ કર્યું હતું.

**નાગિલ ગચ્છ**—નાગિલ નામના આચાર્યથી આ ગચ્છ પ્રગટ્યો. આ ગચ્છમાં શ્રી વિજયસૂરિના શિષ્ય વિમળસૂરિ થયા કે જેમણે પ્રાકૃત ભાષામાં **પઉમચરિય** (જૈન રામચરિત્ર) નામના અદ્દ્ભુત ગ્રંથનું સર્જન કર્યું છે. વિક્રમ સં. ૫૯ (મ. નિ. સં. ૫૨૯ ) માં આ ગ્રંથની રચના કરવામાં આવી હતી.

**ષંડિલ્લશાખા ગચ્છ**—આ શાખા કોનાથી પ્રચલિત થઇ તે નિર્ણીત નથી થતું પરંતુ આ શાખામાં ઘણા પ્રભાવિક આચાર્યો થયા છે. ચંદ્રગચ્છની ષંડિલ્લ

શાખાના ભાવદેવસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિ થયા. તેમના વીરાચાર્ય નામના શિષ્ય થયા કે જેમણે ગુર્જરાધીશ સિદ્ધરાજ જયસિંહ પર સારો પ્રભાવ પાડ્યો હતો.

**નિર્વૃતિકુળ રાજચૈત્ર ગચ્છ**—આ ગચ્છમાં પ્રભાવિક શ્રી ધનેશ્વરસૂરિ થયા કે જેમણે "શત્રુંજયમહાત્મ્ય" નામનો ગ્રંથ રચ્યો છે.

**બ્રહ્મદ્વીપ ગચ્છ**--શ્રી વજ્રસ્વામીના મામા આર્યસમિતે કૃષ્ણા ને બેન્ના એ નામની બે નદીઓ વચ્ચે બ્રહ્મદ્વીપમાં વસનારા ૫૦૦ તાપસોને પ્રતિબોધી જૈન ધર્માનુયાયી બનાવ્યા. તે સાધુઓ બ્રહ્મદ્વીપીશાખા નામથી પ્રસિદ્ધ થયા અને તેથી તેમનો ગચ્છ બ્રહ્મદ્વીપગચ્છ એવા નામે પ્રચલિત થયો.

**હર્ષપુરીય ગચ્છ**—અજમેર પાસેના હર્ષપુર નગરમાં આ ગચ્છની ઉત્પત્તિ થઇ હોય તેમ સંભવે છે. આ ગચ્છમાં શ્રી બપ્પભટ્ટીસૂરિ શાસનોન્નતિકર થયા. ઉપરાંત મલ્લધારી દેવપ્રભસૂરિના શ્રી તારાચંદ્રસૂરિ નામના શિષ્ય થયા જેમણે જ્યોતિષસાર અને પ્રાકૃતદીપિકા નામના ગ્રંથો અને મુરારી કવિના અનર્ઘરાઘવ પર ટીકા તેમજ ન્યાયકંદલી પર ટીકા રચી હતી. તેમના શિષ્ય નરેન્દ્રપ્રભે અલંકારમહોદધિ તથા કાકુસ્થકેલિ ગ્રન્થો રચ્યા હતા. વળી તિલકસૂરિના શિષ્ય રાજશેખરસૂરિએ ન્યાયકંદલી પર પંજિકા અને ઐતિહાસિક પ્રબોધામૃત દીર્ઘિકા રચેલ છે.

**મલ્લધારી ગચ્છ**—આ ગચ્છ કોનાથી શરૂ થયો તે નક્કી થઈ શકયું નથી પરન્તુ આ ગચ્છમાં અતિ વિચક્ષણ વિદ્વાનો થયા છે. મલ્લધારી હેમચંદ્રે જીવસમાસ, ભવભાવના, ઉપદેશમાલાવૃત્તિ, અનુયોગદ્વાર સૂત્ર ટીકા, શતકવૃત્તિ, મૂળાવશ્યક પર પાંચ હજારી વૃત્તિ, વિશેષાવશ્યક નામની અઠ્ઠાવીશ હજારી વૃત્તિ વિગેરે અસાધારણ ગ્રંથો રચ્યા છે.

**સાંડેરગચ્છ**—એરણપુરા પાસે સાંડેરા ગામ છે. ત્યાંના જે આચાર્યો પ્રસિદ્ધિ પામ્યા તે સાંડેરગચ્છીય કહેવાયા. આ ગચ્છ વિક્રમની દશમી સદી પૂર્વે વિદ્યમાન હતો. આ ગચ્છના આચાર્યે શીશોદિયા વંશની સ્થાપના કરી હતી અને તેથી શીશોદિયા પંડેરિયા એ કહેવત પ્રચલિત બની છે.

**વડગચ્છ**—શ્રી ઉદ્યોતનસૂરિએ આબુની તળાટી પાસે ટેલી નામના ગામમાં વડના વૃક્ષની નીચે શ્રી સર્વદેવસૂરિને ( મતાંતરે આઠ આચાર્યોને ) સૂરિમંત્ર આપ્યો ત્યારથી વનવાસી ગચ્છ તે વડગચ્છ કહેવાયો. આ ગચ્છના સમર્થ આચાર્યોએ સેંકડો રાજાઓને પ્રતિબોધી જૈન શાસનનો ઉદ્યોત કર્યો હતો. શ્રી આમ્રદેવસૂરિના શિષ્ય શ્રી દેવેન્દ્રગણિ-( શ્રી નેમિચંદ્રસૂરિ )એ ઉત્તરાધ્યયન સૂત્ર પર ટીકા, પ્રવચનસારોદ્ધાર, આખ્યાન-મણિકોષ તથા વીરચરિત્ર ગ્રંથો રચ્યા હતા.

**કોરંટ ગચ્છ**—કોરંટ નગરના નામ પરથી આ ગચ્છની પ્રસિદ્ધિ થઇ હોય તેમ જણાય છે. વિક્રમના સોળમા સૈકા સુધી આ ગચ્છના આચાર્યો વિદ્યમાન હતા. હાલમાં પ્રાયે જણાતા નથી.

**કુચ્ચપુરીયગચ્છ**—ચૈત્યવાસી સાધુઓના ગચ્છો પૈકી આ પણ એક ગચ્છ સંભવે છે.

**ચૈત્યવાસ મતગચ્છ**—ચૈત્યવાસની સ્થિતિ ઘણી પ્રાચીન હોય તેમ જણાય છે. વનરાજ ચાવડાને આશ્રય આપનાર શ્રી શીલગુણ્સૂરિ ચૈત્યવાસી હતા. શ્રીમદ્ હરિભદ્રસૂરિના સમયમાં ચૈત્યવાસીઓનું અતિશય પ્રાબલ્ય હતું.

**નાણાવલગચ્છ**—આ ગચ્છના આચાર્યો મેવાડ, નાની તથા મોટી મારવાડ અને માળવામાં મોટા ભાગે વિચરતા. આ ગચ્છમાં માનદેવસૂરિ થયા જેમણે ૧૧૧૮માં ફલોધી પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી અને લઘુશાંતિ સ્તોત્રની રચના કરી છે.

**ચિત્રવાલગચ્છ**—ચૈત્રવાલ ગચ્છ અને તપગચ્છના સ્થાપક આચાર્યોનો મેળ સારો હતો તેમ જણાય છે. ચૈત્રવાલગચ્છીય શ્રી યશોભદ્ર(દેવપ્રભ)સૂરિની સહાયથી શ્રી જગચ્ચંદ્રસૂરિએ વિદ્યાપુરમાં ક્રિયોદ્ધાર કરી તપાગચ્છની સ્થાપના કરી હતી.

**વિધિપક્ષગચ્છ**—શ્રી વિજયચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૬૯ માં સિદ્ધરાજ જયસિંહના શાસનકાળમાં એકસો સીત્તેર બોલની પ્રરૂપણા કરી વિધિગચ્છની સ્થાપના કરી અને પોતાનું આર્યરક્ષિતસૂરિ એવું નામ રાખ્યું. કુમારપાળે આ ગચ્છને આંચલિયા ગચ્છ તરીકે સંબોધ્યો અને ત્યારથી અંચલગચ્છ એવા નામથી પ્રસિદ્ધિ પામ્યો.

તપાગચ્છ પટ્ટાવલી( પ્રસ્તુત પુસ્તક )ના કર્તા શ્રી **ધર્મસાગર ઉપાધ્યાય** ઉપરની હકીકતથી કંઇક જુદા પડે છે. તેઓ જણાવે છે કે નરસિંહ નામના આચાર્ય બ્યુના નામના ગામમાં હતા ત્યારે **નાથી** નામની એક ધનાઢ્ય અંધ શ્રાવિકા તેમને વંદન કરવા આવતાં મુહપત્તિ લાવવી ભૂલી ગઇ. બાદ સૂરિના કહેવાથી તેણે મુહપત્તિના બદલે વસ્ત્રના અંચલા(છેડા)થી વાંદ્યા. પછી તેની સહાયતાથી આંચલિક મતની ઉત્પત્તિ થઇ. આ ગચ્છમાં નૂતન ગ્રંથના પ્રણેતા ઘણા આચાર્યો થયા.

**સાર્ધપૂર્ણિમાગચ્છ**—પુનમીયા ગચ્છના સાધુઓને કુમારપાળે પોતાના દેશમાંથી હદપાર કર્યા બાદ કુમારપાળના મૃત્યુ પછી તે જ ગચ્છના સુમતિસિંહસૂરિ પાટણ આવ્યા ને તેમણે પોતાને સાર્ધપૂર્ણિમિયા તરીકે ઓળખાવ્યા.

**ખરતરગચ્છ**—શ્રી જિનદત્તસૂરિથી આ ગચ્છની સ્થાપના થઈ મનાય છે. આ ગચ્છના શ્રી જિનદત્તસૂરિ, શ્રી જિનકુશળસૂરિ અને શ્રી જિનવલ્લભસૂરિ મહાન્ પ્રભાવિક આચાર્યો ગણાય છે. આ ગચ્છના આચાર્યોએ સારા પ્રમાણમાં નૂતન ગ્રંથો રચ્યા છે.

**આગમિક મત**—આગમિકો અથવા ત્રણ થોઇવાળા ગચ્છની ઉત્પત્તિ વિ. સં. ૧૨૫૦ માં થયેલી મનાય છે. પુનમીયા ગચ્છના શીલગુણસૂરિ ને દેવભદ્રસૂરિએ સ્વગચ્છ ત્યજી અંચળગચ્છ સ્વીકાર્યો. ત્યારબાદ તેનો પણ ત્યાગ કરી પોતાનો નવીન પંથ કાઢી ક્ષેત્રદેવતાની સ્તુતિ ન કરવી વિગેરે નૂતન પ્રરૂપણા કરી.

**સ્તવપક્ષગચ્છ**—વિક્રમની બારમી સદી સુધી આ પક્ષ હૈયાત હતો. શ્રી સોમપ્રભસૂરિએ જગચ્ચંદ્રસૂરિને સ્વપાટે સ્થાપતી વખતે બીજા ગચ્છોની સાથોસાથ આ ગચ્છના નાયકની પણ સંમતિ મેળવી હતી.

**રાજગચ્છ**—પ્રદ્યુમ્નસૂરિના ગુજરાત, મેવાડ, મારવાડ તથા માળવાના રાજાઓ અનન્ય ભક્ત હતા તેથી તેમના ગચ્છનું નામ રાજગચ્છ પડ્યું. તેમણે દિગંબરીઓનો વાદમાં પરાજય કર્યો હતો અને જુદા જુદા ચોરાશી પુસ્તકો લખ્યા હતા.

**રૂદ્રપાલીય ગચ્છ**—આ ગચ્છ શ્રી જિનશેખરસૂરિથી શરૂ થયો. તેમણે સમ્યક્ત્વસપ્તતિકા, શીલતરંગિણી વિગેરે ગ્રંથો રચ્યા છે

**વાયટીયગચ્છ**—વાયટપુરમાં રહેનારા આચાર્યોથી આ ગચ્છ શરૂ થયો છે. આ ગચ્છના અમરચંદ્રસૂરિએ પદ્માનંદ મહાકાવ્ય, બાલભારત મહાકાવ્ય, કાવ્યકલ્પલતા, છંદોરત્નાવલિ અને કલાકલાપ વિગેરે ગ્રંથો રચ્યા છે. તેઓ રાજા વીશળદેવના ધર્મગુરુ હતા.

**પુનમીયાગચ્છ**—શ્રી ચંદ્રપ્રભસૂરિથી આ ગચ્છની ઉત્પત્તિ થઇ. પુનમની પાખી કરવાની માન્યતાને તેમણે પ્રોત્સાહન આપ્યું. કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય આ ગચ્છના હતા એમ કહેવાય છે.

**તપાગચ્છ**-મુનિઓની શિથિલતા દૂર કરવા માટે શ્રી જગચ્ચંદ્રસૂરિએ ચૈત્રવાલગચ્છના શ્રી દેવપ્રભસૂરિની સહાયતાથી ક્રિયોદ્ધાર કર્યો. તેમણે ૧૨૮૫ માં આચાર્યપદવી મળવાની સાથે જ યાવજ્જીવ આયંબિલતપ આરંભ્યો. આ ઉત્કૃષ્ટ તપના પ્રભાવથી રંજિત થઈ ચિતોડના રાણાએ તેમને **તપા** એવું બિરુદ આપ્યું અને ત્યારથી વડગચ્છનું **'તપાગચ્છ'** એવું નામ પ્રવૃત્તિમાં આવ્યું. આ ગચ્છની વડીપોશાળ, લઘુપોશાળ, દેવસુર, અણસુર, સાગર, વિમળ, રત્ન, નાગોરી વિગેરે ઘણી શાખા—પ્રશાખાઓ છે. તપગચ્છનાં તેર પાટિયાં કહેવાય છે

**થારાપદ્રીયગચ્છ**—થરાદ ગામના આચાર્ય પરથી આ ગચ્છ અસ્તિત્વમાં આવ્યો હતો. આ ગચ્છમાં વાદીવેતાલ શાંતિસૂરિ સમર્થ આચાર્ય થયા છે.

**કમલાગચ્છ**—શ્રી પાર્શ્વનાથસંતાનીય મુનિઓની પરંપરામાં આ ગચ્છની ઉત્પત્તિ થઇ છે. અદ્યાપિપર્યન્ત આ ગચ્છ ચાલુ છે.

**વિદ્યાધરગચ્છ**—પાદલિપ્તાચાર્ય, વૃદ્ધવાદીસૂરિ ને સમ્રાટ વિક્રમને પ્રતિબોધનાર શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ આ ગચ્છમાં થયેલ છે.

**નિર્વૃત્તિગચ્છ**—આ ગચ્છમાં મહાવિદ્વાન્ દ્રોણાચાર્ય થયા જેમણે અભયદેવસૂરિરચિત નવાંગી વૃત્તિઓ તપાસી આપી હતી. સૂરાચાર્ય અને ઉપમિતિભવપ્રપંચા કથા જેવા અમૂલ્ય ગ્રંથના રચયિતા શ્રી સિદ્ધર્ષિ આ ગચ્છના હતા.

**તપાગચ્છ વૃદ્ધપૌશાલિક**—શ્રી દેવેન્દ્રસૂરિના ગુરુભાઇ વિજયચંદ્ર, કે જેઓ સંસારી અવસ્થામાં મંત્રી વસ્તુપાળના દફ્તરી હતા, તેમનાથી આ ગચ્છ પ્રવર્ત્યો. દેવેન્દ્રસૂરિ અને વિજયચંદ્ર વચ્ચે વૈમનસ્ય થયું. વિજયચંદ્ર ખંભાત ગયા અને પાછળથી દેવેન્દ્રસૂરિ પણ ખંભાત આવી પહોંચ્યા ને તેમનાથી જુદા ઉપાશ્રયે રહ્યા. વિજયચંદ્ર ઉતરેલા હતા તે વડીપોશાલના નામે અને દેવેન્દ્રસૂરિનો ઉપાશ્રય લઘુપોશાલના નામે પ્રસિદ્ધિ પામ્યો.

**તપાગચ્છે વિજયદેવસુર અને અણસુરગચ્છ**—વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરિ ગુરુઆજ્ઞાનો ભંગ કરવા તૈયાર થયા. ગુરુએ આઠ ઉપાધ્યાયોને તેમને સમજાવવા મોકલ્યા છતાં તેઓ સમજ્યા નહિ તેથી વિજયતિલકસૂરિને પટ્ટધર સ્થાપવામાં આવ્યા પરન્તુ તેઓ અલ્પ સમયમાં સ્વર્ગગમન કરી જવાથી વિજયઆનંદસૂરિને પટ્ટ પર સ્થાપ્યા. આમ વિજયદેવસૂરિનો ગચ્છ **દેવસુર ગચ્છ** અને વિજયઆણુંદસૂરિનો **અણસુર ગચ્છ** એમ બે વિભાગ બંધાઈ ગયા.

**સાગરગચ્છ**—શાંતિદાસ શેઠે રાજસાગરજીને આચાર્યપદવી આપવા માટે વિજયદેવસૂરિને કહ્યું પણ તેઓએ સંમતિ આપી નહિ, એટલે ખંભાતથી તેમની પાસેથી વાસક્ષેપ મગાવી તેમણે પોતે ચતુર્વિધ સંઘ સમક્ષ રાજસાગરને આચાર્ય પદવી આપી. આ ગચ્છને તપગચ્છ સાથે લેશમાત્ર ભેદભાવ કે મતાંતર નથી.

**કડવો (કટુકમતી) પન્થ**—સંવત ૧૫૬૨ માં કડવાશાહ નામના વણિકે પોતાના નામથી પંથ ચલાવ્યો. 'કોઈપણ શુદ્ધ સાધુ નથી' એમ કહી ત્રણ થોયની માન્યતા સ્વીકારી.

**બીજ (બીજામતી) ગચ્છ**—લુંકામતમાંથી જુદા પડી બીજા ( વિજય ) નામના વેષધારીએ પોતાના નામથી પંથ ચલાવ્યો.

**પાર્શ્વચંદ (પાયચંદ) ગચ્છ**—નાગપુરીય તપાગચ્છમાંથી નીકળી જઇ ઉપાધ્યાય પાર્શ્વચંદ્રે આ ગચ્છ પોતાના નામથી શરૂ કર્યો. એમણે કેટલીક નવી માન્યતા ચલાવી.

**ખરતરગચ્છ વેગડશાખા**—સં. ૧૪૨૨ માં શ્રી જિનોદયસૂરિના સમયે ખરતરગચ્છની આ શાખા નીકળી. શ્રી ધર્મવલ્લભ વાચકને પહેલા આચાર્ય પદવી આપવાનું નિર્ણીત થયા બાદ તેમને દોષયુક્ત જાણી અન્ય શિષ્યને આચાર્યપદવી અર્પણ કરી. આથી ધર્મવલ્લભ વાચક ક્રોધિત થયા અને જેસલમેરમાં રહેનાર છાજડ ગોત્રીય

પોતાના સંસાર પક્ષના સ્વજનોને આ વૃત્તાન્ત કહ્યો. તેઓએ તેમના પરના મમત્વ-ભાવને કારણે કહ્યું કે–'અમો તો તમને જ આચાર્ય માનશું, બીજાને નહિં માનીએ.' આચાર્ય પદ–પ્રદાન પછી ધર્મવલ્લભનું નામ શ્રી જિનેશ્વરસૂરિ રાખવામાં આવ્યું. તેમનાથી ખરતરગચ્છની ચોથી વેગડ શાખા શરૂ થઈ.

વિક્રમના પંદરમા સૈકા સુધી ઉપર જણાવેલા ગચ્છો પૈકી ઘણા ગચ્છો વિદ્યમાન હતા પરન્તુ હાલ તો તપાગચ્છ, સાગરગચ્છ, અંચળગચ્છ, ખરતરગચ્છ, ત્રિસ્તુતિક સૌધર્મબ્રહત્તપાગચ્છ અને પાયચંદગચ્છ–એટલા ગચ્છો જ વિશેષ ખ્યાતિ ધરાવી રહ્યાં છે.

કેટલાક ગચ્છોમાં સહજ માન્યતાભેદ છે પરંતુ તેની ચર્ચા આ પુસ્તકમાં અસ્થાને છે. આ ગ્રંથ–રચનાનો ઉદ્દેશ ઐતિહાસિક ગવેષણા કરવા પૂરતો જ છે. એટલે તેમાં ખંડનાત્મક શૈલી નિરુપયોગી અને બીનમહત્ત્વની ગણાય. ઐતિહાસિક તારતમ્ય કાઢવા સુપ્રયાસ કરવા છતાં, વચ્ચેના કેટલાક પટ્ટધરોનો સંપૂર્ણ ઇતિહાસ ઉપલબ્ધ થઈ શક્યો નથી, અને કેટલીક હકીકત પરત્વે મતભેદ જોવાય છે; પરન્તુ અમો મૂળ લખાણુને જ અનુસર્યા છીએ અને કેટલેક સ્થળે ફુટનોટ આપી વસ્તુને વિશેષ સ્ફુટ કરી છે.

પાટની સીધી પરંપરાએ જે પટ્ટધરો થયા છે તેને લગતો વૃત્તાંત સ્હેજ મોટા (સવાઇ) ટાઇપમાં મુદ્રિત કરવામાં આવ્યો છે, જ્યારે અન્ય પ્રભાવિક આચાર્યોની અવાંતર હકીકતો ઝીણા (પૈકા) ટાઈપમાં મુદ્રિત કરવામાં આવી છે. પટ્ટધરો સિવાય અન્ય સૂરિવરો પણ કંઈ કમ ન હતા, તેઓ યુગપ્રધાનની ગરજ સારે તેવા પ્રભાવિક અને શુદ્ધ ચારિત્રપરાયણ હતા. દરેક યુગપ્રધાનને અવલંબીને વિસ્તૃત રૂપમાં લખવામાં આવે તો પાનાઓનાં પાના ભરાય અને ગ્રંથનું કદ પણ મર્યાદામાં ન રહે તેટલા ખાતર પ્રભાવિક વ્યક્તિના જીવનને અનુલક્ષીને ભોમિયારૂપ નીવડે એવી હકીકતને જ સ્થાન આપવામાં આવ્યું છે. શું જંબૂસ્વામી કે શું ભદ્રબાહુસ્વામી ? શું સ્થૂલભદ્ર કે આર્યસુહસ્તિ ? શું વજ્રસ્વામી કે માનદેવસૂરિ ? શું માનતુંગસૂરિ કે મુનિચંદ્રસૂરિ ? શું સોમપ્રભસૂરિ કે જગચ્ચંદ્રસૂરિ ? શું દેવેન્દ્રસૂરિ કે ધર્મઘોષસૂરિ ? શું સોમસુંદરસૂરિ કે મુનિસુંદરસૂરિ ? શું કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ કે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ ?—આ પ્રભાવિક પુરુષોનાં શાસનોન્નતિનાં કાર્યોને તો સ્વતંત્ર ગ્રંથ જ પૂરતો ન્યાય આપી શકે; પરન્તુ અમારો આ પ્રયત્ન ભવિષ્યના લેખકને દીવાદાંડીની ગરજ સારશે તો પણ અમે કંઇક અંશે કૃતકૃત્ય બનશું.

## આ પટ્ટાવલીની પ્રામાણિકતા—

પટ્ટધરોના વૃતાંતને માટે ઉપલબ્ધ અનેક સાધનો પૈકી આ "તપાગચ્છ પટ્ટાવલીસૂત્ર" પ્રમાણભૂત અને વિસ્તૃત વિવેચનવાળું મનાય છે. વિ. સં. ૧૬૪૮ ના ચૈત્ર

વદિ છઠ્ઠ ને શુક્રવારના રોજ અમદાવાદ નગરમાં જગદ્ગુરુ શ્રીમદ્ હીરવિજયસૂરિ મહારાજના આદેશથી ઉપાધ્યાય શ્રી કલ્યાણવિજય ગણિ, ઉપાધ્યાય શ્રી સોમવિજયજી ગણિ, પંન્યાસ શ્રી લબ્ધિસાગર ગણિ પ્રમુખ ચાર-પાંચ વિદ્વાન્ ગીતાર્થોએ, શ્રી મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી, જીર્ણ પટ્ટાવલી, દુષ્ષમાસંઘસ્તોત્ર વિગેરે પટ્ટધરોના વૃત્તાંતવાળા પુસ્તકો સાથે સરખાવીને, આ પટ્ટાવલીને પ્રમાણભૂત અને વિશ્વસનીય વૃત્તાંતવાળી સાબિત કરી તેને પોતાની સંમતિની મહોર મારી છે.

જૈન સાહિત્યમાં ચરિતાનુયોગને જેટલું મહત્ત્વભર્યું સ્થાન આપવામાં આવ્યું છે તેટલું ભારતવર્ષના અન્ય ધર્મીય સાહિત્યમાં જવલ્લે જ આપવામાં આવ્યું છે. જૈન ધર્મે ચાર અનુયોગ પૈકી ચરિતાનુયોગને વિશેષ બહલાવ્યો છે, કારણ કે દ્રવ્યાનુયોગાદિ બીજા અનુયોગો કરતાં બાળજીવો કથા-વાચનથી સારી રીતે બોધ પ્રાપ્ત કરી જલ્દી સંસ્કારી બની શકે છે. ઇતિહાસનો વિષય અગાધ અને ગહન છે છતાં મર્યાદિત શક્તિ અને મતિ અનુસાર આ ગ્રંથ-સંકલના કરવામાં આવી છે.

અત્યારે ધાર્મિક શિક્ષણક્રમની શૈલી ફેરવવા માટે અવારનવાર લેખો ને ચર્ચાપત્રો આવ્યા કરે છે. જો શિક્ષણ-સંસ્થાના સંચાલકો આવા ઐતિહાસિક સરલ ગ્રંથને અભ્યાસક્રમમાં સ્થાન આપે તો વિદ્યાર્થીગણ ઓછા પ્રયાસે વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે અને ધાર્મિક અભ્યાસ કરતાં જે એક પ્રકારનો કંટાળો છાત્રસમુદાયમાં ઉદ્ભવે છે તે પણ આવા રસિક વાંચનથી દૂર થાય. આ બાબત શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરંસ, શ્રી જૈન શ્વેતાંબર એજ્યુકેશન બોર્ડ, શ્રી જૈન રાજનગર ધાર્મિક ઇનામી પરીક્ષા અને શ્રી જૈન શ્રેયસ્કર મંડળ વગેરે ધાર્મિક શિક્ષણ-સંસ્થાઓ ધ્યાન આપી આ પુસ્તકને અભ્યાસક્રમમાં અપનાવે તે આવશ્યક અને અતિજરૂરી છે.

આ પુસ્તકમાં શ્રી વિજયસેનસૂરિ પર્યન્તના ઓગણસાઠ પટ્ટધરોના વૃત્તાંતો અને બીજી અવાંતર હકીકતો તેમજ દૃષ્ટાન્તો આપવામાં આવ્યા છે. વિદ્વદ્વર્ગના વાચન માટે આખી પટ્ટાવલી મૂળ રૂપમાં મુદ્રિત કરવામાં આવી છે અને બાળજીવોના સરલ બોધને માટે મૂળ, મૂળનો અર્થ, વ્યાખ્યા તેમજ વ્યાખ્યાનો અર્થ પણ આપવામાં આવ્યો છે. પ્રાંતે મહાવીર નિર્વાણ સંવતથી શરૂ કરી વિક્રમના સત્તરમા સૈકા સુધીની સાલવારી પણ આપવામાં આવી છે. ઉપરાંત સરળતા ખાતર વિશેષ નામોને લગતી અનુક્રમણિકા દાખલ કરવામાં આવી છે.

આ રચના તપાગચ્છ પટ્ટાવલી સૂત્રની એક જૂની હસ્તલિખિત પ્રત પરથી કરવામાં આવી છે. પટ્ટાવલીની એ પ્રત તેના અંતમાં જણાવ્યા મુજબ જ્ઞાનવિજય ગણિએ લખી હતી. આ પ્રતને પ્રકાશમાં લાવી પં. શ્રી કલ્યાણવિજયજીએ ખરેખર સાહિ-

ત્યની અમૂલ્ય સેવા બજાવી છે. તે પ્રતની પ્રાચીનતા અને લખાણશૈલી જાણવા માટે તેના એક પૃષ્ઠનો બ્લોક પણ આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યો છે.

પુસ્તકનું કદ વિશેષ વધી ન જાય તે માટે વિજયસેનસૂરિ પછીના પટ્ટધરોનો વૃત્તાન્ત બીજા વિભાગમાં દાખલ કરવા ધાર્યું છે. આ સંબંધમાં વિદ્વજ્જનોને વિજ્ઞપ્તિ છે કે તેમની પાસે આ સંબંધમાં જે જે કંઇ સાધન, માહિતી અથવા પુસ્તકપાના હોય તે મને મોકલી આપવા કૃપા કરે જેથી સંપાદનકાર્યમાં સરલતા થવા સાથે પુસ્તક વધુ સંગીન રૂપમાં બહાર આવે. આ પુસ્તકમાં જે જે કંઇ ત્રુટીઓ યા ખામીઓ જણાય તે ઉદારભાવે મને જણાવવા કૃપા કરે કે જેથી બીજી આવૃત્તિમાં તેને લગતો યોગ્ય સુધારોવધારો થઇ શકે.

આ પુસ્તકના સંપાદનમાં ઘણા ય ગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે જે પૈકી મહત્ત્વના ગ્રંથોની સૂચી પાછળના પાના પર પ્રગટ કરી છે. આ સ્થાને તે તે ગ્રંથોના લેખક તેમજ પ્રકાશકોનો આભાર માનીએ છીએ. આ પુસ્તકના સંપાદનકાર્યમાં આ. શ્રી વિજયનીતિસૂરીશ્વરજીના શિષ્ય પંન્યાસ શ્રી **કલ્યાણવિજયજીએ** અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે. તેમણે તેમના અત્યાર સુધીના આગમાભ્યાસનો નીચોડ આ પુસ્તકમાં ઠાલવ્યો છે અને પુસ્તકને દરેક રીતે ઉપયોગી અને રસિક બનાવવા જહેમત ઉઠાવી છે તે માટે તેમનો પણ હું અત્યંત ઋણી છું. પંન્યાસ શ્રી કલ્યાણ-વિજયજીને આ ગ્રંથના સંપાદનકાર્યમાં "જૈન" ઓફિસમાં કામ કરતા શા. **નરોત્તમદાસ રૂગનાથે** સારી સહાયતા કરી છે. તેમણે પોતાના અનુભવદ્વારા ગ્રંથને સારી શૈલીમાં મૂકવા તેમજ ગ્રંથની ભાષા-રચનાને સુધારવા ઉત્સાહપૂર્વક મહેનત કરી છે. આ ઉપરાંત વયોવૃદ્ધ અનુભવી આગમરસિક સુશ્રાવકશ્રી **કુંવરજી આણંદજીએ** આ પુસ્તકના પ્રૂફ સુધારી આપી સલાહ-સૂચનાપૂર્વક યોગ્ય સહાયતા કરી છે તે માટે તેમનો પણ આ સ્થળે આભાર માનું છું.

આ પુસ્તક પ્રગટ કરવા માટે **શેઠ દલસુખભાઇ ત્રિભોવનદાસે** તેમજ **પ્રભાસપાટણના એક સખી ગૃહસ્થે** ઉદારભાવે આર્થિક સહાયતા આપી આ ગ્રંથને જલ્દી પ્રકાશમાં લાવવા મને જે અનુકૂળતા કરી આપી છે તે માટે તેમનો પણ હું અત્યંત આભારી છું.

અંતમાં એટલું જ જણાવીશ કે આ પુસ્તકને સુંદર રીતે છાપવામાં અને સારા ગ્રેટ-અપની દૃષ્ટિએ આકર્ષક બનાવવામાં આનંદ પ્રેસ-ભાવનગરના માલીક **શેઠ દેવચંદ દામજી** તથા વ્યવસ્થાપક **શેઠ હરિલાલ દેવચંદે** સારી કાળજી ધરાવી છે. તેમના તે કાર્યને માટે તેમને ધન્યવાદ ઘટે છે. ૐ શાંતિ

—પ્રકાશક

## આ ગ્રંથરચનામાં ઉપયોગમાં લીધેલા પુસ્તકોની યાદી

પ્રભાવક ચરિત્ર-ભાષાંતર
પરિશિષ્ટ પર્વ-ભાષાંતર
ત્રિષષ્ઠિશલાકા પુરુષ ચરિત્ર પર્વ ૧૦ મું
ગચ્છમત પ્રબંધ
જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ
બાળ ગ્રંથાવલીની શ્રેણિઓ
ભરતેશ્વર બાહુબલિ વૃત્તિ-ભાષાંતર
વીર વંશાવળી
તત્ત્વાર્થ સૂત્ર
પન્નવણા સૂત્ર ભાષાંતર (પ્રતાકાર)
વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના
જૈન ગ્રંથાવલિ
પ્રબંધચિંતામણિ
ચતુર્વિંશતિ પ્રબંધ
ઉપદેશસાર (પ્રતાકાર)
શોભન મુનિકૃત સ્તુતિચતુર્વિંશતિકા
શ્રીજિનદત્તસૂરિ ચરિત્ર
કવિ ધનપાળ ચરિત્ર
ભોજપ્રબંધ-ભાષાંતર
કુમારપાળ ચરિત્ર
કુમારપાળ રાજાના રાસનું રહસ્ય
શત્રુંજય માહાત્મ્ય
શ્રી હેમચંદ્રાચાર્ય (જૈન ઑફિસ)
માંડવગઢનો મંત્રી પેથડકુમાર
ચત્વારઃ કર્મગ્રંથાઃ
વિવેકમંજરી
આણંદવિમળસૂરિ ચરિત્ર
હીરસૌભાગ્ય કાવ્ય
જગદ્‌ગુરુ કાવ્ય
સૂરીશ્વર ને સમ્રાટ
પટ્ટાવલી સમુચ્ચય
શ્રી જૈન ધર્મ પ્રકાશ ( માસિક )
શ્રી આત્માનંદ પ્રકાશ ( ,, )
શ્રી જૈન સત્ય પ્રકાશ ( ,, ) વિગેરે...વિગેરે

# ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજીનો જીવનપરિચય.

જન્મ વિ. સં. ૧૫૭૯ : દીક્ષા વિ. સં. ૧૫૯૫
સ્વર્ગવાસ વિ. સં. ૧૬૫૩ : સર્વાયુ વર્ષ ૭૪

મોગલસમ્રાટ અકબરના દરબારમાં અનુપમ આદર-સત્કાર પ્રાપ્ત કરનાર જગદ્‌ગુરુ શ્રીમદ્ વિજયહીરસૂરીશ્વરના શાસનકાળ દરમિયાન તપાગચ્છમાં જે અસાધારણ પ્રખર પંડિતો થઇ ગયા છે તેઓમાં ઉપાધ્યાયશ્રી ધર્મસાગરજીનું નામ પણ મૂકી શકાય તેમ છે. તેઓ વિદ્વાન્ હોવા સાથે સ્વસંપ્રદાયના અતિશય અભિમાની હતા. ખોટી વસ્તુનું મિથ્યા પ્રરૂપણ તેમને પસંદ પડતું નહિ તેથી અને તેમના ઉગ્ર સ્વભાવને કારણે તેમને વારંવાર બીજાઓ સાથે વાદમાં ઉતરવું પડતું. તેઓ અતિ નીડર હોવાથી કોઈની પણ શહેમાં દબાતા નહિ તેને પરિણામે નવા નવા ઉદ્‌ભવેલ મત-ગચ્છના ખંડન માટે તેમણે એક પુસ્તકો પણ રચ્યું હતું. વાદવિવાદ કરવાની તેમની શૈલી તેમજ કુશળતા અપૂર્વ હતી અને તેને કારણે તેઓ પોતાના અનેક પ્રશંસકો પ્રાપ્ત કરી શકયા હતા તેમજ પરાજય પામનાર પક્ષમાં અપ્રીતિના ભાજન પણ બન્યા હતા. ઉગ્ર સ્વભાવ અને નગ્ન સત્ય કહી નાખવાની તમન્નાને કારણે અન્ય મતાવલંબીઓ તો તેમના વિરોધી બને તે સ્વાભાવિક છે પરન્તુ તપગચ્છનો કેટલોક સમુદાય પણ તેમનો વિરોધી બન્યો હતો અને તપાગચ્છાધિપતિ શ્રી વિજયદાનસૂરિને તેમના કેટલાક ગ્રંથો ( કુમતિમતકુદ્દાલ વિગેરે ) જળશરણ કરાવવા પડ્યા હતા.

તેમનો સમય પક્ષાપક્ષીનો અને વાડા-વાડીનો હતો. પોતાના મનમાં આવે તેવી પ્રરૂપણા કરી જુદો ચોકો જમાવવામાં આવતો. ધીમે ધીમે સંગઠનનું બળ તૂટતું ગયું અને નિર્નાયક જેવી પરિસ્થિતિ જન્મી. ખૂદ શ્વેતાંબર મૂર્તિપૂજકમાંથી જુદા પડી લુંકામત, બીજામત વિગેરે નૂતન મતો પ્રગટ્યા. શ્વેતાંબર સંપ્રદાયમાં પણ ખરતર અને તપાગચ્છ વચ્ચે વિરોધનો વંટોળ વધી પડ્યો. ઉપાધ્યાયશ્રી ધર્મસાગરજીએ તપાગચ્છ જ સાચો અને શુદ્ધ છે અને બાકીના

બીજા ગચ્છો–મતો વાંધાવાળા છે એમ પ્રતિપાદન કરવા માટે તત્ત્વતરંગિણી, પ્રવચન-પરીક્ષા અને કુમતિમતકુદ્દાલ જેવા ગ્રંથોની રચના કરી. વિ. સં. ૧૬૧૭ માં " અભયદેવસૂરિ ખરતરગચ્છના ન હતા " એ સંબંધમાં પ્રબળ ને પ્રખર વાદ કરી પોતાનો પક્ષ મજબૂત કર્યો હતો. આ ચર્ચા પછી તેમના પ્રત્યે પ્રગટ રીતે વિરોધ વધી પડ્યો અને ખળભળી ઊઠેલ વાતાવરણને શાન્ત કરવા ગચ્છનાયક શ્રી વિજયદાન-સૂરિને યોગ્ય પગલાં લેવાં પડ્યાં.

આધુનિક સમયે વિદ્વાન વર્ગ ખંડન–મંડનની દલીલો પ્રત્યે વધુ રસ ધરાવતો નથી તેમજ આવી દૃષ્ટિએ થયેલ ગ્રંથ–રચનાની કિંમત પણ નજીવી ગણે છે, પરન્તુ તાત્ત્વિક દૃષ્ટિએ તપાસ કરવામાં આવે તો આપણને ખરેખર સમજાશે કે કેટલીક વખતે ઉપાધ્યાય શ્રી ધર્મસાગરજી જેવી પ્રકૃતિવાળા પુરુષો અને તેમના વિચારો પોતાની આમ્નાયને અને જનસમાજને વિશેષ અનુકૂળ થઈ પડ્યા છે. પાશ્ચિમાત્ય પ્રજાના સહચાર અને સંસર્ગથી આપણામાંથી ધર્માભિમાન ઓસરતું ગયું છે અને તેને પરિણામે આપણે લાગણીશૂન્ય અને ધર્માભિમાન વિનાના બન્યા છીએ.

ઉપા૦ શ્રી ધર્મસાગરજી જાતે ઓસવાલ હતા અને લાડોલ તેમનું નિવાસસ્થાન હતું. તેમણે પોતાના મોસાળ મહેસાણામાં વિ. સં. ૧૫૯૫માં સોળ વર્ષની વયે પવિત્ર ભાગવતી દીક્ષા અંગીકાર કરી હતી. શ્રી વિજયદાનસૂરિ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યા બાદ શ્રી વિજયહીરસૂરિજીની સાથે ન્યાયનો અભ્યાસ કરવા **દેવગિરિ** ગયા હતા. તેમની પ્રજ્ઞા અતિ પ્રકૃષ્ટ હતી તેથી ધીમે ધીમે આગળ વધી તેમણે સ્વગુરુ પાસેથી ઉપાધ્યાય પદવી પ્રાપ્ત કરી હતી. તેમના જીવનનો કડિબદ્ધ ઇતિહાસ મળતો નથી પરન્તુ " **ખરતર તપા ચર્ચા** "* નામની એક ત્રુટક પ્રતને આધારે કેટલાક જીવનપ્રસંગો અહીં આળેખવામાં આવે છે.

પંન્યાસ હીરહર્ષ અને પં. રાજવિમળ ગણિએ આવીને શ્રીપૂજ્યને વાંદ્યા ત્યારે તેમણે પૂછ્યું કે 'ધર્મસાગર કેમ આવ્યા નથી ?' પં. રાજવિમળે કહ્યું કે 'પાછળથી આવશે.' આ પ્રમાણે સાંભળી હીરહર્ષે કાગળ લખીને ધર્મસાગરને તેડાવ્યા. ધર્મ-સાગર વિહાર શરૂ કરી નાડલાઈથી પાંચ ગાઉ છેટે નાવી પહોંચ્યા. પં. ધર્મસાગર અને પં. સિંહવિમળ આગળ ચાલ્યા ત્યારે એક દુર્ગા બોલી. તેને શુભ શુકન માની બંને પંડિતો આગળ વધ્યા તેવામાં એક ભિલ્લ બોલ્યો કે 'હે સંતપુરુષ ! આ દુર્ગા એમ કહે છે કે જે મોટો યતિ–સાધુ છે તેને ગુરુ મોટી પદવી આપી નવાજશે અને જે નાનો છે તેનો તિરસ્કાર કરશે.' આ પ્રમાણે સાંભળી તેઓ બંનેએ વિહાર ચાલુ રાખ્યો અને નાડલાઈ આવી શ્રીપૂજ્યને વાંદ્યા. બાદ તેઓ બંને ખામણા કરવા ઊભા થયા ત્યારે

*આત્માનંદ પ્રકાશ, પુ. ૧૫મું. કાર્તિક માસના ચોથા અંકમાં પ્રગટ થયેલ છે. તેના સંપાદક શ્રી જિનવિજયજી છે.

ધર્મસાગરને ખામણા કરાવ્યા પણ સિંહવિમળને કરાવ્યા નહિ એટલે સંઘની અને ધર્મસાગરની વિનતિથી તેમને પણ ખામણા કરાવ્યા. પછી વાજતેગાજતે દેરાસર પધાર્યા અને તે દિવસે પુષ્ય નક્ષત્ર જાણી શ્રીપૂજ્યે ધર્મસાગર, હીરહર્ષ તેમજ રાજવિમળને ઉપાધ્યાય પદવી આપી.

બાદ સંઘની વિનતિથી કોઇને આચાર્યપદ આપવાનો પ્રશ્ન શ્રીપૂજ્યજી પાસે આવ્યો ત્યારે તેમણે ઉપાધ્યાય ધર્મસાગરની સલાહ માગી. ધર્મસાગરે હીરહર્ષ(હીરવિજયસૂરિ)નું નામ સૂચવ્યું એટલે રાજવિમળને ધર્મસાગર પ્રતિ રોષ ઉપજ્યો. શ્રીપૂજ્યનો પ્રેમ રાજવિમળ. પર હતો પરન્તુ ધર્મસાગરની સલાહથી હીરહર્ષને શીરોહીમાં આચાર્યપદ અર્પણ કરવામાં આવ્યું.

× × × × ×

એકદા બહોળા કુટુંબપરિવારવાળો વડીપોસાલનો શ્રાવક ધનજી મનજી શ્રીપૂજ્ય, વિજયહીરસૂરિ તથા ઉપા૦ ધર્મસાગર પાસે આવી બેઠો ને પ્રશ્ન કર્યો કે–" શ્રી જિનમંદિરમાં સત્તર ભેદે પૂજા કરતા વચમાં જે સંગીત (પૂજા) ગાઇએ છીએ તેમાં તીર્થંકરની આશાતના નથી થતી ? ગુરુ કરતાં તીર્થંકર મોટા છે અને તેથી ગૌણપાત્ર ગુરુને વાંદવાથી તેમની આશાતના ન થાય ? " આ પ્રશ્ન સાંભળી ઉપા૦ શ્રી ધર્મસાગરે તેને પૂછ્યું કે–" આ તમારો સંદેહ તમારા ગુરુએ ભાંગ્યો કે નહિ ? " ત્યારે ધનજીએ કહ્યું કે–" મારા ગુરુએ શાસ્ત્રાનુસારે કંઇ પણ જવાબ ન દીધો. વળી ઘણી પોશાલમાં જઇ આવ્યો પણ કોઇએ શંકા દૂર ન કરી ત્યારે તમારી પાસે આવ્યો છું."બાદ ઉપાધ્યાયશ્રીએ પૂછ્યું કે 'તમે જિનમંદિરમાં ગુરુને વાંદો, પૂજો કે સ્તવો ખરા?' ત્યારે તેણે ના કહી એટલે " जावंत केवि साहू"નો પાઠ બતાવી ઉપાધ્યાયશ્રીએ જણાવ્યું કે–" તમે તો ના કહો છો પણ ઉપરોક્ત સૂત્રદ્વારા નમસ્કાર તો કરો છો." પછી સ્પષ્ટ રીતે સમજાવવાથી તે શ્રાવક ધનજી ધર્મસાગરજીનો પરમ રાગી બન્યો અને પોસાલનો ત્યાગ કરી ઉપાશ્રયે આવવા લાગ્યો.

× × ×

એક વાર શ્રી વિજયદાનસૂરિ પાસે કોઇએક કડવામતીનો શ્રાવક આવ્યો અને કહેવા લાગ્યો કે–'જે યતિ હોય તે તો સ્મશાનભૂમિ, ઉદ્યાન અથવા તો શૂન્ય ઘરમાં રહે, પરંતુ વસતીના મધ્ય ભાગમાં ન વસે.' એ સાંભળી પાસે બેઠેલા ધર્મસાગરજીએ કહ્યું કે–'હે દેવાનુપ્રિય ! યતિને બારણા વિગેરે હોય તેવા સ્થાનમાં રહેવાનું આગમમાં ફરમાન કર્યું છે.' ત્યારે તે શ્રાવક બોલ્યો કે–' જો તેવો પાઠ હોય તો દેખાડો. તેવો પાઠ મળશે તો હું મારું મંતવ્ય ફેરવીશ.' એટલે ઉપાધ્યાયજીએ જ્ઞાતાધર્મકથાસૂત્રમાંથી મેઘકુમારનો વૃત્તાંત બતાવ્યો. તેમાં મેઘકુમારે બારણા પાસે સંથારો કર્યાનું લખાણ હતું. બાદ ઉપાધ્યાયજીએ તેને સમજાવ્યો કે–'જો યતિઓએ અરણ્યમાં જ રહેવાનું ફરમાન હોય તો બારણું કયાંથી સંભવી શકે ?' આવા આગમપાઠથી કડવામતી શ્રાવક

પ્રતિબોધ પામ્યો અને સ્વગચ્છનો ત્યાગ કરી તપાગચ્છનો અનુયાયી બન્યો. બાદ તેણે રાધનપુર જઈ પોતાના સમસ્ત સ્વજનવર્ગને સમજાવ્યો અને રાધનપુરના સંઘે પણ ચાતુર્માસ માટે ઉપાધ્યાયજીને પ્રાર્થના કરી. ત્યાંના ચાતુર્માસને પરિણામે કડવામતીના અનુયાયી ઘણા કુટુંબો તપગચ્છની આમ્નાયમાં આવ્યા.

× × ×

બીકાનેરમાં "દેવો" નામનો ખરતર ગચ્છનો મુખ્ય શ્રાવક હતો. તે નિત્યાનિત્યની ચર્ચામાં ઘણો પ્રવીણ હતો. તેણે ઘણા યતિઓ સાથે ચર્ચા કરી પણ કોઇ તેનો પ્રતીકાર કરી શક્યું નહિ. પછી તે નાગોરી લુંકાગચ્છની પ્રરૂપણા કરવા લાગ્યો. આ મતનું એવુ વિધાન છે કે–' કેવળી કંઇ જાણે અને કંઇ ન પણ જાણે.' આ પ્રમાણે પ્રરૂપણા કરતાં કરતાં તેણે અઢીસો જેટલા પોતાના અનુયાયી બનાવ્યા. બાદ તેણે તપગચ્છના કોઇ કોઇ સાધુ સાથે ચર્ચા શરૂ કરી પણ કોઇ જવાબ આપી શક્યું નહિ ત્યારે બીકાનેરના તપગચ્છના સંઘે શ્રી વિજયદાનસૂરિને લખી જણાવ્યું કે "આપણા ગચ્છમાંથી જો દેવાને જવાબ દેવામાં નહિ આવે તો શ્રાવક–શ્રાવિકાઓ તેના મિથ્યા મતમાં ભળતા જશે, માટે આ બાબતમાં યોગ્ય કરશો." આ ઉપરથી વિજયદાનસૂરિએ ધર્મસાગરને તેડાવ્યા અને તેમને બીકાનેર મોકલ્યા. ઉપાધ્યાયજી પુષ્કળ પુસ્તકના સંગ્રહ સાથે પ્રયાણ કરી દેવાને વાદમાં નિરુત્તર કર્યો અને તપગચ્છનો જય જયકાર વર્તાવ્યો.

× × ×

બાદ વિહાર કરીને તેઓ કુણેર ગામમાં પધાર્યા. ત્યાં ખરતરગચ્છની એક સાધ્વીએ આવી ઉપાધ્યાયજીને વાંદીને ખામણા કર્યા ત્યારે ધર્મસાગરજીએ તેને પૂછ્યું કે 'તમારી સાથે કોણ યતિ–સાધુ છે ?' એટલે સાધ્વી બોલી કે–'અમારા ગચ્છની સાધ્વી યતિ સંગાથે વિહાર કરતી નથી. સાથે માત્ર એક ભોજકને રાખે છે.' આ પ્રમાણે સાંભળી ઉપાધ્યાયજીએ વિચાર્યું કે **વ્યવહાર સૂત્રવૃત્તિ** તેમજ **ઠાણાંગસૂત્રવૃત્તિમાં** સાધ્વીને સાધુ સંગાથે વિહાર કરવાનું કહ્યું છે તે પ્રમાણે આ સાધ્વીઓ કરતાં નથી માટે ખરતરગચ્છની સમાચારી તપાસવી પડશે. પછી સમાચારી જોવા માંડી તો ત્રણ સો ને સાઠ બોલનો ફેર જણાયો. સિદ્ધાંત કરતા આટલી બધી ભિન્નતા જાણી તેમણે ગુરુમહારાજ શ્રી વિજયદાનસૂરિને લખી જણાવ્યું ત્યારે તેમને પ્રત્યુત્તર મળ્યો કે ' સર્વમત–ગચ્છોની સમાચારી તપાસો.' આ આજ્ઞા પ્રમાણે તેમણે પુનમીયા પ્રમુખ અન્ય ગચ્છીય સમાચારી તપાસવા માંડી તો સર્વ જિનાગમથી વિરુદ્ધતાળી જણાણી.

× × ×

પછી તેઓ ત્યાંથી **મેડતે** પધાર્યા. ત્યાંના સંઘે અપૂર્વ સામૈયું કર્યું. ચાતુર્માસ પણ ત્યાં જ કર્યું. આ ગામમાં ઓસવાલ જ્ઞાતિનો મુખ્ય શ્રાવક **ફલ્યાણ** સોનાની કટારી

બાંધી, કીંમતી વસ્ત્ર પહેરી, માથે માત્ર ફાળિયું બાંધીને જ પ્રતિદિન વ્યાખ્યાન સાંભળવા આવતો હમેશાં પ્રતિક્રમણ કરતો અને પાખીને દિવસે પોસહ પણ કરતો. એકદા તે મધ્યાહ્નને વાંદવા આવ્યો ત્યારે ઉપાધ્યાયજીએ તેને પૂછ્યું કે 'તમે માથે પાઘડી કેમ બાંધતા નથી. શું તમારે કોઇ પણ જાતનો અભિગ્રહ છે ?' ગુરુના આ પ્રશ્નથી તેણે જણાવ્યું કે 'રાજા શ્રીમાલ દેવની રાજસભામાં મેં પ્રતિજ્ઞા કરી છે કે મંત્રી સહસમલને માર્યા પછી જ માથે પાઘડી બાંધુ.' ગુરુએ પૂછ્યું કે 'આવી પ્રતિજ્ઞા કર્યાને કેટલા વર્ષ થયાં ?' ત્યારે તેણે જવાબ આપ્યો કે 'પચીશ વર્ષ.' આ ઉપરથી ઉપાધ્યાયજીએ જાણ્યું કે શ્રાવક કલ્યાણ મહાક્રોધી જણાય છે. પછી તેને ઘણા દાખલા-દષ્ટાન્તોપૂર્વક ક્રોધનો ત્યાગ કરવા સમજાવ્યો છતાં પણ તે કોઇ રીતે સમજ્યો નહિ.

એકદા પ્રહરરાત્રિ વ્યતીત થઇ ત્યારે મંત્રી સહસમલ રાજસભામાંથી પરવારીને ઉપાશ્રયે આવ્યો. સર્વે સાધુઓએ સંથારો કર્યો હતો અને ઉપાધ્યાયજી કોઇ શિષ્યને શાસ્ત્રપાઠ શિખવી રહ્યા હતા. કમાડ ઉઘાડીને મંત્રીએ પ્રવેશ કરી ગુરુને વાંદ્યા. બાદ ગુરુએ તેમને જણાવ્યું કે 'તમારે માથે દુશ્મન છે તો તમે મોડી રાત્રિએ એકલા કેમ જાવ-આવ કરો છો ?' ત્યારે મંત્રીએ પૂછ્યું કે-'મારે કોણ દુશ્મન છે ?' ત્યારે તેમણે કલ્યાણની વાત કહી સંભળાવી. દેવાનુયોગે કલ્યાણ તે દિવસે પડિક્કમણું કરીને ઉપાશ્રયમાં જ સૂતો હતો.તે આ વાત સાંભળતાં જાગી ઊઠ્યો અને ગુરુને ઠપકો આપી પોતાને ઘરે ચાલ્યો ગયો. સવારે ફક્ત જિનમંદિરે દર્શન કરી જમવા બેઠો ત્યારે તેની સ્ત્રીએ પૂછ્યું કે-'ઉપાધ્યાયજીને વાંદી આવ્યા ?' છતાં તેણે કંઈ જવાબ ન આપ્યો એટલે આગ્રહ કરતાં તેણે રાત્રિનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે-'સાધુપુરુષ સાથે રાગદ્વેષ ન કરીએ.' એવી રીતે તેને ઘણી રીતે સમજાવવામાં આવ્યો પણ ટેકીલો કલ્યાણ એકનો બે ન થયો. હવે તેણે ઉપાશ્રયે આવવું જ બંધ કર્યું. સામાયિક, પ્રતિક્રમણ વિગેરે ધાર્મિક ક્રિયા ઘરે જ કરવા માંડી. સંઘ પણ વિનતિ કરવા આવી ગયો છતાં તે કોઇ રીતે ન માન્યો. તેને પ્રતિબોધવા ઉપાધ્યાયજીએ વિમલસાગર ગણિને મોકલ્યા તો પણ તેણે પોતાનો નિશ્ચય ન જ ફેરવ્યો.

કલ્યાણ શ્રીમંત અને ગણનાપાત્ર વ્યક્તિ જેવો હોવાથી આ પ્રસંગનો લાભ લેવા પુનમીયા, ખરતર, અંચલીયા, લુંકા વિગેરે દશ મતના શ્રાવકો કલ્યાણ પાસે ગયા અને જણાવ્યું કે 'ઉપાધ્યાય ઉગ્ર સ્વભાવના છે. તમારે અને તેને મેળ જામ્યો નહિ પણ અમારા ઉપાશ્રયે પધારો. અમારું અને તમારું કલ્પસૂત્ર એક જ છે. વિગેરે વિગેરે' આ વચન સાંભળી કલ્યાણે રોષપૂર્વક જવાબ આપ્યો કે "વાણીયો મહાજનથી રીસાણો હોય તો પણ ઢેઢની શ્રેણીમાં જઇને ન બેસે તેમ તમે ઉત્સૂત્રભાષી હોવાથી મહાવીરશાસનના દુશ્મન છો. તમારા મુખથી કલ્પ-સૂત્ર સાંભળું તો મારો સંસાર વિશેષ વધે." આ વાત ઉપાધ્યાયજીના કાને આવી

અને તેમને કલ્યાણની ધર્મદ્રઢતા માટે અતીવ માન ઉપજ્યું. તેમણે વિચાર્યું કે મહાવીરના આવા દ્રઢ ભક્તને ખમાવ્યા વિના સંવત્સરી પ્રતિક્રમણ કરવું ઉચિત નહીં એટલે સંવત્સરીને દિવસે ચૈત્યપરિપાટી કર્યા પછી સાંજના સંવત્સરી પ્રતિક્રમણ માટે વિમલસાગરને ભલામણ કરીને તેઓ કલ્યાણના ગૃહે આવ્યા. કલ્યાણે, તેની સ્ત્રી અને ચાર પુત્રો સાથે પોસહ કર્યો હતો. તેની સ્ત્રીએ ગુરુઆગમન જાણ્યું એટલે ગુરુને તેડી લાવવા દાસીને હુકમ કર્યો, પુત્રની ચારે વહુઓ પણ આવી પહોંચી; પરન્તુ કલ્યાણે તો દાદરો ને કમાડ દઈ દીધાં. બાદ ઘણી મથામણ પછી ચારે પુત્રો તેમ જ કુટુંબીઓ કલ્યાણને ઉપાડીને ગુરુ સમક્ષ લાવ્યા; છતાં પણ તેણે ગુરુને ન વાંદ્યા કે ન તેમના પ્રત્યે નજર સરખી પણ કરી.

ઉપાધ્યાયજીએ તો ઉપદેશ આપવો શરૂ કર્યો. સમતા રસના સિંચનથી આખરે કલ્યાણ પીગળ્યો અને બધા સાથે ઉપાશ્રયે આવ્યો. દેવ વાંદી પડિક્કમણું કર્યું. ક્ષમાપનાના અવસરે ઉપાધ્યાયજીએ સર્વ સંઘની સમક્ષ કલ્યાણને ખમાવ્યો. તેણે પણ ગુરુને ખમાવ્યા. આ પ્રસંગે કલ્યાણને એક બીજો વિચાર સ્ફુર્યો કે—'તપાગચ્છના ઉપાધ્યાયજી જેવા મને ખમાવે છે અને તેના વિના સંવત્સરી પ્રતિક્રમણની સફળતા માનતા નથી તો પછી મારે સહસ્રમલ સાથે શા માટે વેર રાખવું ?' આમ વિચારી ઉલટથી તેણે સહસ્રમલને પણ ખમાવ્યો અને વળતે દિવસે બંને એક ભાણામાં બેસી સાથે જમ્યા.

ધીમે ધીમે આ વાત શ્રીમાલદેવને કાને ગઈ. તેને ઉપાધ્યાયજીની શક્તિ માટે માન ઉપજ્યું અને તેમને રાજમહેલમાં બોલાવી ધર્મગોષ્ઠી કરી. રાજા ઉપાધ્યાયની વાગ્ધારાથી આશ્ચર્ય પામ્યો અને ધર્મહિતનાં કાર્યો કર્યાં. પછી વાજતેગાજતે ઉપાધ્યાયજી ઉપાશ્રયે પધાર્યા.

× × ×

ઉપાધ્યાયજીએ " श्री ऋषभदेवपदाम्बुजयामलम् " એ પ્રમાણેનું અઠ્ઠાવીશ કાવ્યવાળું સ્તોત્ર બનાવ્યું. પછી કેટલાક શ્રાવકને તે શીખવ્યું. કોઇ શ્રાવકે કોઇ એક મહાત્માને તે બતાવ્યું ત્યારે તે જોઈને તેઓ બોલ્યા કે—'ઉપાધ્યાયજી તર્કશાસ્ત્ર ભણ્યા છે પણ વ્યાકરણ ભણ્યા જણાતા નથી. સ્તોત્રમાં વ્યાકરણદોષ છે.' શ્રાવકે આવીને તે વાત ઉપાધ્યાયજીને જણાવી. ઉપાધ્યાયજીએ તે સ્તોત્ર પર વૃત્તિ રચીને તે પ્રત તે મહાત્મા પર મોકલાવી આપી, જે વાંચીને ઉપાધ્યાયજીની વિદ્વત્તા માટે તે મહાત્મા પુરુષને અતીવ માન ઉપજ્યું.

× × ×

ખરતરગચ્છના ધનરાજ નામના સાધુએ પહેલાં હા કહ્યા પછી ધર્મસાગર સાથે

વાદ કરવાની ના કહી એટલે ખરતરગચ્છીય શ્રાવકોએ તેને કહ્યું કે-'તું અમારો તેડાવ્યો અહીં આવી હવે ના કેમ પાડે છે?' ત્યારે ધનરાજે કહ્યું કે 'હું અહીં ઉપાધ્યાયજી સાથે ચર્ચા કરી શકીશ નહિ. જેસલમેર તેમજ બીકાનેરમાં આપણાં ગ્રંથભંડારો છે ત્યાં આપણી કારી ફાવશે.' એમ કહીને તે પાટણ તરફ ચાલ્યો. ઉપાધ્યાયજીને આ સમાચાર મળતાં તેમણે વિમળસાગરને પાછળ મોકલ્યા ને સાથે સૂચના આપી કે 'આણ દઇને પણ તે ધનરાજને પાટણમાં જ રોકી રાખો હું પાછળ આવું છું.' ધનરાજ, કોઇ રીતે વાદમાં જીતી શકે તેમ નહોતો તેથી તેણે પ્રપંચથી કામ લેવાનું વિચાર્યું. તેણે પોસાલમાં જઇને સર્વ મહાત્માને કહ્યું કે—'હું તમને જેસલમેરની કાંબળી આપીશ. ઉપાધ્યાયજી સાથે મારે અભયદેવસૂરિ સંબંધી ચર્ચા થવાની છે તો તમે મારો પક્ષ કરશો.' બધાએ હા ભણી એટલે ધનરાજે ઉપાધ્યાયજીને કહેવરાવ્યું કે—'આપણે અભયદેવસૂરિ સંબંધી ચર્ચા કરશું.' જવાબમાં ઉપાધ્યાયજીએ કહેવરાવ્યું કે-'અમો પણ એ માટે જ અહીં પાટણ આવ્યા છીએ. જો અભયદેવસૂરિ ખરતર સાબિત થાય તો ખરતરની સમાચારી સાચી, નહિં તો જૂઠી સમજવી.'

ઉપાધ્યાયજીએ પાટણમાં વડીપોસાલનો અને લઘુપોસાલનો ભંડાર જોયો. વડીપોસાલમાંથી "ઉત્સૂત્રકુંદકુદ્દાલ" નામનો ગ્રંથ મળી આવ્યો અને તેમાં પુનમીઆ, ખરતર, અંચળીઆ, સાર્ધપુનમીઆ, આગમીઆ-એ પાંચે નૂતન પથોનો મૂળ વૃત્તાંત નીકળ્યો. તે ગ્રંથ લખાવી લીધો અને પાટણના સંઘની પાસે તે વાંચી સંભળાવ્યો. આ હકીકત સાંભળી ખરતરો ગુસ્સે થયા અને ઉપાધ્યાયજીને ફજેત કરવા એક પ્રપંચ રચ્યો. ખંભાતમાં રહેલ શ્રી વિજયદાનસૂરિ પર તેમણે એક છૂપો પત્ર લખ્યો ને તેમાં જણાવ્યું કે-"અમે તમને વાંદીએ છીએ, પૂજીએ છીએ. ખરતરગચ્છ ને તપાગચ્છ તો જિનશાસનની ડાબી-જમણી આંખ છે. 'અભયદેવસૂરિ ખરતર છે' એવું જો તમે લખી આપો તો આપણો પરસ્પર કલેશભાવ મટી જાય." આ છૂપા પ્રપંચની વાત ધર્મસાગરજીના કાને આવી એટલે તેમણે પણ સંઘવી શિવા પ્રમુખ શ્રાવકગણને બોલાવી હકીકત સમજાવી એક પત્ર લખીને જલ્દીથી વિજયદાનસૂરિ પ્રત્યે રવાના કર્યો. તેમાં તેમણે લખ્યું કે-'મેં શ્રીમાન્ મુનિસુંદરસૂરિ પ્રમુખ પટ્ટધરોના ગ્રંથ તપાસ્યા છે અને તેમાં જણાવ્યું છે કે અભયદેવસૂરિ ખરતર નથી, માટે તમે વિચારીને ખરતરગચ્છના શ્રાવકોને દખૂલાત લખી આપજો.'

ખરતરે મોકલાવેલ પત્ર પહેલો પહોંચ્યો. ખરતરોએ ગુરુની અતીવ પ્રશંસા કરીને પૂછ્યું કે-'હે ગુરુદેવ! અભયદેવસૂરિ કયા ગચ્છમાં થયા?' વિજયદાનસૂરિએ કહ્યું કે-'લોકોક્તિ તો ખરતરની છે.' એટલે તેઓ બોલ્યા કે: 'ગુરુદેવ! એટલું આપ લખી આપો.' હીરવિજયસૂરિએ પણ લખી આપવામાં સંમતિ આપી પણ ગુરુદેવે કહ્યું કે-'હમણાં હું ધ્યાનમાં બેઠું છું, પછી લખી આપીશ.' ખરતરો પાછા

મધ્યાહ્ને આવ્યા અને લખી આપવા જણાવ્યું તે સમયે ઉદયકરણ પાસદત્ત પ્રમુખ શ્રેષ્ઠીઓએ વિજયદાનસૂરિને પૂછ્યું કે–' પાટણથી ઉપાધ્યાયજીનો કાગળ આવ્યો છે ? ' ગુરુએ કહ્યું કે–' કંઇ સમાચાર નથી. ' એટલે શ્રાવકોએ કહ્યું–' ઉપાધ્યાયજીનો પત્ર આવવા દ્યો, પછી વિચારીને જવાબ આપજો. ' સાંજે ઉપાધ્યાયજીનો પત્ર આવ્યો અને તેમાં સર્વ વસ્તુ વિગતવાર જણાવી હતી. તે પત્ર વાંચતાં જ વિજયદાનસૂરિને ખરતરોનો પ્રપંચ સમજાયો ને પોતાને જણાયું કે પોતે કબૂલાત લખી આપી હત તો મોટી ભૂલ જ થાત. સવારે ખરતરો આવ્યા ત્યારે 'અભયદેવસૂરિ ખરતર હતા' એ પ્રમાણે લખી આપવાની ચોખ્ખી ના પાડી. બાદ પાટણમાં આ બાબત વાદ–વિવાદ ચાલતાં ઉપાધ્યાયજીનો વિજય થયો હતો.

× × ×

ઉપાધ્યાયજીનો શિષ્ય સમુદાય પણ વિપુળ હતો. તેમનામાં વાદવિવાદ કરવાની શક્તિ ઉપરાંત ગ્રંથ–રચનાની પણ અપૂર્વ વિદ્વત્તાવાળી શક્તિ હતી અને તેને પરિણામે તેમણે નીચેનાં ગ્રંથો રચ્યાં હતા.

- ઔષ્ટ્રિકમતોત્સૂત્ર દીપિકા,
- પ્રવચન પરીક્ષા યાને
- કુપક્ષકૌશિકાદિત્ય સવૃત્તિ
- કલ્પસૂત્રકિરણાવલી
- પર્યુષણ શતક
- વર્ધમાનદ્વાત્રિંશિકા
- તત્ત્વતરંગિણી વૃત્તિ
- ઈર્યાપથિકા ષટ્ત્રિંશિકા
- જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ ટીકા
- તપાગચ્છ પટ્ટાવલી (પ્રસ્તુત પુસ્તક)
- સર્વજ્ઞશતક સવૃત્તિ

તેઓ વિ. સં. ૧૬૫૩ માં ખંભાત નગરમાં કાર્તિક શુદિ નવમીને દિવસે શાસનની અવિરત સેવા બજાવી સ્વર્ગવાસી થયા.



# સંપાદકનો સંક્ષિપ્ત પરિચય.

જન્મ વિ. સં. ૧૯૫૦ ચૈત્ર શુદિ ૧૩ રાધનપુર
દીક્ષા વિ. સં. ૧૯૬૯ મહા વદિ ૧૦ થરથર
વડી દીક્ષા વિ. સં. ૧૯૬૯ વૈશાખ શુદિ ૩ વીરમગામ
ગણિપદ વિ. સં. ૧૯૮૭ કાર્તિક વદિ ૫ કપડવંજ
પંન્યાસપદ વિ. સં. ૧૯૮૭ કાર્તિક વદિ ૮ કપડવંજ

**રાધનપુર** એ જૈનપુરી કહેવાય છે. ધાર્મિક ક્રિયારુચિ તથા શ્રદ્ધાસંપન્ન શહેર તરીકે રાધનપુર સૈકાઓથી પ્રસિદ્ધિ પામેલ છે. આ ઉપરાંત એક સખાવતી શહેર તરીકે પણ તે હાલમાં જનતાની જીભે રમી રહ્યું છે. રાધનપુરે જેમ સખાવતી ગૃહસ્થો જન્માવ્યા છે તેમ ધાર્મિક ક્ષેત્રમાં સુંદર કાર્ય કરી શકે તેવા અધ્યાત્મપરાયણ આત્માઓ પણ પ્રગટાવ્યાં છે. પંન્યાસ શ્રી **કલ્યાણવિજયજી** મહારાજ પણ આ જ રાધનપુરના વતની હતા.

સંવત્ ૧૯૫૦ ના ચૈત્ર શુદિ ૧૩ (મહાવીર જયંતિદિન) ના રોજ તેમનો જન્મ થએલ. પિતાશ્રીનું નામ **બુધરભાઇ** અને માતાજીનું નામ **હસ્તુબાઈ** હતું. તેમનું સંસારીપણાનું નામ **કાનજીભાઇ** હતું. કાનજી-ભાઈની ૭ વર્ષની ઉમરે તેમને વહાલસોયા માતાપિતાનો વિયોગ થયો અને તેમના ઉછેરનો ભાર તેમના કાકા **નાગરદાસ** પર આવી પડ્યો. યોગ્ય વય થતાં તેઓ અમદાવાદ ગયા અને **શેઠ મનસુખભાઇ ભગુભાઇ**ની સ્કૂલમાં વ્યાવહારિક તેમજ ધાર્મિક કેળવણી લેવી શરૂ કરી. ધાર્મિક શિક્ષક **બાલાભાઇ કકલભાઇ**ને કાનજીભાઈ સરળ સ્વભાવી અને આત્મપરાયણ વૃત્તિવાળા જણાયા એટલે પૂર્ણ પ્રેમથી ધાર્મિક અભ્યાસ કરાવ્યો અને કર્મગ્રંથ સુધીનું જ્ઞાન આપ્યું. તેમના કુટુંબ પરિવારમાં સામાન્ય રીતે ધાર્મિક સંસ્કાર ઓછા હતા પરંતુ પૂર્વ પુન્યાનુયોગે કાનજીભાઇ બાલવયથી જ ધર્માનુરાગી બન્યા હતા. પ્રતિદિન પૂજા, સામાયિક, પ્રતિક્રમણ અને પર્વદિવસે પૌષધ એ તેમને માટે નિત્ય-

કર્મ જેવાં થઇ ગયાં હતાં. આ ઉપરાન્ત સાતે વ્યસન તેમજ અભક્ષ્યભક્ષણ-નો તેમણે ત્યાગ કર્યો હતો.

કાનજીભાઇની યોગ્ય વય થતાં તેમને લગ્ન-ગ્રંથીથી જોડવા તેમના સ્વજન સંબંધીઓ પ્રયાસ કરવા લાગ્યા પરન્તુ કાનજીભાઇને તો સંસાર પ્રત્યે નિર્વેદ પ્રગટ્યો હતો. આગમાભ્યાસને કારણે તેમને સંસાર સારરહિત સમજાયો હતો એટલે સંસારની અસારતાવાળી જંજાળમાં ફસાવા કરતાં સંયમી જીવન ગુજારી મનુષ્યજીવનની સાર્થકતા સાધવાનું તેમણે પસંદ કર્યું. દુનિયાના ત્રિવિધ (આધિ, વ્યાધિ ને ઉપાધિ) તાપથી ન્યારા જ રહેવાનો નિર્ણય કરેલો હોવાથી તેમણે વિવાહસંબંધનો ઇન્કાર કર્યો અને સંયમીજીવન જીવવાની શરૂઆત કરી. ધીમે ધીમે સાધુજીવનને લગતો અનુભવ પ્રાપ્ત કરી તેઓએ સં. ૧૯૬૯ ના માહ વદિ ૧૦ ને રોજ ઓગણીશ વર્ષની વયે અમદાવાદ પાસેના **થરથર** નામના ગામમાં આચાર્યશ્રી **વિજયહર્ષસૂરીશ્વરજી** પાસે ભાગવતી દીક્ષા અંગીકાર કરી. બાદ તેમને ૧૯૬૯ વૈશાખ શુદિ ૩ ( અક્ષયતૃતીયા ) ના રોજ વીરમગામખાતે વડીદીક્ષા આપવામાં આવી અને **કલ્યાણવિજયજી** નામ રાખવામાં આવ્યું. બંને પ્રસંગોમાં તેમના કુટુંબીઓએ ઉલટપૂર્વક ભાગ લીધો હતો.

સંયમી જીવન સ્વીકાર્યા બાદ તેઓ શ્રુતાભ્યાસમાં રક્ત બન્યા અને ધીમે ધીમે વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય તેમજ ન્યાયમાં પ્રવીણ થયા. તેઓ કવિ પણ છે ને તેમનાં રચેલાં સ્તવન-સજ્ઝાય વિગેરે પ્રગટ પણ થઇ ચૂકયાં છે. વ્યાખ્યાન-શૈલી પણ રોચક અને રમણીય છે. દીક્ષા સ્વીકાર્યા બાદ ગુરુકુલવાસ તરીકે તેઓશ્રી આ. શ્રી **વિજયનીતિસૂરીશ્વરજી**ની સેવામાં રહ્યા. તેમનો જ્ઞાના-ભ્યાસ અને યોગ્ય પાત્રતા જોઇ, સં. ૧૯૮૭ માં **કપડવંજ** મુકામે તેમને ગણિ અને પંન્યાસ પદ અર્પણ કરવામાં આવ્યાં.

ગ્રામાનુગ્રામ વિહાર કરતાં તેમણે જૈન શાસનની પ્રભાવના કરવા સાથે જનહિત સાધ્યું. તેમની વૈરાગ્યવાહિની દેશનાને પરિણામે ઘણા ભવ્ય જીવો પ્રતિબોધ પામ્યા અને પરિણામે તેમને મુનિરાજ **શ્રી જશવિજયજી**, મુનિરાજ **શ્રી દુર્લભવિજયજી**, મુનિરાજ **શ્રી કુશળવિજયજી** અને મુનિરાજ **શ્રી કુમુદવિજયજી** એ નામના સરલસ્વભાવી અને ક્રિયાપાત્ર શિષ્યોની પ્રાપ્તિ થઇ.

તેઓશ્રી સરલસ્વભાવી અને અત્યંત ક્રિયારુચિ છે. સાથોસાથ દીર્ઘ તપસ્વી પણ છે. જ્ઞાન એ જ અજ્ઞાન-તિમિરનો નાશ કરવામાં સૂર્ય સમાન છે એમ સમજીને તેઓ આવા સાહિત્યદ્વારા સદ્જ્ઞાનનો ફેલાવો કરી રહ્યા છે.

ॐ अर्हं नमः।

आचार्य श्रीविजयनीतिसूरीश्वरेभ्यो नमः।

महोपाध्यायश्रीधर्मसागरगणिरचितं

# श्रीतपागच्छपट्टावली सूत्रम्

[ स्वोपज्ञया वृत्त्या समलंकृतम् ]



सिरिमंतो सुहहेऊ, गुरुपरिवाडीइ आगओ संतो।
पज्जोसवणाकप्पो, वाइज्जइ तेण तं वुच्छं ॥ १ ॥

ગાથાર્થઃ—મહામંગળરૂપ, ઈહલૌકિક તેમ જ પારલૌકિક સુખના કારણરૂપ, ગુરુપરંપરાથી ચાલ્યો આવતો શ્રી પર્યુષણા કલ્પ (આચાર) વંચાય છે તેથી તેને હું કહીશ. ૧.

व्याख्या—सिरिमंतोत्ति, यत्तदोर्नित्याभिसंबंधात् येन कारणेन श्रीमान् सश्रीकः श्रियां मंत्रो वा पर्युषणाकल्पो गुरुपरिपाट्या समागतः सन् वाच्यते। उपलक्षणात् श्रूयते च। किं लक्षणः? शुभहेतुः स्वर्गापवर्गकारणं। तेन कारणेनाहं तां गुरुपरिपाटीं वक्ष्ये इत्यन्वयः। श्रीमानिति विशेषणं तीर्थंकरचरित्रस्थविरावलीनामकीर्तनपुरस्सरं साध्वाचारप्रतिपादनेन सर्वेष्वपि मंगलभूतेषु श्रुतेषु सश्रीकत्वमस्यैवेति ख्यापनपरमिति। गुरुपरिपाट्यागत इति च विशेषणं। गुरुपरिपाट्यागतयोगाद्यनुष्ठानविधिनैव वाच्यमानः। एगग्गचित्ता जिणसासणम्मि, पभावणापूअपरायणा जे। इत्यादि विधिना च श्रूयमाणः, शुभहेतुर्मोक्षफलहेतुर्नान्ययेति ज्ञापनपरमिति गाथार्थः ॥ १ ॥

**વ્યાખ્યાર્થ:**—यत् અને तत् શબ્દનો પારસ્પરિક કાયમી સંબંધ હોવાને લીધે, જે કારણથી મહામંગળરૂપ અથવા મોક્ષલક્ષ્મીના હેતુરૂપ, ગુરુપરંપરાથી ચાલ્યો આવતો શ્રી પર્યુષણા કલ્પ—સાધુના આચાર—વિચાર વંચાય છે, ઉપલક્ષણથી સંભળાય પણ છે; તે પર્યુષણા કલ્પ કયા લક્ષણવાળો—ફળવાળો છે ? તો સ્વર્ગ યાવત્ મોક્ષ ફળને આપનારો છે તે કારણથી હું તે ગુરુપરંપરાને કહીશ, એ અન્વય સમજવો. શ્રી તીર્થંકર-મહારાજના ચરિત્રો, સ્થવિર સાધુઓની શ્રેણીના કીર્તન—ગુણગાન સાથે સાધુજીવનને લગતા આચાર ( સમાચારી ) કહેવાવડે કરીને સમગ્ર મંગળરૂપ સિદ્ધાંતોમાં આ પર્યુષણા કલ્પનું ઉત્કૃષ્ટપણું—મહામંગલિકપણું છે એમ સૂચવવા માટે જ શ્રીમાન્ એ વિશેષણ આપવામાં આવ્યું છે. ગુરુપરંપરાથી ચાલી આવતી યોગોદ્‌વહનાદિ ક્રિયારૂપ વિધિપૂર્વક જ આ શ્રી પર્યુષણા કલ્પ વંચાય છે એમ દર્શાવવા માટે गुरुपरिपाट्यागतः એ વિશેષણ મૂકવામાં આવ્યું છે. ( યોગોદ્‌વહન વિ૦ ક્રિયા કર્યા વિના શ્રી પર્યુષણા કલ્પ વાંચવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી ) તે કલ્પ સાંભળવાને અધિકારી કોણ ? ઉત્તર—જૈન શાસનમાં એકાગ્ર—દ્રઢ ચિત્તવાળા, ધર્મની પ્રભાવના તેમજ તેના આદર—સત્કારાદિમાં તત્પર એવા શ્રાવકો. આ પ્રમાણે વિધિપૂર્વક વંચાયું, સંભળાયું સતું જ શુભ હેતુ એટલે મોક્ષફળના કારણરૂપ થાય છે. એમાં બીજો કોઈ હેતુ નથી. ૧.

**गुरुपरिवाडीमूलं, तित्थयरो वद्धमाणनामेणं ।**
**तप्पट्टोदयपढमो, सुहम्मनामेण (१) गणसामी ॥ २ ॥**

**—श्री वर्धमानतीर्थंकरः । १ तत्पट्टे श्रीसुधर्मास्वामी ।**

**ગાથાર્થ:—ગુરુની પરંપરાના મૂળ—આદિ કારણરૂપ શ્રી વર્ધમાનસ્વામી નામના તીર્થંકર થયા. તેમની પાટે શ્રી સુધર્માસ્વામી નામના ગણધર પ્રથમ પટ્ટધર થયા. ૨.**

व्याख्या—गुरुपडिवाडित्ति, गुरुपरिपाट्या मूलमाद्यं कारणं वर्धमाननाम्ना तीर्थंकरः। तीर्थंकृतो हि आचार्यपरिपाट्या उत्पत्तिहेतवो भवंति न पुनस्तदंतर्गताः । तेषां स्वयमेव तीर्थ-प्रवर्तनेन कस्यापि पट्टधरत्वाभावात् ॥

१–तस्मात् श्रीमहावीरस्य पट्टे उदये च प्रथमः श्रीसुधर्मास्वामी पंचमो गणधरः । स च किं लक्षणो ? गणस्वामी यत एकादशानामपि गणधरपदस्थापनावसरे श्रीवीरेण श्रीसुधर्मास्वामिनं पुरस्कृत्य गणोऽनुज्ञातः दुष्प्रसभं यावत् श्रीसुधर्मास्वाम्यपत्यानामेव प्रवर्तनात् ॥ तत्पट्टोदये-



પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામી

આનંદ પ્રેસ-ભાવનગર.

त्यत्रोदयपदं प्रथमोदयस्यापि प्रथमाचार्यः श्रीसुधर्मेति सूचकं ॥ स च पंचाशद वर्षाणि ( ५० ) गृहस्थपर्याये, त्रिंशद् वर्षाणि (३०) वीरसेवायां, वीरे निर्वृते वा द्वादशवर्षाणि ( १२ ) छाद्मस्थ्ये, अष्टौ ( ८ ) वर्षाणि केवलिपर्याये चेति सर्व्वायुः शतमेकं ( १०० ) परिपाल्य श्रीवीराद् विंशत्या ( २० ) वर्षैः सिद्धिं गतः ॥ श्रीवीरज्ञानोत्पत्तेश्चतुर्दश ( १४ ) वर्षे जमालिनामा प्रथमो निह्नवः । षोडश ( १६ ) वर्षे तिष्यगुप्तनामा द्वितीयो निह्नवः ॥ २ ॥

વ્યાખ્યાર્થઃ–ગુરુપરંપરાના મૂળ કારણરૂપ **શ્રી વર્ધમાન** નામના છેલ્લા તીર્થંકર છે. તીર્થંકર મહારાજાઓ જ ગુરુપરંપરાના ઉદ્ભવ-કારણરૂપ હોય છે, પણ ગુરુપરંપરામાં તેમની ગણના કરાતી નથી. પોતે જાતે જ તીર્થ ( ચતુર્વિધ સંઘ : સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ) પ્રવર્તાવનાર હોવાથી તેઓને પટ્ટધરપણું–કોઈની પાટે આવવાપણું હોતું નથી.

શ્રી મહાવીરસ્વામીની પાટે પંચમ ગણધર **શ્રી સુધર્માસ્વામી** પ્રથમ પટ્ટધર થયા. તે કેવા લક્ષણવાળા હતા ? અગ્યાર ગણધરમહારાજાઓને ગણધરપદ આરોપણ અવસરે શ્રીસુધર્માસ્વામીની શિષ્યપરંપરા ચાલવાની હોઇને, શ્રીસુધર્માસ્વામીને ઉદ્દેશીને શ્રી વીર પરમાત્માએ તેમને દુષ્પ્રસહસૂરિ સુધી ગણની અનુજ્ઞા આપી. એટલે કે તેમને ગણાધીશ બનાવવામાં આવ્યા. વળી પહેલા ઉદયના પ્રથમ પટ્ટધર શ્રી સુધર્માસ્વામી થયા તે સૂચવવા માટે જ तत्पट्टोदय શબ્દ મૂકવામાં આવ્યો છે. તેઓ ૫૦ વર્ષ ગૃહસ્થાશ્રમમાં, ૩૦ વર્ષ વીરપરમાત્માની સેવામાં, વીર પ્રભુના નિર્વાણબાદ ૧૨ વર્ષ છદ્મસ્થપણામાં અને ૮ વર્ષ કેવળજ્ઞાની તરીકે એવી રીતે કુલ ૧૦૦ વર્ષનું આયુષ્ય પાળીને શ્રીવીર પ્રભુ પછી ૨૦ વર્ષે મોક્ષે ગયા.

શ્રી વીર પ્રભુને કેવળજ્ઞાન થયા પછી ૧૪ વર્ષે જમાલિ નામનો પહેલો અને ૧૬ વર્ષે તિષ્યગુપ્ત નામનો બીજો નિહ્નવ થયો. ૨.

## ૧ શ્રી સુધર્માસ્વામી

૫૦ વર્ષ ગૃહસ્થાશ્રમ : ૫૦ વર્ષ ચારિત્રપર્યાય. તેમાં ૩૦ વર્ષ વીરસેવા : ૧૨ વર્ષ છદ્મસ્થ : ૮ વર્ષ કેવળી : સર્વાયુ ૧૦૦ વર્ષ : ગોત્ર અગ્નિવેશ્યાયન : નિર્વાણ મ. સં. ૨૦

ચરમ જિનપતિ શ્રી મહાવીરસ્વામીની પાટે પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામી બિરાજ્યા. શ્રી મહાવીરસ્વામીના અગ્યાર ગણધરો પૈકી નવ ગણધર મહારાજાઓ તો ભગવાનના નિર્વાણસમય પૂર્વે જ સિદ્ધિપદને પ્રાપ્ત થયા હતા અને ગૌતમસ્વામી તરત જ કેવળજ્ઞાન પામવાના હતા તેથી તેઓશ્રીએ પોતપોતાના ગચ્છનો ભાર શ્રી સુધર્માસ્વામીને સોંપ્યો હતો.

શ્રી સુધર્માસ્વામી અગ્નિવૈશ્યાયન ગોત્રના હતા. માતાનું નામ **ભદ્દિલા** અને પિતાનું નામ **ધમ્મિલ** હતું. તેમનો જન્મ **કોલ્લાક** નામના ગામમાં થયો હતો.

તેઓ વેદાદિ શાસ્ત્ર–સિદ્ધાંતનો અભ્યાસ કરી વેદના પારગામી બન્યા હતા. શ્રી ગૌતમાદિ અગ્યારે વિપ્રકુમારો પોતપોતાને અજેય માનતા હતા. તેમનું જ્ઞાન અતુલ હતું, છતાં સાચી દિશા સૂઝી ન હતી. તે સમય ક્રાંતિનો હતો. અંધશ્રદ્ધાના ઓઠા તળે સર્વ પ્રજા ત્રાસી ગઇ હતી. યજ્ઞ–યાગાદિમાં કરાતા હોમ–પ્રાણીહિંસાને પુન્ય મનાવવામાં આવતું !

એક સમયે **સોમિલ** નામના બ્રાહ્મણે યજ્ઞ નિમિત્તે તેઓને નિમંત્ર્યા. તે સમયે બન્યું એવું કે ચરમ તીર્થંકર શ્રી મહાવીરસ્વામી ત્યાંની નજીકની ભૂમિમાં જ સમવસરેલા હતા એટલે તેમને વંદન કરવા નિમિત્તે સંખ્યાબંધ દેવો આવ્યા. દેવતાઓને આવતા જોઈ શ્રી ગૌતમે પોતાના સાથીદારોને યજ્ઞ–કર્મનો પ્રભાવ જણાવતાં સગર્વ કહ્યું કે–જુઓ ! દેવતાઓ પ્રસન્ન થઇને આપણા યજ્ઞમાં ભાગ લેવા આવે છે. ખરી પરિસ્થિતિ તો જુદી જ હતી તેથી ચંડાળના ગૃહના ત્યાગની માફક દેવતાઓ તે યજ્ઞ–કુંડનો ત્યાગ કરીને સમવસરણભૂમિ પ્રતિ ચાલ્યા. આથી ગૌતમસ્વામી(ઇંદ્રભૂતિ)ને ઘણો ઉદ્વેગ થયો અને મહાવીરસ્વામીને–ઇંદ્રજાળિયાને જીતી લેવાની બુદ્ધિથી સમવસરણ તરફ ચાલ્યા. પણ ત્યાં જતાં જ વાતાવરણ જુદું જ ભાસ્યું. ભગવાને તેમની શંકાનું સમાધાન કર્યું અને પ્રાંતે તેમની પાસે ચરિત્ર ગ્રહણ કરી આત્મા ઉજ્જવળ બનાવ્યો. એક પછી એક એમ અગ્યારે વિપ્રકુમારોને પ્રતિબોધ પમાડી ભગવાને તેઓને જૈન શાસનના સ્થંભ બનાવ્યા.

શ્રી સુધર્માસ્વામીને મનમાં એવી શંકા હતી કે–'આ જીવ જેવો આ ભવમાં છે તેવો જ પરભવમાં થાય છે, કારણ કે સંસારમાં કારણને મળતું જ કાર્ય થાય છે. શાળીબીજ વાવીને કંઇ યવાંકુર લણી શકાય નહિ.'

પરંતુ ભગવાને તેમની કુકલ્પનાનું સરસ રીતે સમાધાન કર્યું. સંસારમાં મનુષ્ય સરળતા, મૃદુતાવડે મનુષ્યનું આયુષ્ય બાંધે તો મનુષ્યપણે જન્મે છે જ્યારે માયા–કપટ–દંભ વિગેરે ખરાબ કર્મો કરી પશુનું આયુષ્ય બાંધે તો પશુપણે પણ ઉત્પન્ન થાય છે. જીવની જુદી જુદી સ્થિતિમાં ઉત્પત્તિ કર્માધીન જ છે, અને તેથી સંસારભરમાં વિવિધ જાતિના મનુષ્યો–પ્રાણીઓ આપણને દેખાય છે. 'કારણને મળતું જ કાર્ય થાય છે' એ કહેવું યુક્તિસંગત નથી, કારણ કે શૃંગ વિગેરેમાંથી શર પ્રમુખ ઊગી નીકળે છે. આવા પ્રકારના ઉત્તમ બોધથી તેઓએ પોતાના પાંચ સો શિષ્યોના પરિવાર સાથે પ્રભુ પાસે દીક્ષા લીધી.

શ્રી સુધર્માસ્વામી જૈન શાસનના સમર્થ જ્યોતિર્ધર બન્યા. અવિરત વિહારથી અને અમૃત સરખી દેશનાથી તેમણે અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ્યા. જેમ ચંદ્રકિરણથી ચંદ્રકાંત મણિ દ્રવે છે તેમ શ્રી સુધર્માસ્વામીની વાગ્ધારાથી પ્રાણીઓ સંવેગ–

રંગથી દ્રવતા–ભીંજાતા. અહિંસાના અંચળા નીચે પોષાતી તત્કાલીન હિંસા નિવારવા તેમણે ભગીરથ પ્રયત્નો કર્યા હતા.

પચાસ વરસ ગૃહસ્થાશ્રમમાં, ત્રીશ વરસ વીર પ્રભુની સેવામાં, વીર નિર્વાણ બાદ બાર વરસ સુધી છદ્મસ્થપણામાં એટલે કે ગચ્છનો ભાર વહન કરવામાં અને આઠ વર્ષ કેવળજ્ઞાની તરીકે એમ કુલ એક સો વર્ષનું આયુષ્ય પાળીને શ્રી વીર પરમાત્મા પછી વીશ વર્ષે મોક્ષે ગયા.

અત્રે એક વસ્તુ જણાવવી ઉપયોગી થઇ પડશે. કોઇને શંકા થાય કે શ્રી મહાવીર પ્રભુએ ગૌતમસ્વામીને બદલે શ્રી સુધર્માસ્વામીને ગચ્છ–ભાર કેમ સોંપ્યો ? ઉત્તર–પ્રભુએ જ્ઞાનથી જોયું હતું કે ગૌતમસ્વામીની પાટપરંપરા ઠેઠ સુધી ચાલવાની નથી, પણ શ્રીસુધર્માસ્વામીની પાટપરંપરા પાંચમા આરાના છેડા સુધી ચાલશે. આવા જ કારણને લઇને ભગવંતે શ્રી સુધર્માસ્વામીને પાટ સોંપી. ભવિષ્યની પાટની વ્યવસ્થા તીર્થંકરો કરે છે જેની પાટ અખંડ ચાલવાની હોય તેમને જ ગચ્છ-ભાર સોંપાય છે. શ્રી સુધર્માસ્વામીએ પોતાની પછી શ્રી જંબૂસ્વામીને પાટ સોંપી.

શ્રી સુધર્માસ્વામીએ પ્રવર્તાવેલા ગચ્છનું નામ **નિર્ગ્રંથ** ગચ્છ પડ્યું અને તે આઠ પાટ સુધી ચાલ્યું.

**बीओ जंबू (२) तइओ, पभवो (३) सिज्जंभवो (४) चउत्थो अ ।**
**पंचमओ जसभद्दो (५), छट्ठो संभूय–भद्दगुरू (६) ॥३॥**

**२–तत्पट्टे श्रीजंबूस्वामी । ३–तत्पट्टे श्रीप्रभवस्वामी ।**
**४–तत्पट्टे श्रीशय्यंभवस्वामी । ५–तत्पट्टे श्रीयशोभद्रस्वामी ।**
**६–तत्पट्टे श्रीसंभूतिविजयश्रीभद्रबाहुस्वामिनौ ।**

**ગાથાર્થઃ—બીજા જંબૂસ્વામી, ત્રીજા પ્રભવસ્વામી, ચોથા શય્યંભવસૂરિ, પાંચમા યશોભદ્રસ્વામી અને છઠ્ઠા સંભૂતિવિજય તથા ભદ્રબાહુસ્વામી થયા. ૩.**

व्याख्या—२–बीओ जंबुत्ति, श्रीसुधर्मस्वामिपट्टे द्वितीयः श्रीजंबूस्वामी । स च नवनवतिकोटिसंयुक्ता अष्टौ कन्यकाः परित्यज्य श्रीसुधर्मस्वाम्यंतिके प्रव्रजितः । स च षोडश (१६) वर्षाणि गृहस्थपर्याये, विंशति (२०) वर्षाणि व्रतपर्याये, चतुश्चत्वारिंशद्वर्षाणि (४४) युगप्रधानपर्याये चेति सर्वायुरशीति (८०) वर्षाणि परिपाल्य श्रीवीरात् चतुःषष्टि (६४) वर्षैः सिद्धः ।

अत्र कविः—

मन्यन्ते नैवुना त्यक्ता, नवोढा नवकन्यकाः ।
तन्मन्ये मुक्तिवध्वाऽन्यो, न वृतो भारतो नरः ॥ १ ॥

चित्तं न नीतं वनिताविकारै--र्वित्तं न नीतं चतुरैश्च चौरैः ।
यद्देहगेहे द्वितयं निशीथे, जंबूकुमाराय नमोऽस्तु तस्मै ॥ २ ॥

मण १ परमोहि २ पुलाए ३, आहार ४ खवग ५ उवसमे ६ कप्पे ।
संजमतिग ८ केवल ९ सि--ज्झणा य १० जंबुम्मि वुच्छिण्णा ॥ ३ ॥

३—तईओत्ति, श्रीजंबूस्वामिपट्टे तृतीयः **श्रीप्रभवस्वामी** । स च त्रिंशद् (३०) वर्षाणि गृहस्थपर्याये, चतुश्चत्वारिंशत् (४४) वर्षाणि व्रतपर्याये, एकादश (११) वर्षाणि युगप्रधानपर्याये चेति सर्वायुः पंचाशीति (८५) वर्षाणि परिपाल्य, श्रीवीरात् पंचसप्तति (७५) वर्षातिक्रमे स्वर्गभागिति ॥ छ ॥

४—सिज्जंभवोत्ति, श्री प्रभवस्वामिप्रहितसाधुमुखात् " अहो कष्टमहो कष्टं तत्त्वं न ज्ञायते परम् " इत्यादि वचसा यज्ञस्तंभाद्धः **श्रीशांतिनाथबिंबदर्शनादवाप्तधर्मा** प्रव्रज्य, क्रमेण **मनक**नाम्नः स्वसुतस्य निमित्तं **दशवैकालिकं** कृतवान् ।

यतः—कृतं विकालवेलायां, दशाध्ययनगर्भितम् ।
दशवैकालिकमिति--नाम्ना शास्त्रं बभूव तत् ॥ १ ॥
अतः परं भविष्यंति, प्राणिनो ह्यल्पमेधसः ।
कृतार्थास्ते मनकवत्, भवंतु त्वत्प्रसादतः ॥ २ ॥
श्रुतांभोजस्य किंजल्कं, दशवैकालिकं ह्यदः ।
आचम्याचम्य मोदन्ता—मनगारमधुव्रताः ॥ ३ ॥
इति संघोपरोधेन, श्रीशय्यंभवसूरिभिः ।
दशवैकालिको ग्रंथो, न संवव्रे महात्मभिः ॥ ४ ॥

स चाष्टाविंशति (२८) वर्षाणि गृहस्थपर्याये, एकादश (११) व्रते, त्रयोविंशति (२३) युग० चेति सर्वायुर्द्वाषष्टि (६२) वर्षाणि परिपाल्य श्रीवीरादष्टनवति(९८)वर्षातिक्रमे स्वर्गभाक्॥छ॥

५—पंचमओत्ति, श्रीशय्यंभवस्वामिपट्टे पंचम **श्रीयशोभद्रस्वामी** । स च द्वाविंशति (२२) वर्षाणि गृहे, चतुर्दश (१४) व्रते, पञ्चाशत् (५०) वर्षाणि युग० सर्वायुः षडशीति (८६) वर्षाणि परिपाल्य श्रीवीरादष्टचत्वारिंशदधिके शते (१४८) ऽतिक्रांते स्वर्गभाक् ॥ छ ॥

६—छट्ठा संभूयत्ति, श्रीयशोभद्रस्वामिपट्टे षष्ठौ पदैकदेशे पदसमुदायोपचारात् संभूतेति **श्रीसंभूतिविजयः**, भद्दत्ति **श्रीभद्रबाहुस्वामी**त्युभावपि षष्ठपदधरावित्यर्थः । तत्र श्रीसंभूतिविजयो

द्विचत्वारिंशत् (४२) व० गृहे, चत्वारिंशत् (४०) व्रते, अष्टौ (८) युग० चेति सर्वायुर्नवति (९०) वर्षाणि परिपाल्य स्वर्गभाक् ॥

श्रीभद्रबाहुस्वामी तु श्रीआवश्यकादिनिर्युक्तिविधाता । व्यंतरीभूतवराहमिहिरकृतसंघोपद्रव-निवारकोपसर्गहरस्तवनेन प्रवचनस्य महोपकारं कृत्वा प्रञ्चचत्वारिंशत् (४५) गृहे, सप्तदश (१७) व्रते, चतुर्दश (१४) युगप्र० चेति सर्वायुः षट्सप्तति (७६) परिपाल्य श्रीवीरात् सप्तत्यधिकशत (१७०) वर्षे स्वर्गभाक् ॥ छ ॥ ३ ॥

વ્યાખ્યાર્થ:—શ્રી સુધર્માસ્વામીની પાટે જંબૂસ્વામી બીજા પટ્ટધર થયા. નવાણું કરોડ દ્રવ્ય સાથે આઠ કન્યાઓને ત્યજી દઇને શ્રી સુધર્માસ્વામી પાસે તેમણે દીક્ષા લીધી. ૧૬ વર્ષ ગૃહસ્થાવાસમાં, ૨૦ વર્ષ ચારિત્રપાલનમાં અને ૪૪ વર્ષ યુગપ્રધાન તરીકે એમ કુલ ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવીને શ્રી વીર પરમાત્મા પછી ૬૪ મા વર્ષે મોક્ષે ગયા.

અહીંયા કવિ કહે છે કે:—

તરતની જ પરણેલી મનોહર એવી કન્યાઓનો જંબૂકુમારે મારી ખાતર જ ત્યાગ કર્યો છે એમ વિચારીને મુક્તિરૂપી સ્ત્રીએ ત્યારપછી ભરતક્ષેત્રનો કોઇ બીજો પુરુષ પસંદ કર્યો નહી એમ હું (કવિ) માનું છું (કહેવાની મતલબ એ છે કે આ અવસર્પિણી કાળમાં જંબૂકુમાર પછી ભરતક્ષેત્રમાંથી કોઇ જીવ મોક્ષે ગયેલ નથી) ૧.

સ્ત્રીઓના હાવભાવથી જેનું ચિત્ત ચલાયમાન થયું નથી અને કુશળ ચોરોવડે પણ જેનું ધન ચોરાયું નથી તેમજ કાળી રાત્રિએ પણ જેના શરીર અને ઘરમાં ઉપરની બંને વસ્તુ ટકી રહી છે તેવા પ્રભાવશાળી શ્રી જંબૂકુમારને નમસ્કાર થાઓ ! ૨.

જંબૂસ્વામીના નિર્વાણ બાદ (૧) મનઃપર્યવ જ્ઞાન, (૨) પરમાવધિ જ્ઞાન, (૩) પુલાકલબ્ધિ, (૪) આહારક શરીરની લબ્ધિ, (૫) ક્ષપકશ્રેણી (૬) ઉપશમ-શ્રેણી, (૭) જિનકલ્પ, (૮) ત્રણ ચારિત્ર, (પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય ને યથાખ્યાત) (૯) કેવળજ્ઞાન તથા (૧૦) સિદ્ધિપદ એ દશ વસ્તુ નાશ પામી. ૩.

શ્રી જંબૂસ્વામીની પાટે શ્રી **પ્રભવસ્વામી** આવ્યા. ત્રીશ વર્ષ ગૃહસ્થાવસ્થામાં, ચુમ્માલીશ વર્ષ ચારિત્રપર્યાયમાં અને અગ્યાર વર્ષ યુગપ્રધાન તરીકે એવી રીતે ૮૫ વર્ષનું સંપૂર્ણ આયુષ્ય પાળીને શ્રી વીરપ્રભુ પછી પંચોતેર વર્ષ બાદ સ્વર્ગે ગયા.

ચોથા પટ્ટધર શ્રી **શય્યંભવસૂરિ** થયા. પ્રભવસ્વામીએ મોકલેલ સાધુના મુખદ્વારા "અરે! કષ્ટ છે, અરે! કષ્ટ છે કે ઉત્કૃષ્ટ એવું તત્ત્વ જાણવામાં આવતું નથી." એ પ્રમાણે સાંભળીને યજ્ઞના થાંભલાની નીચેથી મળી આવેલ **શ્રી શાંતિનાથ** પ્રભુની મૂર્તિના દર્શનથી ધર્મ પામેલા તેઓએ દીક્ષા સ્વીકારીને અનુક્રમે **મનક** નામના પોતાના પુત્રના કારણે દશવૈકાલિક નામનું સૂત્ર રચ્યું.

યોગ્ય–ઉચિત સમયે કરાયેલું, દશ અધ્યયનવાળું તે સૂત્ર **દશવૈકાલિક** એવા નામથી પ્રસિદ્ધ થયું. ૧. "હવે પછી ભવિષ્યકાળમાં પ્રાણીઓ અલ્પ–મંદ બુદ્ધિવાળા થશે, આપની કૃપાથી તે પ્રાણીઓ મનક મુનિની જેમ કૃતકૃત્ય થાઓ. ૨. શાસ્ત્ર–સિદ્ધાંતરૂપી કમળોની કેસરા તુલ્ય આ દશવૈકાલિક સૂત્ર છે, તેનું પાન કરીકરીને સાધુઓરૂપી ભમરાઓ ખુશી થાઓ. ૩." આવા પ્રકારના શ્રી સંઘના આગ્રહથી મહાત્મા-પુરુષ શ્રી શય્યંભવસૂરિવડે દશવૈકાલિક નામનો ગ્રંથ પાછો ખેંચાયો નહિ. (રહેવા દીધો)

તેઓ અઠ્ઠાવીશ વર્ષ ગૃહસ્થાવસ્થામાં, અગિયાર વર્ષ ચારિત્રપર્યાયમાં, ત્રેવીશ વર્ષ યુગપ્રધાન તરીકે એમ બાસઠ વર્ષનું આયુષ્ય ભોગવીને શ્રીવીર પરમાત્મા પછી અઠ્ઠાણુમે વર્ષે સ્વર્ગે ગયા.

શય્યંભવસૂરિની પાટે પાંચમા પટ્ટધર તરીકે શ્રી **યશોભદ્રસ્વામી** આવ્યા. બાવીશ વર્ષ ગૃહસ્થાવસ્થામાં, ચૌદ વર્ષ ચારિત્રપર્યાયમાં અને પચાશ વર્ષ યુગપ્રધાન તરીકે એમ બધું મળીને છયાશી વર્ષનું આયુષ્ય ભોગવીને શ્રીવીર ભગવાન પછી ૧૪૮ વર્ષે સ્વર્ગે ગયા.

પદના એક અંશમાં પદના સમુદાયનો ઉપચાર હોવાને કારણે संभूतेति એટલે **શ્રી સંભૂતિવિજય** અને भद्रेति એટલે **ભદ્રબાહુસ્વામી** બંને છઠ્ઠા પટ્ટધર તરીકે આવ્યા. શ્રી સંભૂતિવિજય બેંતાલીશ વર્ષ ગૃહસ્થાવસ્થામાં, ચાલીશ વર્ષ ચારિત્રપર્યાયમાં અને આઠ વર્ષ યુગપ્રધાન તરીકે એમ નેવું વર્ષનું આયુષ્ય પાળીને સ્વર્ગે ગયા.

ભદ્રબાહુસ્વામી શ્રી આવશ્યકનિર્યુક્તિ વિગેરેના રચનાર છે. વ્યંતર થયેલા વરાહમિહિરવડે કરાયેલ સંઘના ઉપદ્રવનો પ્રતિકાર કરવા માટે શ્રીઉવસગ્ગહરં સ્તવન રચવાવડે શાસન ઉપર મહાઉપકાર કરીને ૪૫ વર્ષ ગૃહસ્થાવસ્થામાં, ૧૭ વર્ષ ચારિત્રપર્યાયમાં અને ૧૪ વર્ષ યુગપ્રધાન તરીકે એવી રીતે ૭૬ વર્ષનું બધું આયુષ્ય ભોગવી શ્રી વીરપરમાત્મા પછી ૧૭૦ વર્ષે સ્વર્ગે ગયા. ૩.

## ૨ શ્રી જંબૂસ્વામી

**૧૬ વર્ષ ગૃહસ્થાશ્રમ : ૬૪ વર્ષ ચારિત્રપર્યાય : તેમાં–૨૦ વર્ષ સામાન્ય વ્રતપર્યાય : ૪૪ વર્ષ કેવળીપર્યાય : સર્વાયુ ૮૦ વર્ષ : નિર્વાણ મ. સં. ૬૪ : ગોત્ર કાશ્યપ :**

**રાજગૃહી** નગરીમાં **શ્રેણિક** રાજા રાજ્ય કરતો હતો. રાજગૃહી એ રાજધાનીનું નગર હોવાથી તેની શોભા અપાર હતી. ક્રય–વિક્રય અને અવરજવરના વાહનોદ્વારા વેપારી હત્તાઓ ગાજી ઊઠતા. **ઋષભદત્ત** શ્રેષ્ઠી તવંગર ગણાતા. રાજા શ્રેણિકની સભામાં પણ તેનું સારું માન સચવાતું. તેમને **ધારિણી** નામની પ્રિયા હતી. તેમનો પરસ્પરનો સ્નેહ નખ–માંસ જેવો હતો. ધન, ધાન્ય, નોકર–ચાકર વગેરે હોવા છતાં તેમના સુખમાં એક ઊણપ હતી.–અને તે સંતાનની. ધારિણીનું ચિત્ત તેને અંગે ઉદાસ રહેતું. દિવસે દિવસે તેની ઝંખના ચિંતાનો વિષય થઇ પડી. ઋષભદત્ત શેઠના ખ્યાલમાં આ બધું આવવાથી પ્રિયાનો ચિંતાભાર હળવો કરવા માટે તેણે વૈભારગિરિ પર જવાનું નક્કી કર્યું.

વૈભારગિરિના આનંદોદ્યાનમાં ફરતાં ફરતાં જુદી જુદી તરેહના ફળ; ફૂલ તથા વૃક્ષો નિહાળી તેઓ આનંદ પામ્યા. વનની શોભા ઊડીને આંખે વળગે તેવી હતી. નિર્દોષ પક્ષીઓનો કિલકલાટ પણ શ્રવણ–મધુર હતો. એવામાં ત્યાં અચાનક સિદ્ધપુત્ર યશોમિત્ર નીકળ્યા. શ્રેષ્ઠીએ તેના આવાગમનનું કારણ પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કે–નજીકમાં જ શ્રી સુધર્માસ્વામી સમવસર્યા છે તેમને વાંદવા નિમિત્તે હું જાઉં છું. શેઠ–શેઠાણીએ પણ સાથે આવવાની ઇચ્છા વ્યક્ત કરી અને તેઓ સર્વે ત્યાં જઇને દેશના સાંભળવા બેઠા.

ચંદ્રમાંથી બીજું શું ઝરે ? તેમ શ્રી સુધર્માસ્વામીની દેશનાથી સૌને અમૃત પીવા જેટલી તૃપ્તિ થઇ. દેશનાંતે યશોમિત્રે જંબૂવૃક્ષનું સ્વરૂપ પૂછ્યું. શ્રી સુધર્માસ્વામીએ તેનું યથાસ્થિત સ્વરૂપ કહી સંભળાવ્યું. ધારિણીને મનમાં ઉત્કંઠા વધવા લાગી. તેણે પણ પ્રશ્ન કર્યો. 'ભગવન્ ! મારે પુત્ર થશે કે નહિ ?' પ્રશ્ન સાવદ્ય હતો. હિતકર હોવા છતાં સાવદ્ય પ્રશ્નનો જવાબ આપવો ઉચિત નહિ તેમ જાણી સુધર્માસ્વામી મૌન રહ્યા; પરંતુ યશોમિત્રે પોતાના જ્યોતિષ જ્ઞાનના બળથી જાણીને કહ્યું કે–'દેવી ! તમારે પુત્ર થશે.' તે સાંભળી શેઠ–શેઠાણી બંને હર્ષિત થયા અને ગણધર મહારાજાને નમીને ઘર તરફ પાછા ફર્યા. ધારિણીની ધર્મકાર્યમાં વિશેષ પ્રીતિ થઇ.

ભાગ્યયોગે જંબૂસ્વામીનો જીવ પાંચમા દેવલોકમાંથી ચ્યવીને ધારિણીના ઉદરમાં ઉત્પન્ન થયો. ગર્ભના પ્રભાવથી તેને ધર્મપ્રભાવના, અઠ્ઠાઇ મહોત્સવો વિગેરે ધાર્મિક કાર્યો કરવાના ડોહલા ઉદ્ભવવા લાગ્યા, જે શ્રેષ્ઠીએ પુષ્કળ દ્રવ્ય ખરચીને પૂરા કર્યા. એકદા

દેવી ધારિણીએ ઋષભદત્ત શ્રેષ્ઠીને સ્વપ્નની વાત જણાવી. શ્રેષ્ઠીએ યશોમિત્રના વચન પર શ્રદ્ધા રાખવાનું જણાવ્યું. ધીમે ધીમે ગર્ભ વધવા લાગ્યો અને સાથે સાથે ધારિણીની ધર્મ પ્રત્યેની અભિરુચિ પણ વધુ વેગવાળી બની.

સમય પરિપકવ થયે સિંહ સ્વપ્નથી સૂચિત જંબૂકુમારનો જન્મ થયો. પોતાની સાથે લક્ષ્મીને જ ન લાવ્યા હોય તેમ તેમના જન્મ પછી ઋષભદત્ત શેઠની ઋદ્ધિ-સિદ્ધિ ઉભરાવા લાગી. જન્મ સમયે ઋષભદત્તે યાચકજનોને ઇચ્છિત દાન આપીને સંતોષ્યા અને ધર્મ ઉત્તેજનના અનેક કાર્યો કર્યાં.

જંબૂકુમાર ધીમે ધીમે બાલ્યકાળ વટાવીને યુવાવસ્થામાં દાખલ થયા. તેમના મુખની કાંતિ ચંદ્રને પણ શરમાવે તેવી શોભવા લાગી. જંબૂકુમારના વેવિશાળના કહેણુ આવવા લાગ્યા.

તે જ નગરના કેટલાક શ્રેષ્ઠીઓ એકદા ઋષભદત્ત શેઠને ત્યાં આવ્યા અને પોત-પોતાની પુત્રીઓ સાથે જંબૂકુમારનો સંબંધ જોડવા વિનતિ કરી. ઋષભદત્ત પોતાના પુત્રને વિવાહિત થયેલા જોવાને ઘણા જ ઉત્સુક હતા. તેમણે તેમની વિનતિ સ્વીકારી અને સમુદ્રપ્રિયની **સમુદ્રશ્રી**, સમુદ્રદત્તની **પદ્મશ્રી**, સાગરદત્તની **પદ્મસેના** તથા કુબેર-દત્તની **કુબેરસેના** નામની કન્યાઓ સાથે સંબંધ જોડવામાં આવ્યો. આ ચારે કન્યાઓ જંબૂસ્વામીના દેવભવની (વિદ્યુન્માલી) દેવીઓ હતી. આ ઉપરાંત કુબેરસેનની **નભઃસેના**, શ્રમણદત્તની **કનકશ્રી**, વસુષેણની **કનકવતી** તથા વસુપાલિતની **જયશ્રી** નામની કન્યાઓ સાથે પણ વેવિશાળ કર્યું. આમ દેવાંગના સમ રૂપવાળી આઠ કન્યાઓ સાથે જંબૂકુમારનો વિવાહસંબંધ થવાનું નક્કી થયું.

એકદા વિહાર કરતાં કરતાં અને ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ પમાડતા શ્રી સુધર્મા-સ્વામી રાજગૃહી નગરી નજીક સમવસર્યા. જંબૂકુમારને તેમના આગમનની વધામણી મળી. વરસાદના આગમનથી જેમ ચાતક હર્ષિત થાય તેમ જંબૂકુમારને અતિ હર્ષ થયો.

શાંતરસનિધાનનો બીજો શો ઉપદેશ હોય ? સુધર્માસ્વામીની દેશના સાંભળી હળુકર્મી જંબૂકુમારનો આત્મા વૈરાગ્યવાસિત થયો. તેમને સંસારની ઘટમાળનો-વિચિત્રતાનો ખ્યાલ આવ્યો. તેમનો સુષુપ્ત આત્મા જાગૃત બન્યો. તેમણે શ્રી સુધર્મા-સ્વામીને પ્રાર્થના કરી ' સ્વામિન્ ! માતા-પિતાની રજા લઇ આવું ત્યાં સુધી આપ અત્રે જ સ્થિરતા કરશો.'

વાયુ જેવી ગતિવાળા અશ્વ-રથમાં બેસીને જંબૂકુમાર નગર પ્રતિ ચાલ્યા. નગરના દરવાજા નજીક આવતાં લોકોની મોટી ઠઠ્ઠ જોઇ. લશ્કરી સૈનિક, હયદળ, પાયદળ વિગેરેનો એટલો બધો સમૂહ ભેગો થયો હતો કે તલમાત્ર જગ્યા ન મળે. જંબૂકુમારને બધો સમૂહ વિખરાઇ જાય ત્યાં સુધી રાહ જોવી પાલવે તેમ ન હતું. તરત જ તેમણે બીજા દરવાજાનો રસ્તો લીધો.

પણ આ શું ? કિલ્લાના દરવાજે પહોંચતાં જ કાનના પડદો ફાડી નાખે તેવો મોટો પ્રઘોષ કરતો એક ગોળો જંબૂકુમારની સાનિધ્યમાંથી જ પસાર થઇ ગયો. લશ્કરી તાલીમ લેતાં સૈનિક-સમૂહમાંથી તે આવ્યો હતો. જંબૂકુમારના ચિત્તમાં એક વિચારનું વમળ આવ્યું અને પસાર થઇ ગયું. તેમની ભાવના વધુ જોશીલી બની. તરત જ તે ત્યાંથી પાછા ફર્યા. સુધર્માસ્વામી પાસે આવી આજીવન બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી.

ઘરે આવીને માત-પિતા સમક્ષ પોતાનો દીક્ષાનો અભિલાષ જણાવ્યો. અચાનક વજ્ર તૂટી પડે તેટલી વેદના માત-પિતાને થઇ. તેઓએ તેમને ઘણા પ્રકારે સમજાવ્યો. વિશેષમાં જણાવ્યું કે તું જ એકમાત્ર અમારી આશારૂપ વૃક્ષ છો, તારા ઉપર તો અમોએ કેટલાયે મનોરથના મહેલ બાંધ્યા છે તેને તું આમ અકાળે તોડી નાખ નહિ. ચારિત્ર લેવાની વાત કરવી અને ચારિત્ર પાળવું તે બંને ભિન્ન ભિન્ન વસ્તુઓ છે. ચારિત્ર ખાંડાની ધાર સમું છે. તારી જેવા કોમળ કાયાવાળા માટે દુષ્કર છે. આ પ્રકારની અનેક યુક્તિ-પ્રયુક્તિઓદ્વારા ઘણો સમજાવ્યો પણ રેતીમાંથી તેલ કાઢવાના શ્રમની માફક સર્વ નિષ્ફળ ગયું. ચોળ મજીઠના રંગ જેવો સંવેગ રંગ જેને લાગ્યો હોય તે સંસાર-પંથમાં રાચે ખરો ? છેવટે માત-પિતાએ એક માગણી મૂકી કે-'તું આઠ કન્યાઓ સાથે વિવાહિત થઇને પછી દીક્ષા સ્વીકારજે. વિવાહ સંબંધી જે અમારો ઉત્સાહ છે તે તું પૂર્ણ કર.' જંબૂકુમારને નિરુપાયે તે હકીકત સ્વીકારવી પડી.

ઋષભદત્ત શેઠને વિચાર આવ્યો કે-'જંબૂકુમાર તો પરણીને તરત જ દીક્ષા લેનાર છે માટે તે વસ્તુસ્થિતિના સમાચાર તેના સાસરિયા પક્ષને જણાવવા.' સમાચાર કહેવરાવ્યા બાદ તે સર્વે એકઠા થઇને વિચારવા લાગ્યા કે 'હવે આપણે કરવું શું ?' આપણે વેવિશાળ તો કરી ચૂક્યા છીએ અને જંબૂકુમાર તો લગ્ન પછી તરત જ દીક્ષા અંગીકાર કરનાર છે. પુત્રીઓના ભવિષ્યને માટે શું કરવું તે તેઓની મોટી ચિંતાનો વિષય થઇ પડયો.

આ સમાચાર કુટુંબમાં ફેલાતાં કન્યાઓએ પોતપોતાના પિતાઓને કહ્યું-' તમારે બીજો વિચાર જ કરવાનો નથી. અમે સર્વ મનથી પણ જંબૂકુમારને વરી ચૂકેલી છીએ.રાજાનો તથા સાધુનો એક જ બોલ હોય છે અને કન્યાદાન પણ એક જ વાર થાય છે.'

ઘડિયા લગ્ન લેવાયા. વિવાહને લગતું સર્વ કાર્ય સુંદર રીતે આટોપવામાં આવ્યું. ધારિણીનો હર્ષ માતો ન હતો. લગ્ન સમયે એટલી બધી પહેરામણી થઇ કે સોનાનો એક પર્વત ઊભો કરી શકાય. કુળને યોગ્ય સર્વ ક્રિયાઓ પતાવીને વિકાર રહિત જંબૂકુમાર પોતાની પરિણીત સ્ત્રીઓ સાથે શયનગૃહમાં આવ્યા.

જંબૂકુમારના લગ્નની વાત દિગ-દિગંતમાં ફેલાઇ ગઇ હતી. સૌકોઇ પોતપોતાને યોગ્ય લાભ મેળવવા મથી રહ્યા હતા. પ્રભવ નામના ચોરોના નાયકને સ્વોચિત કાર્ય માટે આ તક સુંદર લાગી. પ્રભવને બે વિદ્યા : (૧) અવસ્વાપિની (૨) તાલોદ્ઘાટિની આવડતી હતી, જેને પરિણામે તે અજય્ય મનાતો હતો. તે પાંચ સો ચોરનો ઉપરી હતો.

મધ્યરાત્રિના તે પાંચ સો ચોર જંબૂકુમારના મહેલમાં દાખલ થયા. જંબૂકુમાર અને તેની આઠ સ્ત્રીઓ સ્વોચિત વાર્તાલાપમાં મગ્ન હતાં. પ્રભવે પોતાની વિદ્યાનો ઉપયોગ કર્યો તેની જંબૂસ્વામી ઉપર અસર થઇ નહીં પરંતુ સ્ત્રીઓની આંખ ઘેરાવા લાગી. ચોરોએ પોતપોતાને ફાવે તેમ ધનના પોટલા બાંધવા માંડ્યા.

ગાંસડા તૈયાર કરીને ઉપાડીને જ્યાં ચાલવા જાય છે ત્યાં તો બધા ચોરો સ્થંભી ગયા. પ્રભવે આસપાસ જોયું તો ફક્ત એક જંબૂકુમારને જાગતા જોયા. તેને ઘણું આશ્ચર્ય થયું. બે હાથ જોડી વિનતિ કરી કે–' મહાનુભાવ! તમારી શક્તિ અપાર છે. મને તમારી સ્થંભની વિદ્યા શીખવો, બદલામાં હું મારી બંને વિદ્યા તમને આપું.' જવાબમાં જંબૂકુમારે જણાવ્યું કે–' ભદ્ર! મારી પાસે કોઇ વિદ્યા કે જાદુ નથી. ફક્ત ધર્મ જ જીવતો–જાગતો પ્રભાવિક છે. તેના ચમત્કારથી જ તમે સૌ સ્થંભી ગયા છો. આવતી કાલે હું દીક્ષા લેનાર છું. મને ધનનો મોહ નથી, પણ તમે આજે ચોરી કરીને ધન લઇ જાઓ તો કાલે લોકો કહેશે કે ધન ચોરાઈ ગયું તેથી હવે દીક્ષા લેવા નીકળ્યા! આવો ખોટો આક્ષેપ ન આવે તેટલા માટે મેં મહાચમત્કારી ગુણગર્ભિત શ્રી નવકારમંત્રનું સ્મરણ કર્યું અને તેના પ્રતાપે જ તમો સૌ સ્થિર થઇ ગયા છો.'

દીક્ષાની વાત સાંભળી પ્રભવ તો આભો જ બની ગયો. આટલી બધી ઋદ્ધિ–સિદ્ધિ, એકનો એક પુત્ર, લાડમાં ઉછરેલો, માન–પ્રતિષ્ઠા–આબરુ સૌ કાંઈ છતાં કેવી અજબ ભાવના! પ્રભવનો આત્મા વધુ જાગૃત બન્યો. તેણે ધર્મ જાણવાની જિજ્ઞાસા દર્શાવી.

મધુબિંદુની કથા દ્વારા જંબૂકુમારે સંસારનું સ્વરૂપ આબેહૂબ રીતે વર્ણવી બતાવ્યું. પ્રભવે પોતાની વિદ્યા સંહરી લેવાથી સ્ત્રીઓ પણ સચેત બની ગઈ હતી.

સ્ત્રીઓએ નક્કી કર્યું હતું કે જંબૂકુમારને કોઈપણ હિસાબે સંસારમાં જ આસક્ત રાખવા તેથી તેઓએ કથા દ્વારા ઘણા પ્રયત્નો કરી જોયા; પણ સિંહને શિયાળની બીક શી? જંબૂકુમાર તથા તેમની સ્ત્રીઓનો તે વાર્તાલાપ ઘણો જ રસપ્રદ અને બોધદાયક હોવાથી ટૂંકમાં આપવો ઉચિત ગણાશે.

## બક ખેડૂતની કથા

**પહેલી સમુદ્રશ્રી**એ જંબૂકુમારને કહ્યું–નાથ! પેલા ખેડૂતની માફક પાછળથી પસ્તાવું ન પડે તે ધ્યાનમાં રાખશો.

**સુસીમ** ગામમાં **બક** નામનો ખેડૂત રહેતો હતો. વર્ષાકાળમાં તેણે પોતાના ખેતરમાં કંગુ અને કોદરા વાવ્યા. વરસાદ સારો થવાથી તેનું ખેતર સારું પલ્લવિત થયું. ભાગ્યયોગે તેને મહેમાન તરીકે બહારગામ જવાનું થયું. જમણમાં તેને ગોળ અને માંડા મળ્યા. હમેશાં કોદરા ખાનારને આ ભોજન અમૃત સમાન લાગ્યું.

આવું ભોજન કેમ મળે તેવો તેણે પ્રશ્ન પૂછયો. જવાબમાં તેને કહેવામાં આવ્યું કે ઘઉંનું વાવેતર કરીને, તેને લણીને, તેનો લોટ કરવો, પછી તેને શેકવો વિગેરે. પોતાને ગામ આવીને તેણે પોતાનું આખું ખેતર વગરવિચાર્યે લણી નાખ્યું. તેના પુત્રોએ તેને ઘણો સમજાવ્યો. કેડમાંનું છોકરું નાશ પામે ત્યાં ગર્ભમાં રહેલા છોકરાની આશા શી? છતાં તેણે માન્યું નહિ અને બધી જમીન દડે રમવા જેવી કરી મૂકી. પછી તેણે કૂવો ખોદાવવા માંડયો પણ પાણી તો શું કિન્તુ કાદવ પણ ન નીકળ્યો. આવી રીતે કંગુ કે કોદરાનો નાશ કર્યો અને ઘઉં કે શેરડી થઇ નહિ. તેના ખેતરની જમીન જ એવી હતી કે તેમાં ઘઉં કે શેરડી થઇ શકે જ નહિ. તેવી રીતે તમે પણ બેઉ તરફથી સ્થાનભ્રષ્ટ ન થાઓ તેનો વિચાર કરશો.

### કાગડાની કથા.

જવાબમાં જંબૂકુમારે કહ્યું કે–કાગડાની જેમ હું રાગી નથી કે જેથી વિનાશ પામું. નર્મદા નદીને કાંઠે વિંધ્ય નામના જંગલમાં એક હાથી હતો. તેના અવસાન બાદ કુતરા, શિયાળ વિગેરે તેનું માંસ ખાવા લાગ્યા. એક કાગડો ગુદાના વિવરમાં દાખલ થઇ અંદર રહેવા લાગ્યો અને સુખપૂર્વક શરીરના માંસને ખાવા લાગ્યો. એકદા સૂર્યના પ્રચંડ તાપથી રંધ્ર (કાણુ) પૂરાઇ ગયું જેથી કાગડો અંદર રહી જવા પામ્યો. એકદા અતીવ વરસાદથી હાથીનું શરીર તણાણું અને નદીદ્વારા સમુદ્રમાં દાખલ થઇ ગયું. પાણીના મારાથી તે રંધ્ર આર્દ્ર બન્યું–ઉઘડયું અને કાગડો બહાર નીકળ્યો પણ ચોતરફ વિશાળ સમુદ્ર હોવાથી તે કાંઠે આવી શકયો નહિ અને પ્રાંતે મરણને પ્રાપ્ત થયો.

### વાનરની કથા

પછી **પદ્મશ્રી** નામની બીજી સ્ત્રી બોલી કે–વધુ પ્રાપ્ત કરવાનો લોભ કરશો તો વાનરની જેમ પસ્તાશો.

વાનર–વાનરીની એક જોડી હતી. કૂદકો મારતા અચાનક પડી જવાથી તીર્થભૂમિના પ્રભાવથી વાનર મનુષ્ય થઇ ગયો. આ જોઇ વાનરી પણ તેવી જ રીતે મનુષ્યિણી થઇ. હવે વાનરને દેવ થવાનો લોભ થવાથી તેણે તેવી જ રીતે ફરી વાર પડવાનું જણાવ્યું. વાનરીએ ના પાડી છતાં તેણે તેમ કર્યું જેથી ફરીને તે મનુષ્ય મટી વાનર બની ગયો. રાજપુરુષો એ વાનરી–સ્ત્રીને પકડીને રાજા સમક્ષ લઇ ગયા. રાજાએ તેને પોતાની રાણી બનાવી. વાનરને નટ લોકોએ પકડયો અને તે જ રાજા પાસે નાચ કરાવવા લાગ્યા. રાણીને જોઇને વાનરને પૂર્વ સ્મરણ તાજું થયું પણ તે અફળ હતું. તેમ તમને પણ પાછળથી પસ્તાવાનો સમય ન આવે તે વિચારજો.

### અંગારકારકની કથા

જવાબમાં જંબૂકુમારે જણાવ્યું કે–અંગારકારક( કોલસા પાડનાર )ની જેવો હું નથી કે જેથી તૃપ્તિ જ ન પામું.

એક અંગારકારક અરણ્યમાં ગયો. સાથે તેણે પુષ્કળ પાણી લીધું. અગ્નિના તાપથી તેમ જ સૂર્યના પ્રચંડ તડકાથી તે અત્યંત તરસ્યો થયો. બધું પાણી પી ગયો છતાં તેની તૃષા શાંત ન થઈ. છેવટે તે મૂર્છા ખાઈને એક ઝાડ નીચે પડી ગયો. ત્યાં તેને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તે વાવ, કૂવા, તળાવ વિગેરે જળાશયોનું પાણી પી ગયો છતાં તૃપ્તિ ન થઈ. થોડીક વારે જાગૃત થયા પછી તે એક કૂવાને કાંઠે આવ્યો. ત્યાં આગળ હાથની અંજલીમાં પણ ન આવી શકે તેવું કાદવમિશ્રિત થોડું પાણી હતું, તેને તે જીભવડે ચાટવા લાગ્યો, પણ દાહજ્વરવાળાની માફક તેને જરા પણ તૃપ્તિ ન થઈ; હું તેના જેવો મૂર્ખ નથી માટે હે પ્રિયા ! તમે મને રોકવાનો નકામો પ્રયાસ કરો છો.

## નૂપુરપંડિતાની કથા

ત્યારબાદ **પદ્મસેના** બોલી કે-નાથ ! પ્રાણીઓના પરિણામ કર્મને આધીન છે માટે પુણ્યાનુયોગે પ્રાપ્ત થયેલ ભોગ ભોગવો. સંસારમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરનારા તો નૂપુરપંડિતા ને ગોમાયુ જેવા ઘણા છે.

રાજગૃહી નગરીરમાં **દેવદત્ત** નામનો સોની રહેતો હતો. તેને **દેવદિન્ન** નામનો પુત્ર હતો. તેને **દુર્ગિલા** નામની ભાર્યા હતી. સખીઓ સાથે એકદા તે તળાવમાં ન્હાવા ગઇ. તેને સ્નાન કરતી જોઈ એક દુઃશીલ યુવક કામવિવશ થયો. દુર્ગિલા પણ તેના રૂપથી તેના પર આસક્ત થઇ. તે યુવકે એક તાપસીની મદદ લીધી. તે તાપસી બે વાર દુર્ગિલા પાસે ગઇ અને ઉપલા ડોળથી તેને ધૂતકારી નાખી; પણ દુર્ગિલાના સાંકેતિક સંદેશાથી તે યુવક અંદરનું રહસ્ય સમજી ગયો. નક્કી કરેલા સમયે રાત્રિના મધ્ય ભાગે તેઓ પરસ્પર એકઠા થયા અને દુર્ગિલાના મહેલની નજીકના જ અશોક-વનમાં ગયા. પરસ્પરના વાર્તાલાપથી અને મૈથુનની વિવિધ ક્રીડાથી થાકીને એકમેક થઇને સૂઈ ગયા. આ અવસરે દેવદત્ત શરીરચિંતા માટે ઊભો થયો. અશોકવનમાં તેણે પોતાની પુત્રવધૂને અને પરપુરુષને સાથે સૂતેલા જોયા. સાથે સૂતેલ પરપુરુષ જ છે કે કેમ ? તે નક્કી કરવા માટે પાછો વળીને તે પોતાના પુત્રને એકલો સૂતેલો જોઇ આવ્યો. તે પુત્રની સ્ત્રી દુરાચારિણી છે તેવી ખાત્રી પુત્રને આપવા માટે તેણે પોતાની પુત્રવધૂના પગમાંથી ઝાંઝર કાઢી લીધું અને પાછો સ્વસ્થાને સૂઇ ગયો.

આ બાજુ હલનચલનથી અને ઝાંઝર કાઢવાના અવાજથી દુર્ગિલા જાગી ઊઠી. તેને વસ્તુસ્થિતિ સમજાઇ ગઇ પણ તે કાંઇ કાચી–પોચી નહોતી. અબળા ગણાતી સ્ત્રી-જાતિ કેવી પ્રબળા બની શકે છે તેના નમૂનારૂપ તે હતી. તેણે સાસરાને બનાવવાની યુક્તિ ગોતી કાઢી. પોતાના જારને જગાડીને રવાના કરી દીધો અને પોતાના પતિ પાસે આવીને કપટથી સૂઇ ગઇ. થોડીવારે પતિને જગાડીને કહ્યું–સ્વામિન્ ! અહિં બહુ ઉકળાટ થતો હોવાથી આપણે અશોકવનમાં જઇએ. જે ઠેકાણે પરપુરુષ સાથે

સૂતી હતી તે જ જગ્યાએ પતિને ગાઢ આલિંગન દઇને સૂઇ ગઈ. ધૂર્તાને ઊંઘ આવે તેમ હતું જ નહિ છતાં ડોળ કર્યો અને થોડી વારે પોતાના પતિને જગાડીને કહ્યું કે-'સ્વામી! તમારા કુળમાં આ શો રિવાજ ? તમારી સાથે હું મર્યાદા રહિત સૂતી હતી તેવામાં તમારા પિતાશ્રી મારા પગમાંથી નૂપુર કાઢી ગયા. સસરાએ પુત્રવધૂનો સ્પર્શ કરવો ઉચિત છે?' દેવદિન્ને કહ્યું-પ્રિયે! હું સવારે તારી દેખતાં જ ઠપકો આપીશ. દુર્ગિલાએ કહ્યું-સ્વામી! એ મને પરપુરુષ સાથે સૂતેલી કહેશે માટે તમે અવશ્ય મક્કમ રહેશો. સવારે દેવદિન્ને પિતાને ઠપકો આપ્યો ત્યારે દેવદત્તે બધી હકીકત કહી સંભળાવી. દેવદિન્ન બોલ્યો-પિતાજી! તમે મને પણ લજવ્યો. હું જ તે વખતે મારી પ્રિયા સાથે સૂતો હતો. આ સાંભળી દેવદત્તને ઘણી જ વિમાસણ થઇ પડી. છેવટે યક્ષ સમક્ષ પોતપોતાની સત્યતાની ખાત્રી કરાવી આપવાનું દુર્ગિલા અને દેવદત્ત બંનેએ કબૂલ કર્યું.

શોભન નામના યક્ષનો એવો પ્રભાવ હતો કે અસત્યવાદી મનુષ્યો તેની જંઘામાંથી બહાર નીકળી શકે નહિ. દુર્ગિલાને પોતાનું ખોટું કૃત્ય સાચું કરી બતાવવું હતું. તે કેવી રીતે પાર પડે તે માટે તેણે મગજને ખૂબ કસ્યો. છેવટે તેણે એક સુંદર યુક્તિ ગોતી કાઢી. પોતાના પરપુરુષને ગાંડો થઇને રસ્તામાં પોતાનો સ્પર્શ કરી જવાનું કહેણ મોકલ્યું. પેલો પરપુરુષ પણ આબેહૂબ ગાંડો થઇને રસ્તામાં દુર્ગિલાના ગળે વળગી પડ્યો. પૌરજનોએ તેને દૂર કર્યો. દુર્ગિલા યક્ષના મંદિરમાં ગઇ અને બોલી:

'એક મારો પતિ દેવદિન્ન અને બીજો ગાંડો પુરુષ એ સિવાય બીજો કોઇ પણ પુરુષ મારા અંગને અડકયો ન હોય તો હે યક્ષ! મને તું સતી સિદ્ધ કર.' યક્ષ શું કરવું? તે વિચારમાં રહ્યો ત્યાં તો દુર્ગિલા પસાર થઇ ગઇ. ત્યારથી તેનું નામ નૂપુરપંડિતા કહેવાણું.

દેવદત્તનો ખોટો પરાભવ થવાથી તેની નિદ્રા ઊડી ગઈ. તેને નિદ્રા રહિત જાણીને રાજાએ તેને અંતઃપુરનો રક્ષક બનાવ્યો. અંતઃપુરમાંની એક રાણી હાથીના મહાવત સાથે પ્રેમમાં પડેલી. તે વારંવાર જોયા કરે કે રક્ષક સૂઈ ગયો છે કે નહિ? તેને વારંવાર જોઇ જતી જોઇને દેવદત્ત ખોટી આંખો મીંચીને તમાસો જોવા પડી રહ્યો. દેવદત્તને સૂતેલો જાણીને તે બહાર નીકળી. રાણી થોડી મોડી થઇ તેથી મહાવતે ખીજાઇને હાથીને બાંધવાની સાંકળવડે તેને મારી. બચાવમાં રાણીએ અંતઃપુરના નવા રક્ષકની વાત કરી તેથી મહાવતના મનનું સમાધાન થયું. છેલ્લો પહોર બાકી રહ્યો ત્યારે રાણી પાછી ફરી. રાણી જેવાનું આવું દુઃશીલ જોઇને દેવદત્તને વિચાર ઉદ્ભવ્યો કે બીજી સ્ત્રીઓની તો વાત જ શી કરવી? પોતાના પુત્રવધૂની દુઃશીલની ચિંતા નાશ પામી તેથી તેને ગાઢ ઊંઘ આવી ગઇ.

સવાર થઇ છતાં દેવદત્ત જાગ્યો નહિ. સેવકોએ રાજાને વાત કરી. રાજાને તેમાં કંઈ રહસ્ય જણાયું. દેવદત્તને જગાડીને પૂછ્યું તો રાત્રિનો બધો હેવાલ સવિસ્તર

કહી બતાવ્યો. રાજાએ તે વાતની તપાસ કરી અને રાજાએ બંનેને હાથી પર બેસાડીને પડતા મૂકવાની આજ્ઞા કરી.

નગરજનોની વિનતિથી તેમ જ મહાવતની કુશળતાથી છેવટે રાજાએ તે બંનેને દેશનિકાલની સજા ફરમાવી. નાસતાં-નાસતાં તે બંને એક ગામમાં આવ્યા. દેવાલયમાં રાત્રિવાસો રહ્યા. રાત્રિના એક ચોર પણ નાસીને ત્યાં ભરાઇ ગયો. અંધારામાં ચોરથી રાણીને સ્પર્શ થઇ ગયો તેથી રાણી તેના પર રાગવાળી બની અને તેને બચાવવાનું માથે લીધું. સવાર પડતાં જ મહાવતને તેણે ચોર ઠરાવીને કોટવાળને સોંપી દીધો. મહાવતને શૂળીએ ચઢાવવાનો હુકમ થયો.

મહાવતને ઘણી જ તૃષા લાગી પણ રાજાના ભયથી કોઇએ તેને પાણી પાયું નહિ. ત્યાંથી પસાર થતાં **જિનદાસ** નામના શ્રાવકે તેને પાણી લાવી આપવાનું કહી **નમોऽર્હદ્ભ્યઃ** નો જાપ કરવાનું કહ્યું. જેટલામાં જિનદાસ પાણી લઇને આવે છે તેટલામાં તો મહાવતનો જીવ નીકળી ગયો. મરતી વખતના શુભ અધ્યવસાયને લીધે તે વ્યંતર દેવ થયો.

આ બાજુ પેલી કુલટા રાણી ચોર સાથે એકલી નીકળી પડી. વચમાં મોટી નદી આવી. ચોરે કહ્યું-પ્રિયા! વસ્ત્ર અને આભરણના ભારવાળી તને ઉપાડીને હું નદી તરી શકીશ નહી, માટે પ્રથમ તારા સર્વ વસ્ત્ર અને આભરણ ઉતારી દે જેથી સામે કાંઠે મૂકી આવી પછી તને લઇ જઉં. સામે કાંઠે જઇને ચોર તો રવાના થઇ ગયો. તેણે મનમાં વિચાર કર્યો કે જેણે પોતાના ભરથારને મરાવી નાખ્યો તે મારી શી વલે ન કરે? રાણીએ ઘણી બૂમો પાડી પણ સિંહને દેખીને હરણીયા નાશી જાય તેમ તે ચોર નાશી ગયો.

છેવટે વ્યંતર થયેલા મહાવતે તે રાણીને પ્રતિબોધ પમાડી જૈન ધર્મમાં સ્થિર કરી.

## વિદ્યુન્માલીની કથા.

જવાબમાં જંબૂકુમારે કહ્યું કે વિદ્યુન્માલીની જેમ હું વિષયાસક્ત નથી કે જેથી પરાભવ પામું.

**મેઘરથ** અને **વિદ્યુન્માલી** નામના બે વિદ્યાધર ભાઇ વિદ્યાસિદ્ધિ માટે પૃથ્વી પર આવ્યા. નીચ કુળની કન્યા સાથે લગ્ન કરી એક વર્ષ બ્રહ્મચર્ય પાળે તો વિદ્યા પ્રાપ્ત થાય. ચાંડાળનો વેશ ધારણ કરી બંને ચાંડાળ કન્યા પરણ્યા. વિદ્યુન્માલી ચાંડાળ સ્ત્રીમાં આસક્ત થઇ ગયો અને વિદ્યાસાધન કર્યું નહિં. વર્ષાન્તે મેઘરથે તેને કહ્યું-ચાલ ભાઈ! આપણે સ્વદેશ પાછા ફરીએ. વિદ્યુન્માલીએ કહ્યું કે-ભાઈ! તેં વિદ્યા પ્રાપ્ત કરી છે તેથી તું આપણે નગર પાછો જા. મેં પ્રમાદથી વિદ્યા સાધી નથી અને વળી મારી સ્ત્રી ગર્ભવતી છે માટે આવતે વર્ષ મને તેડવા આવજે. જ્યારે ફરી મેઘરથ તેડવા આવ્યો

ત્યારે પણ વિદ્યુન્માલી જવાને અશક્ત હતો, કારણ કે તેની સ્ત્રી ફરીથી ગર્ભવતી થઇ હતી. ત્રીજી વાર મેઘરથ તેડવા માટે આવ્યો છતાં વિદ્યુન્માલી એટલો બધો આસક્ત થઇ ગયો હતો કે તેણે જવાની ઇચ્છા જ ન કરી. હે સ્ત્રીઓ ! હું તો ઉત્તમોત્તમ સુખનો અર્થી હોવાથી આ વિષયસુખના તુચ્છ લોભમાં નહિં લપટાઉં.

### શંખધમકની કથા

ત્યારબાદ **કનકસેનાએ** બોલતાં જણાવ્યું કે-શંખધમકની જેમ બહુ આગ્રહ રાખશો તો પરિણામે દુઃખી થશો.

શાલિગ્રામમાં એક ખેડૂત રહેતો. તે શંખ વગાડીને દૂર-દૂરથી આવતા પશુ-પંખીને ભગાડી મૂકતો. કેટલાક ચોરો ગાયનું ધણ લઇ જતા હતા તેમણે શંખનો અવાજ સાંભળીને વિચાર્યું કે-નગરલોકો ધણને પાછું વાળવાના ઇરાદાથી પાછળ આવતા લાગે છે. આથી ચોર લોકો ધણ મૂકી નાશી ગયા. સવારે ખેડૂતે ધણી વિનાનું ધણ દીઠું તેથી તે ગોધન ગામના લોકોને સોંપ્યું અને પોતાની પ્રભાવિકતા જણાવતાં કહ્યું કે-' દેવતાએ રાજી થઇને મને ગાયનું ધણ આપ્યું છે માટે તે તમો સહુ સ્વીકારો.'

બીજે વર્ષે તે જ ચોરો તેના ક્ષેત્ર નજીક આવ્યા અને પહેલા જેવો શંખધ્વનિ સંભળાયો. ફરી વાર આવી જાતના શબ્દથી ચોરોને શંકા ગઈ કે આ ગામલોકોનો અવાજ નથી, માત્ર ક્ષેત્રનું રક્ષણ કરનાર શંખધમકનો અવાજ છે. પછી તેઓ સર્વે ખેતરમાં દાખલ થયા અને ખેડૂતને ખૂબ માર મારીને નાશી ગયા. બીજે દિવસે સવારે ગોવાળોએ આવીને પૂછતાં તે ખેડૂતે કહ્યું કે-' ધમવું ખરું પણ અતિ ધમવાથી ઉપાર્જેલ યશ પણ નાશ પામ્યો ' માટે હે પ્રાણવલ્લભ ! કોઇ વસ્તુ અતિ સારી નહિ.

### વાનરની કથા

જંબૂકુમારે વળતા જવાબમાં જણાવ્યું કે-વાનરની માફક બંધનથી હું અજાણ્યો નથી જેથી બુદ્ધિ રહિત થઇને તમારામાં મગ્ન બનું.

એક વાનર યૂથનો રાજા હતો, પણ વૃદ્ધાવસ્થાને કારણે તેનું પૂર્વનું બળ ક્ષીણ થયું હતું. એકદા કોઇ યુવાન વાનર સાથે લડતાં હારીને તે નાશી ગયો. સખત ઝપાઝપીને કારણે તે અત્યંત તૃષાતુર થયો. ફરતાં ફરતાં તેણે શિલારસ જોયો. તેને જળ માનીને તેણે તેમાં પોતાનું મુખ નાખ્યું પણ તે ચોંટી ગયું. મુખને બહાર કાઢવા બે હાથ નાખ્યા, પછી બે પગ નાખ્યા; પણ તે સર્વ એક પછી એક ચોંટી ગયાં અને છેવટે તે મરણ પામ્યો.

## બુદ્ધિ ને સિદ્ધિની કથા

**નભ:સેનાએ** કહ્યું કે–સ્વામિન્! આટલી બધી ઋદ્ધિ–સિદ્ધિ પામ્યા છતાં અધિક ઇચ્છો છો તો વૃદ્ધ સ્ત્રીની જેમ દુ:ખી થશો.

કોઇ એક ગામમાં બુદ્ધિ અને સિદ્ધિ નામની બે વૃદ્ધ બહેનપણીઓ રહેતી. ગામની બહાર **લોળક** નામના યક્ષનું મંદિર હતું. બુદ્ધિ હમેશાં ત્યાં જતી અને દેવાલય સાફ-સુફ કરીને પૂજાપૂર્વક નૈવેદ્ય ધરતી. એકદા યક્ષ તુષ્ટમાન થવાથી તેણે કહ્યું કે–'તને મારા ચરણ-કમળમાંથી હમેશાં એક સોનામહોર મળશે.' હમેશાં સોનામહોર મળવાથી થોડા સમયમાં તો બુદ્ધિની ગૃહ–સંપદા ફરી ગઇ. ઝુંપડીને બદલે જરૂખાવાળો મહેલ થયો. આ જોઇને સિદ્ધિને ઇર્ષ્યા આવી. તેણે કપટથી બુદ્ધિ પાસેથી ઋદ્ધિ–સિદ્ધિ પ્રાપ્ત થવાનું કારણ જાણી લીધું. પછી સિદ્ધિએ યક્ષની આરાધના કરી તેને પ્રસન્ન કર્યો અને બુદ્ધિ કરતાં બમણી સંપત્તિ મેળવી. આમ જોઇ બુદ્ધિએ પણ યક્ષની મહેરબાની સંપાદન કરી સિદ્ધિ કરતાં બમણી સાહ્યબી પ્રાપ્ત કરી. આથી સિદ્ધિએ વિચાર્યું કે–'હું માગીશ તેની કરતાં બુદ્ધ બમણું માગશે માટે એવો ઉપાય કરું કે જેથી બુદ્ધિને હાનિ જ થાય.' તેણે યક્ષને પ્રસન્ન કરી પોતાને એક આંખે કાણી કરવા કહ્યું. સિદ્ધિને યક્ષે કાંઇક આપ્યું છે એમ માનીને બુદ્ધિએ સેવાભક્તિ કરીને સિદ્ધિને જે આપ્યું હોય તેથી બમણું માગ્યું અને તત્કાળ તેના બંને આંખ ફૂટી ગઇ. આમ જે અતિશય લોભ કરવા જાય છે તે પ્રાંતે દુ:ખી બને છે.

## જાતિવંત અશ્વની કથા

જંબૂકુમારે જણાવ્યું કે–હું જાતિવંત અશ્વની માફક ઉન્માર્ગગામી નથી કે જેથી મને હાનિ થાય.

**જિતશત્રુ** રાજાને **જિનદાસ** નામનો વિશ્વાસપાત્ર શ્રાવક-શ્રેષ્ઠી હતો. શુભ લક્ષણવાળા વછેરાઓ તે ગામમાં આવ્યા હતા તેમાંથી એક સારો વછેરો પસંદ કરીને રક્ષણ માટે તેણે જિનદાસ શ્રેષ્ઠીને સોંપ્યો. આ અશ્વ એવો લક્ષણવંતો હતો કે જેથી વૈરી રાજાઓ પણ વશ થતા. જિનદાસ તેનું યતનાપૂર્વક જતન કરતો. પાણી પાવા માટે પણ પોતે જ જતો અને રસ્તામાં જિનચૈત્ય આવતું ત્યાં પ્રદક્ષિણા કરવાનું ન ચૂકતો.

વિરોધી રાજાઓ અશ્વનું હરણ કરવામાં નિષ્ફળ નીવડ્યા ત્યારે કોઈ એક મંત્રીએ તે કામ પાર પાડવાની હામ ભીડી. તેણે કપટી શ્રાવકનો વેશ પહેર્યો અને જિનદાસ શ્રેષ્ઠીનો મહેમાન થઇને રહ્યો. પ્રસંગવશાત્ પુણ્યકાર્ય પ્રસંગે જિનદાસને એકાદ દિવસ માટે બહારગામ જવાનું થયું. જિનદાસે તે કપટી શ્રાવકને ઘરની સાર–સંભાળ ભળાવી. તે કપટી શ્રાવકે અશ્વને ઉપાડી જવાના ઘણાં યત્નો કર્યાં પણ તે તો હમેશના રિવાજ મુજબના માર્ગથી એક તસુ પણ આગળ ચાલ્યો નહીં. છેવટે તે મંત્રી–કપટી

શ્રાવક નાશી ગયો. જિનદાસ ઘરે આવ્યો ત્યારે અશ્વને થાકેલો, દુર્બળ અને પરસેવાથી મલિન જોયો. સેવકના મુખથી સર્વ વૃતાંત જાણી તેને પરિસ્થિતિનો ખ્યાલ આવ્યો; માટે હે સ્રીઓ! હું કદી પણ ઉન્માર્ગગામી થઇશ નહિં.

### ગ્રામકૂટના પુત્રની કથા

પછી **કનકશ્રી** હાસ્ય સહિત બોલી કે–સ્વામી! ગ્રામકૂટના પુત્રની જેમ તમે જડ-મૂર્ખ ન થાઓ.

એક ગામેતી મરણ પામવાથી તેની સ્રીએ પુત્રને કહ્યું કે –'તું નિરંકુશ છે. આજીવિકા માટે યત્ન કરતો નથી તો આપણો નિર્વાહ કેમ થશે?' પુત્રે કહ્યું કે–'હું જાતમહેનત કરી તારું ભરણપોષણ કરીશ.'

એક વાર ગામડીયાઓની સભામાં તે બેઠો હતો તેવામાં એક કુંભારનો ગધેડો બંધન તોડાવીને નાઠો. કુંભારે ઊંચા હાથ કરીને બૂમ મારી કે–'જે કોઈ બળવાન હોય તે મારા ગર્દભને પકડી લ્યે.' પૈસાનો લાભ થશે તેમ વિચારી ગામેતીના પુત્રે તે ગધેડાને પુંછડાથી પકડ્યો. લોકોએ તેને વાર્યો છતાં તેણે પકડ્યું તે પકડ્યું; છોડ્યું નહીં. છેવટે ગધેડાના પ્રહારથી તેના દાંત પડી ગયા અને પૃથ્વી પર પડી ગયો. અક્કલ વિનાના આગ્રહથી તે જેમ દુઃખી થયો તેમ તમો પણ હે નાથ! દુઃખી થશો.

### સોલ્લકની કથા

જંબૂકુમારે કહ્યું કે–પોતાના કાર્યમાં ઘેલો થયેલા સોલ્લક જેવો હું નથી કે મારે પાછળથી પસ્તાવો કરવો પડે.

કોઇ એક રાજાને ઉત્તમ ઘોડી હતી. સોલ્લક નામના કુશળ પુરુષને નોકર રાખી રાજાએ તેને ઘોડીની સારવાર માટે રોકયો. તે ઘોડી માટે જે સ્વાદિષ્ટ ભોજન મળતું તેમાંથી થોડું જ ઘોડીને આપતો અને બાકીનું પોતે આરોગી જતો. આ પ્રમાણેની વંચના–ઠગાઇથી મરીને તે તિર્યંચ ગતિમાં ઘણા ભવ ભટકયો.

ભાગ્યયોગે તે **ક્ષિતિપ્રતિષ્ઠિત** નગરમાં **સોમદત્ત** બ્રાહ્મણની **સોમશ્રી**ની કુક્ષીમાં પુત્રપણે ઉત્પન્ન થયો. ઘોડીનો જીવ પણ મરણ પામીને તે જ નગરની **કામપતાકા** ગણિકાની પુત્રી થઈ. તે બ્રાહ્મણપુત્ર અને ગણિકાપુત્રી બંને યુવાવસ્થા પામ્યા. ગણિકાપુત્રીના રૂપ–સૌંદર્યથી ગામના શ્રેષ્ઠીપુત્રો તેના પર આસક્ત થયા, તે બ્રાહ્મણપુત્ર પણ તેના પર પ્રીતિવાળો થયો; પરંતુ તે નિર્ધન હોઇને વેશ્યાના તિરસ્કાર, અપમાનાદિ સિવાય કશું પામતો ન હતો. તેને ઘરમાંથી બહાર કાઢી મૂકે તો પણ જતો ન હતો. હું તેવો નથી કે તમારા તિરસ્કાર સહન કરવા પડે તેવું કૃત્ય કરું.

## માસાહસ પક્ષીની કથા

ત્યારબાદ **કમળાવતી** બોલી–સ્વામી ! માસાહસ પક્ષીની માફક સાહસિક ન થાઓ.

કોઈ એક મોટા સાર્થ–કાફલાની સાથે એક પુરુષ ચાલ્યો. કોઈ એક જંગલમાં કાફલાએ પડાવ નાખ્યો. તે વખતે તે પુરુષ એકલો જંગલમાં કાષ્ઠ લેવા નીકળ્યો. તે વખતે તેણે એક આશ્ચર્ય જોયું. સૂતેલા સિંહના મુખમાંથી દાંતમાં વળગેલા માંસના કકડા લઇને એક પક્ષી વારંવાર ઝાડ પર ચઢી જતો હતો અને મોઢેથી **'મા સાહસ, મા સાહસ'** એટલે 'સાહસ કરવું નહિ' એમ બોલતો હતો. આથી વિસ્મય પામેલા તે પુરુષે કહ્યું કે–તારા બોલવા મુજબ તારું આચરણ નથી. તું બોલે છે કે 'સાહસ કરવું નહિ' અને પાછો સિંહના મુખમાંથી માંસના લોચા લ્યે છે. છેવટે તે પક્ષી સિંહથી જ વિનાશ પામ્યો.

## ત્રણ મિત્રની કથા.

જવાબમાં જંબૂકુમારે જણાવ્યું કે–'હું ત્રણ મિત્રની વાત બરાબર જાણું છું', તેથી તમારી વાગ્–જાળમાં ફસાઇશ નહિ.

**સોમદત્ત** નામના પુરોહિતને સહમિત્ર, પર્વમિત્ર ને પ્રણામમિત્ર એમ ત્રણ પ્રકારના મિત્રો હતા. એકદા તે પુરોહિત રાજાના અપરાધમાં આવ્યો તેથી ભય પામીને રાત્રિના જ સહમિત્રને ઘરે ગયો અને પોતાને તેને ઘરે ગુપ્તપણે રાખવા વિનતિ કરી. આ સાંભળી તેણે કહ્યું કે 'રાજા ન કોપે ત્યાં સુધી જ તારી સાથે મિત્રાઇ હતી. તારા એકલાની ખાતર હું મારા આખા કુટુંબનો નાશ નહિં કરું.'

બાદ તે પર્વમિત્રને ઘરે ગયો અને બધી બિના કહી સંભળાવી. તેણે આશ્વાસન આપ્યું પણ તેનું રક્ષણ કરવાની પોતાની અશક્તિ દર્શાવી.

આશાભગ્ન થયેલો તે પછી પ્રણામમિત્રને ત્યાં ગયો. તેણે તેનો આદર–સત્કાર કર્યો અને આવવાનું કારણ પૂછયું. તેણે રાજાના કોપ સંબંધીની બધી હકીકત કહી સંભળાવી. પ્રણામમિત્રે તરત જ ખભા ઉપર બાણના ભાંથાં ચડાવ્યા અને ધનુષ લીધું. પુરોહિતને આગળ કરીને તેને ઇચ્છિત સ્થાને મૂકી આવ્યો. પછી રાજાને સમજાવી તેનો ગુન્હો માફ કરાવ્યો. પ્રણામમિત્ર તે ધર્મ સમજવો. પહેલા બે મિત્ર શરીરને સ્વજનરૂપ સમજવા. તમે તો પહેલા બે મિત્રની માફક સ્વાર્થની જ સગી છો માટે હું તમારી જાળમાં ફસાઇશ નહિ.

## નાગશ્રીની કથા

છેવટે છેલ્લી સ્ત્રી **જયશ્રી** બોલી કે–' નાથ ! તમે ખોટા–ખોટા કથાનકોવડે અમને છેતરો છો.'

**કથાપ્રિય** રાજાને અવનવી કથા સાંભળવાનો શોખ હતો. એકદા કોઇ ગરીબ બ્રાહ્મણનો વારો આવ્યો. તે બ્રાહ્મણ ભિખ માગી આજીવિકા ચલાવતો અને પદવીમાં

તે મૂર્ખશિરોમણિ કહેવાતો. રાજાના કથા કહેવાના હુકમથી તે ચિંતાગ્રસ્ત બન્યો પણ તેની પુત્રી **નાગશ્રી** ઘણી જ ચાલાક હતી. તેણે રાજા પાસે જવાનું કબૂલ્યું. પછી સ્નાન વિગેરે ક્રિયા કર્યા પછી તે રાજા પાસે ગઇ ને વાત કહેવી શરૂ કરી.

'આ જ નગરમાં **નાગશર્મા** નામનો બ્રાહ્મણ ભિખ માગીને આજીવિકા ચલાવે છે. હું તેની નાગશ્રી નામની પુત્રી છું. મારું ચટ્ટ નામના બ્રાહ્મણ સાથે વેવિશાળ કર્યું. લગ્નપ્રસંગને કારણે મારા માત–પિતા બહારગામ ગયા. તે જ દિવસે અચાનક **ચટ્ટ** મારા ઘરે આવ્યો. મેં તેનું ઠીક સ્વાગત કર્યું. સર્પ વિગેરેના ડરને લીધે ભોંય પર ન સૂઇ શકવાથી નિર્વિકાર ચિત્તે હું પણ તે જ ખાટલામાં તેની સાથે સૂઇ ગઇ. મારા અંગસ્પર્શથી તેને કામવિકાર ઉત્પન્ન થયો પણ શરમને લીધે તેને રોકવાથી, શૂળ ઉત્પન્ન થવાથી તે તરત જ મૃત્યુ પામ્યો. હું આ બનાવથી ગભરાઇ ગઇ. છેવટ તેના શરીરના કકડા કરીને ભૂમિમાં દાટી દીધા અને ઉપર ગારનું લીંપણ વિગેરે કરી પુષ્પ, ધૂપ, ગંધથી ઘરને સુવાસિત કર્યું. હે રાજા ! આજે જ મારા માબાપ બહારગામથી ઘરે આવ્યા છે.'

આ સાંભળી રાજા બોલ્યોઃ 'કુમારી ! તેં જે વાર્તા કહી તે સત્ય છે ?' નાગશ્રી બોલીઃ ' તમો હંમેશા જે વાર્તાઓ સાંભળો છો તે સત્ય હોય તો આ પણ સત્ય જાણવી. ' નાગશ્રીએ ખોટી વાત કહીને રાજાને છેતર્યો–ભોળવ્યો તેમ તમે પણ અમને કલ્પિત કથાનકોવડે છેતરી રહ્યા છો.

### લલિતાંગની કથા

આ સાંભળી જંબૂકુમાર બોલ્યા કે–**લલિતાંગની** માફક હું વિષયમાં આસક્ત નથી કે જેથી નરકની ખાણ સમી તમારામાં લુબ્ધ થાઉં.

**શતાયુધ** નામના રાજાને **લલિતા** નામની રાણી હતી. એકદા ગૃહસ્થપુત્ર **લલિતાંગ** તેની નજરે પડ્યો અને તે તેનામાં લુબ્ધ બની. રાણીની ચિત્તાકૃતિ જોઇ દાસી તેનો ભાવ જાણી ગઇ અને કોઇ પણ હિસાબે બન્નેનો સંયોગ કરાવી આપવાનું માથે લીધું.

કૌમુદી ઉત્સવ સમયે રાજા અશ્વ ખેલાવવા નગર બહાર ગયો તે વખતે રાણીએ દાસીદ્વારા લલિતાંગને બોલાવ્યો. અંતઃપુરના રક્ષકોએ મનમાં વિચાર્યું કે–પરપુરુષનો પ્રવેશ થયો છે માટે ઉપાય કરવો જોઇએ. તેવામાં રાજા પણ આવી પહોંચ્યો અને સેવકોએ તેને તે હકીકતથી વાકેફ કર્યો. રાજાએ મંદ પગલે મહેલમાં પ્રવેશ કર્યો તેવામાં પેલી દાસીએ ઇશારતદ્વારા રાણીને ચેતવણી આપી. ભયથી રાણીએ લલિતાંગને ખાળકૂવામાં સંતાડ્યો. તેના પરની દયાને લીધે દાસી તથા રાણી હંમેશા ખાળકૂવામાં એઠું નાખતી. વર્ષાઋતુ આવી ત્યારે તે ખાળકૂવામાં અતિશય પાણી ભરાવાથી તે તણાયો અને

ગામ બહાર ખાઇને કાંઠે નીકળ્યો. અચાનક તેની ધાત્રી ત્યાં આવી ચડવાથી તેને ગુપ્તપણે ઉપાડીને ઘરે લઇ ગઈ અને તેને સચેતન કર્યો.

હવે રાણી ફરી વાર લલિતાંગને બોલાવે તો તે ત્યાં જાય ખરો ?

સ્ત્રીઓ બોલી: 'ખાળકૂવામાં અનુભવેલા દુઃખને કારણે ન જ જાય.'

જંબૂકુમારે કહ્યું: 'ત્યારે હું તમારા વિષે આસક્ત કેમ બનું ?'

આ પ્રમાણેની વાર્તા–કથાના પ્રસંગથી જંબૂકુમારનો દૃઢ નિશ્ચય જણાઇ આવ્યો. એક એકથી ચઢે તેવા ઉત્તમ ઉપનય–દૃષ્ટાંતોદ્વારા તેની આઠે સ્ત્રીઓ પ્રતિબોધ પામી. ચોર-સમુદાય પણ દ્રવિત બન્યો. તેમને પોતાના ધંધા તેમજ પૂર્વના દુષ્કૃત્ય પરત્વે પશ્ચાત્તાપ થવા લાગ્યો. સંસારની વિષમતા અને કર્મરાજાની શાસન–દોરી જોઇને તેઓને પણ વૈરાગ્ય ઉત્પન્ન થયો. સૌ કોઇએ સાથે ભાગવતી દીક્ષા સ્વીકારવાનો નિશ્ચય કર્યો.

પ્રાતઃકાળે જંબૂકુમારે માતા–પિતાને પોતાનો અભિપ્રાય જણાવ્યો. તેમના માતા–પિતાને પણ ચારિત્ર ઉદયમાં આવ્યું. સાથે સાથે આઠે કન્યાના માતા–પિતાને પણ સંયમ ગ્રહણ કરવાની આકાંક્ષા ઉદ્ભવી. શ્રી સુધર્માસ્વામી પાસે ૫૨૭ જણાએ (૫૦૦ પ્રભવાદિ ચોરસમુદાય, ૨૪ આઠ કન્યા ને તેના માતા–પિતા, ૩ જંબૂકુમાર અને તેના માતા–પિતા ) પ્રવ્રજ્યા સ્વીકારી. તે વખતનો ભવ્ય પ્રસંગ સૌ કોઇને આશ્ચર્યમાં ગરકાવ કરતો.

અગ્નિના સંયોગથી જેમ સુવર્ણ વધુ તેજસ્વી બને તેમ તપસ્યાથી જંબૂકુમારનું મુખકમળ દેદીપ્યમાન બન્યું. આગમ અભ્યાસમાં આગળ વધીને તેઓ શ્રુતધર બન્યા. તેમની શાસન–ભક્તિ અને અપૂર્વ શક્તિ નીહાળીએ શ્રી સુધર્માસ્વામીએ તેમને પોતાની પાટ પર સ્થાપ્યા. તેઓ કેવળજ્ઞાન પામી કુલ ૮૦ વર્ષનું આયુષ્ય પાળીને મોક્ષે ગયા. તેમના પછી આ ભરતક્ષેત્રમાંથી અવસર્પિણી કાળમાં કોઈ મોક્ષે ગયેલ નથી. જંબૂકુમારે શ્રી પ્રભવસ્વામીને પોતાની પાટપરંપરા સોંપી.

જંબૂસ્વામીના નિર્વાણ બાદ નીચેની દશ વસ્તુઓ વિચ્છેદ પામી. ( ૧ ) મનઃ-પર્યવ જ્ઞાન, ( ૨ ) પરમાવધિ જ્ઞાન, ( ૩ ) પુલાક લબ્ધિ, ( ૪ ) આહારક શરીરની લબ્ધિ, ( ૫ ) ક્ષપકશ્રેણિ, ( ૬ ) ઉપશમશ્રેણિ, ( ૭ ) જિનકલ્પ, ( ૮ ) ત્રણ ચારિત્ર, ( ૯ ) કેવળજ્ઞાન અને ( ૧૦ ) સિદ્ધિપદ.*

ધન્ય હો તેવા મહાત્મા શ્રી જંબૂસ્વામીને !

* કેટલાક સ્થળે નીચે પ્રમાણે પણ દશ વસ્તુઓ ગણાવવામાં આવી છે: ( ૧ ) મનઃપર્યવજ્ઞાન ( ૨ ) પરમાવધિ જ્ઞાન ( ૩ ) આહારક શરીરની લબ્ધિ ( ૪ ) પુલાક લબ્ધિ ( ૫ ) જિનકલ્પ ( ૬ ) ક્ષપકશ્રેણી ( ૭ ) ઉપશમશ્રેણી ( ૮ ) સૂક્ષ્મસંપરાય ( ૯ ) પરિહારવિશુદ્ધિ અને ( ૧૦ ) યથાખ્યાત ચારિત્ર.

## ૩ શ્રી પ્રભવસ્વામી

ગૃહસ્થાવાસ ૩૦ વર્ષ: ચારિત્રપર્યાય ૫૫ વર્ષ: તેમાં સામાન્યવ્રતપર્યાય ૪૪ વર્ષ: યુગપ્રધાન ૧૧ વર્ષ: આયુષ્ય ૮૫ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૭૫ વર્ષ: ગોત્ર કાત્યાયન:

જયપુરના વિંધ્ય રાજાને બે પુત્ર હતા: **પ્રભવ** ને ***પ્રભુ**. કોઇ કારણથી રાજ્ય-ગાદીનો હક્ક પ્રભવનો હોવા છતાં, પ્રભુને સોંપાયો. પ્રભવનું સ્વમાન ઘવાયું અને નારાજ થઇને તે દેશાંતર ચાલ્યો ગયો. શરૂમાં તેમણે લૂંટ–ફાટ અને ચોરીનો ધંધો શરૂ કર્યો. ધીમે ધીમે તેના સાગ્રીતો વધતા ગયા અને તે ૫૦૦ ચોરોનો સ્વામી બન્યો.

પ્રભવના નામથી રડતાં છોકરા પણ છાના રહી જતાં. પ્રભવ અજેય ગણાતો. તેને (૧) તાલોદ્‌ઘાટિની અને (૨) અવસ્વાપિની એમ બે વિદ્યા આવડતી જેના પ્રભાવે તે ગમે તેવા તાળા ઉઘાડી શકે અને બીજી વિદ્યાને પ્રભાવે તે સૌ કોઇને નિદ્રાધીન બનાવી શકે.

જંબૂસ્વામીના લગ્ન પ્રસંગે તેના સાથીદારોએ આ પ્રસંગનો સંપૂર્ણ લાભ લેવા ઇચ્છા દર્શાવી. તેમનો હેતુ પુષ્કળ ધન મેળવવાનો હતો પણ કુદરત તેમને માટે જુદો જ ઘાટ ઘડી રહી હતી. સાંસારિક ધન મેળવવાને બદલે તેમને વૈરાગ્યરૂપી ધન સાંપડ્યું. હળુ-કર્મી જીવને એ રીતે કુદરત પણ મદદકર્તા બને છે. જંબૂસ્વામીના ઘરમાં દાખલ થઇને ધનના પોટલા બાંધ્યા તો ખરા; પણ અંતે જંબૂસ્વામીના પ્રભાવથી તેઓ સ્થંભી ગયા. પછી જંબૂસ્વામી અને તેઓની સ્ત્રીઓનો પરસ્પર વાર્તાલાપ સાંભળી તેમને પોતાના ધંધા–કૃત્ય માટે પસ્તાવો થયો. "कम्मे सूरा सो धम्मे सूरा" ની કહેવત ચરિતાર્થ કરી બતાવી અને પોતાના ચોરસમુદાય સહિત જંબૂસ્વામી સાથે પરમપાવની દીક્ષા સ્વીકારી.

ધીમે ધીમે તેણે પોતાનું વ્યક્તિત્વ ઝળકાવ્યું અને સંયમની સાધનામાં આગળ વધતા ગયા. પરિષહોથી લેશ માત્ર ડર્યા વિના તેને કર્મ ખપાવવાના સાધનરૂપ ગણી હસ્તે મોંએ તેનો સત્કાર કરતા. અતિદુષ્કર તપસ્યાને કારણે તેમજ ગુરુચરણની ભાવપૂર્વક સેવાથી તે ચૌદ પૂર્વધારી બન્યા. પોતાનો ગણધર કોણ થશે ? એવો પ્રશ્ન ઉદ્‌ભવતાં તેમણે જ્ઞાનનો ઉપયોગ દીધો. સ્વ–ગચ્છમાં કોઈ સમર્થ ન જણાતાં તેમણે અન્ય દર્શન પ્રતિ દૃષ્ટિ દોડાવી. **શય્યંભવ** નામના વિપ્રને સમર્થ જાણી તેમને પ્રતિ-બોધી પોતાની પાટ પર સ્થાપન કર્યા. કુલ પંચાશી વર્ષનું આયુષ્ય પાળી શ્રી મહાવીરસ્વામી પછી પંચોતેરમે વર્ષે સ્વર્ગે સીધાવ્યા.

---

* શ્રી. શ્વે. કૉન્ફ. હેરોલ્ડના જૈન ઇતિહાસ–સાહિત્ય અંક, પુ. ૧૧, અંક ૭–૯માં તપગચ્છની પટ્ટાવલીના ભાષાંતરમાં વિનયધર એવું નામ જણાવેલ છે.

# ૪. શ્રી શય્યંભવસૂરિ

**ગૃહસ્થવાસ ૨૮ વર્ષ: ચારિત્રપર્યાય ૩૪ વર્ષ: તેમાં સામાન્ય વ્રતપર્યાય ૧૧ વર્ષ: યુગપ્રધાન ૨૩ વર્ષ: સર્વાયુ ૬૨ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૯૮ વર્ષ: ગોત્ર વાત્સ્ય:***

રાજગૃહી નગરીમાં શ્રી શય્યંભવસૂરિનો જન્મ થયો હતો. તેઓ ધર્મે બ્રાહ્મણ હતા અને યજ્ઞ-યાગાદિ ક્રિયામાં રક્ત રહેતા. તેને જ પરમ તત્ત્વ માનતા. જીવને જ્યાં સુધી સાચી વસ્તુસ્થિતિનું ભાન ન થાય ત્યાં સુધી ખોટી—ભ્રામક વસ્તુને જ સાચા સ્વરૂપે માને તે સ્વાભાવિક જ છે.

પણ કુદરત તેમને અજ્ઞાન-સાગરમાં અટવાયા કરવા દે તેમ ન હતી. જ્ઞાનાવરણીય કર્મનો નાશ થતાં જેમ જ્ઞાનોદય થાય તેમ તેમને માટે પણ તેવો સમય નજીક આવી રહ્યો હતો. તેઓ આસન્નભવ્ય હતા.

યોગનિદ્રામાં રહેલા શ્રી પ્રભવસ્વામીને અર્ધરાત્રિ વ્યતીત થયે અચાનક વિચાર સ્ફૂર્યો કે-' મારો પટ્ટધર કોણ થશે ? ' વસ્તુની જાણ ખાતર તેમણે જ્ઞાનનો ઉપયોગ દીધો પણ પોતાના ગચ્છમાં કે સંઘમાં કોઇ સમર્થ વ્યક્તિ તેમની જ્ઞાન-નજરમાં ન ચડી. પછી તેમણે અન્ય દર્શન પ્રતિ જ્ઞાનોપયોગ દીધો; કારણ કે કાદવમાંથી પણ કમળ લેવું જોઇએ. છેવટે તેમણે શય્યંભવને પોતાની પાટ દીપાવનાર અને આર્હત ધર્મરૂપી કમળને પ્રફુલ્લિત કરનાર જાણ્યા. તેમને પ્રતિબોધ કરવા માટે તેઓ ત્યાંથી વિહાર કરી રાજગૃહી નગરીએ આવ્યા.

તે સમયે નગરમાં યજ્ઞનું કાર્ય ચાલી રહ્યું હતું. યજ્ઞસ્તંભ આગળ બકરાને હોમવા માટે બાંધવામાં આવેલ હતો અને વેદિકામાં અગ્નિ પ્રજ્વળી રહ્યો હતો. શય્યંભવ યજ્ઞવાડાના દ્વાર આગળ બેઠો હતો.

પ્રભવસ્વામીએ પોતાના બે ચાલાક મુનિઓને તૈયાર કર્યા અને કહ્યું કે-' તમારે ભિક્ષાના અર્થી થઇ યજ્ઞશાળામાં જવું અને ભિક્ષા ન આપે તો પણ પાછા વળતાં આ પ્રમાણે બોલવું : " અહો ! બહુ ખેદની વાત છે કે આટઆટલું કષ્ટ કર્યા છતાં તત્ત્વ તો કંઇ જણાતું નથી. " પ્રભવસ્વામીની યુક્તિ બરાબર બર આવી. મુનિરાજો તો તે પ્રકારે બોલીને ચાલ્યા ગયા, પણ તેના વચનોએ શય્યંભવનો વિચાર-તરંગ ઉછાળ્યો. તેને સમજાયું કે ઉપશમપ્રધાન સાધુઓ મૃષાવાદ સેવે નહિ. તેણે તરતજ ઉપાધ્યાયને સાચા તત્ત્વની પીછાણ પૂછી. પહેલાં તો ઉપાધ્યાયે વેદ અને વેદોપદેશિત ક્રિયા જ સત્ય તત્ત્વ છે એમ જણાવ્યું; પણ શય્યંભવને કોઇ રીતે સંતોષ ન થયો.

---

* વત્સ, વક્ષસ એવાં નામ પણ જણાવવામાં આવેલ છે.

તેનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. ઉપાધ્યાયના વર્તનમાં માયા-કપટ અને છેતરપીંડી દેખાયા. તેણે મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી અને ઉપાધ્યાયનો શિરચ્છેદ કરવા તૈયારી બતાવી. મરણ-ભયથી ઉપાધ્યાયે સાચું સ્વરૂપ જણાવ્યું. યજ્ઞસ્તંભ ઉખાડીને નીચે રહેલી શ્રી **શાંતિનાથ** ભગવાનની રત્નમય પ્રતિમા બતાવીને કહ્યું કે-' આ પ્રતિમાના પ્રભાવથી જ અમારું યજ્ઞ સંબંધી કાર્ય નિર્વિઘ્ન પાર પડતું હતું. જિનેશ્વર ભગવંતે ઉપદેશેલ જીવદયા-રૂપ ધર્મ જ ખરું તત્ત્વ છે. અમારી ઉદરપૂર્તિ માટે જ અમે તને ચિરકાળ સુધી છેતર્યા છે. હવે હે ભદ્ર! સાચો જિનધર્મ સ્વીકારી તારું કલ્યાણ કર.'

શય્યંભવની ભાવના શ્રેણીએ ચડવા લાગી. માયા-કપટ, પ્રપંચ અને અંધશ્રદ્ધા પર તેને તિરસ્કાર વછૂટ્યો. તેનો આત્મા આગળ ગતિ કરવા માટે અંદરથી પ્રેરણા કરી રહ્યો. તેણે મનમાં મક્કમપણે નિશ્ચય કરી વાળ્યો.

શય્યંભવ આવી ગયેલા મુનિરાજના પગલાનુસાર પ્રભવસ્વામી પાસે આવ્યો. વંદન કરી ધર્મતત્ત્વ જાણવાની જિજ્ઞાસા દર્શાવી. પ્રભવસ્વામીએ કહ્યું કે-' અહિંસા એ જ સર્વોત્તમ ધર્મ છે. ' પછી ધીમે ધીમે તેમને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ-ત્યાગરૂપ પાંચ મહાવ્રતોનું યથાસ્થિત સ્વરૂપ કહી બતાવ્યું.

શય્યંભવને અસાર સંસાર પર ઉદ્વેગ ઉપજ્યો. શ્રીપ્રભવસ્વામી પાસે તેમણે દીક્ષા સ્વીકારી અને ઉત્કૃષ્ટ તપસ્યા કરી પોતાનો કર્મ-મળ કમી કર્યો.

શય્યંભવે દીક્ષા લીધી ત્યારે તેમની ભાર્યા યૌવનવતી હતી. દયાની લાગણીથી અન્ય પુરુષો તેને પૂછતા કે-' હે ભદ્રે ! તારા ઉદરમાં કંઈ ગર્ભની સંભાવના છે ? ' તેના પ્રત્યુત્તરમાં તે જણાવતી કે 'मणयम्-કંઇક.' પતિ રહિત અવસ્થામાં સ્ત્રીઓ પુત્રની આશાએ જીવે છે. ધીમે ધીમે તેનો ગર્ભ વધવા લાગ્યો અને સંપૂર્ણ અવસરે તેણે પુત્રને જન્મ આપ્યો. मणयम् ઉપરથી **મનક** એવું નામ રાખવામાં આવ્યું. લાલનપાલન કરાતો તે આઠ વર્ષનો થયો. એકદા તેણે પોતાની માતાને પૂછ્યું કે તું વેશમાં અવિધવા ( સૌભાગ્યવતી ) જેવી લાગે છે માટે મારા પિતા ક્યાં છે ? તેની માતાએ પૂર્વની બધી હકીકત કહી સંભળાવી. મનકને પિતાના દર્શન કરવાની અભિલાષા ઉદ્ભવી

શય્યંભવસૂરિ આ સમયે *ચંપાનગરીમાં વિચરતા હતા. પુણ્યરાશિથી આકર્ષિત થયો હોય તેમ તે મનક પણ ત્યાં જ ગયો. સ્થંડિલ જઈને પાછા નગરી તરફ આવતા સૂરિએ તે બાળકને દૂરથી આવતો જોયો. કુદરતી રીતે જ તેમને તેના પર વાત્સલ્યભાવ ઉદ્ભવ્યો. તેને સર્વ વૃતાંત પૂછ્યો. બાળકે કહ્યું કે-'જો આપ મારા પિતાને બતાવો તો

* ભરતેશ્વર બાહુબલી વૃત્તિમાં પાટલીપુત્ર જણાવેલ છે.

હું તેમની પાસે દીક્ષા લઉં.' શય્યંભવસૂરિએ તેને પોતાનો જ પુત્ર જાણી કહ્યું-'વત્સ ! તારા પિતાને હું જાણું છું. તે મારા મિત્ર છે. તે અને હું શરીરથી અભિન્ન છીએ માટે તું મારી સાથે ચાલ, પિતા અને કાકામાં શો ભેદ રાખવો ?' ઉપાશ્રયે આવી તેને દીક્ષા આપી.

એકદા મનકના આયુષ માટે ઉપયોગ આપતાં છ મહિનાનું ટૂંકું જ આયુષ જણાયું. આથી શય્યંભવસૂરિ વિચાર કરવા લાગ્યા કે આ બાળકને શ્રુતધર શી રીતે બનાવી શકાય ? 'દશપૂર્વી અથવા ચૌદપૂર્વી કોઇ કારણસર શ્રુતના સારનો ઉધ્ધાર કરી શકે છે' એમ પૂર્વ મહાપુરુષો કહી ગયા છે એમ વિચારીને તેમણે સિધ્ધાંતમાંથી સાર ઉધ્ધરીને **દશવૈકાલિક** નામનું શ્રુતસ્કંધ રચ્યું. વિકાળ વેળાએ ભણી શકાય તેમજ દશ અધ્યયનવાળું હોવાથી તેનું દશવૈકાલિક એવું નામ ઉચિત જ હતું. તેના દશ અધ્યયનો નીચે પ્રમાણે છેઃ-

૧. **દ્રુમપુષ્પિક**-તેમાં ધર્મની પ્રશંસા-સ્તુતિ છે. દ્રુમના પુષ્પમાંથી ભ્રમર રસ ચૂંટી લે છે છતાં પુષ્પને ઇજા થતી નથી તેવી રીતે શ્રમણ-સાધુ વર્તે.

૨. **શ્રામણ્યપૂર્વિક**-ધર્મ તરફ રુચિ છતાં અભિનવ પ્રવ્રજિતને અધૃતિથી સંમોહ ન થાય માટે ધૈર્ય રાખવું તે સંબંધેનો આમાં અધિકાર છે.

૩. **ક્ષુલ્લિકાચાર કથા**-ધૃતિ આચારમાં જોઇએ તેથી આચારકથા ક્ષુલ્લિકા-નાની નાની આ અધ્યયનમાં કહેવામાં આવી છે.

૪. **ષડ્જીવનિકા**-ઉક્ત આચાર છ જીવ કાયગોચર હોવો જોઇએ તે સંબંધીના વર્ણન વિષે આ અધ્યયન છે.

૫. **પિંડૈષણા**-દેહ સ્વસ્થ હોય તો ધર્મ પાળી શકાય અને આહાર વિના દેહ સ્વસ્થ રહેતો નથી માટે સાવદ્ય અને નિરવદ્ય એ બે પ્રકારમાંથી નિરવદ્ય આહાર ગ્રાહ્ય છે એમ વિવેચનપૂર્વક બતાવ્યું છે. આમાં બે ઉદ્દેશક છે.

૬. **મહાચારકથા**-( ધર્મ, અર્થ, કામાધ્યયન )—ગોચરી જતાં મહાજન સમક્ષ સ્વાચાર નથી કહી શકાતો પણ આલયમાં ગુરુ કહે છે તેથી મહાજનને યોગ્ય એવી નાની નહિ પણ મોટી આચારકથા વર્ણવવામાં આવી છે.

૭. **વચનવિશુદ્ધિ**-તે કથા આલયમાં હોવા છતાં ગુરુમહારાજે નિરવદ્ય વચનથી કહેવી ઘટે.

૮. **આચારપ્રણિધિ**-નિરવદ્ય વચન આચારમાં પ્રણિહિતને માટે થાય છે.

૯. **વિનય**-આચારમાં પ્રણિહિત-દત્તચિત હોય તે યથાયોગ્ય વિનયસંપન્ન થાય છે. આમાં ચાર ઉદ્દેશક છે.

૧૦ **સભિક્ષુ**-ઉપરના નવે અધ્યયનના અર્થમાં જે વ્યવસ્થિત થાય છે તે સમ્યગ્ ભિક્ષુ થાય છે.

ઉપરના દશે અધ્યયનમાં સાધુ-ક્રિયામાર્ગનું સુંદર રીતે આલેખન કરવામાં આવ્યું છે. આ દશવૈકાલિક ઉપર શ્રી ભદ્રબાહુસ્વામીએ નિર્યુક્તિ રચી છે. તેમાં જણાવ્યું છે કે-ચોથું અધ્યયન આત્મપ્રવાદ પૂર્વમાંથી, પાંચમું કર્મપ્રવાદ પૂર્વમાંથી, સાતમું સત્યપ્રવાદ પૂર્વમાંથી અને બાકીના અધ્યયનો પ્રત્યાખ્યાન પૂર્વની ત્રીજી વસ્તુમાંથી ઉધ્ધૃત કરેલ છે.

શ્રી શય્યંભવસૂરિ દશવૈકાલિક સૂત્ર મનક મુનિને ભણાવવા લાગ્યા. છ માસને અંતે મનક મુનિ કાળ કરીને સ્વર્ગે ગયા. મનક મુનિના અવસાનથી શ્રી શય્યંભવસૂરિના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. આ જોઇ યશોભદ્રાદિ શિષ્યો આશ્ચર્ય પામ્યા. ગુરુમહારાજની આવી ચેષ્ટા જોઇ તેઓએ વિજ્ઞપ્તિ કરી કારણ પૂછયું. જવાબમાં ગુરુએ પૂર્વનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. આ સાંભળી શિષ્યગણે કહ્યું કે-'આપે અત્યાર સુધી પિતા-પુત્રનો સંબંધ અમને કેમ જણાવ્યો નહિ ? ગુરુપુત્રનું પણ ગુરુની જેમ માન રાખવું.' એ કહેવત અનુસાર અમે પણ યથોચિત વિનય જાળવત.' ગુરુશ્રીએ કહ્યું કે-'તપોવૃધ્ધ એવા તમારી વૈયાવચ્ચથી જ તેને ઉત્તમ ગતિ મળી છે. મારા પુત્ર તરીકેનો સંબંધ તમારા જાણવામાં આવ્યો હોત તો તમે તેની પાસે ઉપાસના ન કરાવત અને મનક મુનિ પણ પોતાનો સ્વાર્થ ભૂલી જાત. મનક મુનિને શ્રુતધર બનાવવા માટે મેં દશવૈકાલિક સૂત્ર બનાવ્યું હતું. હવે તેને યથાસ્થાને ગોઠવી તેનું સંવરણ કરી લઉં છું.'

આ પ્રમાણે સાંભળીને યશોભદ્રાદિક મુનિઓએ શ્રીસંઘને વાત જણાવી અને શ્રી સંઘની આગ્રહ વિનંતિથી શ્રી શય્યંભવસૂરિએ દશવૈકાલિક સૂત્રનુ સંવરણ ન કર્યું.

તેમણે પોતાની પાટ પર શ્રી યશોભદ્રસ્વામીને સ્થાપન કર્યા અને સમાધિમરણ પામી સ્વર્ગસ્થ થયા.

## ૫. શ્રી યશોભદ્રસ્વામી

ગૃહસ્થવાસ ૨૨ વર્ષ: ચારિત્રપર્યાય ૬૪ વર્ષ:-તેમાં સામાન્ય વ્રતપર્યાય ૧૪ વર્ષ: યુગપ્રધાન ૫૦ વર્ષ: સર્વાયુ ૮૬ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૧૪૮: ગોત્ર તુંગીયાયન:

શ્રી યશોભદ્રસ્વામી પાટલીપુરના વતની હતા. જન્મે બ્રાહ્મણ જ્ઞાતિના હતા. શ્રી શય્યંભવસૂરિ પાસે ધર્મોપદેશ સાંભળી તેઓ વૈરાગ્યવાસિત બનીને દીક્ષિત થયા. વિનયપૂર્વક ગુરુ પાસે શાસ્ત્રાભ્યાસ કરતાં તેમની ઉપદેશશક્તિ ખીલી ઉઠી, તેમણે પોતાના ઉત્તમ ચારિત્રપાલનથી તેમજ ઉગ્ર તપશ્ચર્યાથી જનસમાજ પર સારો પ્રભાવ પાડયો હતો. તેમના બુદ્ધિબળથી આકર્ષાઈ શ્રી શય્યંભવસૂરિએ તેમને પોતાના પદ પર સ્થાપન કર્યા. તેઓ ચૌદપૂર્વધારી બન્યા હતા. સંભૂતિવિજય નામના ચૌદ પૂર્વધર શિષ્યને પાટ સોંપી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

## ૬. શ્રી સંભૂતિવિજય અને શ્રી ભદ્રબાહુસ્વામી

### સંભૂતિવિજય

**ગૃહસ્થવાસ ૪૨ વર્ષ: ચારિત્રપર્યાય ૪૮ વર્ષ:–તેમાં ૪૦ વર્ષ સામાન્યવ્રતપર્યાય: ૮ વર્ષ યુગપ્રધાન: સર્વાયુ ૯૦ વર્ષ: ગોત્ર માઢર: સ્વર્ગગમન મ. સં. ૧૫૬:**

શ્રી સંભૂતિવિજય અને શ્રી ભદ્રબાહુસ્વામી બંને ગુરુભાઇ હતા. યશોભદ્રસ્વામીની પાટે પહેલા સંભૂતિવિજય આવ્યા. તેઓશ્રી સ્થૂલભદ્ર જેવા સમર્થ શીલશાળી પુરુષના દીક્ષાગુરુ હતા. તેઓ સ્વભાવે અતિ શાંત હતા. તેમની મુખમુદ્રા જ શાંતરસનું પાન કરાવતી ન હોય તેમ પાપી પુરુષ પણ તેમની આગળ વિનમ્ર બની જતા. અડતાલીશ વર્ષ પર્યંત નિરતિચાર ચારિત્ર પાળી તેમણે ૪૦ શિષ્યો બનાવ્યા, જેમાં નીચેના બાર તો સ્થવિર હતા.

૧. નંદનભદ્ર, ૨. ઉપનંદ, ૩. તીશભદ્ર, ૪. યશોભદ્ર, ૫. ગણિભદ્ર, ૬. પૂર્ણભદ્ર ૮. સ્થૂળભદ્ર ૯. ઋજુમતિ, ૧૦. જંબૂ, ૧૧ દીર્ઘભદ્ર અને ૧૨ પાંડુભદ્ર. સ્થવિર શબ્દ આચાર્યપદવાચક છે.

આઠ વર્ષ સુધી શાસનનાયક રહ્યા પછી મહાવીર સંવત ૧૫૬માં તેઓ સ્વર્ગે સીધાવ્યા. તેમના પછી શ્રી ભદ્રબાહુસ્વામી પટધર બન્યા.

### શ્રી ભદ્રબાહુસ્વામી

**ગૃહસ્થાવાસ ૪૫ વર્ષ: ચારિત્રપર્યાય ૩૧ વર્ષ:—તેમાં ૧૭ વર્ષ સામાન્ય વ્રતપર્યાય: યુગપ્રધાન ૧૪ વર્ષ: સર્વાયુ ૭૬ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૧૭૦ : ગોત્ર પ્રાચીન:**

દક્ષિણમાં આવેલ પ્રતિષ્ઠાનપુરમાં તેમનો જન્મ થયેલો. તેઓ બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમને વરાહમિહિર નામનો ભાઇ હતો. વિદ્યા મેળવવાનો અત્યંત ઉત્સાહ હોવાથી ખંતથી તેમણે ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, વ્યાકરણ, જ્યોતિષ વિગેરેનો અભ્યાસ કર્યો. તેઓ એક સારા વિદ્વાનની પંક્તિમાં ગણાવા લાગ્યા. ધીમે ધીમે તેની કીર્તિ ફેલાતી ગઇ અને જ્યોતિષ સંબંધેનું તેમનું જ્ઞાન અપૂર્વ મનાવા લાગ્યું.

ભાગ્યયોગે તેમને શ્રી યશોભદ્રસ્વામીનો સંયોગ થયો. સોના આગળ કથીર ફીક્કું લાગે તેમ તેમના અગાધ જ્ઞાન આગળ તેઓ ઝાંખા દેખાવા લાગ્યા. સાથે સાથે તેમને ધર્મના સાચા સ્વરૂપની પણ જાણ થઇ. તેમણે યશોભદ્રસ્વામી પાસે દીક્ષા લીધી. અતુળ બુદ્ધિબળથી તેઓ ચૌદપૂર્વધારી બન્યા હતા. પહેલાં કરતાં જ્યોતિષવિદ્યામાં પણ તેઓ વધુ પ્રવીણ બન્યા. તેનો ભાઇ વરાહમિહિર પણ જૈન દીક્ષાધારી થયો હતો. ગુરુએ ભદ્રબાહુની શક્તિ ને બુદ્ધિમત્તા જોઈ તેને આચાર્ય પદવી આપી તેથી વરાહમિહિરને ઇર્ષ્યા ઉપજી. તેણે ચારિત્રનો ત્યાગ કર્યો.

તે પણ જ્યોતિષવિદ્યાનું ઠીક જ્ઞાન ધરાવતો, તેથી તે વડે જ પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. જેમ જેમ તેની પ્રતિષ્ઠા વધતી ગઇ તેમ તેમ તે જૈન સાધુઓ પ્રત્યે વધુ દ્વેષી બનતો ગયો. અને નિરંતર જૈન શ્રમણોની નિંદા કરવા લાગ્યો.

વરાહમિહિરે પોતાનો પ્રભાવ ફેલાવવા અનેક કૂટ પ્રયત્નો કર્યા. વરાહમિહિરની વાત જનતાએ સાચી માની અને તેની પ્રતિષ્ઠા વધતી ગઇ. છેવટે તેને નંદરાજાની સભામાં પુરોહિતનું માનવંતુ સ્થાન મળ્યું અને સાથે જ જૈનધર્મ પરની ઇર્ષ્યા પણ વધી.

નંદરાજાને ત્યાં લાંબે સમયે એક પુત્ર જન્મ્યો. વરાહમિહિરે આ પુત્રની જન્મ-પત્રિકા બનાવી અને પુત્રનું સો વર્ષનું આયુષ્ય જણાવ્યું. રાજા ઘણો હર્ષિત થયો. વૃદ્ધાવસ્થાએ પુત્રજન્મ અને દીર્ઘ આયુષ્ય, આથી લોકો પણ ભાત-ભાતની ભેટ-સોગાદો લઈ ખુશાલી પ્રદર્શિત કરવા આવવા લાગ્યા. વરાહમિહિરને પોતાના વેરનો બદલો લેવાનો અવસર મળી ગયો. તેણે રાજાના કાન ભંભેર્યા કે-' મહારાજ ! આપના કુંવરના જન્મથી બધા રાજી થયા ને આપની પાસે આવી ગયા, પણ પેલા જૈનસાધુ ભદ્રબાહુ નથી આવ્યા તેનું કારણ તો જાણો.' રાજાએ શકડાળ મંત્રીને વાત કરી. શકડાળે ગુરુમહારાજને વાત કરી. વિચ-ક્ષણ ગુરુજી બધી વસ્તુ પામી ગયા. રાજાના કાન ભંભેરાયાની ગંધ પણ આવી ગઇ. તેમણે શાંત ચિત્તે કહેવરાવ્યું કે 'નકામું બે વાર શામાટે આવવું જવું પડે ? એ પુત્ર સાતમે દિવસે બિલાડીના મુખથી મૃત્યુ પામશે ત્યારે દિલાસો દેવા આવીશ.' મંત્રીએ જઇને રાજાને વાત કરી. રાજા આ સંદેશો સાંભળી ચોંકી ઊઠ્યો. વરાહમિહિર અને ભદ્રબાહુના જુદા જુદા કથનથી તે ચિંતાતુર બન્યો. ભદ્રબાહુના વચનને મિથ્યા બનાવવા માટે તેણે સખ્ત ચોકી પહેરો મૂકી દીધો અને આખા શહેરમાંથી બિલાડીઓને હાંકી કઢાવી. એક તો લાંબે વખતે પુત્ર સાંપડયો અને તેમાંય વળી રાજબીજ. તેના રક્ષણ માટે શી કમીના રખાય ? પણ વિધાતાના લેખ કે કર્મની ક્રિયાઓ કોઇથી ભુસાઇ છે ? બરાબર સાતમે દિવસે ધાવમાતા બારણામાં બેઠીબેઠી પુત્રને ધવરાવતી હતી ત્યાં જ બારણાનો આગ-ળીયો પુત્રના શિર પર પડયો ને તરત જ પુત્ર મરણ પામ્યો. ભદ્રબાહુસ્વામી રાજાનો શોક નિવારવા રાજમહેલમાં ગયા. રાજાને શાંતિ આપી ધીરજ પમાડી. સંસારની ચિત્ર-વિચિત્ર ઘટના કહી આશ્વાસન આપ્યું. રાજાને ઉત્તમ ઉપદેશથી કઇંક શાંતિ મળી. રાજાએ કહ્યું કે-'તમારા ભવિષ્ય કથન મુજબ પુત્ર મરણ પામ્યો ખરો પણ બિલાડીના મોઢાથી મરણ પામશે એમ જણાવ્યું હતું તે સત્ય ન થયું.' સૂરિજીએ આગળીયો મંગાવી બતાવ્યું તો તેના પર બિલાડીનું મોઢું કોતરાવેલ હતું.

આ પ્રમાણે ઘટના બનવાથી વરાહમિહિર તો ઝંખવાણો પડી ગયો. તેની બધી શેખી ઊડી ગઇ. ગરુડની ગતિ આગળ ચકલી શું કરી શકે ? તેને જ્યોતિષ ગ્રંથ પર ઘૃણા ઉપજી. જ્યોતિષના બધા પુસ્તકો પાણીમાં બોળી દેવા તે તૈયાર થયે

પણ ભદ્રબાહુસ્વામીએ તેને તેમ કરતાં વાર્યો, છતાં સૂરિજી પ્રત્યેનો દ્વેષ તેના અંતરમાંથી ન જ ખસ્યો.

કર્મસંયોગે વરાહમિહિર મરણ પામી વ્યંતર થયો. પૂર્વભવનું વેર સંભારી તેણે શ્રી સંઘમાં મરકીનો ઉપદ્રવ કર્યો. આ અણધારી પીડાથી જનસમાજ ત્રાસી ગયો. શ્રી સંઘે શાંતિ ઉપજાવવા માટે ભદ્રબાહુસ્વામીને આગ્રહભરી વિજ્ઞપ્તિ કરી. શ્રી સંઘની વિનંતિથી તેમણે **ઉવસગ્ગહરં** નામનું સાત ગાથાનું સ્તોત્ર બનાવ્યું જે સાંભળવા, ભણવા અને ગણવાથી મરકીનો ઉપદ્રવ શાંત થતો. આ સ્તોત્રમાં એટલો બધો પ્રભાવ હતો કે તેના ભણવાથી ધરણેંદ્રને પ્રત્યક્ષ આવવું પડતું. પછી તો લોકો નિરંતર નજીવા કારણ સર પણ ધરણેંદ્રને બોલાવવા લાગ્યા. આખરે ધરણેંદ્રની વિનંતિથી છેલ્લી બે ગાથા ગુરુમહારાજે ભંડારી મૂકી તેથી હાલમાં પાંચ ગાથા ઉપલબ્ધ છે. ઉવસગ્ગહરં સ્તોત્રમાં ચમત્કાર જ ભર્યો છે. ઊંડા ઉતરીને વાંચવા–વિચારવામાં આવે તો તેનું ખરું રહસ્ય સમજાઇ શકે. શ્રી પાર્શ્વપ્રભુ, તેમનો પાર્શ્વ નામનો યક્ષ, પદ્માવતી દેવી અને ધરણેંદ્રની દ્વિઅર્થી સ્તુતિ કરવામાં આવી છે. અર્થ જાણવાના જિજ્ઞાસુને મોટી ટીકા જોવાથી તેનો લાભ મળશે.

નવમા નંદને મારી ગાદીએ બેસનાર ચંદ્રગુપ્ત પર પણ ભદ્રબાહુસ્વામીની વિદ્વત્તાની ઘણી જ સારી અસર થઇ. એક વખત ચંદ્રગુપ્ત ભરનિદ્રામાં સૂતો હતો ત્યારે તેને સોળ સ્વપ્ન આવ્યાં એ સર્વેનો શ્રીભદ્રબાહુસ્વામીએ સ્પષ્ટતાથી ખુલાસો કર્યો, જે સાંભળી આગામી કાળનું દુઃખભર્યું માહાત્મ્ય જાણી રાજા ચંદ્રગુપ્તને બહુ દુઃખ થયું અને કેટલાકના માનવા પ્રમાણે તેણે પોતાના પુત્રને રાજ સોંપી દીક્ષા લીધી.

ભદ્રબાહુસ્વામીએ જાણ્યું કે બાર વર્ષનો ભયંકર દુકાળ પડશે. એટલે તેઓ મહાપ્રાણધ્યાનનો આરંભ કરવા નેપાળ દેશમાં ગયા. દુકાળથી અન્ન પાણીના સાંસા પડવા લાગ્યા. સાધુઓ દક્ષિણ દેશમાં ચાલ્યા ગયા. પણ દુકાળનું એક માઠું પરિણામ એ આવ્યું કે સાધુઓ આગમ પાઠ વિસરી ગયા. પેટ પૂરતો આહાર ન મળે ત્યાં સ્વાધ્યાય તો શી રીતે કરે ? વિદ્યાને જો વારંવાર યાદ કરવામાં ન આવે તો તે ભુલાઇ જાય. છેવટે પાટલીપુત્રમાં સંઘ ભેગો થયો અને જેને જે જે સૂત્રો યાદ હતા તે બધા એકઠા કરવા લાગ્યા. અગિયાર અંગો તો પ્રાપ્ત થઈ શકયા પણ બારમું **દષ્ટિવાદ** બાકી રહ્યું. બધા મૂંઝાવા લાગ્યા. છેવટે શ્રી ભદ્રબાહુસ્વામી ઉપર નજર ઠરી. તેમને તેડી લાવવા સંઘે બે સાધુઓને મોકલ્યા. ગુરુશ્રીએ કહેરાવ્યું કે 'તેઓએ મહાપ્રાણધ્યાન શરૂ કરેલ હોવાથી આવી શકશે નહિ.' સાધુઓએ આવી સંઘને વાત કરી. સંઘને આમાં પોતાનું સ્વમાન ને પ્રતિષ્ઠાની હાનિ જણાઈ. ભદ્રબાહુસ્વામી સમર્થ હતા છતાં તેમને બોધપાઠ

આપવાનો નિશ્ચય કર્યો. સંઘમાં કેટલું સામર્થ્ય છે તે સિદ્ધ કરી બતાવવાની જિજ્ઞાસા ઉદ્‌ભવી. સંઘે બીજા બે સાધુઓને તૈયાર કર્યા ને જણાવ્યું કે તમારે ભદ્રબાહુસ્વામી પાસે જઇ તેમને પૂછવું કે 'સંઘની આજ્ઞા ન માને તેને શી શિક્ષા ?' તેઓ 'સંઘબહાર' એમ કહે તો તમારે જણાવી દેવું કે સંઘે આપને એ શિક્ષા ફરમાવી છે. પેલા સાધુઓએ જઇને તે જ પ્રમાણે જણાવ્યું એટલે જવાબમાં શ્રી ભદ્રબાહુસ્વામીએ કહ્યું કે–' સંઘની આજ્ઞા મારે શિરોમાન્ય છે પણ શ્રી સંઘે મારા ઉપર કૃપા કરવી અને વિદ્વાન સાધુઓને મારી પાસે ભણવા મોકલવા. હું તેમને હંમેશા સાત વાચના આપીશ.' પછી શ્રી સંઘે સાધુઓને ત્યાં અભ્યાસ કરવા મોકલ્યા. તે વખતના સંઘમાં આટલી શક્તિ હતી !

તેઓશ્રી શ્રીસ્થૂલભદ્રના વિદ્યાગુરુ હતા. તેમણે સ્થૂલભદ્રને ૧૪ પૂર્વમાંથી દશ પૂર્વની અર્થ સહિત ને ચાર પૂર્વની મૂળ માત્ર વાચના આપી હતી. તેઓ સમર્થ વિદ્વાન હતા. વ્યવહાર સૂત્ર, દશાશ્રુતસ્કંધ તથા બૃહતકલ્પ તેમણે પોતે રચેલ છે. આ ઉપરાંત, દશ આગમો (૧) આવશ્યક, (૨) દશવૈકાલિક, (૩) ઉત્તરાધ્યયન, (૪) આચારાંગ, (૫) સૂત્રકૃતાંગ, (૬) દશાશ્રુતસ્કંધ, (૭) બૃહત્કલ્પ, (૮) વ્યવહાર સૂત્ર, (૯) સૂર્યપ્રજ્ઞપ્તિ અને (૧૦) ઋષિભાષિત પર નિર્યુક્તિઓ રચી છે. વિશેષમાં ઓઘનિર્યુક્તિ અને પિંડનિર્યુક્તિ પણ તેમની જ રચના મનાય છે જ્યારે સંસક્તનિર્યુક્તિ માટે નિશ્ચિત મત બંધાણો નથી.

પવિત્ર પર્વાધિરાજ પર્યુષણમાં વંચાતું કલ્પસૂત્ર પણ તેઓએ જ દશાશ્રુતસ્કંધ સૂત્રમાંથી જુદું પાડી બનાવ્યું છે.

શ્રી સ્થૂળભદ્રે પોતાની બ્હેનો યક્ષા વિગેરે સાધ્વીપણે વંદન કરવા આવતાં ચમત્કાર બતાવવાની બુદ્ધિથી સિંહનું રૂપ કર્યું. આ હકીકત શ્રી ભદ્રબાહુસ્વામીના જાણવામાં આવતાં તેમણે દશ પર્વ પછી વાંચના આપવી બંધ કરી. શ્રી સંઘે અન્ય સમર્થ સાધુઓને પૂર્વ શીખવવાનું જણાવ્યું ત્યારે ભદ્રબાહુસ્વામીએ કહ્યું કે ' સ્થૂળભદ્ર જેવાને જ્ઞાનનો અપચો થયો તો બીજાની તો શી વાત ? ' છેવટે શ્રી સંઘના આગ્રહથી છેલ્લા ચાર પૂર્વની મૂળથી વાંચના આપી, તે પણ હવે પછી બીજાને ન ભણાવવાની શરતે આપી. શ્રી મહાવીર પરમાત્માના નિર્વાણ પછી શ્રી ગૌતમસ્વામી, સુધર્માસ્વામી ને જંબૂસ્વામી ત્રણ કેવળી થયા અને પ્રભવસ્વામી, શય્યંભવસૂરિ, યશોભદ્રસૂરિ, સંભૂતિવિજય, ભદ્રબાહુસ્વામી ને સ્થૂળભદ્ર–એ છ ચૌદપૂર્વી–શ્રુતકેવળી થયા. ત્યારપછી દશ પૂર્વના જ્ઞાની આચાર્યો થયા. એમ ક્રમે ક્રમે પૂર્વનું જ્ઞાન ઘટતું ગયું.

શાસન પર મહદ્ ઉપકાર કરી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

सिरिथूलभद्द सत्तम ७, अट्ठमगा महागिरी–सुहत्थी ८ अ ।
सुट्ठिअ–सुप्पडिबद्ध, कोडिअकाकंदिगा नवमा ९ ॥ ४ ॥

७–तत्पट्टे श्रीथूलभद्रस्वामी ।
८–तत्पट्टे श्रीआर्यमहागिरि–श्रीआर्यसुहस्तिनौ ।
९–श्रीआर्यसुहस्तिपट्टे श्रीसुस्थितसुप्रतिबद्धौ ।

ગાથાર્થઃ—સાતમા શ્રી સ્થૂલભદ્ર, આઠમા શ્રી આર્યમહાગિરિ તથા શ્રી આર્યસુહસ્તિસૂરિ અને નવમા પટ્ટધર કોટિક–કાકંદીવાળા શ્રી આર્ય-સુસ્થિતસૂરિ તથા સુપ્રતિબદ્ધ થયા.

व्याख्या–७–सिरिथूलभद्दत्ति, श्रीसंभूतिविजय–भद्रबाहुस्वामिनोः सप्तमपट्टः श्रीस्थूल-भद्रस्वामी कोशाप्रतिबोधजनितयशोधवलीकृताखिलजगत् सर्व्वजनप्रसिद्धः । चतुर्दशपूर्वविदां पश्चिमः । क्वचिच्चत्वार्यन्त्यानि पूर्वाणि सूत्रतोऽधीतवानित्यपि । स च त्रिंशत् ३० गृहे, चतुर्विंशति २४ व्रते, पंचचत्वारिंशत् ४५ युगप्रधाने, सर्वायुर्नवनवति ९९ वर्षाणि परिपाल्य श्रीवीरात् पंचदशाधिकशतद्वय २१५ वर्षे स्वर्गभाक् । अत्र कविः—

श्रीनेमितोऽपि शकटालसुतं विचार्य, मन्यामहे वयममुं भटमेकमेव ।
देवोऽद्रिदुर्गमधिरुह्य जिघाय मोहं, यन्मोहनालयमयं तु वशी प्रविश्य ॥ १ ॥

श्रीवीरनिर्वाणात् चतुर्दशाधिकवर्षशतद्वये २१४ आषाढाऽऽचार्यात् अव्यक्तनामा तृतीयो निह्नवः ॥ छ ॥

८–अट्ठमगत्ति, श्रीस्थूलभद्रपट्टेऽष्टमौ पट्टधरौ श्रीआर्यमहागिरिः श्रीसुहस्ती चेत्युभावपि गुरुभ्रातरौ । तत्र श्रीआर्यमहागिरिर्जिनकल्पिकतुलनामारूढो, जिनकल्पिककल्पः । त्रिंशत् ३० गृहे, चत्वारिंशत् ४० व्रते, त्रिंशत् ३० युग० सर्वायुः शत १०० वर्ष परिपाल्य स्वर्गभाक् ॥

द्वितीयेनाऽऽर्यसुहस्तिना पूर्वभवे द्रमकीभूतोऽपि संप्रतिजीवः प्रव्राज्य त्रिखंडाधिपतित्वं प्रापितः । येन संप्रतिना त्रिखंडमितापि मही जिनप्रासादमंडिता विहिता, साधुवेषधारिनिजवंठ-पुरुषप्रेषणेनाऽनार्यदेशेऽपि साधुविहारः कारितः॥ स च आर्यसुहस्ती त्रिंशत् ३० गृहे, चतुर्विंशति २४ व्रते, षट्चत्वारिंशत् ४६ युग० सर्वायुः शतमेकं १०० परिपाल्य श्रीवीरात् एक नवत्य-धिकशतद्वये २९१ स्वर्गभाक् ।

यद्यपि श्रीस्थूलभद्रस्य पंचदशाधिकशतद्वय २१५ वर्षे स्वर्गो गुर्वावल्यनुसारेणोक्तः। श्रीमहागिरि–सुहस्तिनौ तु त्रिंशत्३०वर्षगृहस्थपर्यायावपि शत१००वर्षजीविनौ दुष्षमा-संघस्तोत्रयंत्रकानुसारेणोक्तौ ॥ तथा च सति श्रीआर्यसुहस्तिः श्रीस्थूलभद्रदीक्षितो न संपद्येत, तथापि गृहस्थपर्यायवर्षाणि न्यूनानि व्रतवर्षाणि चाधिकानीति विभाव्य घटनीयमिति ॥

तथा श्रीसुहस्तिदीक्षिताऽवंतिसुकुमालमृतिस्थाने तत्सुतेन देवकुलं कारितं तस्य च " महाकाल " इति नाम संजातं।

श्रीवीरनिर्वाणात् विंशत्यधिकवर्षशतद्वये २२० अश्वमित्रात् सामुच्छेदिकनामा चतुर्थो निह्नवः। तथा अष्टविंशत्यधिकशतद्वये २२८ गंगनामा द्विक्रियः पंचमो निह्नवः ॥ छ ॥

९–सुट्ठिअत्ति, श्रीसुहस्तिनः पट्टे नवमौ श्रीसुस्थित–सुप्रतिबद्धौ, कोटिक–काकंदिकौ। कोटिशः सूरिमंत्रजापात् कोटयंशसूरिमंत्रधारित्वाद्वा। ताभ्यां कौटिकनाम्ना गच्छोऽभूत्, अयं भावः—श्रीसुधर्मस्वामिनोऽष्टौ सूरीन् यावत् निर्ग्रंथाः साधवोऽनगारा इत्यादि सामान्यार्थाभिधायिन्याख्याऽसीत् नवमे च तत्पट्टे कौटिका इति विशेषार्थावबोधकं द्वितीयं नाम प्रादुर्भूतं ॥

श्रीआर्यमहागिरेस्तु शिष्यौ बहुल–बलिस्सहौ यमलभ्रातरौ, तस्य बलिस्सहस्य शिष्यः स्वातिः तत्त्वार्थादयो ग्रंथास्तु तत्कृता एव संभाव्यंते।

तच्छिष्यः श्यामाचार्यः प्रज्ञापनाकृत्। श्रीवीरात् षट्सप्तत्यधिकशतत्रये ३७६ स्वर्गभाक् ॥ तच्छिष्यः सांडिल्यो जीतमर्यादाकृदिति नंदिस्थविरावल्यामुक्तमस्ति। परं सा पट्टपरंपराऽन्येति बोध्यं ॥ ४ ॥

વ્યાખ્યાર્થ:—શ્રી સંભૂતિવિજય તથા ભદ્રબાહુસ્વામીની પાટે સાતમા પટ્ટધર તરીકે કોશયા નામની વેશ્યાને પ્રતિબોધ પમાડવાથી ઉત્પન્ન થયેલ કીર્તિવડે જેણે આખું જગત ઉજ્જવળ કર્યું તેવા અને સર્વ જનસમૂહમાં પ્રખ્યાતિ પામેલા શ્રી સ્થૂળભદ્ર આવ્યા. તેઓ છેલ્લા ચૌદપૂર્વધારી થયા એટલે કે તેમના પછી કોઇ ચૌદપૂર્વધારી થયેલ નથી. કેટલેક સ્થળે એવો પણ ઉલ્લેખ છે કે છેલ્લા ચાર પૂર્વ માત્ર મૂળથી જ ભણ્યા હતા. તેઓ ત્રીશ વર્ષ ગૃહસ્થાવાસમાં, ચોવીશ વર્ષ સામાન્યવ્રતપર્યાયમાં, પીસ્તાળીશ વર્ષ યુગપ્રધાન તરીકે એવી રીતે નવાણુ વર્ષનું સંપૂર્ણ આયુષ્ય પાળીને શ્રીવીર પરમાત્મા પછી ૨૧૫ વર્ષે સ્વર્ગગામી થયા. અહીં કવિ કહે છે કે–

શ્રીનેમિનાથ ભગવાન કરતાં પણ શકડાલસુત-સ્થૂલભદ્રને અમે અદ્વિતીય સુભટ-બહાદુર માનીએ છીએ; કેમકે નેમિપ્રભુએ તો પર્વતના કિલ્લા (ગિરનાર) ઉપર ચઢીને મોહને જીત્યો; જ્યારે શ્રી સ્થૂળભદ્રે તો કામદેવના ઘરમાં પ્રવેશ કરીને તેને વશ કર્યો-જીત્યો.

શ્રી વીરનિર્વાણ પછી ૨૧૪ વર્ષ વ્યતીત થયે આષાઢાભૂતિ નામના આચાર્યથી **અવ્યક્ત** નામનો ત્રીજો નિહ્નવ થયો.

શ્રી સ્થૂલભદ્ર પછી આઠમી પાટે શ્રી આર્યમહાગિરિ તથા આર્ય શ્રીસુહસ્તિસૂરિ-બંને ગુરુભાઇ આવ્યા. શ્રી આર્યમહાગિરિ જિનકલ્પીની જેવા આચરણવાળા જિનકલ્પી થયા. તેઓ ત્રીશ વર્ષ ગૃહસ્થાવાસમાં,૪૦ વર્ષ સામાન્ય વ્રતપર્યાયમાં, ત્રીશ વર્ષ યુગપ્રધાન તરીકે-એવી રીતે એક સો વર્ષનું આયુષ્ય ભોગવીને સ્વર્ગવાસી બન્યા.

બીજા શ્રી સુહસ્તિસૂરિએ સંપ્રતિ મહારાજાના પૂર્વ ભવના ગરીબ અવસ્થાના જીવને દીક્ષા આપીને ત્રણ ખંડનો સ્વામી બનાવ્યો. તે સંપ્રતિ મહારાજાએ ત્રણ ખંડ-પ્રમાણ પૃથ્વી જિનમંદિરોથી શોભાવી તેમજ અનાર્ય દેશોમાં પણ સાધુના વેશવાળા પોતાના વંઠ-બહુરૂપી પુરુષોને મોકલીને સાધુવિહાર સુગમ કરાવ્યો. તે શ્રીઆર્યસુહસ્તિસૂરિ ત્રીશ વર્ષ ઘરમાં, ૨૪ વર્ષ સામાન્યવ્રતપર્યાયમાં, ૪૬ વર્ષ યુગપ્રધાન પદે-એવી રીતે એક સો વર્ષનું આયુષ્ય પાળીને શ્રી વીર પરમાત્મા પછી બસો એકાણુમે વર્ષે સ્વર્ગે ગયા.

ગુર્વાવલીના આધારે વીર પરમાત્મા પછી ૨૧૫ વર્ષે શ્રી સ્થૂલભદ્ર સ્વર્ગવાસી થયા એમ જણાવ્યું છે. દુષમાસંઘસ્તોત્રયંત્રના આધારે શ્રી આર્યમહાગિરિ તથા શ્રી આર્ય-સુહસ્તિસૂરિનો ગૃહસ્થપર્યાય ત્રીશ વર્ષનો છતાં આયુષ્ય ૧૦૦ વર્ષનું જણાવવામાં આવ્યું છે. જો આર્યસુહસ્તિને શ્રી સ્થૂલભદ્રના હસ્તદીક્ષિત ન માનીએ તો ગૃહસ્થપર્યાયના વર્ષો ઓછા અને ચારિત્રપર્યાયના વર્ષો વધારે એમ સમજીને મેળ બેસારવો જોઇએ.

શ્રી આર્યસુહસ્તિસૂરિવડે દીક્ષિત થયેલા શ્રીઅવંતિસુકુમાળના મૃત્યુસ્થાને તેના પુત્રે દેવવિમાન સરખું જિનમંદિર કરાવ્યું અને તેનું "**મહાકાળ**" એવું નામ પ્રસિદ્ધ થયું.

શ્રી વીર નિર્વાણ પછી ૨૨૦ વર્ષે અશ્વમિત્રથી **સામુચ્છેદિક** નામનો ચોથો નિહ્નવ તથા ૨૨૮ વર્ષે **ગંગ** નામનો સમકાળે બે ક્રિયામાં ઉપયોગ માનનારો પાંચમો નિહ્નવ થયો.

શ્રી આર્યસુહસ્તિસૂરિની પાટે નવમા પટ્ટધર તરીકે કોટિક-કાકંદિક શ્રી સુસ્થિતસૂરિ અને સુપ્રતિબદ્ધસૂરિ આવ્યા. સૂરિમંત્રનો ક્રોડ વખત જાપ કરવાથી અથવા ક્રોડના અંશ ભાગમાં સૂરિમંત્ર અવધારવાથી તે બન્ને દ્વારા કૌટિક નામના ગચ્છની સ્થાપના થઈ. શ્રી સુધર્માસ્વામીથી આઠ પાટ સુધી ચાલતા ગચ્છનું **નિર્ગ્રંથ** એવું સામાન્ય નામ હતું પણ નવમા પટ્ટધર પછી **કૌટિક** એવું વિશેષ અર્થ જણાવનારું બીજું નામ થયું.

શ્રી આર્યમહાગિરિના **બહુલ** અને **બલિસ્સહ** નામના જોડીયા જન્મેલા બે ભાઇઓ શિષ્ય થયા હતા. તે બલિસ્સહના શિષ્ય **ઉમાસ્વાતિ** નામના થયા અને **તત્ત્વાર્થ** સૂત્ર વિગેરે અનેક ગ્રંથો તેમના રચેલા મનાય છે.

તે ઉમાસ્વાતિના શિષ્ય **શ્યામાચાર્ય** થયા જેમણે પ્રજ્ઞાપના (પન્નવણા) સૂત્ર બનાવ્યું. તેઓશ્રી વીરનિર્વાણ પછી ૩૭૬ વર્ષે સ્વર્ગે ગયા. તેમના શિષ્ય શ્રી **સાંડિલ્ય** નામના થયા જેણે **જીતમર્યાદા** બનાવ્યું, આવો ઉલ્લેખ નંદિસ્થવિરાવલીમાં છે; પણ આ પટ્ટપરંપરા બીજી જાણવી.

## ૭. શ્રી સ્થૂળભદ્ર

ગૃહસ્થવાસ ૩૦ વર્ષ: ચારિત્રપર્યાય ૬૯ વર્ષ:—તેમાં સામાન્ય વ્રતપર્યાય ૨૪ વર્ષ: યુગપ્રધાન ૪૫ વર્ષ: સર્વાયુ ૯૯ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૨૧૫ વર્ષ: ગોત્ર ગૌતમ:

સમગ્ર ભારતવર્ષ ઉપર તે સમયે રાજા નવમા નંદની આણ વર્તતી હતી. રાજધાનીનું શહેર **પાટલીપુત્ર** શોભા-સૌંદર્યમાં માજા મૂકતું હતું. રાજાને બુદ્ધિનિધાન શકડાલ નામનો મુખ્ય મંત્રી હતો. શકડાળને લક્ષ્મીવતી નામની સ્ત્રી અને **સ્થૂળભદ્ર** તથા **શ્રીયક** નામના બે પુત્રરત્ન તેમજ **યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેણા, વેણા** અને **રેણા** એ નામના સાત પુત્રીરત્ન હતાં.

શકડાલ બુદ્ધિનિધાન હોવા સાથે સમયજ્ઞ હોવાથી રાજાના જમણા હાથ સમાન ગણાતો. તેની સલાહ વગર રાજાનું કોઇ પણ કાર્ય થતું નહિ. સિંહના દીકરા શૂરવીર જ હોય તેમ સ્થૂળભદ્ર તેમજ શ્રીયક પણ કંઇ કમ ન હતા. શ્રીયકને તો રાજાએ પોતાનો ખાસ અંગરક્ષક નીમ્યો હતો.

× × ×

રૂપરૂપના અંબાર જેવી **કોશા** નામની વેશ્યા તે નગરને શોભાવી રહી હતી. પાટલીપુત્રમાંના કોશાના નિવાસે શહેરની કીર્તિ દિગદિગંતમાં ફેલાવી મૂકી હતી. વેશ્યાના

મુખદર્શનનો લાભ લેવા દૂર દેશાવરથી પથિકો આવતા. પ્રાચીન સમયમાં ડહાપણનો ઇજારો વેશ્યાઓને જ ફાળે મનાતો. નૃત્ય કે સંગીતમાં તેની હરિફાઇ કરવાને કોઇ ઉદ્યુક્ત બનતું નહિ. તેની નજર માત્રથી ભલભલા મુનિઓના માનભંગ થતાં. ભલભલા રાજકુમારો અને કોટયાધિપતિઓના પુત્રો તેને ત્યાં શિક્ષણ અને ડહાપણ મેળવવા આવતા. તેની એવી છાપ હતી કે ત્યાં શિક્ષણ લીધા વિનાનો મનુષ્ય વ્યવહારકુશળ ગણાતો નહિ. તે નાચમાં તો એવી પ્રવીણ ગણાતી કે તેનો નાચ જોયા પછી પણ માણસોને પોતાની બુદ્ધિ પર વિશ્વાસ આવતાં વખત લાગે. વેશ્યાની કુશળતા સાથે તેનું રૂપ પણ સુંદર હતું. તે જયારે કબરી ( અંબોડો ) છૂટો મૂકતી ત્યારે તેના વાળ સર્પરાજનું ભાન કરાવતા. તેના હાથ કમળના ડોડા સમાન હતા. તેના નેત્ર આગળ હરિણો ઝંખવાણા પડતા.

શકડાલે પણ પોતાના જયેષ્ઠ પુત્ર સ્થૂળભદ્રને ત્યાં મોકલ્યો. કોશા વેશ્યા ગોખમાંથી જુએ છે. તો અઢાર વર્ષનો કલૈયો કુંવર પોતાના મહેલ તરફ આવી રહ્યો છે. તેનો ચહેરો અને રૂઆબ તેના હૃદયની આરપાર નીકળી ગયા. પાસે બેઠેલ દાસીને સ્થૂળભદ્રને તેડી લાવવા આજ્ઞા કરી. દાસીએ આવી વિનંતિ કરી પણ સ્થૂલભદ્રે કહ્યું કે ‘ તારી બાઇ જાતે તેડવા આવે તો હું આવું.’ તેની પ્રતિભા જોઇ કોશા આવી અને માન સહિત તેડી ગઇ.

સ્થૂલભદ્ર કળા શીખવા માટે આવેલ હતા. પિતાએ તેને માટે જોઇએ તેટલા દ્રવ્યની સગવડ કરી હતી. ધીમેધીમે કળા શીખતાં તે કોશાના પ્રેમમાં પડયા. ખીરનું ભોજન મળ્યા પછી કોદ્રવાનું ભોજન કોણ કરે ? કોશાએ પણ બીજા સાથે પ્રેમ કરવો છોડી દીધો. સ્થૂળભદ્ર તેમજ કોશાને જળ–મત્સ્ય જેવી પ્રીત બંધાણી. સ્થૂળભદ્ર કોશાને જ જુએ ને કોશા સ્થૂળભદ્રને જ દેખે. કોશાનું ભુવન એટલે ભોગવિલાસનો દરિયો. તેમાં જે ડૂબ્યો તે બહાર નીકળે જ નહિ. દિવસો ઉપર દિવસો વીતતાં ગયાં. સ્થૂળભદ્રને કોશા–ગૃહે આવ્યાને બાર વર્ષ વીતી ગયા.

× × ×

હવે તે જ પાટલીપુત્ર નગરમાં **વરરુચિ** નામનો વિપ્ર રહેતો હતો પણ તે મિથ્યાદષ્ટિ હતો. તે કવિ હોવા સાથે વાદી અને વૈયાકરણી પણ ગણાતો. તે હમેશાં નંદરાજાના દરબારમાં આવીને એક સો આઠ નૂતન શ્લોક રચીને રાજાના મનનું રંજન કરવા લાગ્યો, પરંતુ શકડાલ મંત્રી તે મિથ્યાદષ્ટિ હોવાથી તેની પ્રશંસા કરતો નહિ, એટલે રાજા તુષ્ટમાન થઇને તેને દાન પણ આપતો નહિ. આથી વરરુચિ શકડાલ મંત્રીની ભાર્યા પાસે ગયો અને તેને વિજ્ઞપ્તિ કરી કે મંત્રી પોતાની પ્રશંસા કરે તો મને આજીવિકા મળે. મંત્રી-પત્નીએ શકડાળને તે બ્રાહ્મણની પ્રશંસા કરવા આગ્રહ કર્યો. અંધ, બાળક, સ્ત્રી અને મૂર્ખનો આગ્રહ દૂરતિક્રમ્ય હોય છે. બીજે દિવસે શકડાળે પ્રશંસા કરી તેથી રાજાએ પ્રસન્ન થઇને તેને એક સો આઠ દીનાર ઈનામ તરીકે અપાવ્યા. આ પ્રમાણે હમેશાં બનવા લાગ્યું

તેથી મંત્રીએ રાજાને વિજ્ઞપ્તિ કરી કે–' રાજન્ ! આપ આટલું બધું દાન શા માટે આપો છો ?' રાજાએ કહ્યું કે–'તમે પ્રશંસા કરી છે તેથી જ આપું છું.' એટલે મંત્રીએ કહ્યું કે– 'મેં વરરુચિની પ્રશંસા નથી કરી પણ મૂળ સુભાષિતકારની પ્રશંસા કરી છે. આ બધા વરરુચિના પોતાના બનાવેલા શ્લોકો નથી; પરકીય છે. તેના બોલેલા શ્લોકો તો મારી પુત્રીઓ પણ જાણે છે. પ્રાતઃકાળે તેને હું આપની સમક્ષ રજૂ કરીશ.'

બીજે દિવસે મંત્રીએ પોતાની પુત્રીઓને પડદાની પછવાડે બેસારી. તેઓની શક્તિ એવી હતી કે પહેલી પુત્રી યક્ષા એક વાર સાંભળેલું યાદ રાખી શકતી, બીજી યક્ષદત્તા બે વાર સાંભળેલું યાદ રાખી શકતી, એમ સાતે પુત્રીઓ અનુક્રમે યાદ રાખી શકતી વરરુચિ જેવો શ્લોકો બોલી ગયો કે તરતજ બધી પુત્રીઓ એક પછી એક તે સર્વ શ્લોકો બોલી ગઇ. રાજાએ દાન ન આપ્યું તેથી વરરુચિ ઝંખવાણો પડી ગયો. તેણે શકડાળ પાસેથી વેરનો બદલો લેવાનો મનસુબો કર્યો.

જનપ્રસિદ્ધિ માટે તેણે બીજો પ્રયત્ન આદર્યો. ગંગાના જળમાં તેણે એક યંત્ર ગોઠવ્યું અને તેની એવી રચના કરી કે પગ દબાવતાં તેમાંથી સોનામહોરોની કોથળી ઉછળીને હાથમાં આવી પડતી. તેણે લોકમાં એવી વાત પ્રચલિત કરી કે–'ગંગાદેવી મારી સ્તુતિથી પ્રસન્ન થઈને હમેશાં મને સોનામહોરોની બક્ષીસ આપે છે.' શકડાળ મંત્રીને આમાં કપટની ગંધ આવી. તેમણે બધી બાતમી મેળવી લઈ રાજાને વાત કરી. તેની પરીક્ષા કરવાનો રાજાએ નિશ્ચય કર્યો.

વરરુચિ એવું કપટ કરતો કે રાત્રિના નિર્જન વાતાવરણમાં સોનામહોરની કોથળી તે યંત્રમાં સંતાડી આવતો. શકડાળ મંત્રીએ પોતાના ગુપ્તચરને હકીકતથી વાકેફ કરી વરરુચિની પાછળ પાછળ મોકલ્યો. જેવી તે કોથળી સંતાડીને ગયો કે તરતજ ગુપ્તચરે તે કોથળી કાઢી લીધી ને મંત્રીને સોંપી.

વરરુચિને ઉપરની બીનાની જાણ નહોતી. તેણે સવારના જઇ નિત્યક્રમ પ્રમાણે ગંગા મૈયાની સ્તુતિ કરવા માંડી. રાજા, મંત્રી વિગેરે બહોળો જનસમુદાય એકઠો થયો હતો. વરરુચિ પગ દબાવવા મંડ્યો, પણ કોથળી હોય તો ઉછળીને આવી પડે ને ! પગ દબાવવાથી કોથળી ન મળી ત્યારે તેણે હાથ નાખ્યા પણ मूलो नास्ति कुतः शाखा ? વરરુચિ તરતજ બધી વસ્તુ પામી ગયો. મંત્રીના વદનકમળ પરની રેખાઓ જાણે તેની મશ્કરી કરતી હોય તેમ તેને જણાયું. પછી મંત્રીએ પોતા પાસે રાખેલી સોનામહોરની કોથળી તેની સમક્ષ રજૂ કરી. લોકો વરરુચિનું કપટ કળી ગયા અને વરરુચિનું મન તો અત્યંત ખિન્ન થયું. તે મંત્રીનો પૂરો દ્વેષી બન્યો ને મંત્રીના છિદ્ર શોધવા લાગ્યો.

રાત્રિ–દિવસ પ્રધાન પર વેર વાળવાની મનોવૃત્તિ વરરુચિ સેવવા લાગ્યો. વૈરાગ્નિએ

તેના મનમાં જ્વલંત રૂપ લીધું અને તેની નિદ્રા પણ ઊડી ગઇ. તેણે વિચાર્યું કે જો શકડાળે મારો પ્રપંચ ન પકડી પાડ્યો હોત તો લોકોમાં મારી કેટલી પ્રતિષ્ઠા જામત? લોકો કહેત કે–વરરુચિની કાવ્ય–ચમત્કૃતિથી પ્રસન્ન થઈ ગંગામૈયા પણ સોનામહોરોની ભેટ આપે છે; પણ શકડાળના પ્રયત્નથી મારી આ મનોભાવના આકાશ–પુષ્પ જેવી બની.

શ્રીયકના લગ્નની તૈયારી ચાલી રહી હતી. વરરુચિને વેર વાળવાનો આ અવસર સરસ લાગ્યો. નંદરાજા શસ્ત્રપ્રિય હતો અને તેથી રાજા પોતાના ઘેર પધારે ત્યારે ભેટ આપવા માટે શકડાળ મંત્રી શસ્ત્રો તૈયાર કરાવી રહ્યો હતો. આ પ્રસંગનો વરરુચિએ લાભ લીધો. તેણે શેરીમાં ફરતા નાના નાના છોકરાઓને એકઠા કર્યાં અને થોડી થોડી મીઠાઇ, ચણા વિગેરે વ્હેંચી નીચેની મતલબનું ગાવાનું શીખવ્યું. નાના બાળકો પણ લાલચે–લાલચે હંમેશા તે પ્રમાણે બોલવા લાગ્યા.

न वेत्ति राजा यदसौ, शकडालः करिष्यति ।
व्यापाद्य नंदं तद्राज्ये, श्रीयकं स्थापयिष्यति ॥

કોઇ વાત જાણે નહિ, કરે શકડાલ શું કાજ ?
નંદરાય મારી કરી, શ્રીયકને દેશે રાજ.

ફરવા જતાં રાજાએ એકદા આ સાંભળ્યું. રાજા, વાજા ને વાંદરા તેનો શો વિશ્વાસ હોઈ શકે? નંદરાજાને વ્હેમ આવ્યો. તેણે પોતાના સેવકને તપાસ કરવા મોકલ્યો અને તેણે ત્યાંની વસ્તુસ્થિતિ રાજાને નિવેદન કરી.

બીજે દિવસે મંત્રીએ આવીને પ્રણામ કર્યો એટલે રાજા ક્રોધથી વિમુખ થઇને બેઠો. શકડાળને સમાચાર મળ્યા કે રાજા રીસે ભરાણો છે અને આખા કુટુંબનો નાશ કરવા ઇચ્છે છે. તેણે ઘરે આવી શ્રીયકને બધી વાત સમજાવી અને વધુમાં ફરમાવ્યું કે–' કાલે જ્યારે રાજાને હું મસ્તક નમાવું ત્યારે તારે મારો શિરચ્છેદ કરવો.' આ સાંભળી શ્રીયક અવાક્ થઇ ગયો. તેનું આખું શરીર કંપી ઊઠ્યું. પિતાને તેણે કહ્યું કે–'ચંડાળ પણ આવું કુકૃત્ય ન કરે, તો મારાથી તો કેમ જ થઇ શકે?' શકડાલે તેને સમજાવ્યો કે 'હું તો હવે ખર્યું પાન જ છું, બે–ચાર વર્ષમાં મરવાનો તો છું જ, પણ મારા એકના ભોગે આપણા આખા કુટુંબનો બચાવ થઇ જશે. વળી હું ગળામાં કાતિલ ઝેર રાખીશ એટલે મને વધુ દુઃખ પણ નહિં થાય.'

બીજે દિવસે જેવો શકડાળે નમસ્કાર કર્યો કે શ્રીયકે મ્યાનમાંથી તલવાર કાઢી તેનો શિરચ્છેદ કર્યો. આ જોઇ નંદરાજા બોલી ઊઠ્યોઃ ' અરે! અરે શ્રીયક! તેં આ અઘટિત શું કર્યું?' શ્રીયકે જણાવ્યું કે–'મારા પિતા રાજદ્રોહી બન્યા છે એમ આપના

જાણવામાં આવ્યું તેથી મેં તેમનો વધ કર્યો.' શ્રીયકની સ્વામીભક્તિ જોઇ રાજા બહુ પ્રસન્ન થયો અને પિતાની જગ્યા સંભાળી લેવા સૂચવ્યું. શ્રીયકે કહ્યું કે-' મારે સ્થૂલભદ્ર નામના મોટા ભાઇ છે તે આ જગ્યાને લાયક છે.' રાજાએ કહ્યું કે-' તારા મોટા ભાઈ કેમ કોઇ દિવસ જણાતા નથી ?' શ્રીયકે કહ્યું કે-' મહારાજ ! તે કોશા વેશ્યાને ત્યાં રહે છે અને ત્યાં ભોગ ભોગવતા તેને બાર વર્ષ થયા છે.' રાજાએ સ્થૂલભદ્રને તેડવા સૈનિક મોકલ્યો.

સ્થૂલભદ્ર આવ્યા. રાજાએ તેમને પ્રધાનપદ લેવા કહ્યું. તેણે વિચાર કર્યા પછી જવાબ જણાવવા કહ્યું. રાજાએ રજા આપી એટલે અશોકવાડીમાં જઈ વિચાર કરવા લાગ્યા. અહો ! પ્રધાનપદ કેવું ! આ પ્રધાનપદને લીધે જ મારા પિતાનું કમોતે મૃત્યુ નીપજ્યું. પ્રધાનપદ લેવું એટલે રાજા તથા પ્રજા બંનેને રીઝવવા. કાર્યભાર પણ એટલો બધો કે આત્માનો વિચાર કરવાની પુરસદ જ નહિ.

સ્થૂલભદ્રને સંસારની ઘટમાળનો અનુભવ થયો. તેમનો સુષુપ્ત આત્મા જાગૃત બન્યો. પિતાના મૃત્યુથી અને વિચારને પરિણામે તેઓ સાચા વૈરાગ્યરંગથી રંગાયા. રાજાની સભામાં જઇ, આશીર્વાદ આપી તેઓ ચાલી નીકળ્યા.

પંચમુષ્ટિ લોચ કરી શ્રી સંભૂતિવિજય નામના આચાર્ય પાસે દીક્ષા સ્વીકારી. બુદ્ધિની તીવ્રતાથી અલ્પસમયમાં જ્ઞાનપ્રાપ્તિ સાથે મન પર તેઓએ અદ્દ્ભુત અંકુશ કેળવ્યો.

× × ×

ચોમાસું નજીક આવ્યું. સાધુના આચાર પ્રમાણે ચાતુર્માસમાં એક સ્થાને રહેવું જોઇએ. જુદા જુદા સાધુઓ જુદે જુદે સ્થળે જવા માટે ગુરુની આજ્ઞા માગવા લાગ્યા. એક સાધુએ સિંહની ગુફા પાસે, બીજાએ સર્પના રાફડા આગળ, ત્રીજાએ કૂવાના ભારવટિયા પર કાયોત્સર્ગ ધ્યાનમાં રહેવાની આજ્ઞા માગી. સ્થૂલભદ્રે પણ કોશાગૃહે રંગભૂમિમાં રહેવાની પરવાનગી માગી. દરેકને લાભ થવાનું જ્ઞાનથી જાણી ગુરુએ સંમતિ આપી.

સ્થૂલભદ્રના દીક્ષિત થયાના સમાચાર સાંભળી કોશા ખિન્ન થઇ હતી. તે દિવસથી તેનું મન બેચેન જેવું લાગતું હતું. તેની માતા અક્કાએ પોતાનો વેશ્યા-વહેવાર સમજાવ્યો, પણ સત્ય પ્રેમના રંગે રંગાયેલી કોશાના મન પર તેની અસર થઇ નહિ.

સ્થૂલભદ્રને પોતાના આવાસ તરફ આવતા જોઇ કોશા રાજી-રાજી થઈ ગઇ. સ્થૂલભદ્રે આવી, ધર્મલાભ આપી તેના રંગભુવનમાં ઉતરવાની આજ્ઞા માગી. કોશાએ કહ્યું-'પ્રિયતમ !

આ દેહ જ તમારો છે ત્યાં આ રંગભુવન માટે શું આજ્ઞા માગો છો ?' સ્થૂલભદ્રે કહ્યું: 'પૂર્વના ભોગવિલાસના દિવસો ગયા, હવે તો હું સાધુ થયો છું, તારી રજા હોય તો જ મારાથી અંદર અવાય.' કોશાએ વિચાર્યું કે–' વ્રતનો ભાર ન સહન કરી શકવાથી જ અહીં આવ્યા જણાય છે, પરંતુ લજ્જાને લીધે હમણાં તે કંઇ નહિ બોલે. હું મારા શબ્દચાતુર્યથી અને શૃંગાર–પરિધાનથી તેમને વિષયરસમાં ડૂબાડી દઇશ.'

કોશા વેશ્યા હમેશાં બાકણ, સંબાકણ ને સંબાનેય એ ત્રણ પ્રકારના ધાન્યથી, તેમજ દૂધ, દહીં, ઘી, કાંજી, છાશ અને મદ્ય એ છ પ્રકારના રસોથી તથા મૂળ–કંદ, ઈક્ષુરસ, લતા, પત્ર, પુષ્પ અને ફળ એ છ પ્રકારના શાકથી સ્થૂલભદ્રને રીઝવવા લાગી. સુંદર વસ્ત્રાભરણ અને નેત્રકટાક્ષથી તેનું મન ચળાવવા લાગી પણ સ્થૂલભદ્ર ઉપર તેની રંચ માત્ર અસર થઇ નહિ. અધ્યાત્મથી રંગાયેલા આત્માને દુન્યવી પ્રલોભનો શું કરી શકે ? તેણે મોહ પમાડવા જેટલા જેટલા પ્રયત્નો કર્યા તે બધા જળ મધ્યે દીપકની જેમ અથવા તો આકાશમાં ચિત્ર ચિતરવાની જેમ નિષ્ફળ થયા.

પછી તો કોશા સ્થૂલભદ્રને પગે પડી અને પૂર્વની માફક ભોગ ભોગવવા પ્રાર્થના કરી. સ્થૂલભદ્રે કહ્યું કે–' પૂર્વની અને અત્યારની સ્થિતિમાં ફેર છે. હવે હું વૈરાગ્યવાસિત સાધુ બન્યો છું. જિનેશ્વર ભગવાને બતાવેલા માર્ગે મારે સંચરવાનું છે. આ સંસાર મને અસાર સમજાયો છે અને જોબન તો સંધ્યાના રંગ જેવું, ફુટેલા કાચના કટકા જેવું અને નાટકના શણગાર જેવું છે. હવે તો હું તને પ્રતિબોધ કરવાને આવ્યો છું.' સ્થૂલભદ્રના સંસર્ગથી અને નીતિપ્રેરક ઉપદેશથી છેવટે કોશાએ પોતાનો કુળાચાર ધર્મ છોડી શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. સાથે સાથે મનમાં અભિગ્રહ પણ કર્યો કે કદાચ રાજા પ્રસન્ન થઈને મારી પાસે કોઇ પુરુષને મોકલે તેની સાથે ભોગ ભોગવવાની છૂટ; બાકીના સર્વેને માટે પ્રતિબંધ છે.

શ્રી વીરવિજયજી મહારાજે **સ્થૂલભદ્રની શિયળવેલ**માં કોશા અને સ્થૂલભદ્રનો સંવાદ સરસ રીતે ચિતર્યો છે. તેની ચૌદમી ઢાળમાંથી નમૂના દાખલ બે–ત્રણ કડી અહીં ઉતારી લઇએ.

કોશા વેશ્યા—સંસારમાંહે એક સાર, વલ્લભ નારી રે;
છાંડે તેહને ધિક્કાર, ગયા ભવ હારી રે.

સ્થૂલભદ્ર—મેં ધ્યાનની તાલી લગાઈ, નિશાન ચઢાયા રે;
શીલ સાથે કીધી સગાઇ, તજી ભવમાયા રે.

× × × ×

કોશા વેશ્યા—મને વિરહતણી ક્ષણ જાય, વરસ સમાણી રે;
ઘણી મોહતણી લૂ વાય, વલોવ્યું પાણી રે.

સ્થૂલભદ્ર- ત્હારા મોહજનક રસ ળોલે, યોગ ન છૂટે રે;
માજારી તલપને તોલે, શીંકુ ન તૂટે રે.

× × × ×

કોશા વેશ્યા—વીતરાગ શું જાણે, રાગ-રંગની વાતે રે?
આવો દેખાડું રાગનો લાગ, પૂનમની રાતે રે.

સ્થૂલભદ્ર- શણગાર તજી અણગાર, અમે નિર્લોભી રે;
નવકલ્પી કરશું વિહાર, મેલી તને ઊભી રે.

ચોમાસું પૂર્ણ થયે સ્થૂલભદ્ર ગુરુ સમીપે આવ્યા. પેલા ત્રણ શિષ્યો પણ અભિગ્રહ પૂર્ણ થયે ત્યાં આવ્યા. તે ત્રણેને તમે "દુષ્કર" કર્યું તેમ અને સ્થૂલભદ્રને "અતિ દુષ્કર" કર્યું તેમ ગુરુમહારાજે કહ્યું. આથી પેલા ત્રણ સાધુઓને શ્રી સ્થૂલભદ્ર પ્રત્યે અદેખાઇ ઊપજી અને મનમાં વિચાર્યું કે એ શકડાલ મંત્રીના પુત્ર છે તેથી ગુરુએ તેને બહુમાન આપ્યું! વેશ્યાને ત્યાં સુખપૂર્વક ચોમાસું કર્યું તેમાં કયું પરાક્રમ કર્યું? ખરું કષ્ટ તો અમે જ સહન કર્યું છે. તેઓએ આવતું ચાતુર્માસ વેશ્યાને ત્યાં કરવાનો નિર્ણય કરી મહાકષ્ટે આઠ મહિના પસાર કર્યા.

બીજું ચોમાસું નજીક આવ્યું એટલે સિંહગુફાવાસી મુનિ વેશ્યાને ત્યાં ચાતુર્માસ ગાળવા માટે ગુરુમહારાજની આજ્ઞા લેવા આવ્યા. ગુરુએ નિષેધ કર્યો છતાં કદાગ્રહથી તેમણે કોશાને ત્યાં જવાનું નક્કી કર્યું. કોશાને ત્યાં આવી તેની રંગભૂમિ (ચિત્રશાળા) ચોમાસું રહેવા માટે માગી, ત્યાં સ્થિરવાસ રહ્યા. કોશા સમજી ગઇ કે સ્થૂલભદ્ર સાથેની ઇર્ષ્યાને લીધે તેઓ અહીં આવ્યા જણાય છે તેથી તેણે છ રસયુક્ત ભોજન જમાડવા માંડ્યું અને હાવભાવ તથા નૃત્ય કરવું શરૂ કર્યું. વેશ્યાના વિલાસ અને શૃંગારથી મુનિ ક્ષોભ પામ્યા. અગ્નિથી કોણ ન બળે? લક્ષ્મી જોઇને કોણ ન મોહે?

મુનિને કામાતુર થયેલ જોઇને વેશ્યાએ કહ્યું કે–'અમારે તો દ્રવ્ય જોઇએ.' મુનિએ કહ્યું કે–'અમારી પાસે દ્રવ્ય ક્યાંથી હોય?' વેશ્યાએ કહ્યું: 'નેપાળ દેશમાં જઇ રત્નકંબળ લઇ આવો.' ચોમાસું હોવા છતાં મુનિ નેપાળ દેશ ગયા અને ત્યાંના રાજાને રીઝવીને રત્નકંબળ લઇને પાછા ફર્યા. રસ્તામાં ચોરોની પલ્લીમાં આવતાં ચોરોએ તેમને પકડયા અને છેવટે મહામુસીબતે તે રત્નકંબળ લઇને વેશ્યાને ઘરે આવ્યા. વેશ્યાએ

નાહીને કંબળવતી શરીર લૂંછી તેને ખાળમાં ફેંકી દીધી. આ જોઇને મુનિ બોલ્યાઃ ' અરે! અરે! આવી અમૂલ્ય રત્નકંબળ તું ખાળમાં કેમ ફેંકી દે છે ? ' વેશ્યાની યુક્તિ બરાબર બર આવી. વેશ્યાએ આ બધી યોજના મુનિશ્રીને સાચું ભાન કરાવવા જ યોજી હતી. તે બોલી કે-'તમારો આ ઉત્તમ મનુષ્ય ભવ, તેમાં ય વળી શુદ્ધ ચારિત્ર છતાં તેને પણ તમે મળ-મૂત્રથી ભરેલી એવી મારા વિષે ફેંકી દેતાં કેમ શરમાતા નથી ? ' આ સાંભળી સાધુ પતિતાવસ્થાથી ઉગરી ગયા. તેણે વેશ્યાનો આભાર માન્યો અને ગુરુ પાસે આવી, આલોચણા લઇ, તીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા.

× × × ×

હવે એકદા બાર વર્ષનો ભયંકર દુકાળ પડ્યો. ક્ષુધાથી પીડાતા સાધુઓ સિદ્ધાંત ભૂલી ગયા. છેવટે પાટલીપુત્રમાં શ્રી સંઘ એકઠો મળ્યો અને જેને જેને જેટલું જેટલું યાદ હોય તેનો સંગ્રહ કરવા લાગ્યા. એ પ્રમાણે અગ્યાર અંગ પૂર્ણ થયા પણ બારમું-દ્રષ્ટિવાદ નામનું અંગ અપૂર્ણ રહ્યું. શ્રી ભદ્રબાહુસ્વામી તે વખતે નેપાળ દેશમાં હતા. તેમને બોલાવવા બે સાધુઓને મોકલ્યા અને વસ્તુસ્થિતિ જણાવી. તેઓ મહાપ્રાણધ્યાન સિદ્ધ કરતા હોવાથી આવવાની ના પાડી. શ્રી સંઘને ખોટું લાગ્યું અને કહેવરાવ્યું કે ' શ્રી સંઘની આજ્ઞાનો જે ભંગ કરે તેને શી શિક્ષા ? ' ફરી વાર સાધુઓ ત્યાં ગયા અને સંઘની કહેલી વાત જણાવી. આથી ભદ્રબાહુસ્વામીએ કહેવરાવ્યું કે ' શ્રી સંઘે મારા પર કૃપા કરવી અને બુદ્ધિશાળી શિષ્યોને મારી પાસે અધ્યયન કરવા મોકલવા. હું તેમને દરરોજ સાત વાચના આપીશ.' આ ઉપરથી સંઘે સ્થૂલભદ્ર વગેરે ઘણા બુદ્ધિશાળી સાધુઓને નેપાળ દેશમાં મોકલ્યા, પણ ધ્યાન ચાલુ હોવાથી બહુ ઓછો વખત મળવાથી તેઓ થોડો અભ્યાસ કરાવી શકતા. આ ઉપરથી બીજા સાધુઓ કંટાળ્યા ને પાછા ફર્યા. છેવટે શ્રીસ્થૂલભદ્ર એકલા જ રહ્યા અને તેમણે અભ્યાસ ચાલુ રાખ્યો.

સંભૂતિવિજયના કાળધર્મ પછી શ્રી ભદ્રબાહુસ્વામી નેપાળથી પાછા ફર્યા અને સંઘનું સુકાન હાથમાં લીધું. સ્થૂલભદ્રની સાતે બહેનોએ પણ દીક્ષા લીધી હતી. તેઓએ સ્થૂલભદ્રને વંદન કરવા નિમિત્તે શ્રી ભદ્રબાહુસ્વામી પાસે આવી આજ્ઞા માગી ને સ્થૂલભદ્ર કયાં છે તેમ પૂછ્યું. ગુરુમહારાજે કહ્યું કે ' પાસેની ગુફામાં જાઓ, ત્યાં છે.' સ્થૂલભદ્રે વિચાર્યું કે ' મારી બહેનોને કંઇક ચમત્કાર બતાવું ' તેથી વિદ્યાનો પ્રભાવ બતાવવા સિંહનું રૂપ ધારણ કર્યું. બહેનોએ આવીને જોયું તો સ્થૂલભદ્રને બદલે સિંહ દીઠો. તેઓ હેબતાઇ ગઇ અને ગુરુમહારાજને જઇને વાત કરી. ગુરુમહારાજે જ્ઞાનથી તે વસ્તુ જાણી લીધી અને ફરી વાર આજ્ઞા કરી કે ' જાઓ, સ્થૂલભદ્ર ત્યાં જ છે.' સ્થૂલભદ્રને બહેનો મળ્યા અને અરસપરસ સુખશાતા પૂછી, પણ આ બનાવનું પરિણામ સુંદર ન આવ્યું. બાકી રહેલ શાસ્ત્રનો પાઠ લેવા માટે સ્થૂલભદ્ર ગુરુમહારાજ સમીપ આવ્યા

ત્યારે ભદ્રબાહુસ્વામીએ કહ્યું કે 'તમને હવે શાસ્ત્ર શીખવવા યોગ્ય રહ્યા નથી. પૂર્વાભ્યાસથી પ્રાપ્ત થયેલ શક્તિનો તમે દુરુપયોગ કર્યો છે.' સ્થૂલભદ્રને પોતાની ભૂલ યાદ આવી, પશ્ચાત્તાપ કર્યો પણ ભદ્રબાહુસ્વામીએ ના જ પાડી. છેવટે શ્રી સંઘની વિનંતિ અને આગ્રહ થતાં છેલ્લાં ચાર પૂર્વ માત્ર મૂળ જ શીખવ્યા; અર્થ આપ્યો નહિ.

સ્થૂલભદ્રના સ્વર્ગવાસ પછી (૧) છેલ્લાં ચાર પૂર્વ, (૨) પ્રથમ વજ્રઋષભનારાચ સંહનન, (૩) પ્રથમ સમચતુરસ્ર સંસ્થાન અને (૪) મહાપ્રાણધ્યાન વિચ્છેદ પામ્યા.

છેવટે ભદ્રબાહુસ્વામીએ પોતાની પાટ પર સ્થૂલભદ્રને સ્થાપન કર્યા અને તેઓ નવાણું વર્ષની ઉમ્મર થતાં અણસણ કરી કાળધર્મ પામ્યા. કહેવાય છે કે—

શાંતિનાથ ભગવાન કરતાં બીજો કોઇ દાની નથી,
દશાર્ણભદ્ર રાજા કરતાં બીજો કોઈ માની નથી;
શાલિભદ્રથી વધારે કોઇ ભોગી નથી,
સ્થૂલભદ્ર કરતાં વધારે કોઈ યોગી નથી.

## ૮. શ્રી આર્યમહાગિરિ ને શ્રી આર્યસુહસ્તિસૂરિ

### શ્રી આર્યમહાગિરિ

ગૃહસ્થાવાસ ૩૦ વર્ષ: ચારિત્રપર્યાય ૭૦ વર્ષ: તેમાં સામાન્ય વ્રતપર્યાય ૪૦ વર્ષ: યુગપ્રધાન ૩૦ વર્ષ: સર્વાયુ ૧૦૦ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૨૪૫ વર્ષ: ગોત્ર એલાપત્ય:

### શ્રી આર્યસુહસ્તિસૂરિ

ગૃહસ્થાવાસ ૩૦ વર્ષ: ચારિત્રપર્યાય ૭૦ વર્ષ: તેમાં સામાન્ય વ્રતપર્યાય ૨૪ વર્ષ: યુગપ્રધાન ૪૬ વર્ષ: સર્વાયુ ૧૦૦ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૨૯૧ વર્ષ: ગોત્ર વાશિષ્ઠ:

શ્રી સ્થૂલભદ્રે તેઓ બંનેને બાલ્યાવસ્થાથી જ યક્ષા નામની આર્યા(સાધ્વી)ને સોંપ્યા હતા. આર્યા યક્ષાએ તેઓને માતાની જેમ ઉછેર્યા હતા તેથી મહાગિરિ અને સુહસ્તિના નામની અગાઉ આર્ય શબ્દ જોડવામાં આવેલ છે.

સતત અભ્યાસ, મનન અને પરિશીલનથી તેઓ બંને દશ પૂર્વધર બનીને પૃથ્વીતળ પર વિહાર કરવા લાગ્યા. શ્રી આર્યમહાગિરિએ પોતાના ઉપદેશ-સામર્થ્યથી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ્યા અને દીક્ષા આપી. પાછળથી તેમની ઇચ્છા જિનકલ્પની તુલના કરવાની થઇ. જો કે જિનકલ્પીપણું તો વિચ્છેદ ગયું હતું છતાં ગચ્છમાં રહીને તેઓ એકાકી વિચરવા લાગ્યા. તેઓ ફક્ત વાચના આપવાનું કર્તવ્ય બજાવતા અને એ રીતે ગચ્છનો ભાર આર્યસુહસ્તિ ઉપર આવી પડ્યો.

એકદા બંને આચાર્ય પાટલીપુત્ર નગરે પધાર્યા. આર્યસુહસ્તિએ **વસુભૂતિ** નામના શ્રેષ્ઠીને પ્રતિબોધ પમાડી જીવાજીવાદિ નવ તત્ત્વોનો જ્ઞાતા બનાવ્યો. પછી તે શ્રેષ્ઠીએ ઘરે જઇ પોતાના કુટુંબને ધર્મનું સ્વરૂપ સમજાવવા માંડયું પણ તેઓ અલ્પ બુદ્ધિવાળા હોઇને સમજ્યા નહિ. એટલે વસુભૂતિ પાછો આવીને ગુરુને પોતાના ગૃહે તેડી ગયો અને આર્યસુહસ્તિ કુટુંબીજનને ઉપદેશ દેવા લાગ્યા. એવામાં આર્યમહાગિરિ પણ તે જ ઘરે ભિક્ષાર્થે આવી પહોંચ્યા. આર્યસુહસ્તિ ઊભા થઇ ગયા અને તેમને વિનયથી વંદન કર્યું. આથી આશ્ચર્ય પામી શ્રેષ્ઠીએ તેનું કારણ પૃછયું તેથી ગુરુએ જણાવ્યું કે–'તે મહાતપસ્વી મારા ગુરુ છે. તેઓ સદા ત્યાગ કરવા લાયક તુચ્છ ભક્તપાનાદિકની જ ભિક્ષા લે છે. જો કદાપિ તેવી ભિક્ષા ન મળે તો ઉપવાસી રહે છે.' આર્યસુહસ્તિના જવા પછી વસુભૂતિએ પોતાના સ્વજનોને કહ્યું કે–"આવા મુનિ જયારે ભિક્ષા માટે આવે ત્યારે આ ત્યાજ્ય ભક્તપાનાદિક છે એવો દેખાવ કરીને દાન આપવું. આવા પ્રકારના દાનથી તમને મહાફળ પ્રાપ્ત થશે."

ભાગ્યયોગે આર્યમહાગિરિ વળતે જ દિવસે ત્યાં જ ભિક્ષાર્થે પધાર્યા. વસુભૂતિના સૂચવ્યા મુજબ સ્વજનો અન્નપાનાદિકને કૃત્રિમ રીતે ત્યાજ્ય જણાવી વહોરાવવા લાગ્યા પણ જ્ઞાનથી તે સર્વ અશુદ્ધ જાણી આહાર લીધા વિના જ આર્યમહાગિરિ વસતીમાં પાછા ફર્યા. ઉપાશ્રયે આવી આર્યમહાગિરિએ આર્યસુહસ્તિને જણાવ્યું કે–'તમારા ઉપદેશથી તેઓએ મને ભિક્ષા આપવા કૃત્રિમ તૈયારી કરી; માટે હવે પછી ભવિષ્યમાં તમારે આમ ન કરવું.' આ સાંભળી વિનયવંત સુહસ્તિસૂરિએ તેમના ચરણમાં પડી માફી માગી.

જીવંતસ્વામીની રથયાત્રાના મહોત્સવ પ્રસંગે બંને આચાર્યવર્યો **અવંતી** નગરીએ પધાર્યા. **સંપ્રતિ** નામનો રાજા ત્યાં રાજ્ય કરતો હતો. રથયાત્રાનો વરઘોડો શહેરમાં ફરતો ફરતો રાજાના મહેલ આગળથી પસાર થયો. ગવાક્ષમાં બેઠેલા રાજાએ દૂરથી આર્યસુહસ્તિને જોયા અને જોતાં જ તેને વિચાર ઉદ્દભવ્યો કે 'આવા શાંતાત્મા પુણ્યમૂર્તિને મેં કયાંક જોયા છે.' વારંવારના વિચાર પછી તે રાજાને મૂર્છા આવી ગઇ. મંત્રી વગેરેએ શીતળ જળનો ઉપચાર કરી તેને સચેતન કર્યો. જાતિસ્મરણ જ્ઞાન થયું અને પોતાના પૂર્વભવના ઉપગારી મુનિના ચરણમાં જઇને મસ્તક નમાવ્યું

પરસ્પર વાર્તાલાપ ચાલતાં સંપ્રતિએ ગુરુમહારાજને પ્રશ્ન કર્યો–'હે ભગવન ! આપે મને ઓળખ્યો ?' જ્ઞાનોપયોગથી સર્વ હકીકત જાણી ગુરુમહારાજે જણાવ્યું કે–' હે મહાનુભાવ ! એકદા વિહાર કરતાં કરતાં અમે કૌશાંબી નગરીમાં આવ્યા. બાદ ભયંકર દુકાળ પડ્યો. સામાન્ય જનતાને અન્નના દર્શન પણ દુર્લભ થઇ પડયા, છતાં અમારી પ્રત્યેના ભક્તિભાવ અને શ્રદ્ધાથી લોકો અમને અન્નપાનાદિક આપવામાં અધિક ઉત્સાહી

રહેવા લાગ્યા. કેટલાક સાધુઓ ભિક્ષાને માટે એક શ્રેષ્ઠીને ત્યાં ગયા. તે સાધુઓની પછવાડે એક રંક આવ્યો અને ભોજનની માગણી કરવા લાગ્યો. તે ઘણા દિવસનો ક્ષુધાતુર હતો અને તેવી વિષમ સ્થિતિમાં કોઇ તેના પર દયા લાવે તેમ ન હતું. સાધુઓએ કહ્યું કે-' ભોજન આપવાની વાત તો અમારા ગુરુમહારાજ જાણે.' એટલે તે રંક સાધુઓની પાછળ પાછળ વસતીમાં આવ્યો અને મારી સમક્ષ ભોજનની દીન-ભાવે માગણી કરી. ઉપયોગ આપતાં મને જણાયું કે-આ રંક ભવાંતરમાં જૈન પ્રવચનને ઉપકારી થશે તેથી કહ્યું કે તું દીક્ષા લે તો તને યથેષ્ટ ભોજન મળે. રંકે વિચાર્યું કે ક્ષુધાનું કષ્ટ ભોગવવા કરતાં ચારિત્રનું કષ્ટ સારું તેથી તેણે પ્રવ્રજ્યા અંગીકાર કરી

સ્વાદિષ્ટ ભોજન અને તે પણ ઘણા દિવસને અંતરે મળેલ હોવાથી તેણે આકંઠ ખાધું શ્વાસોશ્વાસ રોકાતાં તે જ રાત્રિએ તે મરણ પામ્યો. એક જ દિવસનું ચારિત્ર પાળવાથી ત્યાંથી મરણ પામીને તું અવંતિપતિ કુલાણનો પુત્ર થયો છે.'

પૂર્વભવનો વૃત્તાંત જાણી સંપ્રતિ રાજા હર્ષિત થયા. પરમ ઉપકારી ગુરુને પ્રણામ કરીને તેણે વિજ્ઞપ્તિ કરી કે-' મહારાજ! આપ મારા તારણહાર છો. આપે મને ભાગવતી દીક્ષા આપી ન હોત તો આજે મારી આવી વૈભવશાળી જિંદગી ન હોત. ચારિત્રરૂપી પ્રવહણ આપી આપે મને તાર્યો છે, માટે આપ કહો તે કરવા હું તૈયાર છું.' ગુરુમહારાજે જણાવ્યું કે-' હે રાજન્! સ્વર્ગ અને મોક્ષના કારણભૂત એવા જિનધર્મનું અવલંબન લ્યો કે જેથી આ ભયંકર ભવાટવીમાંથી જલ્દી નિસ્તાર પમાય.' બાદ ગુરુ-મહારાજે તેમને જિનધર્મનું વિસ્તારથી સ્વરૂપ કહી બતાવ્યું જેને પરિણામે તે શુદ્ધ શ્રાવક થયો અને બાર વ્રતો અંગીકાર કર્યા.

પરોક્ષ ફળની કામનાથી આપણે સેવા, સાધન અને ભક્તિ કરીએ છીએ. ધર્મ-કરણી કરવા પાછળ આપણો આંતરિક હેતુ તેનાથી સારો લાભ પ્રાપ્ત કરવાનો હોય છે. સંપ્રતિ મહારાજાને તો એ ફળ પ્રત્યક્ષ જ થયું હતું. એક દિવસના ચારિત્રના પાલનથી આટલી ઋદ્ધિ-સિદ્ધિ અને માનવંત પદવી મળી હતી તેથી તેમની જિન-ધર્મ ઉપર અતુટ અને અચળ શ્રદ્ધા બંધાણી. તે ત્રણે કાળ જિનપૂજા કરવા ઉપરાંત સાધર્મીવાત્સલ્ય કરતો. તેણે સાતે ક્ષેત્રોને પુષ્ટ બનાવ્યા. ધીમે ધીમે તેણે સ્વભુજ-બલથી ત્રણ ખંડ સાધ્યા. આઠ હજાર રાજાઓ તેની સેવા કરતા અને તેનું સૈન્ય પચાશ હજાર હસ્તિ, એક ક્રોડ અશ્વો, સાત ક્રોડ સેવકો અને નવ ક્રોડ રથો પ્રમાણ હતું

સમુદ્રની ભરતીની માફક તેમનો ધર્મરંગ વૃદ્ધિ પામવા લાગ્યો. સવા લાખ નૂતન જિનમંદિરો કરાવી ભરતખંડની પૃથ્વીને મંડિત-શોભિત કરી. સવા ક્રોડ જિન-બિંબો કરાવ્યા. હાલમાં ઉપલબ્ધ થતાં ઘણાંખરાં બિંબો સંપ્રતિ મહારાજાના સમયના

હોય છે. ૩૬૦૦૦ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો, જેમાં શકુનિકાવિહાર( ભૃગુકચ્છ-ભરુચ)નો જીર્ણોદ્ધાર મુખ્ય છે. તેમને એવો નિયમ હતો કે એક પ્રાસાદનો જીર્ણોદ્ધાર થયાના સમાચાર આવે ત્યાર પછી જ દંતશુદ્ધિ કરવી.

આ ઉપરાંત બીજી દિશામાં પણ તેમની પરોપકારપરાયણતા કમ ન હતી. સાત સો દાનશાળા, બે હજાર ધર્મશાળા, અગ્યાર હજાર વાવ અને કૂવા કરાવીને જનસમાજને પણ સુખભાગી બનાવ્યો હતો.

માલતીના ફૂલ ઉપર મોહેલો પ્રાણી બાવળના ઝાડથી ન રીઝે, ચાતક પક્ષી ખાબોચીયાના જળથી તૃપ્તિ ન પામે, સંપ્રતિ મહારાજાને પણ આખી પૃથ્વી જૈન-મય જ બનાવવી હતી. પવિત્ર ધર્મના ફેલાવા માટે તેઓ અહર્નિશ ઝંખના રાખતા.

કેટલોક અવસર વીત્યા બાદ આર્યસુહસ્તિ ફરતાં ફરતાં પુનઃ અવંતીમાં પધાર્યા. સંઘે ચૈત્યોત્સવ યોજ્યો. ચૈત્યોત્સવની પછવાડે રથયાત્રા મહોત્સવ તો જોઇએ જ. અશ્વને બદલે પ્રભુના રથને શ્રાવકો જ ખેંચતા. ફરતો ફરતો રથ સંપ્રતિના મહેલ પાસે આવ્યો. આ અનુ-પમ પ્રસંગે પોતાના તમામ સામંતોને રાજાએ આમંત્ર્યા હતા. પોતે તેમજ પોતાના સામંતવર્ગ પાસે અષ્ટપ્રકારી પૂજા કરાવી અને સામંતોને ઉદ્દેશીને કહ્યું કે–'તમે જો મારા ખરેખરા ભકત હો તો જિન ધર્મનું શરણ સ્વીકારી શ્રમણોપાસક બનો !' સામંતોએ તે આજ્ઞા સહર્ષ શિરોમાન્ય કરી અને પોતપોતાના દેશ તરફ ઉપડી ગયા. આને પરિણામે જૈન ધર્મની કીર્તિ ફેલાવા સાથે અન્ય ક્ષેત્રોમાં સાધુવિહાર વધુ સુકર બન્યો.

હસ્તિને ઘાસના એક પુળાથી શું તૃપ્તિ થાય? એકદા મધ્યરાત્રિએ વિચાર કરતાં કરતાં સંપ્રતિને અનાર્ય દેશોમાં સાધુવિહાર કરાવી ધર્મ પ્રવર્તાવવાની ઇચ્છા ઉદ્ભવી. તેમણે લંઠ જનોને યતિવેષ પહેરાવી અનાર્ય દેશમાં મોકલ્યા અને સાથે આજ્ઞા આપી કે 'તમારે માત્ર બેંતાલીશ દોષ રહિત આહાર લઈ બદલામાં ધર્મોપદેશ અને લોકોને મુનિ માર્ગ કેવો હોય ? તે કેવા આહાર પાણી લેય તે સમજાવવું.'

અનાર્ય લોકો પણ પોતાના સ્વામીના ગુરુ આવ્યા સમજી તેઓનું બહુમાન કરવા લાગ્યા, પણ તેઓ તો શુદ્ધ આહાર સિવાય કશું લેતા નહિ. થોડોક સમય વીત્યા બાદ અનાર્ય લોકો પણ સાધ્વાચારથી પરિચિત બની ગયા અને તેમનામાં સંસ્કારના બીજ રોપાયા. આ પ્રમાણે અનાર્યોને પણ કુશળ બનાવીને પછી સંપ્રતિએ એકદા આર્યસુહસ્તિને પૂછયું કે–'ભગવન્ ! સાધુઓ અનાર્ય દેશોમાં કેમ વિચરતા નથી ?' ગુરુએ કહ્યું કે–'અનાર્યો અસંસ્કારી અને જડ હોવાથી ત્યાં જ્ઞાન, દર્શન ને ચારિત્ર એ રત્ન-ત્રયની વૃદ્ધિ ન થાય.' સંપ્રતિએ કહ્યું કે–'મહારાજ ! એક વાર વિહાર કરાવી આપ તે લોકોની ચતુરાઇ તો જુઓ.' રાજાના આગ્રહથી ગુરુએ કેટલાક ઉત્તમ સાધુઓને અનાર્ય દેશમાં મોકલ્યા અને તેઓ પણ ત્યાંના લોકોના વર્તન અને વહેવારથી આશ્ચર્ય પામ્યા.

પાછા આવી ગુરુમહારાજને વાત કરતાં ગુરુમહારાજને પણ સંપ્રતિની બુદ્ધિમત્તા અને ધર્મપ્રેમ પરત્વે માન ઉપજ્યું.

પોતાના પૂર્વભવના રંક જીવનને અનુલક્ષીને જે સંપ્રતિએ દાનશાળાઓ શરૂ કરાવી હતી તેમાં પ્રાંતે જે બાકી રહેતું હતું તે ભોજનશાળાના ઉપરી અને રસોઇઆ પ્રમુખ સેવક-વર્ગ લઇ જતો. સંપ્રતિએ તેમને કહ્યું કે તે આહાર તમારે સાધુ મુનિરાજને વહોરાવવો અને તેના બદલામાં હું તમને વધુ દ્રવ્ય આપીશ. આ પ્રમાણે તેઓ અવશિષ્ટ અન્ન-પાન સાધુઓને વહોરાવવા લાગ્યા અને સાધુઓ પણ નિર્દોષ જાણીને તે લેવા લાગ્યા. આર્યસુહસ્તિ તો તે દોષયુક્ત આહારને જાણતા હતા છતાં શિષ્યો પરના અનુરાગને કારણે કંઈ કહેતા નહિ. આર્યમહાગિરિ મહારાજને આ વાતની ખબર પડતાં તેમણે આર્યસુહસ્તિને પૂછયું કે–'રાજપિંડ કેમ ગ્રહણ કરો છો ?' આર્યસુહસ્તિએ કહ્યું કે-'यथा राजा तथा प्रजा' આવો માયાયુક્ત જવાબ સાંભળી મહાગિરિ કોપાયમાન થયા અને કહ્યું કે–'અનેષણીય આહાર આપણાથી લઈ શકાય નહિ. જળ પણ નિર્દોષ વાપરનારા સાધુઓએ સામાચારી પ્રમાણે જ વર્તવું જોઇએ. તમારો માર્ગ વિભિન્ન થવાથી મારે તમારી સાથે સંબંધ રાખવો યુક્ત નથી.'આ પ્રમાણે સાંભળતાં આર્યસુહસ્તિસૂરિ ભયભીત બની બાળક જેમ ધ્રૂજવા લાગ્યા અને કહ્યું કે–'સ્વામિન્ ! આ મારો મહાન્ અપરાધ છે. આપ ફરી એક વાર માફ કરો.' આ સાંભળી આર્યમહાગિરિજીએ કહ્યું કે–'તેમાં તમારો દોષ નથી. ચરમ જિનપતિ શ્રી મહાવીર ભગવંતે જ કહ્યું છે કે સ્થૂલભદ્ર મુનિ પછી મારા શિષ્યસંતાનમાં સમાચારીની યથાર્થતા ઓછી થઇ જશે અને આપણે શ્રી સ્થૂળભદ્રની પાટે આવેલા હોઇને ભગવંતના તે વચનો સત્ય ઠરે છે.' પછી જીવંતસ્વામીને વાંદીને આર્યમહાગિરિ અન્યત્ર વિહાર કરી ગયા.

એકદા પુનઃ વિહાર કરતાં કરતાં આર્યસુહસ્તિસૂરિ ઉજ્જયનીમાં પધાર્યા. પોતે નગર બહાર રહી પોતાના બે સાધુઓને વસતિ માગવા મોકલ્યા. સાધુઓએ જઇ **ભદ્રા** નામની શેઠાણી પાસે વસતિની માગણી કરી. શેઠાણીએ સહર્ષ વાહનકુટી ( તબેલો ) કાઢી આપ્યો અને આર્યસુહસ્તિ સપરિવાર ત્યાં રહ્યા.

એકદા સંધ્યા સમયે આર્યસુહસ્તિ **નલિનીગુલ્મ** નામના શ્રેષ્ઠ અધ્યયનનું પુનરાવર્તન કરતા હતા તે મહેલમાં સાતમે માળે વિલાસ કરતાં શેઠાણીના પુત્ર અવંતિસુકુમાળે સાંભળ્યું. તે જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ તે ઊંડા વિચારમાં ગરકાવ થવા લાગ્યો. તે પ્રાસાદ પરથી ઉતરી ગુરુમહારાજ પાસે આવ્યો અને કહ્યું કે 'આપ જેનું પુનરાવર્તન કરી રહ્યા છો તેવું મેં કંઈક અનુભવ્યું છે.' ઊહાપોહ કરતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેણે જણાવ્યું કે–'પૂર્વે હું નલિનીગુલ્મ વિમાનમાં દેવ તરીકે હતો. ત્યાંથી ચ્યવીને હું અહીં ઉત્પન્ન થયો છું અને પુનઃ ત્યાં જ જવા ઈચ્છું છું તો

કૃપા કરી મને તેનો ઉપાય બતાવો.' ગુરુમહારાજે દીક્ષા લેવાનું કહ્યું. ભદ્રા માતા પાસે જઇ વાત કરતાં તેઓ ગળગળા થઈ ગયા. એકનો એક પુત્ર અને બત્રીશ બત્રીશ સ્ત્રીઓના ભોગવિલાસમાં ઉછરેલો. ધન્ય ધાન્ય તો અખૂટ હતા તેમજ પુત્રે તડકો–છાંયડો પણ દેખેલ નહિ. ભદ્રા માતાએ તેને ઘણો સમજાવ્યો કે ચારિત્રની વાત કરવી સુકર છે પણ તે લઈને યથાયોગ્ય પાળવું તે દુકર છે. મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવું છે એમ કહીએ તો પણ ચાલે. પણ દઢનિશ્ચયી અવંતિસુકુમાળને કશી અસર ન થઈ. તેમણે દીક્ષા લીધી પણ ચિરકાળ પર્યંત ચારિત્ર વહન કરી દુષ્કર તપ તપવાને અશક્ત હોવાથી અણુશણ કરવાની ઇચ્છાથી ગુરુની રજા લઇ તેઓ ચાલી નીકળ્યા. કંથેરીના વનમાં જતાં તેમના સુકુમાર પગમાં કાંટો વાગ્યો. લોહી નીકળ્યું પણ તેઓ તો આગળ જઈ કાયોત્સર્ગ ધ્યાનમાં સ્થિર રહ્યા. લોહીની ગંધથી એક તરત વિંયાયેલી ભૂખી શિયાળણી બચ્ચા સહિત ત્યાં આવી પહોંચી. ધીમે ધીમે તે અવંતિસુકુમાલના પગ કરડવા લાગી. લોહી મીઠું લાગતું ગયું તેમ તેમ તે ભૂખી શિયાળણી ક્રમશઃ અવંતિસુકુમાળના આખા દેહનું ભક્ષણ કરી ગઇ. આ અસહ્ય વેદના સહન કરતો પવિત્ર આત્મા ઉચ્ચ કક્ષાએ ચઢવા લાગ્યો. તેમને તો મનવાંછિત સિદ્ધ થતું જણાયું. જરા પણ સ્ખલના વગર તેમનું ધ્યાન વિશેષ નિર્મળ બનતું ગયું અને પ્રાંતે કાળ કરીને તેઓ નલિનીગુલ્મ વિમાનમાં દેવ તરીકે ઉત્પન્ન થયા.

વળતે દિવસે ભદ્રા માતા તથા સકલ સ્ત્રીઓ તેમને વંદન કરવાના આશયથી ગુરુમહારાજ પાસે આવી. ગુરુમહારાજે કંથેરીના વનમાં જવા કહ્યું. જઇને જુએ છે તો ફક્ત લોહી ખરડાયેલા હાડકા આમતેમ વેરાયલા છૂટા પડેલા. આ દશ્યથી ભદ્રા માતાને મૂર્છા આવી ગઈ. ગુરુમહારાજ સમક્ષ આવી હકીકત પૂછતાં, વસ્તુની જાણ થતાં તે સર્વેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી એક ગર્ભવતી સ્ત્રી સિવાયની બાકીની એકત્રીશ સ્ત્રીઓ તેમજ ભદ્રા માતાએ દીક્ષા અંગીકાર કરી. ગર્ભવતી સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો અને તેણે પોતાના પિતાના મૃત્યુસ્થાને તેની યાદગીરીમાં **મહાકાલ** નામનો મોટો જિનપ્રાસાદ બંધાવ્યો.

શ્રી આર્યમહાગિરિ છેવટે અણુશણ કરી દેવલોકે ગયા.

શ્રી આર્યમહાગિરિના મુખ્ય આઠ શિષ્યો થયા. તેમાં સ્થવિર બહુલ અને બલિસ્સહ મુખ્ય હતા. બલિસહથી ઉત્તરબલિસ્સહ ગચ્છ નીકળ્યો. બલિસ્સહના મુખ્ય શિષ્ય ઉમાસ્વાતિ વાચક થયા કે જેમણે તત્ત્વાર્થસૂત્રાદિ પાંચ સો ગ્રંથો રચ્યા છે. તેમના શિષ્ય શ્યામાચાર્ય થયા કે જેમણે પ્રજ્ઞાપના સૂત્ર રચ્યું છે. તે શ્રી શ્યામાચાર્ય સુપ્રતિબદ્ધસૂરિના સમકાલીન હતા.

શ્રી આર્યસુહસ્તિસૂરિ પણ સ્વર્ગે સિધાવ્યા.

આ સમયમાં શ્રી વીરનિર્વાણ પછી ૨૨૦ વર્ષે **સામુચ્છેદિક** નામનો ચોથો નિહ્નવ **અને ૨૨૮ વર્ષે ગંગ** નામનો બે ક્રિયા માનનારો પાંચમો નિહ્નવ થયો.

## ૯. શ્રી સુસ્થિતસૂરિ અને શ્રી સુપ્રતિબદ્ધસૂરિ

### શ્રી સુસ્થિતસૂરિ

ગૃહસ્થાવાસ ૩૧ વર્ષ: ચારિત્રપર્યાય ૬૫ વર્ષ:–તેમાં સામાન્ય વ્રતપર્યાય ૧૭ વર્ષ: યુગપ્રધાન ૪૮ વર્ષ: સર્વાયુ ૯૬ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૩૩૯: ગોત્ર વ્યાઘ્રાપત્ય:

શ્રી સુસ્થિતસૂરિ અને શ્રી સુપ્રતિબદ્ધસૂરિ બંને ગુરુભાઇ હતા. શ્રી સુસ્થિતસૂરિ પટ્ટધર અને શ્રી સુપ્રતિબદ્ધસૂરિ ગચ્છની સારસંભાળ રાખનાર હતા તેથી બંનેના નામ એક સાથે જોડવામાં આવ્યા છે. સુસ્થિતસૂરિનો જન્મ કાકંદી નગરીમાં થયો હતો.

શ્રી આર્યસુહસ્તિસૂરિ પાસે દીક્ષા સ્વીકાર્યા બાદ શાસ્ત્રાભ્યાસ પરત્વેનું તેમનું વર્ચસ્વ વિસ્તૃત બન્યું. કાકંદી નગરીમાં શ્રી ગૌતમસ્વામીકથિત સૂરિમંત્રનો કોટી (ક્રોડ) વાર જાપ કરવાથી શ્રી સંઘે અતિ હર્ષિત થઇ તેમના ગચ્છનું કોટિક એવું બીજું નામ સ્થાપન કર્યું. શ્રી સુધર્માસ્વામીથી આરંભીને આઠ પાટ સુધી નિર્ગ્રંથ ગચ્છ કહેવાતો હતો તે હવેથી કોટિક ગચ્છ એવે નામે પ્રચલિત થયો. શાસન પર મહદ્ ઉપકાર કરી પ્રાંતે તેઓ સ્વર્ગે સીધાવ્યા.

શ્રી સુપ્રતિબદ્ધસૂરિ સંબંધે વિશેષ હકીકત ઉપલબ્ધ થતી નથી.

### ઉમાસ્વાતિ વાચક

શ્રી ઉમાસ્વાતિ જન્મે બ્રાહ્મણ હતા અને તેમનો કુળપરંપરાનો ધર્મ શૈવ હતો. તેમનો જન્મ ન્યગ્રોધિકામાં થયો હતો. તેમને જૈન ધર્મનો સ્વીકાર અને ભાગવતી દીક્ષા ગ્રહણ કરવાનું નિમિત્ત જિનપડિમા હતું. માતાનું નામ ઉમા અને પિતાનું નામ સ્વાતિ હોવાથી ઉમાસ્વાતિ એવું નામ રાખવામાં આવેલ. તેમનું ગોત્ર કૌભીષણ હતું. વાચક શબ્દ પૂર્વધરસૂચક છે.

શ્રી ઉમાસ્વાતિ વાચકવર્ય સંસ્કૃત ભાષાના અતિશય નિષ્ણાત હોઇને તે ભાષા પર પ્રબળ કાબૂ ધરાવનાર હતા. તેને કારણે જ આગમિક જ્ઞાનનું સૂક્ષ્મ અવલોકન કરી તાત્ત્વિક સર્વ વિષયનું તત્ત્વાર્થ ગ્રંથમાં સંક્ષિપ્ત અવતરણ કર્યું છે. આ તત્ત્વાર્થ સૂત્ર કુસુમપુર–પટનામાં રચ્યું. તેમને સંસ્કૃત ભાષામાં પ્રધાન સંગ્રહિતા–આદ્ય લેખક માનવામાં આવે છે. કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્ય તેમને " સંગ્રહકાર " તરીકે ઉચ્ચતમ સ્થાન અર્પે છે.

ઉમાસ્વાતિને દિગંબરો તેમજ શ્વેતાંબરો બંને પોતપોતાની આમ્નાયના માને છે. દિગંબરો તેમને કુંદકુંદાચાર્યના શિષ્ય માને છે પણ તત્ત્વાર્થ સૂત્રની પ્રશસ્તિના શ્લોકો ઉપરથી તે વસ્તુ સિદ્ધ થતી નથી. છતાં એટલું કહી શકાય છે કે તત્ત્વાર્થસૂત્ર સર્વમાન્ય હતું અને તે ઉપર બંને સંપ્રદાય–ટીકાઓના આચાર્યવર્યોએ ટીકાઓ રચી છે.

ઉમાસ્વાતિ વાચકને પંચશત (૫૦૦) ગ્રંથના પ્રણેતા માનવામાં આવે છે. તેમના રચેલા ભાષ્ય

ગ્રંથો ઉપલબ્ધ થતાં નથી; પણ તત્ત્વાર્થાધિગમસૂત્ર, પ્રશમરતિ પ્રકરણ, જંબૂદ્વીપસમાસ પ્રકરણ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, પૂજાપ્રકરણ અને ક્ષેત્રવિચાર વિગેરે પ્રાપ્ય છે.

શ્રી જિનપ્રભસૂરિકૃત વિવિધ તીર્થકલ્પ તેમજ પ્રશમરતિની શ્રી હારિભદ્રીય ટીકામાં, અન્ય ગ્રંથોના કર્તા તરીકે સાબિતી મળે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, શ્રી ઠાણાંગ સૂત્ર અને પંચાશકની ટીકામાં ઉમાસ્વાતિજીના રચેલા ગ્રંથોના અવતરણો આપવામાં આવ્યા છે.

## આર્ય શ્યામાચાર્ય

આર્ય શ્યામાચાર્યે પ્રજ્ઞાપના સૂત્રની રચના કરી છે. તે ચોથા અંગ સમવાયાંગનું ઉપાંગ કહેવાય છે. અંગોમાં જેમ ભગવતી વિસ્તૃત છે તેમ ઉપાંગમાં પન્નવણા મોટું છે. તેમાં ૩૬ પદો છે અને ખાસ કરીને દ્રવ્યાનુયોગનો જ વિષય છે. આ સૂત્રની રચના ગૌતમ ઇન્દ્રભૂતિના પ્રશ્ન અને શ્રમણ ભગવંત મહાવીરના ઉત્તરરૂપ છે. આ પ્રજ્ઞાપના સૂત્ર ઉપર યાકિનીમહત્તરાસૂનુ હરિભદ્રસૂરિ અને મલયગિરિજીની ટીકા છે.

આર્ય શ્યામાચાર્ય એ ઉમાસ્વાતિ વાચકવરના વિદ્વાન શિષ્ય હતા. શ્યામાચાર્યના શિષ્ય સાંડિલ્ય થયા જેમણે **જિતમર્યાદા** બનાવ્યું. તેઓ મહાવીર નિર્વાણ પછી ૩૭૬ મે વર્ષે સ્વર્ગવાસી થયા.

**सिरिइंददिन्नसूरी दसमो १० इक्कारसो अ दिन्नगुरू ११ ।**
**बारसमो सीहगिरी १२, तेरसमो वयरसामिगुरू १३ ॥ ५ ॥**

**१०–तत्पट्टे श्रीइंद्रदिन्नसूरिः ।**
**११–तत्पट्टे श्रीदिन्नसूरिः ।**
**१२–तत्पट्टे श्रीसिंहगिरिः ।**
**१३–तत्पट्टे श्रीवज्रस्वामी ।**

**ગાથાર્થઃ—દશમા શ્રી ઇંદ્રદિન્નસૂરિ, અગ્યારમા દિન્નસૂરિ, બારમા શ્રી સિંહગિરિ અને તેરમા પટ્ટધર તરીકે શ્રી વજસ્વામી થયા.**

व्याख्या—१०–सिरि इंदत्ति, श्रीसुस्थित–सुप्रतिबद्धयोः पट्टे दशमः श्रीइंद्रदिन्नसूरिः । अत्रांतरे श्रीवीर० त्रिपंचाशदधिकचतुःशतवर्षातिक्रमे ४५३ गर्दभिल्लोच्छेदी कालकसूरिः । श्रीवीरात् त्रिपञ्चाशदधिकचतुःशतवर्षातिक्रमे ४५३ भृगुकच्छे आर्यखपुटाऽऽचार्य इति पट्टावल्यां । प्रभावकचरित्रे तु चतुरशीत्यधिकचतुःशत४८४वर्षे आर्यखपुटाचार्यः । सप्तषष्ठ्यधिकचतुःशत-४६७वर्षे आर्यमंगुः । वृद्धवादी पादलिप्तश्च तथा सिद्धसेनदिवाकरो, येनोज्जयिन्यां महाकालप्रासाद-रुद्रलिंगस्फोटनं विधाय कल्याणमंदिरस्तवेन श्रीपार्श्वनाथबिंबं प्रकटीकृतं, श्रीविक्रमादित्यश्च प्रतिबोधितस्तद्राज्यं तु श्रीवीर० सप्ततिवर्षशतचतुष्टये ४७० संजातं । तानि वर्षाणि चैवम्—

जं रयणिं कालगओ, अरिहा तित्थंकरो महावीरो ।
तं रयणिं अवणिवई, अहिसित्तो पालओ राया ॥ १ ॥
सट्ठी पालयरण्णो ६०, पणवण्णसयं तु होइ नंदाणं १५५ ।
अट्ठसयं मुरियाणं १०८, तीस च्चिअ पूसमित्तस्स ३० ॥ २ ॥
वलमित्त–भाणुमित्त, सट्ठी ६० वरिसाणि चत्त नहवाणे ४० ।
तह गद्दभिल्लरज्जं, तेरस १३ वरिस सगस्स चउ (वरिसा) ४॥३॥

११–इक्कारसोत्ति–श्रीइन्द्रदिन्नसूरिपट्टे एकादशः श्रीदिन्नसूरिः ।
१२–वारसमोत्ति–श्रीदिन्नसूरिपट्टे द्वादशः श्रीसिंहगिरिः ।

१३–तेरसमोत्ति–श्रीसिंहगिरिपट्टे त्रयोदशः श्रीवज्रस्वामी । यो वाल्यादपि जातिस्मृतिभाग्, नभोगमनविद्यया संघरक्षाकृत्, दक्षिणस्यां वौद्धराज्ये जिनेन्द्रपूजानिमित्तं पुष्पाद्यानयनेन प्रवचनप्रभावनाकृत् देवाभिवंदितो दशपूर्वविदामपश्चिमो वज्रशाखोत्पत्तिमूलं । तथा स भगवान् षण्णवत्यधिकचतुःशत४९६वर्षाते जातः सन् अष्टौ ८ वर्षाणि गृहे, चतुश्चत्वारिंशत्४४वर्षाणि व्रते, षट्त्रिंशत्३६वर्षाणि युगप्रधानपदे सर्वायुरष्टाशीति८८वर्षाणि परिपाल्य श्रीवीरात् चतुरशीत्यधिकपंचशत५८४वर्षान्ते स्वर्गभाक् । श्रीवज्रस्वामिनो दशपूर्व–चतुर्थसंहनन–संस्थानानां व्युच्छेदः ।

चतुष्कुलसमुत्पत्ति–पितामहमहं विभुं । दशपूर्वनिधिं वंदे, वज्रस्वामिमुनीश्वरं ॥ १ ॥

अत्र श्रीआर्यसुहस्तिश्रीवज्रस्वामिनोरंतराले १ श्री गुणसुंदरसूरिः, २ श्रीकालिकाचार्यः, ३ श्रीस्कंदिलाचार्यः, ४ श्रीरेवतीमित्रसूरिः, ५ श्रीधर्मसूरिः, ६ श्रीभद्रगुप्ताचार्यः, ७ श्रीगुप्ताचार्यश्चेति क्रमेण युगप्रधानसप्तकं बभूव । तत्र श्रीवीरात् त्रयस्त्रिंशदधिकपंचशत ५३३ वर्षे श्रीआर्यरक्षितसूरिणा श्रीभद्रगुप्ताचार्यो निर्यामितः स्वर्गभागिति पट्टावल्यां दृश्यते, परं दुष्षमासंघस्तवयंत्रकानुसारेण चतुश्चत्वारिंशदधिकपंचशत५४४वर्षातिक्रमे श्रीआर्यरक्षितसूरीणां दीक्षा विज्ञायते तथा चोक्तसंवत्सरे निर्यापणं न संभवतीत्येतद् बहुश्रुतगम्यं ।

तथाऽष्टचत्वारिंशदधिकपंचशतवर्षान्ते ५४८ त्रिराशिकजित् श्रीगुप्तसूरिः स्वर्गभाक् । तथा श्रीवीरात् सपादपंचशत्५२५वर्षे श्रीशत्रुंजयोच्छेदः सप्तत्यधिकपंचशत५७०वर्षे* जावडयुद्धार इति ॥ ५ ॥

---

* નવાણુ પ્રકારી પૂજામાં વિ. સંવત ૧૦૮માં જાવડશાહે ઉદ્ધાર કર્યો એવો ઉલ્લેખ છે વીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિ. સંવત્સર પ્રવર્ત્યો એટલે એ હિસાબે ગણતાં ૫૭૮ વર્ષ થવા જોઇએ.

**વ્યાખ્યાર્થ:**—શ્રી સુસ્થિતસૂરિ તથા સુપ્રતિબદ્ધસૂરિની પાટે **શ્રી ઇંદ્રદિન્નસૂરિ** દશમા પટ્ટધર થયા. આ સમય દરમિયાન શ્રી વીર પરમાત્માના નિર્વાણ પછી ૪૫૩ વર્ષે **ગર્દભીલ્લ** રાજાનો નાશ કરનાર **કાલકાચાર્ય** થયા. શ્રી વીરનિર્વાણ પછી ૪૫૩ વર્ષે ભૃગુકચ્છ—ભરુચમાં **આર્ય ખપુટાચાર્ય** થયા એમ પટ્ટાવલીમાં જણાવેલ છે; જ્યારે **પ્રભાવક ચરિત્ર**માં ૪૮૪ વર્ષે થયાનો ઉલ્લેખ છે. ૪૬૭ વર્ષ વ્યતીત થયે **આર્ય મંગુ** થયા. આ ઉપરાંત **વૃદ્ધવાદીસૂરિ, પાદલિપ્તસૂરિ** તથા **શ્રી સિદ્ધસેનદીવાકર** થયા કે જેમણે ઉજ્જયની નગરીમાં **મહાકાળ** નામના પ્રાસાદમાં **કલ્યાણમંદિર** સ્તવની રચના કરીને શિવલિંગને તોડીને **શ્રી પાર્શ્વનાથ**ની પ્રતિમા પ્રકટ કરી, તેમજ **વિક્રમાદિત્ય** રાજાને પ્રતિબોધ પમાડયો કે જેનું રાજ્ય વીરનિર્વાણ પછી ૪૭૦ મે વર્ષે થયું. તે ૪૭૦ વર્ષોની ગણત્રી નીચે મુજબ છે:—

જે રાત્રિએ અરિહંત ભગવાન **મહાવીર** નિર્વાણ પામ્યા તે રાત્રિએ **પાલક** નામના રાજાનો અભિષેક કરાયો.

૬૦ વર્ષ પાલક રાજા, ૧૫૫ વર્ષ નવ નંદ, ૧૦૮ વર્ષ મૌર્યવંશનું રાજ્ય, ૩૦ વર્ષ પુષ્પમિત્રનું રાજ્ય, બળમિત્ર તથા ભાનુમિત્રના ૬૦ વર્ષ, નહપાણ—નરવાહન રાજાના ૪૦ વર્ષ, ગર્દભીલ્લનું રાજ્ય ૧૩ વર્ષ તથા શકના ૪ વર્ષ મળી કુલ ૪૭૦ વર્ષ.

શ્રી ઇંદ્રદિન્નસૂરિની પાટે અગ્યારમા પટ્ટધર **શ્રી દિન્નસૂરિ** થયા.

શ્રી દિન્નસૂરિની પાટે બારમા પટ્ટધર **શ્રી સિંહગિરિ** થયા.

શ્રી સિંહગિરિની પાટે તેરમા પટ્ટધર **શ્રી વજ્રસ્વામી** થયા, જે બાલ્યાવસ્થાથી જ જાતિસ્મરણજ્ઞાનવાળા, આકાશગામિની વિદ્યાવડે શ્રી સંઘની રક્ષા કરનારા, દક્ષિણ હિંદમાં બૌદ્ધરાજ્યમાં શ્રી જિનેશ્વર ભગવાનની પૂજા માટે ફૂલો લાવવાવડે કરીને શાસનની પ્રભાવના કરવાવાળા, દેવોથી વંદાયેલા, છેલ્લા દશપૂર્વી તેમજ **વજ્રશાખા**ના ઉત્પાદક હતા. તેઓ શ્રી વીરનિર્વાણ પછી ૪૯૬ વર્ષે જન્મ્યા અને ૮ વર્ષ ગૃહસ્થાવાસમાં, ૪૪ વર્ષ સામાન્ય વ્રતપર્યાયમાં, ૩૬ વર્ષ યુગપ્રધાન તરીકે એવી રીતે ૮૮ વર્ષનું આયુષ્ય પાળીને વીરપ્રભુ પછી ૫૮૪ વર્ષે સ્વર્ગવાસી થયા. શ્રી વજ્રસ્વામી પછી (૧) દશ પૂર્વ, (૨) ચોથું સંઘયણ અને (૩) ચોથું સંસ્થાન વિચ્છેદ પામ્યું.

ચાર કુળની ઉત્પત્તિના પિતામહ–દાદા, શ્રેષ્ઠ અને દશ પૂર્વના ભંડાર એવા વજ્રસ્વામી મુનિશ્રેષ્ઠને હું વાંદુ છું.

શ્રી આર્યસુહસ્તિ અને વજ્રસ્વામીના અંતરાળમાં–વચગાળેના સમયમાં (૧) શ્રી ગુણસુંદર સૂરિ, (૨) શ્રી કાલકાચાર્ય, (૩) શ્રી સ્કંદિલાચાર્ય, (૪) શ્રી રેવતીમિત્ર સૂરિ, (૫) શ્રી ધર્મસૂરિ, (૬) શ્રી ભદ્રગુપ્તાચાર્ય અને (૭) શ્રી ગુપ્તાચાર્ય એમ સાત યુગપ્રધાનો થયા. શ્રી વીર નિર્વાણ પછી ૫૩૩ વર્ષે શ્રી આર્યરક્ષિતસૂરિથી સંલેખના કરાયેલા શ્રી ભદ્રગુપ્તાચાર્ય સ્વર્ગે સંચર્યા એમ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે પરંતુ દુષ્પમાસંઘસ્તવયંત્રના અનુસારે ૫૪૪ વર્ષે શ્રી આર્યરક્ષિતસૂરિની દીક્ષા થઇ હોય તો ઉપર જણાવેલો એટલે કે ૫૩૩ વર્ષનો ઉલ્લેખ બંધબેસતો થઇ શકે નહિ, આથી તે વસ્તુ બહુશ્રુતગમ્ય જાણવી.

શ્રી વીરનિર્વાણ પછી ૫૪૮ વર્ષે ત્રિરાશિકમત( જીવ, અજીવ ને નોજીવ )ને જીતનારા શ્રી ગુપ્તાચાર્ય સ્વર્ગવાસી થયા. તથા ૫૨૫ વર્ષે શ્રી શત્રુંજ્યનો છેદ થયો એટલે યાત્રા બંધ થઈ ગઈ અને ૫૭૦ વર્ષે **જાવડશાહે** તે તીર્થનો ઉદ્ધાર શ્રી વજ્રસ્વામીની સહાયથી કર્યો.

## ૧૦ શ્રી ઇંદ્રદિન્નસૂરિ, ૧૧ શ્રી આર્યદિન્નસૂરિ, ૧૨ શ્રી સિંહગિરિ

ગોત્ર કૌશિક : ગોત્ર ગૌતમ : ગોત્ર કૌશિક :

ઉક્ત ત્રણે પટ્ટધરોના સમયમાં વિશેષ જાણવા લાયક હકીકત મળતી નથી. ઇંદ્રદિન્નસૂરિના સમયમાં બીજા કાલકાચાર્ય થયા. આ ઉપરાંત આર્ય ખપુટાચાર્ય, આર્ય મંગુ, વૃદ્ધવાદીસૂરિ, પાદલિપ્તાચાર્ય તથા સિદ્ધસેનદિવાકર સૂરિ પણ આસપાસના અરસામાં થયા છે. શ્રી સિંહગિરિ મહાસમર્થ જ્ઞાની હતા. વજ્રસ્વામીના તેઓ ગુરુ હતા. તેઓને જાતિસ્મરણ જ્ઞાન હતું એમ કહેવાય છે.

### આર્ય કાલક

ધારાવાસ નગરના રાજા **વીરસિંહ** અને સુરસુંદરીના તેઓ પુત્ર હતા. તેમને **સરસ્વતી** નામની બહેન હતી. અશ્વ ખેલાવવા નગર બહાર જતાં તેમને ગુણાકરસૂરિનો મેળાપ થયો. ગુરુએ પણ યોગ્ય પાત્ર જાણી રત્નત્રયીનો ઉપદેશ આપી સાચું તત્ત્વ સમજાવ્યું. સાચા તત્ત્વની પ્રતીત થતાં તેમણે ગુરુમહારાજને દીક્ષા આપવાની વિનતિ કરી. ગુરુએ માત–પિતાની અનુમતિ લાવવા જણાવ્યું. રજા મેળવી તેમણે પોતાની બ્હેન સરસ્વતી સાથે કુમારાવસ્થામાં જ ચારિત્ર અંગીકાર કર્યું. કાળક્રમે બુદ્ધિ–ચાપલ્યથી અને પ્રજ્ઞાતિશયથી કાલક મુનિ સર્વ શાસ્ત્ર શીખી ગયા તેથી ગુરુએ તેમને પોતાના પદે નિયુક્ત કર્યા.

એકદા વિહાર કરતાં કરતાં તેઓ ઉજ્જયિની નગરીમાં આવ્યા. ત્યાં ગર્દભીલ્લ નામનો રાજા રાજ્ય કરતો હતો. એકદા રયવાડીએ જતાં તેમણે અતિ સ્વરૂપવતી સરસ્વતી સાધ્વીને જોઇ. જોતાં જ તેનું મન વ્યગ્ર બન્યું. કામદેવે તેને ભાન ભૂલાવ્યું. પોતાના પરાક્રમી પુરુષોદ્વારા તે સતી સાધ્વીનું તેણે અપહરણ કરાવ્યું. કાલકસૂરિએ રાજસભામાં જઇ તેને બહુ વિનયપૂર્વક સમજાવ્યો. છેવટે શ્રી સંઘે, મંત્રીઓએ અને નાગરિકોએ પણ સમજાવ્યો છતાં મોહથી ઘેરાઇને મતિહીન થયેલા તે નરાધીપે કોઇનું સાંભળ્યું નહીં. છેવટે કાલકસૂરિનું ક્ષત્રિયત્વ ઝળક્યું તેમણે ગર્દભીલ્લના ઉચ્છેદની પ્રતિજ્ઞા કરી.

કાળક્રમે તેઓ ત્યાંથી નીકળીને સિંધુ નદીના કિનારે શાખી રાજાઓના રાજ્યમાં આવ્યા. તે ૯૬ રાજાઓને વશ કરીને તેમની સાથે મિત્રતા બાંધી. એક વખત તેનો રાજાધિરાજ સભામાં બેસી વિનોદ કરતો હતો તેવામાં સ્વામી રાજાનો દૂત આવ્યો. તેણે એક છરી આપી. તે જોતાં જ મંડલેશનું મુખ શ્યામ બની ગયું. આ જોઈને આચાર્યે તેનું કારણ પૂછ્યું. જવાબમાં મંડલેશે જણાવ્યું કે 'સ્વામી રાજાની આજ્ઞા છે કે મારે મારું મસ્તક છેદી આપવું અને છરી ઉપર ૯૬નો આંક છે તેથી ૯૬ સામંતો ઉપર તે કોપાયમાન થયો જણાય છે.' કાલકસૂરિએ તેને શાંત્વન આપ્યું. પછી બધા સામંતોને બોલાવી, ગુપ્ત મંત્રણા કરી તેમને સૌરાષ્ટ્ર દેશમાં ઉતાર્યા. વર્ષાઋતુ વીત્યા બાદ કાલકસૂરિએ તેમને આગળ પ્રયાણ કરવા સૂચવ્યું ત્યારે તેઓએ સાધનનો અભાવ જણાવ્યો, જેથી કાલકસૂરિ એક કુંભારને ઘરે ગયા. ત્યાં ઇંટના નીભાડામાં પોતાની કનિષ્ઠ આંગળીનો નખ વાસક્ષેપયુક્ત નાખ્યો એટલે સર્વ સુવર્ણ થઇ ગયું. તે મંડળેશને અર્પણ કરી પ્રયાણ કરાવ્યું. અનુક્રમે **પાંચાલ** તથા **લાટ** દેશને જીતીને તેઓ માળવાની સરહદ પર આવ્યા. ગર્દભીલ્લને સમાચાર મળ્યા છતાં તે પોતાની વિદ્યાના અભિમાનને લીધે બેદરકાર રહ્યો.

આચાર્યને ગર્દભીલ્લની વિદ્યા સંબંધી જાણ હતી એટલે તેણે મિત્ર રાજાઓને સૂચવ્યું કે બધું અસ્તવ્યસ્ત જોઈને તમે પ્રમાદમાં રહેશો નહિ. તે રાજા અષ્ટમી ને ચતુર્દશીએ એકાગ્ર મનથી ગર્દભી વિદ્યાની પૂજા તથા જાપ કરે છે. એ જાપ પૂર્ણ થતાં જ તે વિદ્યા ગર્દભીરૂપે અવાજ કરે છે અને જે કોઇ તેનો અવાજ સાંભળે તે તરતજ મૃત્યુ પામે છે; માટે તમારે સર્વેએ અઢી ગાઉની અંદર રહેવું નહિ. મારી પાસે શબ્દવેધી દોઢસો સુભટ રાખો જેથી તે વિદ્યા અવાજ કરે તેવું જ તેનું મુખ બાણોવડે પુરાવી દઇશ. આ પ્રમાણે સૂચન કરી જેવી ગર્દભી વિદ્યાએ ઉચ્ચાર કરવા મુખ ઉઘાડયું તે જ વખતે તેઓએ ગર્દભી વિદ્યાનું મુખ બાણોવડે પૂરી દીધું. આથી વિદ્યાદેવી ઊલટી ગર્દભીલ્લ પર કોપાયમાન થઇ અને તેને ભૂતળ પર પછાડયો. પછી ગર્દભીલ્લ ઉપર વિષ્ટમુત્ર કરીને ચાલી ગઈ. કાલકસૂરિએ ગર્દભીલ્લને પકડ્યો અને સતી સાધ્વી શ્રી સરસ્વતીજીને મુક્ત કરી. સાધ્વીએ દયા બતાવતાં ગર્દભીલ્લને છોડી મૂકયો. તે અરણ્યમાં ચાલ્યો ગયો ત્યાં વાઘે તેને ફાડી ખાધો. સરસ્વતી સાધ્વીને વ્રતમાં પુનઃ સ્થાપન કરી.

× × ×

ભરૂચમાં બળમિત્ર નામે રાજા હતો. તેને ભાનુમિત્ર નામે મોટો ભાઇ હતો. બંને કાલકસૂરિના ભાણેજ થતા હતા. કાલકસૂરિનો વૃતાંત જાણી તેમને બોલાવવા પોતાના મંત્રીને મોકલ્યો. ભારે દમામથી તેણે પ્રવેશ–મહોત્સવ ઉજવ્યો. તે રાજાનો પુરોહિત કદાગ્રહી ને મિથ્યામતિ હતો. તેણે કાલકાચાર્યને દૂર કરવા યુક્તિ યોજી. રાજાને કહ્યું કે–'હે સ્વામી ! ગુરુમહારાજ તો દેવની જેમ પૂજનીય છે. નગરજનો તેમના પગલાંને ઓળંગે તે ભારે પાપ ગણાય, માટે આપ કાંઇ તેનો વિચાર કરો.' સરલસ્વભાવી રાજા તેના કહેવાના ગૂઢ તાત્પર્યને સમજ્યો નહિ અને દુઃખ–સંકટની શંકા થવા લાગી. તેણે પુરોહિતને કહ્યું કે 'મેં જ ચાતુર્માસ માટે આમંત્રણ આપ્યું છે તો તેમને હવે અન્ય સ્થાને કેમ મોકલી

શકાય ?' એટલે પુરોહિતે, પોતાની સોગઠી બરાબર લાગી છે એમ જાણીને કહ્યું છે કે 'મહારાજ ! એ માટે આપ મુંઝાશો નહિ. હું તેનો સહેલો ને સરલ ઉપાય કરીશ.' પુરોહિતે રાજાદ્વારા ઘોષણા કરાવી કે ગુરુમહારાજને શ્રેષ્ઠ આહાર-મિષ્ટાન્ન વહોરાવવો. આમ આધાકર્મી આહાર હંમેશ મળવાથી શિષ્યોએ આચાર્યને વાત કરી. આચાર્યે પ્રતિષ્ઠાન નગરમાં શાતવાહન રાજા પાસે જવું ઉચિત ધાર્યું. શાતવાહન રાજા જૈન ધર્મી હતો. તેણે આચાર્યનું ભારે ધામધૂમથી સામૈયું કર્યું.

હવે મહાપવિત્ર પર્યુષણ પર્વ નજીક આવતાં શાતવાહન રાજાએ સૂરિમહારાજને વિનતિ કરી કે-આ દેશમાં ભાદરવા શુદિ પાંચમના ઇદ્રધ્વજનો મહોત્સવ થાય છે, માટે છઠ્ઠનું સંવત્સરી પર્વ કરો કે જેથી હું આરાધન કરી શકું. ગુરુમહારાજે જણાવ્યું કે રાજન ! પૂર્વે તીર્થંકરો કે ગણધર મહારાજાઓએ પંચમીનું અતિક્રમણ કર્યું નથી, માટે પંચમી પછી સંવત્સરી થઇ શકે નહિ. ત્યારે રાજાએ વિજ્ઞપ્તિ કરી કે તો ચોથનું પર્વ કરો. આ પ્રમાણે સંવત્સરી પર્વ પાંચમનું હતું તે ચોથનું બન્યું.

કાલકાચાર્યના જીવનચરિત્ર સંબંધી સત્ય હકીકત મળવી અશક્ય છે, કારણ કે ત્રણ કે તેથી પણ વધારે કાલકાચાર્યો થયા છે જેથી એક બીજાની હકીકત એક બીજાના નામ સાથે સેળભેળ થવા પામી છે. (૧) દત્તરાજા આગળ યજ્ઞફળકથન (૨) ઇન્દ્ર પાસે નિગોદ વ્યાખ્યાન (૩) આજીવકો પાસે નિમિત્ત પઠન (૪) અનુયોગ નિર્માણ (૫) ગર્દભીલ્લોચ્છેદ (૬) ચતુર્થી પર્યુષણા અને (૭) અવિનીત શિષ્યપરિત્યાગ-આમ જુદી જુદી સાત હકીકતો તેઓના જીવન સાથે સંકળાયેલી છે.

કેટલાકો એમ પણ જણાવે છે કે ૯૬ મિત્રરાજાઓ સિંધમાંથી નહીં પણ ઇરાનથી આવ્યા હતા. વળી ભરુચમાંથી પ્રતિષ્ઠાનપુર તરફ વિહાર કરવાને લગતી હકીકતમાં પણ એ મત છે. ઉજ્જેણીથી પ્રતિષ્ઠાન જઇને પંચમીની ચતુર્થી કરી એવું પણ કેટલાકોનું મંતવ્ય છે.

તેમના ગુરુ સંબંધી કે ગચ્છ સંબંધી વિશેષ માહિતી મળતી નથી, પણ તેઓ યુગપ્રવર્તક પુરુષ હતા જ. તેમણે પંચમીની ચતુર્થી કરી તો ખરી પણ તેને જૈન સંઘ પાસે "પ્રમાણિક" તરીકે મંજૂર કરાવી તેથી પણ જણાય છે કે જૈન સંઘમાં તેમનો કેવો પ્રતાપ હતો. તેમની વિહારભૂમિ પણ વિસ્તૃત હતી. દક્ષિણમાં પ્રતિષ્ઠાન સુધી, પશ્ચિમમાં **ફારસની** ખાડી ને **શકિસ્તાન** સુધી, પૂર્વમાં પાટલીપુત્ર ( પટના ) સુધી.

## આર્ય ખપુટાચાર્ય

શ્રી મુનિસુવ્રતસ્વામીના મનોહર પ્રાસાદથી મંડિત ભરુચ શહેરમાં આર્ય ખપુટાચાર્ય બિરાજમાન હતા. તેમની સ્મરણશક્તિ એટલી બધી તીવ્ર હતી કે તેમણે અલ્પ સમયમા સમગ્ર શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. તેમને વિદ્યાચક્રવર્તી એવું બિરુદ આપવામાં આવ્યું હતું. તેમને ભુવન નામે પોતાનો જ ભાણેજ શિષ્ય હતો. તે પણ અતિ પ્રાજ્ઞ હોવાથી સાંભળવા માત્રથી વિદ્યા ગ્રહણ કરી શકતો.

બૌદ્ધોનું પરિબળ આ સમયે વિશેષ હતું અને સમય પણ વાદવિવાદનો હતો. જિનશાસનને પરાજિત કરવાની ઇચ્છાથી ગુડશસ્ત્ર નામના નગરથી બહુકર નામનો સમર્થ બૌદ્ધાચાર્ય વાદવિવાદ માટે ભરુચ આવ્યો પણ સૂર્ય આગળ ખજુઆ ઝાંખો પડે તેમ સ્યાદ્વાદના અનુપમ સિદ્ધાંત આગળ તે પોતે જ પરાજિત

બન્યો. તેની કોઇપણ યુક્તિ–પ્રયુક્તિ ફાવી નહી અને છેવટે ક્રોધથી ધમધમતા તે બૌદ્ધાચાર્યે અણુશણ કર્યું. મરીને તે યક્ષ થયો.

પૂર્વના વૈરભાવને કારણે તે યક્ષ સાધુઓ તેમજ શ્રાવકસંઘને પરિતાપ પમાડી ઉપસર્ગ કરવા લાગ્યો. શ્રી સંઘે તે ઉપદ્રવ નિવારવા માટે પ્રાર્થના કરવા બે મુનિઓને આર્ય ખપુટાચાર્ય પાસે મોકલ્યા. તેમણે પોતાના શિષ્ય ભુવનને બોલાવી એક ખોપરી આપી અને સાથે સાથે સૂચના પણ કરી કે આ ખોપરીને કદી ઉઘાડીને જોઈશ નહિ. બાદ તેઓ ત્યાંથી વિહાર કરી ગુડશસ્ત્ર નગરે આવ્યા.

આર્ય ખપુટાચાર્ય યક્ષમંદિરમાં જઈ તેના કાન પર પગ મૂકીને સૂઇ ગયા. યક્ષનો પૂજારી આવતાં ચમકયો. તેણે રાજાને નિવેદન કર્યું. રાજા ક્રોધથી ધમધમી ઉઠયો. રાજાએ પોતાના સેવકોને મોકલી તેમને બહાર કાઢવા સૂચના આપી પણ આચાર્ય તો ચોતરફ વસ્ત્ર લપેટી સૂતા હોવાથી જાગ્યા નહિ. સેવકોએ જઇને તે વૃતાંત રાજાને જણાવ્યો તેથી રાજાએ એમને પત્થર અને લાકડીવતી મારવાની આજ્ઞા કરી. હુકમનો અમલ થતાં જ અંતઃપુરમાં કોલાહલ જાગ્યો અને કંચુકીઓ (પ્રતિહારીઓ) રાજા સમક્ષ જઈ કહેવા લાગ્યા કે કોઇ અદ્રષ્ટ પુરુષ લાકડી અને પત્થરોના પ્રહારોથી રાણીઓને હેરાન–હેરાન કરે છે. આ હકીકત સાંભળી રાજાને આચાર્ય કોઇ વિદ્યાસિદ્ધ પુરુષ લાગ્યા. "ચમત્કાર ત્યાં નમસ્કાર" એ ન્યાયે રાજા સૂરિ પાસે આવ્યો અને નમ્ર તેમજ મધુર વચનથી શાંત કર્યા એટલે આચાર્ય પણ કપટ–નાટક બતાવતા જાગ્યા. રાજાએ તેમને પ્રણામ કર્યો.

બાદ આચાર્યપુંગવે યક્ષને કહ્યું કે–'હે યક્ષ ! મારી સાથે ચાલ.' અને ખરેખર સૌના આશ્ચર્ય વચ્ચે યક્ષની સાથોસાથ બીજી દેવમૂર્તિઓ પણ ચાલી. વળી એક હજાર પુરુષો ચલાવી શકે એવી પત્થરની બે કુંડી ત્યાં પડી હતી તેને પણ સાથે ચલાવી. આવી અદ્દભુત શક્તિથી રાજા અને શેઠો પણ જૈન ધર્મ પરત્વે વિશેષ પ્રીતિવાળા થયા. છેવટે રાજાની વિનતિથી યક્ષને પોતાના સ્થાને મોકલ્યો અને બે કુંડીઓ ત્યાં જ રહેવા દીધી.

આ અરસામાં જ ભરુચથી બે મુનિઓ આવ્યા અને જણાવ્યું કે 'ભુવને બળાત્કારથી ખોપરી ઉઘાડી તેમાંથી પત્ર વાંચી પાઠસિદ્ધ આકૃષ્ટિ મહાવિદ્યા પ્રાપ્ત કરી છે. આને કારણે તે અભિમાની થઇ ગયો છે અને ગૃદ્ધિપૂર્વક આહારનો સ્વાદ લે છે. સ્થવિરોએ તેને શિખામણ આપી ત્યારે તે બૌદ્ધસાધુઓ પાસે ચાલ્યો ગયો છે અને આકાશમાર્ગે પાત્રો મોકલાવે છે. શ્રાવકના ઘરથી આહારપૂર્ણ પાત્રો ભરાઇને આવે છે. આથી શ્રાવકો પણ તેના પ્રત્યે આદર બતાવવા લાગ્યા છે તો હે પ્રભો ! આપ શાસનની થતી હીલના અટકાવો.' ગુરુએ ગુડશસ્ત્રનગરથી વિહાર કરી, ભરુચ આવી માર્ગમાં અદ્રશ્ય શિલા વિકુર્વી જેથી આકાશમાર્ગે જતાં બધા પાત્રો તેની સાથે અથડાઇને ભાંગીને ભુક્કો થઈ ગયા. આ જોઇને ભુવને પોતાના ગુરુમહારાજનું આગમન જાણ્યું. તે પોતે નાસી ગયો. પછી મહારાજે બૌદ્ધના મંદિરમાં જઇ બુદ્ધપ્રતિમા પાસે પોતાને વંદન કરાવ્યું.

આર્ય ખપુટાચાર્યના **મહેંદ્ર** નામના શિષ્ય પણ પ્રભાવિક અને સિદ્ધપ્રાભૃત વિદ્યામાં નિષ્ણાત હતા.

આ આર્ય ખપુટાચાર્યે જૈનશાસનનો ઘણો મહિમા વધાર્યો. તેઓ વીરનિર્વાણ પછી ૪૫૩ વર્ષે થયા એવો પટ્ટાવલીનો ઉલ્લેખ છે જ્યારે પ્રભાવકચરિત્રકાર તેઓ વીરનિર્વાણ પછી ૪૮૪ વર્ષે થયા એવો નિર્દેશ કરે છે.

## આર્ય મંગુ*

વિહાર કરતાં કરતાં આર્ય મંગુ મથુરા નગરીએ આવ્યા. તેમની ઉપદેશ દેવાની શક્તિ અને જનમનરંજન કરવાની શૈલી અપૂર્વ હતી. સમર્થ આચાર્ય જાણી તેમ જ મહાપુણ્ય ઉપાર્જન થશે એમ ધારી શ્રાવકો રસપૂર્ણ સ્વાદિષ્ટ આહાર વહોરાવવા લાગ્યા. ધીમે ધીમે ગુરુમહારાજની ભોજન પરની આસક્તિ વધતી ગઇ અને તેથી અન્યત્ર વિહાર કરવાનો વિચાર ન કર્યો. તેમનું આ વર્તન સાધુધર્મને ઉચિત ન હતું. છેવટે આલોચના કર્યા વિના કાળધર્મ પામવાથી તે જ નગરમાં યક્ષપણે ઉત્પન્ન થયા. પોતાના પૂર્વ ભવને યાદ કરતાં તેમને બહુ ખેદ થયો. જે બનવાનું હતું તે તો બની ગયું પણ પોતાના શિષ્યો રસગૃદ્ધિમાં પતિત ન થાય તે માટે જ્યારે શિષ્યો સ્થંડિલભૂમિથી પાછા વળતાં ત્યાં આવ્યા ત્યારે તેમણે પોતાની જીભ એક હાથ જેટલી બહાર રાખી. આ જોઇ શિષ્યો વિસ્મય પામ્યા. તેમણે તેનું કારણ પૂછ્યું. તેના કારણમાં યક્ષે પોતાની સાધુઅવસ્થાનો વૃત્તાંત કહી સંભળાવી રસગૃદ્ધિવાળા ન બનવા જણાવ્યું.

આ મંગુસૂરિ શ્રી વીરનિર્વાણ પછી ૪૬૭ વર્ષે થયા હતા.

## ×શ્રી વૃદ્ધવાદિસૂરિ તથા સિદ્ધસેન દિવાકરસૂરિ

શ્રી સ્કંદિલાચાર્ય ભવ્ય જીવોને ઉપદેશ દેતા દેતા ગૌડ દેશના કોશલપુર નગરે પધાર્યા. ત્યાંના મુકુંદ નામના બ્રાહ્મણને ગુરુસમાગમ થયો અને ભવિતવ્યતાને અંગે ગુરુનો ઉપદેશ સાંભળી દીક્ષા લીધી.

એકદા વિહાર કરતાં કરતાં તે ભરુચ નગરે આવ્યા. વૃદ્ધાવસ્થા છતાં તેમને જ્ઞાનપ્રાપ્તિનો ઘણો શોખ હતો, તેથી રાત્રિએ પણ મોટા અવાજે સ્વાધ્યાય કરતા. એકદા ગુરુમહારાજે શિખામણ આપી કે-'મહાનુભાવ ! રાત્રે મોટા અવાજે ભણવાથી અનાર્ય માણસ જાગે ને હિંસાદિ કાર્યમાં પ્રવૃત્ત થાય માટે રાત્રે ઊંચે સ્વરે ભણવું ઉચિત નથી.' છતાં કંઇક આગ્રહી હોવાથી તેમણે તે સૂચન પ્રત્યે દુર્લક્ષ્ય કર્યું. એકદા કોઇ વિદ્વાન શિષ્યે મશ્કરીમાં તેમને કહ્યું કે-'હે મુનિરાજ ! શું વિદ્યા ભણીને તમે મુશળ( સાંબેલા )ને પલ્લવિત કરવાના છો !' આ મીઠી મશ્કરી સાંભળી મુકુંદ મુનિને ઘણું લાગી આવ્યું. તેમણે વિદ્યાપ્રાપ્તિ માટે મક્કમ નિરધાર કર્યો અને કાશ્મીર દેશમાં જઇ શારદામંદિરમાં ઉગ્ર તપશ્ચર્યા આદરી. ચાર પ્રકારના આહારના ત્યાગપૂર્વકની એકવીશ દિવસની તપશ્ચર્યાને અંતે ભારતી દેવી પ્રસન્ન થયાં અને તેમને પંડિતશિરોમણિ થવાનો આશીર્વાદ આપ્યો.

પછી હાસ્ય-વચન સાંભળીને પોતે કરેલ પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે તેમણે મુશળને પુષ્પવાળું કરી બતાવ્યું તેથી સર્વ લોકો ચમત્કાર પામ્યા. વાદીઓ પણ હતમુખવાળા અને શૂન્ય બની ગયા. તેમની અજબ શક્તિ જોઇ ગુરુએ પોતાના સ્થાન પર નિયુક્ત કર્યા અને **વૃદ્ધવાદીસૂરિ** એવું ઉચિત નામ આપ્યું.

---

*આ હકીકત શ્રી ધર્મદાસગણિવિરચિત ઉપદેશમાળામાં આપેલી હકીકત ઉપરથી લેવામાં આવી છે. તેમાં જણાવેલ આર્ય મંગુ તે આ જ કે જુદા તે સ્પષ્ટ રીતે નિર્ણીત થઇ શકતું નથી.

×શ્રી પ્રભાવકચરિત્રમાં એમની હકીકતને લગતી કેટલીક વિગત પ્રકારાંતરે બતાવેલી છે.

આ સમયે વીર વિક્રમની હાક દશે દિશામાં વાગી રહી હતી. સેંકડો પંડિતો તેની સભાને શોભાવતા. દેવર્ષિ નામે તેનો સમર્થ પુરોહિત હતો. તેને સિદ્ધસેન નામે ચતુર અને શક્તિશાળી પુત્ર હતો. તે સિદ્ધસેન સાથે વાદ કરતાં મોટા મોટા પંડિતો પણ હારી ગયા હતા, તેથી તેને એમ થયું કે મારી જેવો જગતમાં અન્ય પંડિત નથી. તેને વિદ્યાની ખુમારી ચડી. પોતાનું મહત્ત્વ દર્શાવવા તેણે પેટે પાટા બાંધ્યા, ખભે લાંબી નીસરણી ભરાવી, બીજે ખભે જાળ ભરાવી, એક હાથમાં કોદાળી અને બીજા હાથમાં ખડનો પૂળો લીધો. અને તેવી વિચિત્ર સ્થિતિમાં તે કર્ણાટક દેશ તરફ ચાલ્યો. રાજાએ તેના આવા વિચિત્ર વેશનું કારણ પૂછ્યું. જવાબમાં તેણે જણાવ્યું કે-'હું એટલી બધી વિદ્યા ભણ્યો છું કે તેના બોજાથી મારું પેટ ફાટી ન જાય તે હેતુથી પેટે પાટા બાંધું છું, કોઇ વિદ્વાન વાદ કરતાં હારવાના ભયથી કદાચ ઊંચે ચઢી જાય તો નીસરણીથી નીચે પાડું, કદી જળમાં ડૂબકી મારે તો જાળથી ખેંચી કાઢું, પૃથ્વીમાં પેસી જાય તો કોદાળીથી બહાર કાઢું અને જો હારી જાય તો પૂળામાંથી ઘાસનું તરણું કાઢી દાંતે લેવડાવું.'

કર્ણાટકના પંડિતો તેની સાથે વાદ કરવા શક્તિમાન થયા નહિ. પછી તો સિદ્ધસેન મહારાષ્ટ્ર, મગધ, કાશ્મીર, ગૌડ વિગેરે દેશોમાં ફરી વળ્યો પણ તેની સાથે હોડ કરવા કોઈ શક્તિમાન ન થયું.

જગતમાં અભિમાન કોઈનું રહ્યું છે? કૌશાંબીની સભામાં તેના માથાનો માનવી મળ્યો. તેણે કહ્યું કે-'વાદ કરવાની ઇચ્છા હોય તો નરકેસરી પાસે જાઓ. હજુ સુધી તો તમે બકરા સાથે જ બાથ ભીડી છે પણ તે નરસિંહની બોડમાં તમે હાથ નાખ્યો નથી. મણિધરને માથેથી મણિ લેવો અને તેમને જીતવા એ બરોબર છે. તેની સાથે વાદ કર્યો નથી ત્યાં સુધી તમે ફુલણજીની માફક ફુલાઓ છો.'

પોતાનું માનભંગ થતું જોઈ સિદ્ધસેનને ક્રોધ વ્યાપ્યો. તેનું અભિમાન ઘવાયું. તેની આંખ અગ્નિ વરસાવતી હોય તેવી થઇ ગઇ. તેણે તરત જ પોતાના પ્રતિસ્પર્ધીને તે નરસિંહ કોણ છે? એવી પૃચ્છા કરી અને વૃદ્ધવાદીને હરાવવાની પ્રતિજ્ઞા કરી તે ભરુચ આવવા નીકળ્યો.

ભરુચ આવી તેણે વૃદ્ધવાદીની બાતમી મેળવી તો તે દિવસે જ વિહાર કરી ગયાના સમાચાર મળ્યા. સિદ્ધસેન મનમાં હરખાયો કે મારી બ્હીકથી તે વિહાર કરી ગયા લાગે છે! પણ હું એમને કયાં છોડું એમ છું. તેણે તરત જ પછવાડે ચાલવા માંડયું. આગળ જતાં વૃદ્ધવાદીનો ભેટો થયો. ગુરુએ તેને ઉપદેશ દેવા માંડ્યો પણ સિદ્ધસેને ચીડાઇને કહ્યું કે-'હું ઉપદેશ સાંભળવા નથી આવ્યો, મારે તો તમારી સાથે વાદ કરવો છે. હું વાદીવિજેતા સિદ્ધસેન છું, જેના નામમાત્રથી, સિંહગર્જનાથી મૃગલાઓ નાસે તેમ, વાદીઓ સંતાઇ જાય છે. હું આપને પણ છોડું તેમ નથી. કાં તો હાર કબૂલ કરો અગર મને જીતી સ્વશિષ્ય બનાવો.'

વિચક્ષણ વૃદ્ધવાદી સમજી ગયા કે સિદ્ધસેનને વિદ્યાનું અજીર્ણ થયું છે. તેમની મુખાકૃતિ જોઈ તો માલૂમ પડયું કે તે શાસનપ્રભાવક માણસ છે. સૂરિએ શાંત ચિત્તે કહ્યું કે-'ભાઇ! વાદ કરવાની મારી ના નથી, પણ ન્યાય તોળનાર તો કોઇ જોઈશે ને? માટે પંચ નક્કી કર.' સિદ્ધસેનથી ધીરજ રાખી શકાય તેમ ન હતું. તેણે ગોવાળોને પંચ નીમ્યા અને પોતાનો પૂર્વપક્ષ ઉપાડ્યો. તેણે વ્યાકરણ શાસ્ત્ર, ન્યાય, મીમાંસા અને વેદાંત ઉપર સંસ્કૃત ભાષામાં જોરદાર પૂર્વપક્ષ કર્યો.

પછી વૃદ્ધવાદી સૂરિએ વિચાર્યું કે ગોવાળો આગળ સંસ્કૃત બોલવું એટલે ભેંસ આગળ ભાગવત

વાંચવું. આથી સમયને ઓળખી તેમણે તેઓ સમજી શકે તેવી સરળ ભાષામાં મજાનો રાગ કાઢીને ગરબો ગાયો. આ સાંભળી ગોવાળો ખુશખુશ થઇ ગયા અને વૃદ્ધવાદી જીત્યાની જાહેરાત કરી.

પ્રતિજ્ઞાથી બંધાયેલ સિદ્ધસેને કહ્યું કે-'મને આપનો શિષ્ય બનાવો.' ગુરુ બોલ્યા:-' સિદ્ધસેન ! આ કાંઇ વાદ ન કહેવાય, ગોવાળોને પાંડિત્યની શી કિંમત ? આપણે રાજસભામાં જઇ વાદ કરીએ.' પણ સિદ્ધસેન અભિમાની હોવા સાથે એકવચની પણ હતો. તેણે કહ્યું કે-'ગુરુજી ! તમે સમય ઓળખી શકો છો, આપ જીત્યા છો માટે મને હવે વિનાવિલંબે શિષ્ય બનાવો.' છતાં ગુરુ તેને લઇ ભરુચ આવ્યા અને રાજસભામાં ફરી વાદવિવાદ થતાં તેની હાર થઇ. ગુરુએ તેમને દીક્ષા આપી કુમુદચન્દ્ર નામ રાખ્યું.

જાણે પૂર્વપરિચિત હોય તેમ કુમુદચંદ્રે અલ્પ સમયમાં શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો. તેની અપૂર્વ શક્તિથી રંજિત થઇ ગુરુએ તેમને " સર્વજ્ઞપુત્ર "નું બિરુદ આપ્યું. કેટલાક સમય પછી તેમને આચાર્ય બનાવ્યા અને કુમુદચંદ્ર નામ બદલી સિદ્ધસેનસૂરિ એવું નામ રાખ્યું.

એકદા વિહાર કરતાં કરતાં તેઓ વિક્રમાદિત્યની રાજધાની ઉજ્જયની નગરીમાં આવ્યા. લોકો " સર્વજ્ઞપુત્રની જય " એમ કહી તેમની સ્તુતિ કરવા લાગ્યા. રાજા ઇતરધર્મી હતો. જૈન શાસનના સૂરિની આવી પ્રશંસા થતી જોઇ રાજાને સ્વાભાવિક ઇર્ષ્યા ઉપજી તેથી સત્ય વસ્તુ જાણવા તેણે મનથી નમસ્કાર કર્યો. સિદ્ધસેને તેનો અભિપ્રાય જાણી ઊંચે સ્વરે ' ધર્મલાભ ' આપ્યો. રાજાએ તેનું કારણ પૂછતાં કહ્યું કે-' આ તમારા માનસિક નમસ્કારનું ફળ છે.' રાજા આશ્ચર્યચકિત બની ગયો અને ક્રોડ સોનૈયાનું દાન આપવા રાજપુરુષને આદેશ આપ્યો.

સૂરિજીએ કહ્યું કે-' અમારે ત્યાગીઓને દાનની જરૂર નથી, જે મનુષ્યો દેવાથી દુ:ખી થતા હોય તેને ઋણમુક્ત કરો.' ગુરુઆજ્ઞાથી રાજાએ સઘળું દાન એવા દેવાદારોને આપી ઋણમુક્ત કર્યા અને પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો, જે અદ્યાપિ પર્યંત ચાલુ જ છે.

સૂરિજી વિહાર કરતાં કરતાં ચિત્રકૂટ ( ચિતોડ ) પધાર્યા. ત્યાં તેમની દૃષ્ટિ ચૈત્ય પાસે ઊભા કરેલા એક સ્થંભ પર પડી. તેમને આ સ્થંભ જોઇ આશ્ચર્ય થયું. તે સ્થંભ ઓષધિઓનો બનાવેલો હતો. સૂરિજીએ ઓષધીઓ સુંઘી સુંઘીને પરીક્ષા કરવા માંડી અને પછી પોતે અનેક ઓષધીઓનો એક લેપ તૈયાર કરાવ્યો. તે લેપ સ્થંભના મુખ ઉપર ચોપડતાં મુખ-દ્વાર ઉઘડ્યું, એટલે અંદર હાથ નાખી એક પુસ્તક લીધું. તેનું પ્રથમ પાનું વાંચતા બે વિદ્યાઓ જોઇ. સૂરિએ શાંતચિત્તે તે અવધારી લીધી. તે સુવર્ણસિદ્ધિ અને સરસવી નામની બે વિદ્યા હતી. પહેલીના પ્રભાવથી લોઢાનું સુવર્ણ બને અને બીજીથી મંત્રેલા સરસવ પાણીમાં નાખતા હથિયારબંધ ઘોડેસ્વાર નીપજે. પણ જેવું બીજું પાનું ફેરવવા ગયા કે તરત આકાશવાણી થઇ કે ' બસ કરો ' એટલે સૂરિએ પુસ્તક પાછું મૂકી દીધું. થાંભલો બીડાઇ ગયો.

કેટલાક સમયના આંતરા પછી તેઓ કર્માપુર નગરે આવ્યા. ત્યાંનો રાજા દેવપાળ પણ સૂરિજીના સમાગમથી તેમની પ્રત્યે પ્રીતિવાળો થયો. એવામાં પાડોશનો રાજા વિજયવર્મા મોટું લશ્કર લઇ ચડી આવ્યો. દેવપાળ તેને જીતી શકે તેવી સ્થિતિમાં ન હતો. તેણે સૂરિજીને વાત કરી. સૂરિએ બંને વિદ્યાના પ્રતાપે અઢળક દ્રવ્ય અને મોટું ઘોડેસ્વાર સૈન્ય નીપજાવ્યું. શત્રુરાજાને સમાચાર મળતાં તે તો પલાયન જ થઇ ગયો. આ પ્રસંગથી દેવપાળ રાજા સૂરિજીનો અનન્ય ભક્ત બન્યો અને જૈન ધર્મ અંગીકાર કર્યો. પ્રજાસમૂહને બોલાવી રાજાએ સિદ્ધસેનસૂરિને " દિવાકર "ની માનવંતી પદવી

આપી. રાજાએ વિચાર્યું કે આવા પ્રભાવિક ગુરુ વારંવાર મળતા નથી તેથી તેણે આગ્રહ કરી ગુરુને ત્યાં જ રાખ્યા અને પ્રતિદિન દરબારમાં આવવા માટે પાલખી મોકલવા માંડી. આટલું બધું માન મળવાથી સિદ્ધસેનને સહજ ગર્વ થયો. આચાર-ક્રિયામાં પણ કંઈક શિથિલ થયા. પોતાનો પરિગ્રહત્યાગમય ધર્મ સ્મૃતિપટમાંથી ભૂંસાઈ ગયો.

સિધ્ધસેનસૂરિના આવા બાદશાહી વૈભવ તેમજ ચારિત્રપાલનમાં સ્ખલના ગુરુ વૃધ્ધવાદીના જાણવામાં આવ્યા. તેમણે સમર્થ શિષ્યને પાછો સાચા સ્થાને લાવવા વિચાર કર્યો. વિહાર કરી, ત્યાં આવી યોગ્ય સમયે પાલખી ઉપાડનાર સેવકો સાથે ભળી ગયા. એક માણસને દૂર ખસેડી તેને સ્થાને પોતે પાલખી ઊપાડી, પણ વૃદ્ધાવસ્થાને કારણે તેમનો ખભો ઊંચોનીચો થવા લાગ્યો. આ જોઈ સિધ્ધસેન બોલી ઊઠ્યા: भूंमिभारमराक्रांतः स्कंधः किं तव बाधति ?। ઉતાવળને કારણે સિધ્ધસેનથી बाधते રૂપને બદલે बाधति બોલાઈ ગયું. ગુરુ ભૂલ સમજી ગયા અને પ્રત્યુત્તરમાં બોલ્યા: न तथा बाधते स्कंधः यथा बाधति बाधते । જડબાતોડ જવાબ સાંભળી સિધ્ધસેન વિચારમાં પડી ગયા. પોતાના ગુરુ હોવાનો સંદેહ આવ્યો. પાલખી ઊભી રખાવી નીચે ઉતરી ગુરુના પગમાં પડયા. શરમને અંગે વધુ કશું ન બોલી શકયા પણ પ્રાયશ્ચિત્તની માગણી કરી. ગુરુ જગતના જીવોનું કલ્યાણ કરવાનું કહી પ્રયાણ કરી ગયા.

ગુરુ ઉપદેશથી પુનઃ પ્રતિબોધ પામેલા શ્રી સિધ્ધસેન ગામોગામ વિચારવા લાગ્યા. એક દિવસ તેઓ ભરુચ પધાર્યા. ત્યાં તેમને વિચાર ઉદ્ભવ્યો કે તીર્થંકર ભગવંતોએ ઉપદેશેલા અને ગણધરોએ ગૂંથેલા શાસ્ત્રો અર્ધમાગધી ભાષામાં છે. આ પ્રાકૃત ભાષા તો બાળકને સમજવા જેવી છે. તેને બદલે હું તેને મધુર સંસ્કૃત ભાષામાં ફેરવી નાખું તો આગમનું કેટલું મહત્ત્વ વધે ? આમ વિચારી તેમણે એ વાત ગુરુમહારાજને જણાવી કે 'नमोऽर्हत्० 'ની જેમ હું અગ્યાર અંગ વિગેરે સૂત્રો સંસ્કૃતમાં બનાવું ? ગુરુએ તે સંબંધમાં નાપસંદગી દર્શાવી અને વધુમાં જણાવ્યું કે આવી વિચારણા માત્રથી તમે આગમો અને તીર્થંકરોની આશાતના કરી છે; તેથી તમારે દશમું **પારાંચિક** પ્રાયશ્ચિત કરવું પડશે. એ પ્રાયશ્ચિતને કારણે બાર વરસ સુધી ગચ્છનો ત્યાગ કરી, ગુપ્ત જૈનલિંગે રહી દુસ્તર તપ કરવો અને તે દરમ્યાનમાં શાસનની અદ્ભુત પ્રભાવના કરી, સમર્થ અઢાર રાજાને પ્રતિબોધ પમાડી ફરી દીક્ષા ગ્રહણ કરવી. આ સાંભળી તેઓ ગુપ્ત વેશે નીકળી પડયા. કેટલાક વર્ષ વીત્યા બાદ તેઓ પાછા ઉજ્જયિનીમાં આવ્યા. પછી રાજદ્વારે જઈ જણાવ્યું કે 'કોઇ એક ભિક્ષુ-સાધુ મળવા આવેલ છે. તે આવે કે જાય ?' ગુણી પ્રત્યે પક્ષપાત ધરાવનાર રાજાએ તેમને બોલાવ્યા અને સિદ્ધસેને રાજાની સ્તુતિરૂપે શ્લોકો બોલવા શરૂ કર્યાં.

હે રાજન ! હમેશાં તું સર્વ વસ્તુને આપે છે એવી તારી સ્તુતિ વિદ્વાનો કરે છે તે મિથ્યા છે કારણ કે તેં કોઇ દિવસ શત્રુને પુંઠ આપી નથી તેમજ પરસ્ત્રીને હૃદય સોંપ્યું નથી. ( ૧ )

હે રાજન ! સરસ્વતી રૂપી સ્ત્રીને તેં વ્હાલી ગણી મુખમાં રાખી છે અને લક્ષ્મીને કરકમળમાં બેસારી છે તેથી તારી કીર્તિરૂપી સ્ત્રી સપત્નીઓનું સુખ જોઇ તારા પર કોપાયમાન થઇને દેશાંતરમાં ફરે છે. ( ૨ )

હે રાજા ! આવી અપૂર્વ ધનુર્વિદ્યા તું કયાં શીખ્યો ? જે ધનુર્વિદ્યાના બળથી માર્ગણૌઘ ( બાણોનો સમૂહ ) સામો ન જતાં તારા તરફ આવે છે અને ખેંચવાની ગુણ ( પણછ ) સામી જાય છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે માર્ગણૌઘ ( ભિક્ષુકોનો સમૂહ ) દાનની આશાએ તારી સામે આવે છે અને તેથી ગુણ ( પ્રશંસા ) દૂર દેશાવર પ્રસરે છે. ( ૩ )

હે ભૂપતિ ! સૈન્ય સમુદાય સાથે ચાલવાને તું તત્પર થાય છે તે સમયે તારી નોબત પર જેવો ડંકો પડે છે તેવા જ શત્રુના હૃદયરૂપી ધડા ફૂટી જાય છે. અને આશ્ચર્ય તો એ છે કે તે ઘડામાંથી નીકળતો જળનો પ્રવાહ શત્રુઓની સ્ત્રીઓના નેત્રમાંથી જળની ધારાઓ દ્વારા વહે છે. ( ૪ )

વિક્રમ રાજા આ શ્લોકો જેમ જેમ સાંભળતો ગયો તેમ એક એક દિશા સામે મુખ ફેરવતો ગયો અને છેવટે ભિક્ષુના ચરણમાં પડ્યો. એનો ભાવ એ હતો કે મેં તમને ચારે દિશાનું રાજ્ય આપી દીધું છે. પણ નિઃસ્પૃહી સાધુને તે જોતું ન હતું. પછી રાજાએ સન્માનપૂર્વક તેમને પોતાની પાસે રાખ્યા. એક દિવસ રાજા શિવમંદિરે ગયો ત્યારે સાથે રહેલા સિદ્ધસેન દ્વાર આગળથી જ પાછા ફર્યા. રાજાએ તેનું કારણ પૂછ્યું એટલે તેમણે કહ્યું કે–'શંકર મારો નમસ્કાર સહન કરી શકશે નહિ.' આ સાંભળી રાજાને કૌતુક થયું અને તેનું કારણ પૂછ્યું. સિદ્ધસેને તરતજ પ્રાર્થના શરૂ કરી અને અને **કલ્યાણમંદિરની** ૧૧મી ગાથા બોલતાં જ શિવલિંગ ફાટ્યું અને તે મધ્યેથી **અવંતી પાર્શ્વનાથની** અપ્રગટ પ્રતિમા ઉદ્ભવી. દેશેદેશમાં સમાચાર ફરી વળ્યા અને આ રીતે **સિદ્ધસેને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરી.** આ પ્રમાણે પ્રાયશ્ચિત્તની પૂર્ણતા થવાથી ગુરુએ તેને સંઘમાં લીધા અને પુનઃ આચાર્ય પદવી આપી. વિક્રમાદિત્યને પ્રતિબોધ પમાડી તેમણે તેની પાસે શત્રુંજય–ગિરનારનો સંઘ કઢાવ્યો.

સિદ્ધસેનનો યુગ તર્કપ્રધાન નહિ, આગમપ્રધાન હતો. પરંતુ મહર્ષિ ગૌતમના " ન્યાયસૂત્ર "ની સંકલના બાદ તર્કવાદનું જોર વધવા લાગ્યું અને સિદ્ધસેન તો સર્વશ્રેષ્ઠ તાર્કિક ગણાયા. જૈન તર્કશાસ્ત્રના તેઓ પ્રણેતા ગણાયા અને સૌથી પહેલાં ' ન્યાયાવતાર ' નામના તર્કપ્રકરણની સંસ્કૃતમાં રચના કરી. વિશેષમાં ' સન્મતિ પ્રકરણ ' નામના મહાતર્ક ગ્રંથને પ્રાકૃતમાં આર્યાછંદમાં બનાવી નયવાદનું મૂળ દૃઢ કર્યું.

સિદ્ધસેને બત્રીશ દ્વાત્રિંશિકાઓ ( બત્રીશી, બત્રીશ શ્લોકનું પ્રકરણ ) રચી છે તેમાંથી હાલમાં ૨૧ બત્રીશીઓ લભ્ય થાય છે.

સિદ્ધસેનની કેટલીક કૃતિઓ જોતાં તેઓ તાર્કિક હોવા સાથે મહાન્ દાર્શનિક હતા. સાંખ્ય, વૈશેષિક, બૌદ્ધ એ ત્રણ જૈનેતર દર્શનો ઉપરાંત ન્યાય, વેદ, ઉપનિષદ્ આદિ બીજા દર્શનની ઊંડી વિદ્વત્તા ધરાવતા હતા. અંતે પ્રતિષ્ઠાનપુરમાં અણશણ કરી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

## પાદલિપ્તસૂરિ

કોશલા નામની નગરીમાં **વિજયબ્રહ્મ** નામે રાજા હતો. તે જ નગરમાં કુલ્લ નામના શ્રેષ્ઠીને **પ્રતિમા** નામની સ્ત્રી હતી. લાંબા વખતનો ગૃહવાસ છતાં તેમને સંતાનપ્રાપ્તિ ન થઈ. શેઠાણીએ મંત્રતંત્રનું આરાધન કર્યું, ઔષધીઓ ખાધી પણ તેની મનકામના સફળ ન થઇ. છેવટે વૈરોટયા નામની દેવીનું આરાધન કરી, તેને પ્રસન્ન કરી પુત્રપ્રાપ્તિ કેમ થાય ? તે પૂછ્યું. દેવીએ નાગહસ્તિ સૂરિના પાદશૌચનું પાણી પીવા કહ્યું. પ્રતિમા તરત જ ઉપાશ્રયે ગઇ અને પ્રવેશ કરતાં જ આચાર્યના ચરણકમળના ક્ષાલનનું જળ-પાત્ર લઈ ઊભેલા એક મુનિ નજરે પડ્યા. પ્રાર્થનાપૂર્વક તેમની પાસેથી જળ લઈ તેણે પાન કર્યું અને પછી સૂરિમહારાજને વંદન કર્યું. ભાવિનો સંકેત ઊકેલતાં ગુરુએ કહ્યું કે–' તેં અમારાથી દશ હાથ દૂર જળપાન કર્યું તેથી તારો પુત્ર દશ યોજનને આંતરે વૃદ્ધિ પામશે, તેમજ બીજા તને

નવ પુત્રો થશે.' આ સાંભળી પ્રતિમા બોલી કે–'મહારાજ! મારો પ્રથમ પુત્ર આપને અર્પણ કરું છું કારણ કે તે મારાથી દૂર રહે તેમાં મને શો લાભ?'

સમય વ્યતીત થતાં શેઠાણીએ ગર્ભ ધારણ કર્યો. દિવસો પૂર્ણ થતાં સુલક્ષણયુક્ત પુત્ર જન્મ્યો અને પ્રતિમાએ આવીને ગુરુમહારાજને ચરણે ધર્યો. ગુરુમહારાજે તેની સારસંભાળ લેવાની સૂચના સાથે તેને પાછો સોંપ્યો. પુત્રનું નામ **નાગેંદ્ર** રાખવામાં આવ્યું. લાલનપાલન કરાતો તે પુત્ર આઠ વર્ષનો થયો એટલે ગુરુમહારાજે તેને પોતાની પાસે રાખ્યો.

નાગહસ્તિસૂરિ ને **સંગમસિંહ** નામે ગુરુભાઇ હતા. આચાર્યશ્રીના ઉપદેશથી તેમણે તેમને દીક્ષા આપી અને મંડન નામના ગણિને અધ્યયન માટે તે બાળસાધુ સોંપ્યો. તેમની પ્રજ્ઞા ઘણી તીવ્ર હતી. અન્ય મુનિરાજોને આપવામાં આવતો પાઠ પણ તે અવધારી લેતા તો સ્વઅધ્યયનની તો વાત જ શી? એક વર્ષમાં વ્યાકરણ, ન્યાય, સાહિત્ય આદિમાં તેઓ પ્રખર પંડિત થયા.

એક દિવસે ગુરુમહારાજે તે બાળસાધુને કાંજી લાવવા માટે મોકલ્યા. લાવીને જે સ્ત્રીએ કાંજી વહોરાવેલ તેનું શૃંગારયુક્ત વિવેચન ગુરુમહારાજને જણાવ્યું. પછી ગુરુમહારાજે તેમને પોતાના સ્થાન પર નિયુક્ત કર્યા અને "પાદલિપ્ત" એવું નામ આપી આકાશગામિની વિદ્યા શીખવી.

શાસનની પ્રભાવના વિસ્તારવા માટે ગુરુએ તેમને મથુરા મોકલ્યા. ત્યાંથી પાટલીપુર ગયા કે જ્યાં **મુરંડ** નામનો રાજા રાજ્ય કરતો હતો. એ સમયે કોઇ કુશળ પુરુષે ગોળાકાર ગુંથેલ તંતુઓ મેળવીને તેનો પ્રાંત ભાગ ગોપવી દીધેલ એવો દડો ભેટ કર્યો. રાજાએ પ્રજ્ઞાની પરીક્ષા માટે તે દડો પાદલિપ્તસૂરિ પાસે મોકલાવ્યો. બુધ્ધિના પ્રભાવથી તેને મીણથી મેળવેલ જોઇ, ઉષ્ણ જળમાં નાખી તંતુનો પ્રાંત ભાગ મેળવ્યો અને તેને છૂટો કરીને રાજા પાસે મોકલ્યો. રાજા આશ્ચર્ય પામ્યો. વધુ પરીક્ષા માટે રાજાએ વૃક્ષની એક યષ્ટિકા બંને બાજુ બરાબર પાલીસ કરાવી તેનું મૂળ અને અગ્ર ભાગ જાણવાના હેતુથી મોકલી એટલે ગુરુમહારાજે તેને જળમાં નખાવી. મૂળ વજનદાર હોવાથી પાછળ રહ્યું અને આગલો ભાગ આગળ ચાલ્યો એમ વિભાગ કરી રાજાને પાછી મોકલાવી. વળી જેનાં સાંધા જાણવામાં ન આવે તેવી ડાબલી મોકલતાં ઉષ્ણ જળમાં નાખી, તે ઉઘાડી રાજાને પાછી મોકલી.

રાજાએ તો પરીક્ષા કરી પણ રાજાના મંત્રીઓ કેવા વિચક્ષણ છે તે તપાસવા માટે પાદલિપ્તાચાર્યે તંતુઓથી ગુંથેલ અને માંસની પેશી સમાન ગોળ તુંબડું રાજસભામાં મોકલ્યું પણ કોઇ તેને છૂટું કરી શક્યું નહીં. પછી ગુરુએ સ્વશક્તિથી તે કરી બતાવ્યું.

એકદા રાજાને શિરોવેદના ઉપડી. ગુરુએ સ્વશક્તિથી તે શાંત કરી. આથી રાજાનું મન ગુરુ તરફ સવિશેષ આકર્ષાયું. પછી કેટલાક સ્થળે વિહાર કરી તેઓ લાટ દેશમાં આવેલ ઓંકારપુરમાં આવ્યા.

બુધ્ધિપ્રગલ્ભતા વિશેષ હોવા છતાં ઉમ્મર નાની હોવાથી એકદા બાળકો સાથે તેઓ બાળોચિત રમત રમતા હતા ત્યાં તેમના માહાત્મ્યથી ચમત્કાર પામેલા કેટલાક શ્રાવકો વંદન નિમિત્તે આવ્યા અને તેમને જ પૂછ્યું કે 'યુગપ્રધાન પાદલિપ્તસૂરિનો ઉપાશ્રય ક્યાં છે?' તેમને જવાબ આપી અન્ય દ્વારથી અંદર આવી પોતે એક ઉન્નત આસન પર બેઠા. એટલે તે શ્રાવકો આવ્યા તો જે બાળમુનિ ક્રીડા કરતા હતા તે જ પાટ પર બેઠેલા જોવામાં આવ્યા. પછી ગુરુએ તેમને દેશના આપી, શ્રાવકો આશ્ચર્ય

પામ્યા. પછી અંદર અંદર વાત કરી નીરધાર કર્યો કે બાળકને બાળક્રીડા માટે આચાર્યે અવકાશ આપવો જોઇએ. ત્યારપછી તેમણે વાદ કરવા માટે આવેલ સર્વ વાદીઓને પણ જીત્યા.

જુદે જુદે સ્થળે વિહાર કરતાં તેમણે શાસનદેવીઓને પરાભવ પમાડ્યો. પાટલીપુરના બ્રાહ્મણો તેમના પર મત્સર ધરવા લાગ્યા એટલે શ્રી સંઘની વિનંતિથી આકાશમાર્ગે ગુરુ ત્યાં આવ્યા. તે જાણીને બ્રાહ્મણો પલાયન થઇ ગયા.

પાદલિપ્તસૂરિ પગે લેપ કરી હંમેશા પાંચ તીર્થોની યાત્રા કરી આવતાં. તે ઔષધીઓને જાણવાની ઇચ્છાથી નાગાર્જુન નામના શિષ્ય તેમના ચરણનું પ્રક્ષાલન કરી તેને સુંઘતા, તપાસતા અને એવી રીતે તેમણે ૧૦૭ ઔષધીઓ જાણી લીધી. પછી તેઓ તેનો લેપ કરીને ઊડવા મથ્યા પણ કુકડાની માફક ઊંચે ઊડી નીચે પડવા લાગ્યા. આ વાત ગુરુના જાણવામાં આવી એટલે તેમણે સમર્થ જાણી તે વિદ્યા શીખવી. પછી ગુરુ પ્રત્યેના બહુમાનને કારણે તે નાગાર્જુને શત્રુંજયની તળેટીમાં પાદલિપ્ત (પાલીતાણા) નામે નગર વસાવ્યું.

પાદલિપ્તાચાર્યે નિર્વાણકલિકા નામે શાસ્ત્ર અને પ્રશ્નપ્રકાશ નામે જ્યોતિષશાસ્ત્ર બનાવ્યું. પોતાનું આયુષ્ય નજીક આવ્યું જાણી તેઓ વિમળાચળ પર આવ્યા અને બત્રીશ દિવસ સુધી ધ્યાનમગ્ન રહી, કાળધર્મ પામી બીજા દેવલોકે દેવતા થયા.

## ૧૩ શ્રી વજ્રસ્વામી

**ગૃહસ્થાવાસ ૮ વર્ષ: ચારિત્રપર્યાય ૮૦ વર્ષ:- તેમાં સામાન્ય વ્રતપર્યાય ૪૪ વર્ષ: યુગપ્રધાન ૩૬ વર્ષ: સર્વાયુ ૮૮ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૫૮૪: ગોત્ર ગૌતમ:**

અવંતી દેશમાં **તુંબવન** નામના નગરમાં **ધન** નામનો શ્રેષ્ઠી હતો. **ધનગિરિ** નામનો તેનો સુવિવેકવાન પુત્ર હતો. પંડિત જનના સંસર્ગથી બાલ્યવયથી જ તેનું મન વૈરાગ્યથી ભરપૂર બન્યું હતું. પુત્રની યોગ્ય ઉમ્મર થતાં ધન શ્રેષ્ઠી પુત્રવધૂ માટે તપાસ કરવા લાગ્યા ત્યારે ધનગિરિએ પોતાની નામરજી દર્શાવી. તે જ નગરમાં ધનપાલ નામના વ્યવહારીઆને **આર્યસમિત** નામે પુત્ર અને **સુનંદા** નામે પુત્રી હતા. ધનપાલે ધનગિરિને પોતાની પુત્રી ખૂબ આગ્રહપૂર્વક પરણાવી. ગૃહવાસના વિનશ્વર ભોગોમાં વિરક્ત બનીને આર્યસમિતે દીક્ષા સ્વીકારી.

સુનંદા અને ધનગિરિનો ગૃહસંસાર સુખપૂર્વક ચાલતાં થોડા સમય પછી સુનંદા ગર્ભવતી બની. **તિર્યગ્જૃંભક દેવ** (જે દેવે શ્રી ગૌતમસ્વામી પાસે અષ્ટાપદ પર્વત પર પુંડરીક અધ્યયન સાંભળ્યું હતું.) ચ્યવીને તેના ગર્ભમાં અવતર્યો. પોતાની સ્ત્રીને ગર્ભવતી જોઇને ધનગિરિએ કહ્યું કે–' હે પ્રિયે ! તારું તથા તારા ગર્ભનું કલ્યાણ થાઓ. હું તો હવે તારા ભાઈ આર્યસમિતે જેમની પાસે દીક્ષા લીધી છે તે શ્રી સિંહગિરિ પાસે જઇને ચારિત્ર અંગીકાર કરીશ.' સુનંદાએ ઘણા કાલાવાલા અને આજીજી કરી છતાં જેને સિદ્ધાંતરૂપી અમૃતરસનું પાન કરવાની આકાંક્ષા ઉદ્ભવી હોય તે બીજા કથામાં રાચે ખરો ?

સમય પૂર્ણ થતાં સુનંદાએ પુત્રરત્નને જન્મ આપ્યો. તે સમયે પાસે રહેલી સખીઓએ કહ્યું કે–' હે વ્હાલા ! તારા પિતાએ જો ચારિત્ર ન અંગીકાર કર્યું હોત તો તારો જન્મમહોત્સવ બહુ સારો કરત.' આ શબ્દો સાંભળતાં જ બાળક ચમક્યું. તે વિશેષ ઊહાપોહ કરવા લાગ્યું જેથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. પોતાનો પૂર્વ દેવભવ સ્મૃતિપટમાં આવ્યો. પછી જેણે ક્ષીરભોજન કર્યું હોય તે કોદ્રવાના ભોજનમાં આસક્ત બને ? તેને પણ વૈરાગ્ય ભાવના–દીક્ષા લેવાની ઇચ્છા ઉત્પન્ન થઈ પણ સમયની સાનુકૂળતા ન હતી. તેમણે બાલોચિત રુદન શરૂ કર્યું. એમ ધારીને કે રોયા વિના માતા મારો ત્યાગ કરશે નહિ. અચાનક રુદનથી સુનંદા તેનું મીઠા શબ્દોથી રંજન કરવા લાગી પણ જે જાણી જોઇને રુદન કરતું હોય તે સમજે ? કપટનિદ્રાથી જાગતો સૂતો હોય તે કેમ બોલે ? મોટા અવાજના રુદનથી સુનંદા કંટાળી ગઇ. ધીમે ધીમે કાળ જતાં છ મહિના તેને છ વર્ષ જેવડા લાગ્યા.

આર્યસમિત અને ધનગિરિ પ્રમુખ સાધુઓ સહિત શ્રી સિંહગિરિ વિહાર કરતાં કરતાં આ જ નગરમાં પધાર્યા. ગોચરીસમયે ધનગિરિએ ગુરુની આજ્ઞા માગી. ગુરુએ જ્ઞાનાતિશયથી જાણી કહ્યું કે–' ભદ્ર ! જે ગોચરી મળે તે લાવજે. સચિત્ત–અચિત્તનો વિચાર ન કરીશ.' ભાગ્યયોગે ફરતાં ફરતાં તેઓ સુનંદાના ઘરે જ આવ્યા. સુનંદા પૂરેપૂરી કંટાળી ગઇ હતી. તેને આ અવસર ઠીક લાગ્યો. તેણે ધનગિરિને કહ્યું કે–' તમારા પુત્રથી તો હું કંટાળી ગઈ છું માટે હવે તમે જ તેને પાળો–પોષો.' એમ કહીને પુત્રને વહોરાવી દીધો. ધનગિરિ ગુરુ સમક્ષ આવ્યા. બાળકના ભારથી ધનગિરિનો હાથ નમી જતો હતો તે જોઇને ગુરુએ કહ્યું કે આ બાળક વજ્ર જેવો થશે અને ત્યારથી તેમનું **વજ્રસ્વામી** એવું નામ પડ્યું. ગુરુએ લાલનપાલન માટે તેને સાધ્વીઓને સોંપ્યો. સાધ્વીઓએ શય્યાતરીઓ( ઉપાશ્રય આપનાર શ્રાવિકા )ને સોંપ્યો.

સ્તનપાનથી પોષણ પામતા વજ્રસ્વામી ત્રણ વર્ષના થયા. સાધ્વીઓ અગિયાર અંગની આવૃત્તિ કરતી તેને અવધારવાથી વજ્રસ્વામી પણ અગિયાર અંગના જ્ઞાતા થઈ ગયા.

વિહાર કરતાં કરતાં ધનગિરિ પ્રમુખ સાધુઓ પાછા તે જ નગરમાં આવ્યા. પુત્રને આપી દીધા પછી સુનંદાના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો. આ અવસરનો લાભ લેવાનો તેણે નિશ્ચય કર્યો. સાધુ સન્મુખ આવી તેણે પોતાનો પુત્ર પાછો માગ્યો. સંઘ આગળ વાત મુકાણી અને છેવટે રાજા પાસે ફરિયાદ જતાં એમ નક્કી કરવામાં આવ્યું કે બાળક જેની પાસે જાય તેણે તેનો કબ્જો રાખવો. રાજસભા ભરાઈ. સુનંદાએ તરેહતરેહના રમકડા, ભોજન બતાવી લલચાવવા પ્રયત્ન કર્યો પણ વજ્રસ્વામીએ તેના તરફ નજર સરખી પણ ન કરી. ગજેંદ્રની સવારી કરનાર શું ગર્દભથી રાચે ? છેવટે ધનગિરિએ રજોહરણ બતાવતાં તે તેની પાસે ગયા. એટલે સુનંદાએ પણ વૈરાગ્ય પામી સિંહગિરિ પાસે દીક્ષા સ્વીકારી.

એકદા ગુરુ સાથે વિહાર કરતા હતા તેવામાં વરસાદ વરસવા લાગ્યો. સર્વ સાધુઓએ યક્ષમંડપમાં વસતિ લીધી. આ સમયે વજ્રસ્વામીનો મિત્ર દેવ તેમની પરીક્ષા કરવા આવ્યો. તેણે સાર્થવાહનું રૂપ લઇ ગુરુમહારાજને વહોરવા માટે પધારવા વિનતિ કરી. ગુરુએ જોયું તો વરસાદ બંધ પડ્યો હતો. તેમણે વજ્રસ્વામીને ગોચરી લેવા માટે મોકલ્યા. રસ્તામાં દેવે સૂક્ષ્મ દેડકીઓ વિકુર્વી, જેથી વજ્રસ્વામી એક પર્ણકૂટી(ઝુંપડી)માં ઊભા રહ્યા. બાદ સાર્થવાહના સ્થાનકે જઈ જોયું તો વહોરાવનારના પગ ભૂમિને અડતા ન હતા, નેત્ર નિમેષ રહિત હતા, જે કોળાનો પાક વહોરાવાતો હતો તેની ઉત્પત્તિનો સમય ન હતો. આ જોઇને વજ્રસ્વામીએ કહ્યું કેઃ–' અમને દેવપિંડ કલ્પે નહિ.' વજ્રસ્વામીની આવી અજબ ચાતુરી જોઇ દેવે પ્રગટ થઈ તેમને વૈક્રિયલબ્ધિ આપી. એવી જ રીતે બીજે પ્રસંગે ઘૃતનું દાન વહોરાવતા તે પણ દેવ છે એમ જાણીને આહાર ગ્રહણ કર્યો નહિ જેથી દેવે પ્રસન્ન થઇને તેમને આકાશગામિની વિદ્યા આપી.

ગુરુમહારાજ સ્થંડિલભૂમિ ગયા હતા અને અન્ય સાધુઓ ગોચરીએ ગયા હતા તે સમયે વજ્રસ્વામી બધા સાધુઓના ઉપકરણોને ક્રમબદ્ધ ગોઠવી પોતે વચ્ચે બેઠા અને મોટે સાદે અગિયાર અંગની વાચના આપવા લાગ્યા. એવામાં ગુરુમહારાજ વસતિની નજીક આવ્યા અને મેઘ જેવો ગંભીર ધ્વનિ સાંભળ્યો. છિદ્રમાંથી જોતાં વજ્રમુનિનું ઉક્ત આચરણ જોઇ મનમાં બહુ જ હર્ષિત થયા. પછી બાલમુનિ ક્ષોભ ન પામે માટે મોટે અવાજે નિસીહીનો ઉચ્ચાર કર્યો, જે સાંભળી વજ્રસ્વામીએ તરત જ બધા ઉપકરણો યથાસ્થાને ગોઠવી, બહાર આવી ગુરુની ચરણરજ દૂર કરી.

વજ્રસ્વામીની આવી શક્તિ અને વિનય જોઈ, વૈયાવૃત્યાદિકમાં આ બાલમુનિની અવજ્ઞા ન થાય ને તેમની શક્તિ પ્રગટે એમ વિચારી પોતાના શિષ્યોને કહ્યું કે ' અમે આસપાસ ગામડામાં વિચરીએ છીએ, થોડા દિવસમાં પાછા આવશું.' આ સાંભળી શિષ્યોએ કહ્યું કે–'અમે સર્વ સાથે આવશું.' ત્યારે ગુરુએ કહ્યું કે ' નાના ગામડામાં ઘણા સાધુઓએ સાથે વિચરવું યોગ્ય નથી, કારણ કે તેથી આધાકર્માદિક દોષો લાગે.' પછી શિષ્યોએ પૂછ્યું કે–' અમને વાચના કોણ આપશે ? ' ગુરુએ ' વજ્ર વાચના આપશે ' એમ કહ્યું. એ સમયે ગુરુએ કહેલું અન્યથા ન હોય એમ વિચારી શિષ્યો કંઇ બોલ્યા નહિ. પ્રભાતે વજ્રસ્વામીએ એવી સરસ રીતે વાચના આપી કે મંદબુદ્ધિવાળા પણ સહેલાઇથી સમજી શકે. શિષ્યોને તો એમ જ લાગ્યું કે ગુરુ પોતે પાછા આવ્યા કે શું ? કેટલાક સમય પછી ગુરુ પાછા ફર્યા ત્યારે શિષ્યોએ વજ્રસ્વામીની ઘણી પ્રશંસા કરી અને કહ્યું કે 'હવેથી હમેશાં અમને વજ્રસ્વામી જ વાચના આપે.'

વજ્રસ્વામીનો ભાગ્યોદય જાણીને ગુરુમહારાજે તેમને સર્વ શાસ્ત્રમાં પ્રવિણ કરી જણાવ્યું કે ' હવે તમે અવંતીનગરીમાં ભદ્રગુપ્તસૂરિ છે તેમની પાસે જઇ દશ પૂર્વનો અભ્યાસ કરી આવો. તેમની જેવો કોઇ દશ પૂર્વનો જ્ઞાતા અત્યારે નથી.' ગુરુની

આજ્ઞા લઇ વજ્રસ્વામી ઉજ્જયિની તરફ ચાલ્યા. રાત્રિ પડી જતાં નગર બહાર રાતવાસો રહ્યા. અહીં ભદ્રગુપ્તસૂરિને રાત્રિના સ્વપ્ન આવ્યું કે–'તેમના હાથમાંથી દૂધનું ભરેલું પાત્ર કોઇએ લીધું અને પીને પ્રમોદ પામ્યું.' સવારના પોતાના શિષ્યોને સ્વપ્નની હકીકત કહી સંભળાવે છે ત્યાં તો વજ્રસ્વામી પધાર્યા. વિનયપૂર્વક વંદન કરી પોતાના આગમનનું કારણ કહ્યું. ભદ્રગુપ્તસૂરિએ પણ તેમની આકૃતિ તથા લક્ષણ જોઇને તેમને અભ્યાસ કરાવી પુનઃ ગુરુ પાસે પાછા મોકલ્યા. ગુરુએ તેમને આચાર્યપદ આપી ગચ્છનો ભાર સોંપ્યો.

એકદા વજ્રસ્વામી વિહાર કરતાં કરતાં પાટલીપુત્ર નગરે આવ્યા. ઉદ્યાનમાં પોતાનું કદરૂપું રૂપ બનાવી દેશના દીધી. નગરજનો ટીકા કરવા લાગ્યા કે 'દેશનાને અનુરૂપ રૂપ નથી.' બીજે દિવસે સુંદર રૂપથી ધર્મોપદેશ આપ્યો તેથી નગરજનો વિસ્મય પામ્યા. સાધ્વીઓના મુખથી વજ્રસ્વામીની અલૌકિક શક્તિ અને પ્રભાવ સાંભળી તે નગરની ધનશ્રેષ્ઠીની **રૂક્મિણી** નામની કન્યા તેમના પ્રત્યે રાગવતી બની અને પોતાના પિતાને જણાવ્યું કે 'મારે પરણવું તો વજ્રસ્વામી સાથે, નહિં તો મારે અગ્નિનું શરણ છે.' આથી ધનશ્રેષ્ઠીએ વજ્રસ્વામી પાસે આવી વિનંતિ કરી કહ્યું કે–'કન્યાદાનમાં હું એક કરોડ રત્નો આપીશ માટે મહેરબાની કરી મારી આજીજી સ્વીકારો.' વજ્રસ્વામીએ જણાવ્યું કે–'શ્રેષ્ઠી! તમે ભોળા માણસ લાગો છો. પોતે સંસારમાં ડૂબેલા હોઈ અન્યને પણ તેવા બનાવવા ઇચ્છો છો. ભોગવિલાસો તો હસ્તિના કર્ણની માફક ચપળ ને ચંચળ છે, માટે જો તારી પુત્રી મારા પ્રત્યે આસકત મનવાળી થઈ હોય–મારા પડછાયાને અનુસરવા માગતી હોય તો સંયમ ગ્રહણ કરે. સાચો ને સીધો માર્ગ તો એ છે.' આવી રીતે યુક્તિ–પ્રયુક્તિદ્વારા સમજાવી રૂક્મિણીને દીક્ષા આપી સાધ્વીસંઘમાં જોડી.

અન્યદા તે પ્રદેશમાં ભયંકર દુકાળ પડ્યો. સચરાચર પ્રાણીઓ ઘણા દુઃખી થવા લાગ્યા. શ્રી સંઘ પણ ત્રાસી ઊઠ્યો. ધનવંત લોકોને એટલી બીક પેઠી કે ઘરના બારણા પણ ઉઘાડે નહિં. ભિક્ષુક લોકો જો કોઈ ચીજ નજરે દેખતાં તો ધાંધલ મચાવીને પણ ઉપાડી જતા. સાધુ–સમુદાયમાં પણ ભૂખમરાએ પોતાનું શાસન પ્રવર્તાવ્યું. આ આફતમાંથી બચાવવા શ્રી સંઘે વજ્રસ્વામીને પ્રાર્થના કરી. વજ્રસ્વામીએ વિચાર્યું કે–'છતી શક્તિએ જે સંઘ–સંકટનું નિવારણ ન કરે તે દુર્ગતિએ જાય, તેથી તેણે સંઘને આશ્વાસન આપ્યું. પછી પોતાની શક્તિના પ્રભાવથી તેમણે એક પટ વિકુર્વ્યો અને તે ઉપર શ્રી સંઘને બેસાડી **મહાપુર** નગરમાં ઉતાર્યો. મહાપુર નગરમાં બૌદ્ધસામ્રાજ્ય વર્તતું હતું. તે લોકો જૈન ધર્મની નિંદા અને ઈર્ષ્યા કરવા લાગ્યા. ધીમે ધીમે રાજાના કાનમાં પણ ઝેર રેડાયું. બૌદ્ધોએ જૈન ધર્મને હલકો પાડવાની તરકીબ રચી. પર્યુષણના મહોત્સવ દરમિયાન પ્રભુ–પૂજા માટે એક પણ ફૂલ ન મળે માટે માળીઓને દમદાટી આપી. શ્રી સંઘનું મન કચવાયું. પર્યુષણ જેવા પવિત્ર દિવસમાં પ્રભુની અંગરચનામાં પુષ્પ વિના ખામી જ જણાય. સંઘે વજ્રસ્વામીને હકીકત જણાવી શાસનની પ્રભાવના કરવા કહ્યું.

વજ્રસ્વામી તરત જ આકાશમાર્ગે **માહેશ્વરી** નગરી ગયા. ત્યાં પોતાના પિતાનો **તડિત** નામનો માળી મિત્ર રહેતો હતો. તેણે વજ્રસ્વામીને જોઈને વંદન કર્યું અને આગમનનું કારણ પૂછ્યું. વજ્રસ્વામીએ વસ્તુસ્થિતિ સમજાવી ફૂલની યાચના કરી. તેણે વીશ લાખ પુષ્પો અર્પણ કર્યા. ત્યાંથી ક્ષુદ્રહિમવંત પર્વત પર લક્ષ્મીદેવી પાસે ગયા અને ત્યાંથી પણ તેમનું સહસ્રપત્ર કમળ જિનપૂજા માટે લાવ્યા. આ ચમત્કાર જોઈ બૌદ્ધ લોકો ઝંખવાણા પડી ગયા અને રાજા પણ જૈનધર્માવલંબી બન્યો.

એકદા વજ્રસ્વામીને શ્લેષ્મ રોગ થયો તેથી સુંઠનો કટકો ઉપયોગમાં લીધો. તેમાંથી થોડો વાપરી બાકીનો સાંજે વાપરવા કાનના ભાગ પર રાખ્યો. દૈવયોગે તેની વિસ્મૃતિ થઈ ગઈ. સાંજે પડિલેહણ કરતાં મુહપત્તિથી તે કકડો નીચે પડ્યો. આથી વજ્રસ્વામીને જણાયું કે પોતાનું આયુષ્ય ટૂંકું છે. આટલા પ્રમાદસેવનથી તેમને પોતાને બહુ લાગી આવ્યું અને અનશન કરવાનો વિચાર કર્યો.

વળી પાછો બીજો ભયંકર બારવર્ષીય દુકાળ પડ્યો. વજ્રસેને (વજ્રસ્વામીના મુખ્ય શિષ્ય) પોતાના શિષ્યોને કહ્યું કે–'વિદ્યાબળથી અન્ન ઉત્પન્ન કરી હું તમારું પોષણ કરીશ.' પણ શિષ્યોએ જણાવ્યું કે–'જે અસૂઝતો આહાર ગ્રહણ કરે તે અચારિત્રી જાણવો અને ચારિત્ર વિનાની બધી ક્રિયા નિરર્થક છે માટે અમારે અન્ન ગ્રહણ કરવાની ઇચ્છા નથી.' આ પ્રમાણે વજ્રસેનને કહીને પાંચ સો શિષ્યો વજ્રસ્વામી પાસે આવ્યા. વજ્રસ્વામી પણ, વજ્રસેન તેમજ એક ક્ષુલ્લક–બાળસાધુને છોડીને, અનશન કરવાની ઇચ્છાથી એક પર્વત પર ગયા. પેલા ક્ષુલ્લક સાધુને પોતાને છેતરીને ગયાની ખબર પડી તેથી ગુરુમહારાજને અપ્રીતિ ન થાય તેમ સમજી તે પર્વતની તળેટીમાં જ પાદપોપગમન અણશણ કર્યું. અગ્નિ આગળ ઘૃત ઓગળી જાય તેમ તે ક્ષુલ્લક સાધુનું શરીર તપ્ત શિલા આગળ ઓગળી ગયું. વજ્રસ્વામીએ તે વ્યતિકર પોતાના શિષ્યોને કહી સંભળાવ્યો. સૌ સાધુઓ અલગ અલગ નિર્જીવ ભૂમિ પર બેસી ગયા. એ સમયે કોઈ મિથ્યાત્વી દેવ વજ્રસ્વામીને ચળાયમાન કરવા આવ્યો, પણ બાળકની બાથમાં સમુદ્ર આવે ? ક્ષેત્રદેવની અપ્રીતિ જોઈ વજ્રસ્વામી વિગેરે બીજા શિખરે જઈ, કાઉસગ્ગ કરી, અણશણ કરી સ્વર્ગે સંચર્યા. વજ્રસ્વામીના સ્વર્ગગમન વખતે સ્નેહને કારણે ઇંદ્ર ત્યાં આવ્યા અને પોતાનો રથ ચોતરફ ફેરવી ગહન વન તેમજ વૃક્ષોને સમાન કર્યા તેથી તે પર્વતનું **રથાવર્ત** એવું નામ પડયું. આ તીર્થ સંભવતઃ દક્ષિણ માળવામાં વિદિશા-( ભેલ્સા )ની પાસે હતું.

શ્રી વજ્રસ્વામીએ કટોકટીના સમયે સ્વશક્તિ બતાવી શાસનપ્રભાવના કરી હતી. તેમનું બાલ્યકાળથી જ ચારિત્રગ્રહણ અને ઉચ્ચ વિદ્યાવ્યાસંગતા તેમના ઉત્કૃષ્ટ જીવનના પ્રતીક રૂપ છે. તેમના સ્વર્ગગમન પછી ( ૧ ) દશ પૂર્વ ( ૨ ) ચોથું સંહનન અને (૩) ચોથું સંસ્થાન એ ત્રણ વસ્તુઓ વિચ્છેદ પામી. વજ્રસ્વામીથી વજ્રશાખા શરૂ થઈ.

વજ્રસ્વામીએ કોઈ ગ્રન્થો, પ્રકરણોની રચના કરી હોય તેવો ઉલ્લેખ નથી. વજ્રસ્વામી સંબંધે મહત્ત્વનો ઉલ્લેખ મહાનિશીથ સૂત્રના ત્રીજા અધ્યાયમાં મળે છે જેનો સાર એ છે કે પૂર્વે પંચમંગલ મહાશ્રુતસ્કંધ ( પંચ નમસ્કારસૂત્ર ) પૃથક્ સૂત્ર હતું, તેની ઉપર ઘણી નિર્યુક્તિઓ, ભાષ્યો, ચૂર્ણિઓ હતી પણ કાળપ્રભાવથી તેનો હ્રાસ થતો ગયો. પછી શ્રી વજ્રસ્વામીએ પંચમંગલ મહાશ્રુતસ્કંધને મૂળ સૂત્રોમાં લખ્યું. એમ જણાય છે કે નવકાર મંત્ર પૂર્વે સ્વતંત્ર સૂત્ર હતું, પરંતુ વજ્રસ્વામીએ સૂત્રોના આરંભમાં ગોઠવ્યા પછી આજ પર્યંત તે સૂત્રોના આરંભ-મંગળ તરીકે સૂત્રોની સાથે જ જોડાએલ છે.

વજ્રસ્વામીનો સમય સંયમપ્રધાન હતો. દુષ્કાળ જેવા સંકટના સમયમાં વિદ્યાપિંડ ગ્રહણ કરવાને બદલે અણશણ પસંદ કર્યું હતું. સાથે સાથે તે સમયમાં મૂર્તિપૂજાનું પણ બહુ મહત્ત્વ હતું બલ્કે છેલ્લી હદે પહોંચેલું હતું એમ ગણી શકાય છે. વજ્રસ્વામી જેવા પુણ્ય નિમિત્તે કમર કસે તે બતાવે છે કે ચૈત્યપૂજા ધર્મનું એક મહાન્ અંગ મનાતું હતું, અને તેથી જ તેમને મળેલી બંને શક્તિઓનો તેમણે ઉપયોગ કર્યો હતો.

## ભદ્રગુપ્તાચાર્ય

**ભદ્રગુપ્તાચાર્ય** વજ્રસ્વામીના વિદ્યાગુરુ હતા. જ્યારે સીંહગિરિને વજ્રસ્વામીની પૂરેપૂરી લાયકાત જણાઇ ત્યારે તેમણે તેમને **અવંતી** નગરીમાં જઇ ભદ્રગુપ્તાચાર્ય પાસે શેષ શ્રુતનો અભ્યાસ કરવા આજ્ઞા આપી. આ બાજુ ભદ્રગુપ્તાચાર્યને સ્વપ્ન આવ્યું કે–' કોઇ અતિથિ આવીને મારું દૂધથી ભરેલું પાત્ર પી ગયો.' આ સ્વપ્નની હકીકત સ્વશિષ્યોને જણાવી ગુરુમહારાજે કહ્યું કે ' સમસ્ત દશ પૂર્વનો અભ્યાસ કરનાર કોઇ શખ્સ મારી પાસે આવશે.' આમ ગુરુ ભદ્રગુપ્તાચાર્ય બોલતા હતા તેવામાં તો વજ્રસ્વામી તેમને વંદન કરી વિનયથી ઊભા રહ્યા. તેમની પ્રતિભા અને ભવ્ય લલાટ જોઇ ભદ્રગુપ્તાચાર્યે તેમને સમગ્ર શ્રુતનો અભ્યાસ કરાવીને પાછા ગુરુ પાસે મોકલ્યા.

ભદ્રગુપ્તાચાર્યના અંતસમયની આરાધના આર્યરક્ષિતસૂરિએ કરાવી હતી. વિશેષ અભ્યાસ માટે જ્યારે આર્યરક્ષિતસૂરિ તોશલીપુત્ર આચાર્યની આજ્ઞાથી વજ્રસ્વામી પાસે આવ્યા ત્યારે તેઓ વજ્રસ્વામીના વિદ્યા-ગુરુ ભદ્રગુપ્તાચાર્યને મળ્યા અને યોગ્ય વ્યક્તિ જાણી ભદ્રગુપ્તાચાર્યે કહ્યું કે–' આર્યરક્ષિત ! મારી આ અંતિમ અવસ્થામાં તું મારો સહાયક થા.' આર્યરક્ષિતે તે કબૂલ કર્યું અને એવી સરસ ઉપાસના કરી કે ભદ્રગુપ્તાચાર્યને તેમની પ્રશંસા કરતાં કહેવું પડ્યું કે ' વત્સ ! તારા વૈયાવચ્ચથી હું ક્ષુધા તૃષાનો ભેદ પણ જાણતો નથી. જાણે આ લોકમાં જ મને દેવલોક પ્રાપ્ત થયેલ હોય એમ હું માનું છું.' પછી વધુમાં સૂચના આપતાં જણાવ્યું કે–' વજ્રસ્વામી પાસે તારે અભ્યાસ કરવો પરંતુ અલગ ઉપાશ્રયમાં આહાર-પાણી તથા શયન કરવું; કારણ કે જે કોઇ તેમની સાથે આહાર કરશે અને એક રાત્રિ પણ સાથે શયન કરશે તેનો તેમની સાથે જ કાળધર્મ થશે.'

આર્યરક્ષિતસૂરિએ ભદ્રગુપ્તાચાર્યની પર્યુપાસના કરી તે સંબંધી હકીકતને અંગે **પટ્ટાવલી** અને **દુષ્ષમાસંઘસ્તવયંત્રમાં** મતભેદ છે.

**ભદ્રગુપ્તાચાર્ય** કાળ કરી સ્વર્ગે સીધાવ્યા.

## જાવડશાહે કરેલ શત્રુંજયોદ્ધાર

કાંપિલ્યપુરમાં ભાવડ નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને ભાવલા નામની ધર્મપરાયણ સ્ત્રી હતી ભાગ્યયોગે ચંચળા લક્ષ્મીએ ભાવડના ગૃહાંગણનો ત્યાગ કર્યો છતાં તેની ધર્મશ્રદ્ધામાં જરા પણ ઊણપ ન આવી. ધર્મ પ્રત્યેનું તેનું સત્ત્વ પ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગ્યું. પછી ભાવલાએ એકદા સ્વગૃહે આવેલા બે મુનિવરોને પોતાને દ્રવ્યપ્રાપ્તિ કયારે થશે તેવો પ્રશ્ન પૂછયો. મુનિવરોએ કહ્યું કે–' આજે એક જાતિવંત ઘોડી વેચાવા આવશે તે ખરીદી લેજો. તેનાથી તમને વિપુલ દ્રવ્યની પ્રાપ્તિ થશે.' કામધેનુ જેવી ઘોડી ભાવડશાહે ખરીદી અને અમુક સમય વીત્યા બાદ તે ઘોડીએ એક અશ્વરત્નને જન્મ આપ્યો. સર્વ લક્ષણ યુક્ત તે અશ્વની જગતમાં કોઇ જોડ ન હતી. તેની ખ્યાતિ સાંભળી તપન નામના રાજાએ તે અશ્વકિશોર ત્રણ લાખ રૂપિયામાં વેચાતો લીધો. પછી તો ભાવડે ઘણી ઘોડી ખરીદી અને તેના ભાગ્યપ્રભાવથી દરેક ઘોડીએ ઉત્તમ ઉત્તમ અશ્વોને જન્મ આપ્યો. પછી તેણે વિક્રમ રાજાને એક-વર્ણી ઘણા ઉત્તમ ઘોડા ભેટ કર્યા જેને પરિણામે ખુશી થઇને વિક્રમ રાજાએ ભાવડને મધુમતી ( હાલનું મહુવા ) વિગેરે બાર ગામોનું આધિપત્ય આપ્યું.

ભાગ્યદેવી જોર કરે ત્યારે કશી વાતની કમીના નથી રહેતી. મધુમતીમાં ભાવડે પ્રવેશ કર્યો કે બીજી બાજુ સગર્ભા ભાવલે, પૂર્વ દિશા જેમ સૂર્યને પ્રસવે તેમ તેજસ્વી પુત્રરત્નનો જન્મ આપ્યો. મહામહોત્સવ કરી, ભાવડે તેનું ગોત્રને ઉચિત જાવડ એવું નામ પાડયું.

આ સમયે કાળપ્રભાવે શત્રુંજયનો અધિષ્ઠાયક કપર્દી યક્ષ મિથ્યાત્વી થઇ ગયો હતો. શત્રુંજયની આસપાસ પચાસ યોજન સુધી બધું ઉજ્જડ થઇ ગયું હતું. કોઇ યાત્રાએ જઇ શકતું નહિ. કપર્દી મનુષ્ય–ભક્ષણ કરતો અને તેના રુધિર, ચામ, હાડ, માંસ વિગેરેથી તીર્થાધિરાજની અતીવ આશાતના થતી. તેના ડરને લીધે કોઇ ત્યાં ફરકી શકતું નહીં. એટલે તીર્થ પર તૃણ વિગેરે પણ વધી ગયું. આવી સ્થિતિમાં કોઈ પ્રભાવિક આચાર્ય, તીર્થોદ્ધાર કરી, નવા યક્ષનું સ્થાપન કરે તો જ યાત્રા સંભવિત બની શકે તેમ હતું.

ભાવડના મૃત્યુ પછી જાવડ લોકોનું સારી રીતે પાલન કરવા લાગ્યો. આ અરસામાં મુગલ લોકો સૌરાષ્ટ્ર પર ચડી આવ્યા અને ધન, ધાન્ય વિગેરે લૂંટી મનુષ્યોને પોતાના દેશમાં લઈ ગયા. અનાર્ય દેશમાં પણ આર્ય જાવડે સ્વધર્મ સાચવી રાખ્યો. એકદા અનાર્ય દેશમાં વિચરતા સાધુઓનો જાવડને સમાગમ થયો અને તેમના મુખથી ' પોતે શત્રુંજયનો ઉદ્ધાર કરનાર થશે' એમ જાણી, ઘરે જઇ, ચક્રેશ્વરી દેવીનું ધ્યાન ધર્યું. એક માસના તપને અંતે દેવીએ સંતુષ્ટ થઇ કહ્યું કે—'અહીંથી તક્ષશિલાનગરીએ જઇ, અર્હંત પ્રતિમાનું બિંબ લઇ, શત્રુંજય તરફ ચાલજે, દેવીની આજ્ઞાનુસાર મધુમતી નગરીએ પહોંચતાં જ તેમણે ચીન વિગેરે દેશમાં અગાઉ મોકલેલા વહાણો સુવર્ણપ્રાપ્તિ સાથે ત્યાં આવી પહોંચ્યા. વજ્રસ્વામી પણ વિચરતા વિચરતા ત્યાં આવી પહોંચ્યા. સોનુ ને સુગંધ મળવા જેવી વસ્તુસ્થિતિ થઈ. જાવડે શત્રુંજયોદ્ધાર માટે સહાયક થવા વજ્રસ્વામીને વિનતિ કરી. ભાગ્યયોગે તે જ સમયે વજ્રસ્વામી( કેટલાકના મત મુજબ વજ્રસેન)નો પ્રતિબોધેલ મનુષ્ય મરણ પામી યક્ષપણે ઉત્પન્ન થયેલ તે વંદન નિમિત્તે ત્યાં આવ્યો.

વજ્રસ્વામીએ શાસનોન્નતિ માટે શત્રુંજયોદ્ધારમાં તે યક્ષને મદદ કરવા સૂચવ્યું અને જાવડ સહિત પ્રયાણ શરૂ કર્યું. પૂર્વના મિથ્યાત્વી કપર્દી યક્ષે ત્રાસ આપવામાં અને નવનવા વિઘ્નો વધારવામાં કશી પણ

કચાશ ન રાખી છતાં વીર જાવડ શાહ અને વજ્રસ્વામી તેનું નિવારણ કરતાં કરતાં ગિરિશિખર પર પહોંચ્યા. મિથ્યાત્વી કપર્દીએ એકવીશ વખત તે અર્હંત બિંબને પર્વતથી નીચે ઉતાર્યું અને જાવડશાહે એકવીશ વખત ઉપર ચઢાવ્યું.

છેવટના ઉપાય તરીકે વજ્રસ્વામી વિગેરે ચતુર્વિધ સંઘે કાયોત્સર્ગ કર્યો અને જાવડશાહ તથા તેમની પત્ની રથના ચક્ર નીચે સૂઇ રહ્યા. તેમના અતીવ શીલપ્રભાવ અને ધર્મભકિતથી અને નવા કપર્દી યક્ષની સહાયથી તે મિથ્યાત્વી યક્ષ વધુ ઉપદ્રવ કરી શક્યો નહિ અને તેઓ મંદિરમાં પ્રવેશ કરી શક્યા. પછી ચૈત્યને અત્યંત નિર્મળ કરી, પૂર્વની જીર્ણ પ્રતિમાને સ્થાને નવી મૂર્તિનું સ્થાપન કર્યું. તે સમયે મિથ્યાત્વી યક્ષે અગાઉની મૂર્તિમાં અધ્યાસ કર્યો પણ તે શક્તિહીન થઇ જવાથી ફલિભૂત ન થયો. છેવટે તેણે એવો દારુણ અવાજ કર્યો કે ગિરિશિખરો કંપી ઉઠયા અને પર્વત ઉત્તર દક્ષિણ એમ બે વિભાગમાં વહેંચાઇ ગયો. વજ્રસ્વામી, જાવડ તથા તેની પત્ની સિવાયના સર્વ મૂર્છાવશ થઇ ગયા. પછી નવા કપર્દીની સહાયથી અને પૂર્વ પ્રતિમાના અધિષ્ઠાયકોની શાંત વાણીમાં પ્રાર્થના કરવાથી સર્વત્ર કુશળ થયું અને નવીન પ્રતિમાનું ચૈત્યમાં સ્થાપન કર્યું.

પછી સંઘપતિ જાવડ સ્વપત્ની સહિત ધ્વજાદંડ ચઢાવવાને પ્રાસાદના શિખર પર ચઢ્યો. ત્યાં ચઢતાં ચઢતાં તેને અપૂર્વ આહ્લાદ થયો અને પ્રભુની પ્રાર્થના–સ્તુતિ કરતાં તેમજ પોતાને ધન્ય અને અહોભાગી માનતાં તે અપૂર્વ વિચારશ્રેણીએ ચઢી ગયો. તેની સ્ત્રી પણ તેના પડછાયાની માફક અનુમોદન આપવા લાગી અને બરાબર આયુષ્ય પૂર્ણ થયેલ હોઇ બંને સ્ત્રી–ભર્તાર ત્યાં જ હૃદયસ્ફોટ થવાથી મૃત્યુ પામી ચોથે દેવલોકે ગયા.

વ્યંતર દેવતાઓએ તેમના દેહને ક્ષીરસાગરમાં પધરાવ્યા. તેના પુત્ર જાજનાગને આ બનાવથી ઘણો ખેદ થયો પણ ગુરુના સાંત્વન અને સમજાવટથી તેમજ ચક્રેશ્વરી દેવીના મુખથી શુભગતિ થયાનો બધો વૃતાંત સાંભળીને શાંતિ પામ્યો.

જાવડશાહે વિક્રમ સંવત્ એક સો ને આઠ વર્ષે આ ઉદ્ધાર કર્યો.

**सिरिवज्जसेणसूरी १४, चाउद्दसमो चंदसूरि पंचदसो१५ ।**
**सामंतभद्दसूरी, सोलसमो १६ रण्णवासरई ॥ ६ ॥**

तत्पट्टे श्रीवज्रसेनः ।
तत्पट्टे श्रीचंद्रसूरिः ।
तत्पट्टे श्रीसामंतभद्रसूरिः ( वनवासी ) ।

**ગાથાર્થઃ—વજ્રસ્વામીની પાટે ચૌદમા પટ્ટધર તરીકે શ્રી વજ્રસેન થયા, ત્યારબાદ પંદરમા ચંદ્રસૂરિ અને સોળમા વનવાસી સામંતભદ્રસૂરિ થયા. ૬.**

व्याख्या—सिरिवज्जत्ति–श्रीवज्रस्वामिपट्टे चतुर्दशः श्रीवज्रसेनसूरिः । स च दुर्भिक्षे

श्रीवज्रस्वामिवचसा सोपारके गत्वा जिनदत्तगृहे ईश्वरीनाम्न्या तद् भार्यया लक्षपाकभोज्ये विषनिक्षेपविधानचिंतनश्रावणे सति प्रातः सुकालो भावीत्युक्त्वा [क्त्वा], विषं निवार्य १ नागेंद्र, २ चंद्र, ३ निर्वृति, ४ विद्याधराख्यान् चतुरः सकुटुंबानिभ्यपुत्रान् प्रव्राजितवान्। तेभ्यश्च स्वस्वनामांकितानि चत्वारि कुलानि संजातानीति। स च श्रीवज्रसेनो नव ९ वर्षाणि गृहे, षोडशाधिकशत ११६ व्रते, त्रीणि ३ वर्षाणि युगप्रधानपदे सर्वायुः साष्टाविंशतिशतं १२८ परिपाल्य श्रीवीरात् विंशत्यधिकषट्शत ६२० वर्षांते स्वर्गभाग् ॥

अत्र श्रीवज्रस्वामिश्रीवज्रसेनयोरंतरालकाले श्रीमदार्यरक्षितसूरिः श्रीदुर्बलिकापुष्प-(मित्र)श्चेति क्रमेण युगप्रधानद्वयं संजातं। तत्र श्रीमदार्यरक्षितसूरिः सप्तनवत्यधिकपंचशत ५९७ वर्षांते स्वर्गभागिति पट्टावल्यादौ दृश्यते, परमावश्यकवृत्त्यादौ श्रीमदार्यरक्षितसूरीणां स्वर्गगमनानंतरं चतुरशीत्यधिकपंचशत ५८४ वर्षान्ते सप्तमनिह्नवोत्पत्तिरुक्तास्ति। तन्नैतद् बहुश्रुतगम्यमिति। नवाऽधिकषट्शत ६०९ वर्षान्ते दिगंबरोत्पत्तिः।

१५—चंदसूरित्ति,—श्रीवज्रसेनपट्टे पंचदशः **श्रीचंद्रसूरिः** तस्माचन्द्रगच्छ इति तृतीयं नाम प्रादुर्भूतं। तस्माच्च क्रमेणाऽनेकगणहेतवोऽनेके सूरयो बभूवांसः।

१६—सामन्तभद्दत्ति—श्रीचंद्रसूरिपट्टे षोडशः **श्रीसामंतभद्रसूरिः**। स च पूर्वगतश्रुतविशारदो वैराग्यनिधिर्निर्ममतया देवकुलवनादिष्वऽवस्थानात् लोके वनवासीत्युक्तस्तस्माच्चतुर्थं नाम वनवासीति प्रादुर्भूतं ॥ छ ॥ ६ ॥

**વ્યાખ્યાર્થ**:—શ્રી વજ્રસ્વામીની પાટે **શ્રી વજ્રસેનસૂરિ** ચૌદમા પટ્ટધર થયા. તેઓએ દુકાળના સમયે જિનદત્ત શ્રેષ્ઠીના ઘરમાં તેની ઇશ્વરી નામની સ્ત્રીવડે લક્ષપાક (લાખ દ્રવ્ય ખર્ચીને તૈયાર થયેલું) ભોજનમાં ઝેર નાખવાનો પ્રસંગ સાંભળવામાં આવતાં જ શ્રી વજ્રસ્વામીની આજ્ઞાથી સોપારક નગરે જઈને "આવતી કાલે સુકાળ થશે" એમ કહીને, ઝેરનું નિવારણ કરીને નાગેંદ્ર ૧, ચંદ્ર ૨, નિર્વૃત્તિ ૩ અને અને વિદ્યાધર ૪ એ નામના ચાર શ્રેષ્ઠીપુત્રોને સપરિવાર દીક્ષા આપી. તે ચારે દ્વારા તેમના નામના ચાર જુદા જુદા ગચ્છો થયા. શ્રી વજ્રસેન નવ વર્ષ ઘરમાં, એક સો સોળ વર્ષ ચારિત્રપર્યાયમાં, ત્રણ વર્ષ યુગપ્રધાન પદે એમ એક સો અઠ્ઠાવીશ વર્ષનું આયુષ્ય પાળીને શ્રી વીર પરમાત્મા પછી ૬૨૦ વર્ષે સ્વર્ગે ગયા.

શ્રી વજ્રસ્વામી અને શ્રી વજ્રસેનસૂરિના વચગાળામાં **શ્રી આર્યરક્ષિતસૂરિ** અને **દુર્બલિકા પુષ્પમિત્ર** નામના બે યુગપ્રધાનો થયા. આર્યરક્ષિતસૂરિ વીર

પછી ૫૯૭ વર્ષે સ્વર્ગે ગયા એવું પટ્ટાવલીમાં કથન છે જ્યારે આવશ્યકસૂત્રવૃત્તિમાં આર્યરક્ષિતસૂરિના સ્વર્ગગમન પછી ૫૮૪ વર્ષે સાતમા નિહ્નવની ઉત્પત્તિ થઇ એવો ઉલ્લેખ છે. આ વિવાદાસ્પદ વસ્તુનો નિર્ણય બહુશ્રુત જાણે. ૬૦૯ વર્ષે દિગંબરોત્પત્તિ થઇ.

શ્રીવજ્રસેનની પાટે પંદરમા પટ્ટધર **શ્રીચંદ્રસૂરિ** થયા. તેમનાથી **"ચંદ્ર ગચ્છ"** એવું ત્રીજું નામ શરૂ થયું. તે ગચ્છમાં જુદા જુદા અનેક ગણોના કારણભૂત અનેક પ્રભાવિક સૂરીશ્વરો થયા.

શ્રી ચંદ્રસૂરિની પાટે શ્રી **સામંતભદ્રસૂરિ** થયા. તેઓ પૂર્વના જ્ઞાનમાં વિચક્ષણ, વૈરાગ્યના સમુદ્ર-ભંડાર અને નિર્મોહપણાને કારણે દેવકુળ, વન વિગેરે સ્થાનોમાં રહેતા હોવાથી તેમને લોકો **વનવાસી** કહેવા લાગ્યા અને તેમનાથી જ **"વનવાસી ગચ્છ"** એવું ચોથું નામ શરૂ થયું

## ૧૪ શ્રી વજ્રસેનસૂરિ

**ગૃહસ્થપર્યાય ૯ વર્ષ: ચારિત્રપર્યાય ૧૧૯ વર્ષ:—તેમાં સામાન્ય વ્રતપર્યાય ૧૧૬ વર્ષ: યુગપ્રધાન ૩ વર્ષ: સર્વાયુ ૧૨૮ વર્ષ: સ્વર્ગમન મ. સં. ૬૨૦ વર્ષ: ગોત્ર કૌશિક** *

શ્રી વજ્રસેનસૂરિ વિચરતા વિચરતા **સોપારક** નગરે આવ્યા. તે વખતે ભયંકર દુકાળ ચાલુ હતો. દ્રવ્ય-સંપત્તિ પુષ્કળ હોવા છતાં લોકોને અન્નનાં સાસાં પડતાં. તે જ નગરમાં **જિનદત્ત** શેઠને **ઇશ્વરી** નામની પ્રિયા હતી. તેને નાગેંદ્ર, નિર્વૃતિ, ચંદ્ર ને વિદ્યાધર નામના ચાર પુત્રો હતા. દુર્ભિક્ષના દુઃખથી કંટાળી તેઓ લક્ષપાક (લાખ દ્રવ્યના ખર્ચથી નિષ્પન્ન થયેલ) ભોજનમાં ઝેર ભેળવવા તૈયાર થયા હતા. સમર્થ જ્ઞાની વજ્રસ્વામીએ વજ્રસેન મુનીશ્વરને જણાવ્યું હતું કે જ્યારે લક્ષપાક ભોજનમાં ઝેર ભેળવાતું જોવાશે તેને વળતે જ દિવસે સુકાળ થશે. ભાગ્યયોગે વજ્રસેન ઇશ્વરીના ગૃહ તરફ જ ચાલ્યા. ચિંતામણિ રત્ન સમા સાધુને સ્વગૃહે આવતા જોઇ શેઠાણીએ તેમનું બહુમાન કર્યું. દુકાળના દુઃખથી કંટાળેલ તેણીએ પોતાની સ્થિતિ સમજાવી, ભોજનમાં ઝેર ભેળવી મૃત્યુનું શરણ સ્વીકારવાનો નિરધાર પણ કહી સંભળાવ્યો. ગુરુએ શાંતિ રાખવા સમજાવ્યું અને વળતે દિવસે સુકાળ થશે તેમ કહ્યું. તેમના કથનની સાબિતીરૂપે જ ન હોય તેમ બીજે દિવસે ધાન્યથી ભરેલા વહાણો સોપારક નગરે લાંગર્યાં. આવો ચમત્કાર જોઇ ઇશ્વરી શ્રાવિકા ચિંતવવા લાગી કે મિથ્યા સમજણથી ઝેરમિશ્રિત અન્ન ખાધું હોત તો અવશ્ય મરણ નીપજત, તો શામાટે હવે પ્રગટપ્રભાવી જિનધર્મની દીક્ષા લઈ સ્વજીવન સફળ ન કરવું? એમ

* અન્યત્ર ભારદ્વાજ પણ કહેલ છે.

વિચારી પોતાના પુત્રો સાથે દીક્ષા લીધી. તે ચારે પુત્રો કંઇક ન્યૂન દશ પૂર્વધારી થયા અને તેમના નામથી જુદા જુદા ચાર કુળો નીકળ્યા. એમ કહેવાય છે કે દરેકે એકવીસ-એકવીસ આચાર્યો કર્યા અને તેમનાથી ચોરાશી ગચ્છની ઉત્પત્તિ થઈ. નિર્વૃતિ કુળનો તરત જ વિચ્છેદ થયો જ્યારે બાકીના ત્રણે કુળો દીર્ઘ સમય ચાલ્યા અને તેમાં પ્રભાવિક અનેક મહાત્મા પુરુષો પ્રગટ્યા.

### કપર્દી યક્ષની ઉત્પત્તિ *

વિહાર કરતાં કરતાં વજ્રસેનસૂરિ સોરઠ દેશમાં મધુમતી (મહુવા) નગરીએ આવ્યા. ત્યાં ×**કપર્દી** નામે વણકર રહેતો હતો. તેને **આડી** અને **કુહાડી** નામની બે સ્ત્રીઓ હતી. કપર્દી અપેય અને અભક્ષ્ય ભોજનમાં આસક્ત રહેતો તેથી એકદા તેની બંને સ્ત્રીઓએ તેને શિક્ષા કરી. તે નગર બહાર ચાલ્યો ગયો.તેને દુઃખીયો દેખી બહિર્ભૂમિ જતાં ગુરુએ તેને કોમળ વચનથી આશ્વાસન આપ્યું એટલે કપર્દી પણ બે હાથ જોડી ગુરુ સમક્ષ ઊભો રહ્યો. જ્ઞાન-દૃષ્ટિથી જોતાં ગુરુને તે સુલભબોધી અને અલ્પ આયુષ્યવાળો જણાયો એટલે તેને ઉપદેશ આપી ધર્મ સમજાવ્યો. કપર્દીએ કહ્યું: 'પ્રભુ! મને પચ્ચખ્ખાણ કરાવો.' ગુરુએ કહ્યું '**नमो अरिहंताणं** પદ બોલી, એક સ્થાનકે બેસી કડના દોરાની ગાંઠ છોડી જમવું અને પાછી ગાંઠ વાળી દેવી એવો નિયમ ગ્રહણ કરો.' ભાગ્યયોગે તે દિવસે તેને સર્પની ગરલયુક્ત માંસભોજન મળ્યું, જે ખાવાથી તે મરણ પામ્યો અને વ્યંતર થયો. તેના મરણની વાત તેની સ્ત્રીઓના જાણવામાં આવતાં તેઓએ રાજા પાસે ફરિયાદ કરી કે-' આ મહાત્મા પુરુષે અમારા ધણીને "કંઈક" શીખવી મારી નાખ્યો છે, રાજાએ વજ્રસેનને ચોકીમાં બેસાડ્યા આ બાજુ વ્યંતર થયેલા કપર્દીએ જ્ઞાનથી જોયું તો પોતાના ઉપકારી ગુરુને સંકટમાં સપડાયેલા જોયા એટલે તરત જ તે શહેર પ્રમાણ શિલા વિકુર્વી બધા લોકોને કહ્યું કે-' આ ગુરુ મહાઉપકારી છે. તમે સર્વે તેની માફી માગો; નહિંતર આ શિલાપાતથી ગામના ભૂક્કે ભુક્કા થઈ જશે.' રાજા વિગેરે ભય પામ્યા અને ગુરુનું બહુમાન કરી ઉપાશ્રયે મોકલ્યા. કપર્દી યક્ષે પણ ગુરુને નમસ્કાર કરી કહ્યું કે-' હે પ્રભો! પૂર્વભવમાં મેં અતિપાપ કર્યાં છે તો તેની નિર્વૃતિ કરો.' ગુરુએ પવિત્ર તીર્થાધિરાજ સિદ્ધાચળના સહાયક થવા સૂચવ્યું અને કપર્દી તે વચન સ્વીકારી શ્રી સિદ્ધગિરિનો સહાયક થયો.

કપર્દી યક્ષ સાથે વજ્રસ્વામીનો વૃતાંત પણ જોડાયલો છે. આ જ કપર્દી યક્ષે જાવડશાહને શત્રુંજયોદ્ધારમાં સહાય કરી હતી.

---

* આ હકીકત શ્રી. જૈન શ્વે. કો. હેરેલ્ડની તપાગચ્છ પટ્ટાવલીમાંથી લીધી છે.

× શત્રુંજય મહાત્મ્યમાં તીર્થમાન નગરના રાજા સુકર્માનો પુત્ર કહેલ છે.

વજ્રસેન મુનિનો દીક્ષાપર્યાય ઘણો લાંબો હતો અને તે દરમિયાનમાં તેમણે અનેક સુકૃત્યો કર્યાં. છેવટે વીરસંવત ૬૨૦ માં નિર્વાણ પામી તેઓ સ્વર્ગે સંચર્યા.

## આર્યરક્ષિતસૂરિ

દશપુર નગરમાં ઉદાયન રાજા હતો. તેને પંડિતશિરોમણિ **સોમદેવ** નામનો પુરોહિત હતો. તેને **રુદ્રસોમા** નામે પત્ની અને **આર્યરક્ષિત** તેમજ **ફલ્ગુરક્ષિત** નામના બે પુત્રો હતા. સોમદેવે પોતાનું સર્વ જ્ઞાન તે બંનેને શીખવ્યું. પુત્ર આગળ પોતાની જ્ઞાનસમૃદ્ધિ કોણ છુપાવે? છતાં જાણે અતૃપ્તિ થઇ હોય તેમ આર્યરક્ષિત અધિક અભ્યાસ માટે **પાટલીપુત્ર** નગરે ગયો. ત્યાં પોતાની પ્રજ્ઞાથી અપ્રકટ વેદોપનિષદનો અભ્યાસ કરી લીધો અને સ્વભૂમિ તરફ પાછો વળ્યો. પુરોહિતે સ્વપુત્રના અતીવ અભ્યાસ તેમજ આગમનના સમાચાર જણાવતાં રાજા પણ તેના બહુમાન માટે હાથીએ બેસીને તેની સામે આવ્યો અને મહોત્સવપૂર્વક તેનો નગરપ્રવેશ કરાવ્યો.

સોમદેવ પુરોહિત હતો છતાં તેની પત્ની રુદ્રસોમા જૈનધર્મપરાયણ હતી. જીવાજીવાદિક નવ તત્ત્વના વિચારને જાણનાર સુજ્ઞ શ્રાવિકા હતી. આર્યરક્ષિત સ્વગૃહે આવ્યો ત્યારે તે સામાયિકમાં હતી. પુત્રે પ્રણામ કર્યો છતાં સામાયિક–ભંગના દોષને લીધે તેણે આશીર્વાદ આપ્યો નહિ એટલે પુત્રને કંઇક પરિતાપ ઉપજ્યો. સામાયિક પૂર્ણ થયે તેનું કારણ પૂછ્યું ત્યારે માતાએ જવાબ આપ્યો કે— ‘દુર્ગતિને દેનાર તારા અભ્યાસથી હું શી રીતે સંતુષ્ટ થાઉં?’ ચાલાક આર્યરક્ષિત ચમકયો. માતાના બોલવામાં તેને ઊંડો મર્મ સમજાયો.

વધુ જિજ્ઞાસાપૂર્વક માતાને પૂછતાં તેણે જણાવ્યું કે ‘જૈન શાસ્ત્રના અભ્યાસ વિના તારું અધ્યયન પાંગળું છે. જળ વિનાનું સરોવર જેમ શોભે નહિ તેમ **દૃષ્ટિવાદ** વગરનું તારું સર્વ ભણતર વૃથા છે. **તોસલિપુત્ર** આચાર્ય જૈન ગ્રંથોના જ્ઞાતા છે તેની પાસે જઇ તું અધ્યયન કર.’ ‘પ્રભાતે જઇશ’ એમ કહીને આર્યરક્ષિતે તે રાત્રિ ગાળી. બીજે દિવસે જેવામાં તે ઘર બહાર નીકળે છે તેવામાં પોતાના પિતાનો મિત્ર શેરડીના સાડાનવ સાંઠા લઇને સામો મળ્યો. શુભ શુકન થયા માની આર્યરક્ષિત ઉપાશ્રય–દ્વારે આવ્યો. જૈન વિધિથી અપરિચિત તેણે શું કરવું તેની સૂઝ ન પડવાથી તે બારણા પાસે જ ઊભો રહ્યો. થોડીવારે **ઢઢ્ઢર** નામનો શ્રાવક વંદન નિમિત્તે આવ્યો તેની પાછળ–પાછળ તેને અનુસરીને તેણે પણ વંદન કર્યું.

નવા આગંતુકને આવેલ જાણી ગુરુએ તેનું કુળ વિગેરે પૂછ્યું એટલે તેમના જાણવામાં આવ્યું કે રાજાએ મહોત્સવપૂર્વક જેનો નગરપ્રવેશ કરાવ્યો હતો તે જ આ આર્યરક્ષિત છે. પછી તેના આગમનનું કારણ પૂછ્યું એટલે તેણે માતાએ કહેલી સર્વ હકીકત જણાવી દૃષ્ટિવાદ ભણાવવાની પ્રાર્થના કરી. ગુરુએ જ્ઞાનોપયોગથી જાણ્યું કે વજ્રસ્વામી પછી આ પ્રભાવક આચાર્ય થશે એટલે તેમને કહ્યું કે— ‘જૈની દીક્ષા સિવાય દૃષ્ટિવાદ ભણી શકાય નહિ.’

આર્યરક્ષિતે પ્રવ્રજ્યા સ્વીકારવાની સંમતિ દર્શાવી અને સાથોસાથ વધુમાં જણાવ્યું કે–‘ લોકો મારા પર અનુરાગી છે. વળી રાજા પણ મારા પર વિશેષ પ્રીતિવાળો છે અને સ્વજનોનો સ્નેહ દુસ્ત્યજ્ય છે માટે મને દીક્ષા આપીને તરત જ આપને અન્ય દેશમાં વિહાર કરવો પડશે.’ પછી ગુરુએ દીક્ષા આપી અન્યત્ર વિહાર કર્યો. જૈન શાસનમાં આ પ્રસંગને પ્રથમ **શિષ્યનિષ્ફેટિકા** (ચોરી) કહી છે.

સતત અધ્યયનથી તેમણે અમુક પૂર્વો અવધારી લીધા. વિશેષ અભ્યાસ માટે તોસલિપુત્ર આચાર્યે તેમને વજ્રસ્વામી પાસે મોકલ્યા. ત્યાં માર્ગમાં ભદ્રગુપ્તસૂરિના ઉપાશ્રયમાં જતાં તેમણે આર્યરક્ષિતને પોતાની અંતિમ અવસ્થામાં સહાયક થવા કહ્યું. આર્યરક્ષિતે તે માગણી સ્વીકારી એવી સરસ વૈયાવચ્ચ અને નિર્ઝામણા કરી કે ભદ્રગુપ્તાચાર્યે તેમની મુક્તકંઠે પ્રશંસા કરી. આ બાજુ વજ્રસ્વામીને સ્વપ્ન આવ્યું કે—પાયસથી ભરેલ પાત્રથી આવેલ અતિથિને મેં પારણું કરાવ્યું, તેમાં શેષ બાકી રહ્યું. પછી પોતે સ્વપ્નનો વિચાર કરતા હતા ત્યાં આર્યરક્ષિત હાજર થયા અને પોતાની પીછાણ આપી, અભ્યાસ માટે અભ્યર્થના કરી.

વજ્રસ્વામી પાસે અધ્યયન શરૂ કર્યું. અભ્યાસ કરતાં નવ પૂર્વ શીખી દશમા પર્વની શરૂઆત કરી, પણ તેમાં ભાંગો, દુર્ગમ ગમક, દુષ્કર પર્યાય અને સમાન શબ્દોના જવિક શીખવાના હતા તેથી તેમને વિશેષ શ્રમ પડવા લાગ્યો.

માતાએ બોલતા તો બોલી નાખ્યું પણ પંડિત-પુત્ર માટે પુત્રવત્સલ માતા પણ ક્યાં સુધી ધીરજ ધરી શકે? રૂદ્રસોમાને આર્યરક્ષિતને મળવાની ઉત્કંઠા જાગી. તેમણે પોતાના ફલ્ગુરક્ષિત નામના બીજા પુત્રને સમજાવીને મોકલ્યો. ફલ્ગુરક્ષિતે આવી આર્યરક્ષિતને માતૃસ્નેહનું સ્મરણ કરાવ્યું પણ આર્યરક્ષિતે જણાવ્યું કે—'આ ક્ષણભંગુર સંસારમાં સ્નેહ ને મોહ કેવા? હાથીએ કાઢેલ દાંત શું અંદર જાય?' પોતાના બંધુ ફલ્ગુરક્ષિતને પણ કલ્યાણના પંથે દોરી જવા માટે તેમણે ભવાટવીનું સ્વરૂપ સ્પષ્ટતાથી સમજાવ્યું. સાચી સમજ પડતાં ભવભીરુ ફલ્ગુરક્ષિતે પણ દીક્ષા લઇ તેમની સાથે વાસ કર્યો

કઠિન અભ્યાસથી આર્યરક્ષિત કંટાળવા લાગ્યા તેથી ગુરુ વજ્રસ્વામીને પૂછ્યું કે—'હે ભગવન્! હજુ કેટલું અધ્યયન બાકી છે?' ગુરુએ કહ્યું—'અન્ય વિચાર કર્યા વગર અભ્યાસ કર્યા કરો' કેટલોક સમય વીત્યા બાદ પુનઃ પૂછતાં ગુરુએ કહ્યું કે—'સરસવ જેટલું ભણ્યા છો અને મેરુ જેટલું બાકી છે. ધતુરાને બદલે ચંદનનો કોણ ત્યાગ કરે? માટે અધ્યયન ચાલુ રાખો.' પણ અભ્યાસ પહેલા જેવો સુગમ નહોતો. તેમનો પરિશ્રમ વધી ગયો અને લઘુબંધુએ માતાને મળવા જવાની વારંવાર પ્રેરણા કરી તેથી તેમણે ગુરુ સમક્ષ આજ્ઞા માગીને કહ્યું કે—'માતાને મળીને તુરતજ પાછા આવીને હું અભ્યાસ શરૂ કરીશ.' વજ્રસ્વામીએ જ્ઞાનદૃષ્ટિથી જોયું કે મારું આયુષ્ય અલ્પ છે અને તે પાછા આવતાં પહેલાં તો હું કાળધર્મ પામીશ, માટે વધુ અધ્યયન કરાવી શકાશે નહિ. પરંતુ સ્વપ્નફળ મિથ્યા કેમ થાય? સ્વપ્નનો અર્થ બરાબર છે કે શેષ દૂધ બાકી રહ્યું તેથી આ દશમા પૂર્વનું અધ્યયન પણ અધૂરું જ રહેશે. પછી આજ્ઞા મેળવીને તેઓ વિહાર કરી પાટલીપુત્રમાં પોતાના આદ્યગુરુ તોસલિપુત્રને મળ્યા. ત્યાંથી વિહાર કરી તેઓ સ્વજન્મભૂમિ દશપુરમાં આવ્યા. ત્યાં માતા-પિતા તેમજ સ્વજનને પ્રતિબોધી દીક્ષા આપી. સોમદેવ જૈની સાધુ થયા તો ખરા પણ નગ્નાવસ્થામાં રહેવું, ભિક્ષા માગવા જવી, ઉઘાડે પગે ને માથે વિચરવું, જનોઈનો ત્યાગ કરવો વિગેરે કાર્યો કરવા ઉદ્યુક્ત ન થયા. આર્યરક્ષિતે વારંવારની યુક્તિ પ્રયુક્તિદ્વારા તે સર્વનો ધીમે ધીમે ત્યાગ કરાવ્યો અને જૈન સાધુધર્મમાં સ્થિર કર્યા.

આર્યરક્ષિતને ઘણા શિષ્યો થયા તેમાં ઘૃત-પુષ્પમિત્ર, વસ્ત્ર-પુષ્પમિત્ર, દુર્બળ-પુષ્પમિત્ર, વિંધ્યમુનિ, ફલ્ગુરક્ષિત અને ગોષ્ઠામાહિલ (જે પાછળથી નિહ્નવ થયો હતો) વધારે પ્રાજ્ઞ અને વિચક્ષણ મુનિવરો હતા. દુર્બળ પુષ્પમિત્ર અહોરાત્ર અભ્યાસ કરવાને અંગે ઘૃતનું ભોજન કરવા છતાં કૃશ જ રહેતા હતા. એકદા વિંધ્ય મુનિએ ગુરુમહારાજને વિજ્ઞપ્તિ કરી કે-'મોટી મંડળીમાં પાઠના ઘોષથી મારો

શ્રુતાભ્યાસ સ્ખલિત થાય છે માટે મને જુદો પાઠ આપો.' ગુરુએ કહ્યું 'દુર્બળ પુષ્પમિત્ર પાસે વાચના લ્યો' કેટલોક સમય વાચના આપ્યા પછી પુષ્પમિત્રે ગુરુને એકાંતે જણાવ્યું કે–'વાચના આપવાથી મારો અભ્યાસ ભૂલી જાઉં છું.' આ સાંભળી ગુરુ વિચારવા લાગ્યા કે–'આવો સમર્થ શિષ્ય પણ સ્ખલના પામે છે તો બીજા કેમ અવધારી શકશે?' આથી તેમણે અનુયોગના ચાર વિભાગ કરી નાખ્યા : દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને કથાનુયોગ*.

એકદા સીમંધરસ્વામીને વંદન કરવા ગયેલ શક્રેંદ્રે યોગ્ય અવસરે ભગવંતને પૂછ્યું કે—'હે પૂજ્ય! આપની જેવું નિગોદનું સ્વરૂપ ભરતક્ષેત્રમાં કોઇ જાણે છે?' ભગવંતે આર્યરક્ષિતસૂરિનું નામ જણાવ્યું એટલે ઇંદ્રે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ કરી, મથુરા નગરીએ ગુરુ પાસે આવી નિગોદના જીવોનું સ્વરૂપ પૂછયું. ભગવંતના કહ્યા મુજબ સૂરિએ યથાસ્થિત વર્ણન કરી બતાવ્યું જેથી ઇંદ્ર ઘણો સંતોષ પામ્યો. વધુ પરીક્ષા માટે પોતાનું આયુષ્ય પૂછતાં સૂરિએ લક્ષણ, ચિહ્ન, આકૃતિ વિગેરે જ્ઞાનથી જાણી બે સાગરોપમનું આયુ કહ્યું એટલે ઇંદ્રે પોતાનો વ્યતિકર કહી સંભળાવી ચમત્કાર બતાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ગુરુએ ચમત્કારની ના કહી છતાં કંઇક ચિહ્નરૂપે કરવું જ જોઇએ એમ ધારી તેમણે વસતિનું દ્વાર વિપરીત કરી દીધું. જ્યારે મુનિઓ બહારથી આવ્યા ત્યારે તેમને વસતિનું દ્વાર ન જડવાથી ગુરુએ તે બતાવ્યું જેથી તેઓ આશ્ચર્ય પામ્યા. પછી પૂછપરછ થતાં ગુરુએ ઇંદ્ર સંબંધી હકીકત પણ જણાવી. *

પોતાનો અંતસમય નજીક જાણી પોતાના પટ્ટ પર કોને સ્થાપવા તે સંબંધી તેમણે લક્ષ આપ્યું તો દુર્બળપુષ્પમિત્ર પર મન ઠર્યું, પણ કેટલાકે ફલ્ગુરક્ષિતને અને ગોષ્ઠામાહિલને પટ્ટ પર લાવવાનો આગ્રહ કર્યો. છેવટે યુક્તિથી બધાને સમજાવી પુષ્પમિત્રને પોતાના પદ પર સ્થાપન કર્યા.

આર્યરક્ષિતસૂરિ કાળધર્મ પામી સ્વર્ગે સંચર્યા.

આર્યરક્ષિતસૂરિના સમય સુધી સંયમાચરણ નિરપવાદ હતું પરંતુ કંઇક શિથિલતા પ્રવેશવા લાગી હતી, નિયમોની કઠિનતા કંઇક મંદ કરવામાં આવી હતી. આર્યરક્ષિતસૂરિની અગાઉ સાધુઓ સાધુ પાસે અને સાધ્વીઓ સાધ્વી પાસે આલોચના લેતી તેને બદલે સાધ્વીઓને પણ સાધુ પાસે આલોચના લેવાનો નિયમ થયો. સૌથી મહત્ત્વનો ફેરફાર અનુયોગને લગતો છે. અત્યાર સુધી એક સૂત્રમાં જ ચારે અનુયોગ હતા પણ પછી તેના ચાર વિભાગ કરવામાં આવ્યા–સૂત્રોને ચાર અનુયોગમાં વ્હેંચી દીધા. આ જેવું તેવું પરિવર્તન ન ગણાય. ખરું જોતાં તો આર્યરક્ષિતસૂરિને એક યુગપ્રવર્તક પુરુષ કહી શકાય.

## દુર્બલિકા પુષ્પમિત્ર

**આર્યરક્ષિતસૂરિના** સમર્થ શિષ્યોમાંના તેઓ એક હતા. તેમના સતત અભ્યાસથી તેઓ વધુ પ્રસિદ્ધિ પામ્યા હતા. તેમનો અભ્યાસ–રંગ એવો હતો કે પુષ્કળ ઘૃતનું ભોજન કરવા છતાં તેઓ દુર્બળ જ રહેતા અને તેથી દુર્બલિકા પુષ્પમિત્ર એ નામથી પ્રખ્યાત થયા. તેમના બંધુઓ દશપુરમાં રહેતા અને તેઓ બૌદ્ધધર્મના ઉપાસક હતા. એકદા તેઓ સ્વબંધુ પુષ્પમિત્રને મળવા આવ્યા અને તેનું

* ચાર અનુયોગને પૃથક્ કરવાની તેમજ નિગોદના સ્વરૂપ સંબંધની હકીકત કેટલાકો કાલકાચાર્યને નામે ચઢાવે છે તે મતભેદ સમજવો.

કૃશ શરીર જોઇ ગુરુમહારાજને તેનું કારણ પૂછ્યું. ગુરુએ જણાવ્યું કે—'મારું પૂર્વજ્ઞાન વિસ્મૃત ન થાય તેવા હેતુથી તે અહોરાત્ર અભ્યાસ કર્યા કરે છે અને તેને પરિણામે આવું દુર્બળ શરીર બન્યું છે. ઘીનું પૌષ્ટિક ભોજન કરવા છતાં તે અભ્યાસબળે જરી જાય છે.' ગુરુવચનમાં તેઓને શ્રદ્ધા ન ઉપજી એટલે તેઓ તેમને સ્વનગરે લઇ ગયા. ત્યાં પણ પૌષ્ટિક અને સ્નિગ્ધ આહારનું ભોજન કરાવવા માંડ્યું છતાં શરીર–સ્થિતિમાં લેશમાત્ર ફેરફાર ન પડ્યો તેથી તેમણે આગ્રહપૂર્વક અધ્યયન છોડાવીને સ્નિગ્ધ અને પૌષ્ટિક આહાર ખવરાવવા માંડ્યો તો પહેલાની માફક પુષ્ટ શરીરવાળા થયા. છેવટે પુષ્પમિત્ર સ્વજનોને પ્રતિબોધ પમાડી ગુરુ પાસે આવ્યા.

એકદા આર્યરક્ષિત પોતાના પટ્ટધરની ચિંતા કરવા લાગ્યા તો પુષ્પમિત્ર યોગ્ય અને સમર્થ લાગ્યા પણ અન્ય મુનિવરો ફલ્ગુરક્ષિતને આચાર્યપદ આપવાની તરફેણમાં હતા. યુક્તિથી તેમને સમજાવવા સિવાય બીજો રસ્તો ન રહ્યો એટલે ગુરુમહારાજે ત્રણ કુંભો મગાવ્યા અને એકમાં અડદ, બીજામાં તેલ અને ત્રીજામાં ઘી ભર્યું. પછી બધા કુંભો ઊંધા વળાવ્યા તો અડદ બધા બહાર આવી ગયા, તેલ કંઇક ચોંટી રહ્યું અને ઘી તો બહુ સંલગ્ન રહ્યું. એ પ્રમાણે પોતાનો હેતુ તથા આશય–દુર્બલિકા પુષ્પમિત્રમાં હું અડદના ઘડા જેવો થયો છું—એમ સમજાવી પુષ્પમિત્રને પોતાના પદ પર સ્થાપન કર્યા.

દુર્બલિકા પુષ્પમિત્રનો અભ્યાસ ખાસ ધ્યાન ખેંચે તેવો પ્રસંગ છે. ઘીનો આહાર કરવા છતાં અભ્યાસમાં સંલગ્ન રહેવાથી તે પણ જરી જતું ત્યારે તેમનું હંમેશનું અધ્યયન કેટલું હશે? તેનો સહેજે ખ્યાલ આવશે. તેઓ પણ એક પ્રભાવિક પુરુષ થઇ ગયા.

## દિગંબરોત્પત્તિ

રથવીરપુર નગરમાં કૃષ્ણ નામના આચાર્ય પધાર્યા. તેમના શિષ્યવર્ગ સાથે શિવભૂતિ નામના એક મુનિ હતા. રાજાએ એકદા શિવભૂતિ મુનિને રત્નકંબળ વહોરાવ્યું. તેઓ તે લઇને ઉપાશ્રયે આવતાં આચાર્ય કૃષ્ણસૂરિએ જણાવ્યું કે—'સાધુને રત્નકંબળ વહોરવું ઉચિત નથી.' પછી કંબળના કકડા કરી સાધુઓને રજોહરણ(ઓઘા)ના નિશિથીયા બનાવવા માટે આપી દીધા. આ બનાવથી શિવભૂતિને માઠું લાગ્યું. અંતરમાં વૈરની જ્વાળા પ્રગટી ને ગુરુ સાથે કલેશ કરવાની અનુકૂળ તકની તેઓ રાહ જોઇ રહ્યા.

એકદા કૃષ્ણાચાર્ય જિનકલ્પી સાધુઓના આચારવિચાર વર્ણવી રહ્યા હતા. તે સમયે જિનકલ્પીપણું વિચ્છેદ પામ્યું હતું–આચરણમાં નહોતું. યોગ્ય પ્રસંગ જોઈ શિવભૂતિએ કહ્યું કે–'આપણે પણ સાધુ છીએ તો આપણે તે જ પ્રમાણે આચારવિચાર અંગીકાર કરવો જોઇએ. આપ શામાટે આટલી બધી ઉપધિ રાખો છો ?' આચાર્યે શાંતિથી કહ્યું કે–'આ સમયે જિનકલ્પીની સમાચારી રહી નથી. આર્ય જંબૂના નિર્વાણ પછી જિનકલ્પનો વિચ્છેદ થયો છે. આ સમયે જિનકલ્પીપણું પાળવું અતિ-કઠિન છે.' પણ સાચું સમજવું હોય તો સમજાયને! ઉન્મત્ત શિવભૂતિને તો પ્રસંગ જોતો હતો. અભિમાનના મદમાં તે બોલી ઉઠ્યો કે-'વિચ્છેદ ગયું છે એમ આપ શા આધારે કહો છો ? હું પોતે જિનકલ્પીપણું પાળી બતાવું છું.' આચાર્યે તેમને શાંતિ પમાડવા બનતા પ્રયત્નો કર્યા. વિશેષમાં સમજાવ્યું કે તીર્થંકરો પણ એકાંતે અચેલક (વસ્ત્ર રહિત) ન હતા. દરેક તીર્થંકરોએ દેવદૂષ્ય વસ્ત્ર સહિત જ સંસાર ત્યાગ્યો છે, પરંતુ કર્મોદયને કારણે તેઓ ન જ સમજ્યા. પછી નગ્ન થઇ બહાર ઉદ્યાનમાં સ્થિરતા કરી. શિવભૂતિની બહેને પણ દીક્ષા લઇ સાધ્વીપણું સ્વીકાર્યું હતું. વંદન નિમિત્તે તે બહારના ઉદ્યાનમાં ગઇ અને પોતાના ભાઇનું નવીન આચરણ જોઈ પોતે પણ તેમાં ભળી–તે પણ

નગ્નપણે વિચરવા લાગી. ભિક્ષાસમયે કોઈએક શહેરમાં જતાં તેમને એક વેશ્યાએ જોઈ. જોતાં જ વેશ્યા વિચાર–વમળમાં અટવાઈ. તેને થયું કે 'આવી સૌંદર્યવતી સાધ્વીઓ નગ્નપણે વિચરશે તો જનસમૂહ અમારાથી વિરક્ત થઈ જશે,' તેથી તેણે તે સાધ્વીજીને એક સાડી ઓઢાડી દીધી. શિવભૂતિએ પોતાના પંથની પુષ્ટિ માટે પ્રયત્નો આદર્યા. કૌડિન્ય અને કોટ્ટવીર નામના શિષ્યો કર્યા અને ધીમે ધીમે તેની પરંપરા વધતી ગઈ.

કેટલાકના મતે સહસમલ નામના મુનિથી દિગંબર મતની ઉત્પત્તિ થઈ છે. તે મતમાં પણ કેટલાક સમર્થ વિદ્વાનો થયા છે અને વિદ્વદ્ભોગ્ય સાહિત્ય સર્જ્યું છે. આ ઉત્પત્તિ વીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષે થઈ. હાલના સમયે શ્વેતાંબર સાધુઓ કરતાં દિગંબર સાધુઓની સંખ્યા અલ્પ પ્રમાણમાં નજરે પડે છે. શ્વેતાંબર અને દિગંબર વચ્ચે મહત્ત્વનો ફેર બે–ચાર બાબતમાં હતો પણ પાછળથી વધતાં વધતાં અત્યારે તે ૮૪ ની સંખ્યાએ પહોંચ્યો છે. તેમાંના કેટલાક મહત્ત્વના મતભેદો નીચે પ્રમાણે છે—

(૧) શ્વેતાંબરો સુધર્માસ્વામીપ્રણીત દ્વાદશાંગીમાંથી બારમું અંગ–દૃષ્ટિવાદ વિચ્છેદ થયેલ માને છે જ્યારે દિગંબરો દ્વાદશાંગી જ વિચ્છેદ થયેલી માને છે અને તેને બદલે ધવળ, મહાધવળ, જયધવળ ને ગોમટ્ટસાર વિગેરેને આગમરૂપ માને છે.

(૨) શ્વેતાંબરો સંયમનિર્વાહ માટે વસ્ત્રપાત્રાદિ રાખે છે જ્યારે દિગંબરો રાખતા નથી.

(૩) શ્વેતાંબરો જુદે જુદે ઘરેથી ગોચરી લાવે છે જ્યારે દિગંબરો એક જ સ્થાને-એક જ શ્રાવકને ઘરે આહાર કરે છે અને ગોચરીને બદલે ભ્રામરી કહે છે.

(૪) શ્વેતાંબરો વસ્ત્રરહિત ને વસ્ત્રસહિત બંનેની મુક્તિ માને છે જ્યારે દિગંબરો વસ્ત્રરહિતની જ મુક્તિ માને છે.

(૫) શ્વેતાંબરો સ્ત્રીની મુક્તિ માને છે જ્યારે દિગંબરો સ્ત્રીને મોક્ષગામિની માનતા નથી.

(૬) શ્વેતાંબરો કેવળી આહાર કરે તેમ માને છે જ્યારે દિગંબરો તે સ્વીકારતા નથી.

(૭) શ્વેતાંબર સાધુઓ રજોહરણ રાખે છે જ્યારે દિગંબર સાધુઓ મોરપીંછી રાખે છે

(૮) શ્વેતાંબરો તીર્થંકરોનું સંવત્સરી દાન સ્વીકારે છે જ્યારે દિગંબરોને તે માન્ય નથી.

(૯) શ્વેતાંબરો તીર્થંકરની મા ચૌદ સ્વપ્ન જુએ તેમ કહે છે જ્યારે દિગંબરો સોળની સંખ્યા જણાવે છે.

(૧૦) શ્વેતાંબરો નવકારના નવ પદ માને છે જ્યારે દિગંબરો માત્ર પાંચ જ પદ સ્વીકારે છે.

(૧૧) શ્વેતાંબરો જિનમૂર્તિને વજ્રકચ્છોટાવાળી ને ઘરેણા, આંગી તથા ચક્ષુથી વિભૂષિત માને છે જ્યારે દિગંબરો નગ્ન અને આંગી વિગેરે અલંકારોથી રહિત માને છે.

(૧૨) શ્વેતાંબરો જીવાજીવાદિ નવ તત્ત્વો સ્વીકારે છે જ્યારે તેઓ સાત તત્ત્વ જ સ્વીકારે છે.

(૧૩) શ્વેતાંબરો ૬૪ ઇંદ્રો માને છે જ્યારે દિગંબરો ૧૦૦ ઇંદ્રો માને છે.

(૧૪) શ્વેતાંબરો માને છે કે ઋષભદેવે ચાર મુષ્ટિ લોચ કર્યો હતો જ્યારે દિગંબરો પાંચ મુષ્ટિ લોચ માને છે.

(૧૫) શ્વેતાંબર સાધુઓ શ્વેત વસ્ત્ર પરિધાન કરે છે જ્યારે દિગંબર નગ્ન અને લંગોટધારી હોય છે. વિગેરે વિગેરે

## ૧૫ શ્રી ચંદ્રસૂરિ

ગૃહસ્થવાસ ૩૭ વર્ષ: વ્રતપર્યાય ૩૦ વર્ષ :–તેમાં સામાન્ય વ્રતપર્યાય ૭ વર્ષ : યુગપ્રધાન ૨૩ વર્ષ: સર્વાયુ ૬૭ વર્ષ: સ્વર્ગગમન મ. સં. ૬૪૩ વર્ષ : ગોત્ર સલ્લહડ* :

સોપારક નગરમાં જિનદત્ત શેઠને ઇશ્વરી નામની પત્નીથી નાગેંદ્ર, નિર્વૃત્તિ, ચંદ્ર અને વિદ્યાધર એ નામના ચાર પુત્રો થયા હતા. વજ્રસ્વામીના સમયમાં બીજો બાર-વર્ષીય દુકાળ પડ્યો. દાંતને અને અન્નને વેર હોય તેવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ. લક્ષાધિપતિઓને પણ કાલ કેવી ઊગશે તેની ચિંતા થતી તો સામાન્ય ગરીબસમૂહનું તો પૂછવુ જ શું ? વજ્રસેન મુનિ સોપારક નગરે આવી ઇશ્વરી શેઠાણીને ગૃહે ગોચરી માટે પધાર્યા. આ સમયે ઇશ્વરી શેઠાણી લક્ષ દ્રવ્યથી મેળવેલ ભોજનમાં કાતિલ ઝેર નાખીને મરવાના નિશ્ચય પર આવી હતી. વજ્રસેને તેમને તેમ કરતાં નિવારી અને જણાવ્યુ કે–"ગુરુએ મને જણાવ્યું છે કે લક્ષ દ્રવ્યના ભોજનમાં જ્યારે ઝેર ભેળવાતું જોઇશ તેને વળતે દિવસે સુકાળ થશે' માટે ધીરજ રાખો અને આવું અનુચિત કાર્ય ન કરો." ગુરુવચનના સાક્ષીભૂત જ ન હોય તેમ વળતે દિવસે જ બંદરમાં ધાન્યથી ભરેલા વહાણો આવી ચઢ્યા. સર્વત્ર સુકાળ થયો. આથી ઇશ્વરી વિગેરે આખા ઘરને જૈન ધર્મ પર અતુલ શ્રદ્ધા બંધાઇ અને પોતાના ચારે પુત્રો સાથે દીક્ષા લીધી. ચારે પુત્રોના નામથી જુદા જુદા ચાર ગણની ઉત્પત્તિ થઇ. ચંદ્ર વધારે પ્રતાપી તેમજ બીજા ત્રણની અપેક્ષાએ ચંદ્રગચ્છનું વિશેષ આયુષ્ય જાણી ચંદ્રસૂરિને વજ્રસેન મુનિએ પોતાના પટ્ટ પર સ્થાપન કર્યા. ચંદ્રસૂરિ કંઇક ન્યૂન દશ પૂર્વધારી થયા. તેમનાથી નિર્ગ્રંથ ગચ્છનું ત્રીજું નામ **ચંદ્ર–ગચ્છ** શરૂ થયું. તે ગચ્છમાં ઘણા સમર્થ અને પ્રભાવિક આચાર્યો થયા છે. અત્યારે પણ દીક્ષા સમયે ચંદ્રકુલનું નામ લેવામાં આવે છે.

સાડત્રીશ વર્ષનું સંયમ પાળી તેઓ વીર નિર્વાણ પછી ૬૪૩ વર્ષે સ્વર્ગે ગયા.

## ૧૬ શ્રી સામંતભદ્રસૂરિ

તેઓ પૂર્વગત શ્રુતના જ્ઞાની હતા. અભ્યાસની સાથોસાથ તેમનું ચારિત્ર પાલન અસ્ખલિત હતું. તદ્દન નિર્મોહીપણે તેઓ વિચરતા અને મોટે ભાગે વાડી, વન, જંગલ કે યક્ષના મંદિરમાં રહેતા. તેઓ નિર્ગ્રંથચૂડામણિ હતા. તેમનો વૈરાગ્ય–રંગ અજબ હતો. તેમના વનમાં રહીને અપૂર્વ ચારિત્રપાલનથી રંજિત થયેલા લોકો તેમને "વનવાસી" જ કહેતા. અને તેમનાથી નિર્ગ્રંથ ગચ્છનું "**વનવાસી ગચ્છ**" એવું ચોથું નામ પ્રચલિત થયું.

---

*તપાગચ્છ પટ્ટાવલી, શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરાલ્ડ પુ. ૧૧, અંક ૭–૯ પૃ. ૩૮૫ ના આધારે.

આપ્તમીમાંસા નામનો ન્યાયનો મહાન્ ગ્રંથ આ આચાર્યે રચ્યો છે. આ ઉપરાંત યુક્ત્યનુશાસન, સ્વયંભૂ સ્તોત્ર, જિનસ્તુતિશતક વિગેરે ગ્રંથો રચ્યા છે. આપ્તમીમાંસાનો ગ્રંથ તો પોતાના શિષ્ય વૃદ્ધદેવસૂરિની જ્ઞાનપ્રાપ્તિ માટે બનાવ્યો હતો.

આમના સમય અગાઉ જૈન શાસનમાં શ્વેતાંબર ને દિગંબર બે પક્ષ પડી ગયા હતા. તે બંને વચ્ચે ઐક્ય કરવા તેમણે ઘણો જ પ્રયત્ન કર્યો પણ ઐક્ય ન સધાયું. દિગમ્બરો પણ તેમને સારું માન આપે છે.

દિગંબરો તેમને પોતાની આમ્નાયના મનાવવા પ્રયત્ન કરે છે પણ એ સંબંધમાં કશું પ્રમાણભૂત સાધન નથી મળતું.

सत्तरस वुड्ढदेवो १७, सूरी पज्जोअणो अढारसमो १८।
एगुणवीसइ इमो सुरी सिरिमाणदेवगुरू १९ ॥ ७ ॥

तत्पट्टे श्रीवृद्धदेवसूरिः।
तत्पट्टे श्रीप्रद्योतनसूरिः।
तत्पट्टे श्रीमानदेवसूरिः।

ગાથાર્થ:—સત્તરમા પટ્ટધર વૃદ્ધદેવસૂરિ થયા, તેમના માટે અઢારમા પ્રદ્યોતનસૂરિ અને ઓગણીશમા માનદેવસૂરિ થયા. ૭,

व्याख्या—१७ सत्तरत्ति—श्रीसामंतभद्रसूरिपट्टे सप्तदशः श्रीवृद्धदेवसूरिः। वृद्धो देवसूरिरिति ख्यातः। श्रीवीरात् पंचनवत्यधिक ५९५ (६९५) वर्षातिक्रमे कोरंटके नाहडमंत्रिनिर्मापितप्रासादे प्रतिष्ठाकृत्।

श्रीजज्जगसूरिणा च सप्तत्यधिकषट्शतवर्षे ६७० सत्यपुरे नाहडनिर्मितप्रासादे श्रीमहावीरः प्रतिष्ठितः।

१८—सूरिपज्जोअणत्ति—श्रीवृद्धदेवसूरिपट्टेऽष्टादशः श्रीप्रद्योतनसूरिः।

१९—एगुणत्ति—श्रीप्रद्योतनसूरिपट्टे एकोनविंशतितमः श्रीमानदेवसूरिः। सूरिपदस्थापनाऽवसरे यत्स्कंधयोरुपरि सरस्वतीलक्ष्म्यौ साक्षाद् वीक्ष्य चरित्रादस्य भ्रंशो भावीति विचारणया विषण्णचित्तं गुरुं विज्ञाय येन भक्तकुलभिक्षाः सर्वाश्च विकृतयस्त्यक्ताः। तत्तपसा नड्डुलपुरे १ पद्मा, २ जया, ३ विजया, ४ अपराजिताऽभिधानाभिः देवीभिः पर्युपासमानं दृष्ट्वा कथं नारीभिः परिकरितोऽयं सूरिरिति शंकापरायणः कश्चित् मुग्धस्ताभिरेव शिक्षित इति ॥ ७ ॥

વ્યાખ્યાર્થ:—શ્રી સામંતભદ્રસૂરિની પાટે સત્તરમા **વૃદ્ધદેવસૂરિ** થયા. તેઓનું મૂળ નામ તો **દેવસૂરિ** હતું પણ તેઓ વૃદ્ધ હોવાથી વૃદ્ધદેવસૂરિ એવા નામથી પ્રખ્યાતિ પામ્યા. તેમણે શ્રી વીર નિર્વાણ પછી ૫૯૫ (૬૯૫) વર્ષે કોરંટક નામના નગરમાં નાહડ મંત્રીએ બંધાવેલા જિનમંદિરમાં પ્રતિષ્ઠા કરાવી.

વીર નિર્વાણ પછી ૬૭૦ વર્ષે શ્રી જજ્જગસૂરિએ નાહડ મંત્રીએ સત્યપુર નગરમાં બંધાવેલા મંદિરમાં શ્રી મહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

વૃદ્ધદેવસૂરિની પાટે અઢારમા પટ્ટધર **પ્રદ્યોતનસૂરિ** થયા.

શ્રી પ્રદ્યોતનસૂરિની પાટે **માનદેવસૂરિ** ઓગણીશમા પટ્ટધર થયા. માનદેવસૂરિને જ્યારે સૂરિપદ આપવામાં આવ્યું ત્યારે તેમના ખભા ઉપર સરસ્વતી તેમજ લક્ષ્મી બને દેવીઓને પ્રત્યક્ષ જોઇને ગુરુએ વિચાર્યું કે—આમના ચારિત્રમાં ભંગ પડશે તેથી તેઓને વિષાદ થયો, જે જોઇને માનદેવસૂરિએ ભાવિક શ્રાવકોના ઘરની ભિક્ષા તેમજ છએ વિગયનો ત્યાગ કર્યો. આવી ઉત્કૃષ્ટ તપશ્ચર્યાને કારણે પદ્મા,* જયા, વિજયા તથા અપરાજિતા એ નામની ચાર દેવીઓ તેમના સાનિધ્યમાં રહેતી. એકદા નાડોલ નગરમાં આ ચાર દેવી સાહત બેઠેલા સૂરિ માટે કોઇ એક શ્રાવકને શંકા થઈ કે સ્ત્રી—સંસર્ગી આ સૂરિ પવિત્ર કયાંથી હોય ? આ શંકાશીલ શખ્સને પછી તે દેવીઓએ શિક્ષા કરી હતી.

## ૧૭ શ્રી વૃદ્ધદેવસૂરિ ને ૧૮ પ્રદ્યોતનસૂરિ

કોરંટક ( હાલના શિવગંજ પાસેના કોરટા ) નગરમાં **નાહડ** મંત્રી અને તેનો ભાઈ **સાલિગ** રહેતા હતા. દેવસૂરિના ઉપદેશથી તેઓ પ્રતિબોધ પામ્યા અને જૈન ધર્મ પર શ્રદ્ધા બંધાણી. આસો શુદિ નવમી આવતાં નાહડ મંત્રીએ ગુરુને પોતાની ગોત્રદેવી ચંડિકાને એક પાડાનું બલિદાન આપવાનું છે તે હકીકત જણાવી સલાહ માગી. ગુરુએ તેમને તે હિંસક કાર્યથી નિવૃત થવા કહ્યું અને પોતે ઘટતો ઉપાય કરશે તેમ સમજાવી ધીરજ આપી.

તે રાત્રિએ ગુરુએ સ્વશક્તિથી ગોત્રદેવી ચામુંડાને બોલાવી અને કહ્યું કે–'તું તારા પૂર્વભવનો વિચાર કર. આવું અઘટિત કાર્ય કરવું તને યોગ્ય નથી. પૂર્વભવમાં તું ધનસાર શ્રેષ્ઠીની સ્ત્રી અને પરમ શ્રાવિકા હતી. પાંચમના ઉપવાસને કારણે તું નવા વસ્ત્ર પહેરી,

* લઘુશાંતિમાં અજિતા નામ જણાવ્યું છે.

પોતાના પુત્રને છેતરીને દેવમંદિરે જવા લાગી. તને જતી જોઈ તારો પુત્ર પણ 'મા-મા' કરતો તારી પાછળ ચાલ્યો. તે સમયે તારા નવા વસ્ત્રના અવાજથી એક પાડો ભડક્યો અને તેણે તારા પુત્રને પાડી નાખ્યો. ભાગ્યયોગે અચાનક તે મૃત્યુ પામ્યો. પુત્રની આ દશા જોઇ તું પણ હૃદય બંધ પડવાથી મૃત્યુ પામી ચામુંડા નામની દેવી થઇ. પૂર્વભવના વૈરને કારણે બીજા પાડાઓને મારી નાંખવા તે શું તને યોગ્ય છે? માટે દયા ધારણ કર અને તારા પૂર્વભવનું ચરિત્ર સંભારી આવા પાપકાર્યથી પાછી વળ.' આમ સમજાવવા છતાં તેણીએ કહ્યું કે 'હું જીવવધનો ત્યાગ કરી શકીશ નહિ.' ત્યારે ગુરુએ નાહડ મંત્રીને આવા પાપકાર્યથી મુક્ત કરવા કહ્યું અને તે તેણે કબૂલ કર્યું. પછી ગુરુ ઉપદેશથી નાહડ મંત્રીએ ૭૨ જિનાલયો કરાવ્યા અને વૃદ્ધદેવસૂરિએ કોરંટક નગરમાં વીર નિર્વાણ પછી ૫૯૫ (૬૯૫) વર્ષે તેની પ્રતિષ્ઠા કરી. તેઓનું નામ તો દેવસૂરિ હતું પણ વૃદ્ધ હોવાને કારણે વૃદ્ધદેવસૂરિ નામથી પ્રખ્યાતિ પામ્યા.

પ્રભાવક ચરિત્રમાં માનદેવસૂરિ પ્રબંધમાં આ વૃદ્ધદેવસૂરિને પહેલાં ચૈત્યવાસી જણાવ્યા છે. તેઓ એક ચૈત્યની વ્યવસ્થા કરતા હતા પણ સર્વદેવસૂરિએ તેમને પ્રતિબોધ પમાડ્યો એટલે તેઓએ ચૈત્યનો વહીવટ મૂકી દીધો.

આ વૃતાંત જો સત્ય હોય તો તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વિક્રમના બીજા સૈકામાં પણ ચૈત્યવાસ હતો. જો કે પટ્ટાવળીઓમાં તો વીર સંવત ૮૮૨ (વિક્રમ સંવત ૪૧૨) માં ચૈત્યવાસના પ્રાદુર્ભાવનું લખાણ છે, પરંતુ એનો અર્થ એ માનવામાં આવે છે કે તે સમયે ચૈત્યવાસીઓ પૂરજોશમાં આવ્યા હશે અને સુવિહિત સાધુઓ કરતાં ચૈત્યવાસી સાધુઓની સંખ્યા વધી ગઇ હશે.

તેઓએ પ્રદ્યોતનસૂરિને પોતાના પદે સ્થાપન કર્યા.

પ્રદ્યોતનસૂરિ સંબંધી વિશેષ વૃતાંત મળતો નથી. વીરવંશાવલીમાં એવો ઉલ્લેખ મળે છે કે તેઓએ અજમેરમાં ઋષભપ્રભુના બિંબની પ્રતિષ્ઠા કરી હતી, તેમજ સુવર્ણગિરિમાં ધનપતિ નામના ગૃહસ્થે જે યશવસહી બનાવી હતી તેમાં વીરપ્રભુની પ્રતિષ્ઠા કરી હતી.

આ સિવાય બંને પટ્ટધરો માટે વિશેષ હકીકત ઉપલબ્ધ થતી નથી.

## ૧૯ શ્રી માનદેવસૂરિ

નાડોલ નગરમાં **ધનેશ્વર*** નામે પ્રખ્યાત શ્રેષ્ઠી રહેતો હતો. તેને **ધારિણી** નામે પત્ની અને **માનદેવ** નામે કાંતિમાન પુત્ર હતો. પ્રદ્યોતનસૂરિ વિહાર કરતાં કરતાં

* કોઇ સ્થળે જિનદત્ત એવું નામ પણ જણાવ્યું છે.

તે નગરમાં પધાર્યા અને તેમની ઉપદેશધારા સાંભળી, વર્ષાથી જેમ ચાતક તૃપ્તિ પામે તેમ માનદેવને અપૂર્વ આહ્‌લાદ થયો. સંસારની અસારતાનો અનુભવ થયો અને તેમની સુષુપ્ત આંતરિક ઊર્મિઓ ઝણઝણી ઊઠી. આત્મિક શત્રુઓ ઉપર વિજય મેળવવાને તેનું હૃદય તીવ્રતા અનુભવવા લાગ્યું.

સમય વિચારી તેમણે ગુરુમહારાજને પ્રવ્રજ્યા ગ્રહણ કરાવવા પ્રાર્થના કરી. માત-પિતાએ પણ મહામુશ્કેલીથી આજ્ઞા આપી. શુભ મુહૂર્તે દીક્ષા સ્વીકારી, તેઓ ઉગ્ર તપ આચરવા લાગ્યા. તીવ્ર સ્મરણશક્તિશાલીને શું અસાધ્ય હોય ? અલ્પ સમયમાં અગિયાર અંગનો અભ્યાસ કરી તેઓ છેદ અને મૂળસૂત્રોના પણ જ્ઞાતા થયા. શિષ્યને સમર્થ થયો જાણી ગુરુએ તેમને સૂરિપદે સ્થાપન કર્યાં. સૂરિપદપ્રદાન સમયે ગુરુમહારાજે માનદેવના ખભા ઉપર સરસ્વતી તથા લક્ષ્મી નામની બે દેવીઓને સાક્ષાત્ જોઇ તેથી તેમનું મન કંઇક ખિન્ન થયું. તેમણે વિચાર્યું કે–'આના પ્રભાવથી માનદેવ નિરતિચાર ચારિત્ર પાલી શકશે નહિ અને તેમનો ચારિત્રભંગ થશે.' ચાલાક શિષ્ય ગુરુની મનોવેદના કળી ગયા અને ગુરુની મન–શાંતિ માટે નિયમ કર્યો કે–' પોતે ભાવિક શ્રાવકના ઘરનો આહાર વહોરશે નહિ અને બધી વિકૃતિ–વિગયનો હમેશને માટે ત્યાગ કરશે.'

માનદેવસૂરિના તપથી તેમજ અખંડ વિશુદ્ધ બ્રહ્મચર્યપાલનથી જયા, વિજયા, અપરાજિતા અને પદ્મા એ નામની ચાર દેવીઓ તેમની સાનિધ્યમાં રહેતી અને પ્રતિદિન વંદન કરવા આવતી. ધીમે ધીમે માનદેવસૂરિનો યશ જગતભરમાં પ્રસરી ગયો.

આ સમયે તક્ષશિલા નગરી જૈનોનું મહાધામ ગણાતી. પાંચ સો જેટલા ચૈત્યો તે નગરીને મંડિત કરી રહ્યા હતા. અચાનક દૈવયોગે તે નગરીમાં મહામારીનો ઉપદ્રવ થયો. લોકો અકાળે મૃત્યુ પામવા લાગ્યા. વૈદ્ય કે ઔષધનો કોઈ પણ ઉપચાર કામ ન આવ્યો. જ્યાં જુઓ ત્યાં આક્રંદ અને કલ્પાંત જ નજરે પડતો. સ્મશાનભૂમિ શબોથી ઉભરાવા લાગી અને દુર્ગંધીનો તો કોઇ હિસાબ ન રહ્યો.

આવા ભીષણ પ્રસંગે કેટલાક સુજ્ઞ શ્રાવકો ચૈત્યમાં એકઠા થયા અને વિચારવા લાગ્યા કે–' શું કપર્દી યક્ષ, અંબા દેવી, બ્રહ્મશાંતિ કે યક્ષરાજ કોઇ આપણો બચાવ નહીં કરે ?' આ પ્રમાણે કોઇ ઉપાય નહીં સૂઝવાથી તેઓ નિરાશામાં ડૂબતા જતા હતા તેવામાં શાસનદેવીએ પ્રગટ થઇને કહ્યું કે–' મ્લેચ્છોના પ્રચંડ વ્યંતરોએ બધા દેવ–દેવીઓને દૂર કર્યા છે તેથી તેઓથી તમારું રક્ષણ કઇ રીતે થઇ શકે ? વળી આજથી ત્રણ વર્ષ પછી તુર્કીઓના હાથથી આ નગરીનું પતન થવાનું છે, છતાં એક ઉપાય હું તમને સૂચવું છું તેનો તમે અમલ કરો તો શ્રી સંઘની રક્ષા થાય. નાડોલ નગરમાં માનદેવસૂરિ છે તેમના ચરણનું જળ છાંટવાથી ઉપદ્રવ શાંત થશે. આ ઉપદ્રવ શાંત થતાં તમારે આ નગરીનો ત્યાગ કરી અન્યત્ર ચાલ્યા જવું. '

પછી શાસનદેવી અદૃશ્ય થતાં બધા શ્રાવકોએ એકમત થઇ **વીરદત્ત** નામના શ્રાવકને નાડોલ નગરે માનદેવસૂરિ પાસે મોકલ્યો. વિનંતિપત્ર લઇ વીરદત્તે નાડોલ નગરે જઇ ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો. આ સમયે માનદેવસૂરિ પર્યંકાસન લગાવી, નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ સ્થાપી ધ્યાનમગ્ન થયેલા હતા. નિયમ મુજબ **જયા** અને **વિજયા** નામની દેવી વંદન કરવા આવી હતી તે પણ એક ખૂણામાં બેઠી હતી. ઉપરનું દૃશ્ય જોતાં જ વીરદત્ત ચમક્યો. તેનું મન શંકાશીલ બન્યું. તે વિચારવા લાગ્યો કે-'એક તો મધ્યાહ્નકાળ, એકાંત અને આ સ્ત્રીઓની હાજરી! ખરેખર શાસનદેવીએ અમને છેતર્યા છે. મને આવેલો જોઇને જ ગુરુએ કપટ ધ્યાન ધર્યું લાગે છે.' તે બહાર બેઠો અને ગુરુએ ધ્યાન પાર્યું ત્યારે અવજ્ઞાપૂર્વક-અવિનયી રીતે વંદન કર્યું. તેના આવા વર્તનથી દેવીઓને રોષ ઉત્પન્ન થયો ને તેને ત્યાં જ શિક્ષા કરી બાંધી લીધો. પછી ગુરુએ તેને બંધનમુક્ત કરાવ્યો એટલે દેવીઓએ કહ્યું-'હે પાપી! પવિત્ર આચરણવાળા માનદેવસૂરિ માટે ખોટો વિકલ્પ કરતાં તને લજ્જત ન આવી? અમે દેવીઓ છીએ તે પણ તું જાણી શકતો નથી. અમારી દૃષ્ટિ નિમેષ રહિત છે, અમારા પગ પૃથ્વીને અડતા નથી અને અમારી ફૂલની માળા કરમાયા વિનાની છે તે પણ તારા ખ્યાલમાં આવતું નથી?' આવા વચન સાંભળી શરમીંદા બનેલ વીરદત્તે પોતાના આગમનનું કારણ કહી સંભળાવ્યું અને પોતાના અનુચિત વર્તન માટે પણ પશ્ચાત્તાપ જાહેર કર્યો.

પછી ગુરુમહારાજે જણાવ્યું કે-'મને સંઘની આજ્ઞા પ્રમાણ છે તેથી હું અહીં રહીને પણ તમારો ઉપદ્રવ શાંત કરવા પ્રયત્ન કરીશ. અહીંના સંઘની આજ્ઞા વિના હું ત્યાં આવી શકીશ નહિ, તો અહિંના સંઘમાં આ દેવીઓ મુખ્ય છે અને તેમની તક્ષશિલા નગરીએ આવવા માટે અનુમતિ નથી માટે પૂર્વે કમઠે પ્રકાશિત કરેલા અને આ દેવીઓએ બતાવેલા શ્રી પાર્શ્વનાથ પ્રભુના મંત્રથી સંયુક્ત **શ્રી શાંતિસ્તવ** (લઘુ શાંતિ) નામનું શ્રેષ્ઠ સ્તવન લઇને તું સ્વસ્થાને જા અને તેના અધ્યયનથી સર્વ ઉપદ્રવ શાંત થઇ જશે.' વીરદત્ત તે શાંતિસ્તવ લઇને સ્વનગરી-તક્ષશિલા ગયો અને તેના સ્મરણ-જાપથી મરકીનો ઉપદ્રવ શાંત થઇ ગયો. વ્યંતરના ઉપદ્રવની શાંતિ માટે "તિજયપહુત્ત" નામનું સ્તોત્ર પણ એમણે જ રચ્યું હતું. આ ઉપરાંત જૈનો વધારવા માટે પણ તેઓએ સારો પ્રયત્ન કર્યો હતો. વીરવંશાવળીકાર જણાવે છે કે-'તેમણે ઉચ્ચા નાગર (તક્ષશિલાનો એક ભાગ), ડેરા ગાઝીખાન, ડેરાઊલ વગેરે સ્થળોમાં વિચરી, સોઢા કુમારોને પ્રતિબોધી ઓસવાલ બનાવ્યા હતા.'

ત્રણ વર્ષ પછી તુર્કીઓએ તે મહાનગરી તક્ષશિલા ભાંગી નાખી. અત્યારે પણ ખોદકામ કરતાં ભગ્ન તક્ષશિલામાંથી પીત્તળ તેમ જ પાષાણના જિનબિંબો મળી આવે છે. શાસનની અનેક રીતે પ્રભાવના કરી, પોતાના પટ્ટ પર માનતુંગસૂરિને સ્થાપી, ગિરનાર પર્વત ઉપર જિનકલ્પ સદૃશ સંલેખનાપૂર્વક મૃત્યુ પામી તેઓ સ્વર્ગલોકતા થયા.

सिरिमाणतुंगसूरी २०, वीसइमो एगवीस सिरिवीरो २१ ।
बावीसो जयदेवो २२, देवाणंदो य तेवीसो २३ ॥ ८॥

तत्पट्टे श्रीमानतुंगसूरिः ।
तत्पट्टे श्रीवीरसूरिः ।
तत्पट्टे श्रीजयदेवसूरिः ।
तत्पट्टे श्रीदेवानंदसूरिः ।

ગાથાર્થ:—તેમની પાટે વીશમા પટ્ટધર માનતુંગસૂરિ થયા. બાદ શ્રી વીરસૂરિ, તેમની પાટે જયદેવસૂરિ અને ત્રેવીશમા પટ્ટધર શ્રી દેવાનંદ-સૂરિ થયા. ૮.

व्याख्या—२० सिरिमाणतुंगत्ति–श्रीमानदेवसूरिपट्टे विंशतितमः श्रीमानतुंगसूरिः । येन भक्तामरस्तवनं कृत्वा बाण–मयूरपंडितविद्याचमत्कृतोऽपि क्षितिपतिः प्रतिबोधितः । भयहर-स्तवनकरणेन च नागराजो वशीकृतः । भक्तिभरेत्यादि स्तवनानि च कृतानि । श्रीप्रभावकचरित्रे प्रथमं मानतुंगचरित्रमुक्तं, पश्चाच्च श्रीदेवसूरिशिष्यश्रीप्रद्योतनसूरिशिष्यश्रीमानदेवसूरिप्रबंधाः उक्ताः, परं तत्र नाऽऽशंका यतस्तत्राऽन्येऽपि प्रबंधा व्यस्ततयोक्ता दृश्यन्ते ।

२१ एगवीसत्ति–श्रीमानतुंगसूरिपट्टे एकविंशतितमः श्रीवीरसूरिः । स च श्रीवीरात् सप्ततिसप्तशत ७७० वर्षे, विक्रमतः त्रिशती ३०० वर्षे नागपुरे श्रीनमिप्रतिष्ठाकृत् । यदुक्तम्—

नागपुरे नमिभवन–प्रतिष्ठया महितपाणिसौभाग्यः ।
अभवद वीराचार्य–स्त्रिभिः शतैः साधिके राज्ञः ॥ १ ॥

२२ बावीसत्ति–श्रीवीरसूरिपट्टे द्वाविंशतितमः श्रीजयदेवसूरिः ॥ छ ॥

२३ देवाणंदोत्ति–श्रीजयदेवसूरिपट्टे त्रयोविंशतितमः श्रीदेवानंदसूरिः । अत्रांतरे श्रीवीरात् पंचचत्वारिंशदधिकाष्टशत ८४५ वर्षातिक्रमे वल्लभीभङ्गः । द्वयशीत्यधिकाष्टशत ८८२ वर्षातिक्रमे चैत्यस्थितिः । षडशीत्यधिकाष्टशत ८८६ वर्षातिक्रमे ब्रह्मद्वीपिकाः ॥ ८ ॥

વ્યાખ્યાર્થ:—માનદેવસૂરિની પાટે વીશમા પટ્ટધર માનતુંગસૂરિ થયા. તેમણે ભક્તામર સ્તોત્રની રચના કરીને બાણ તથા મયૂર નામના પંડિતોથી આશ્ચર્ય પામેલા રાજાને પ્રતિબોધ કર્યો. "ભયહરસ્તવ" (નમિઊણ) રચીને નાગરાજને પણ વશ કર્યો. આ ઉપરાંત બીજા "ભક્તિભર" વિગેરે સ્તવનો પણ રચ્યા. પ્રભાવકચરિત્રમાં પહેલા માનતુંગસૂરિનું

અને પછી (વૃદ્ધ) દેવસૂરિના શિષ્ય પ્રદ્યોતનસૂરિના શિષ્ય માનદેવસૂરિનું વૃત્તાંત કહેલું છે, પરંતુ આ વિષયમાં શંકા કરવા જેવું નથી કારણ કે પ્રભાવક ચરિત્રમાં એવી રીતે ઘણા પ્રબંધો જુદી જુદી રીતે—અનુક્રમ વગર આપવામાં આવ્યા છે.

માનતુંગસૂરિની પાટે એકવીશમા પટ્ટધર **વીરસૂરિ** થયા જેમણે વીર સંવત ૭૭૦ વર્ષે એટલે કે વિક્રમ સંવત્ ૩૦૦માં નાગપુર નગરમાં શ્રી **નમિનાથ** ભગવાનની પ્રતિષ્ઠા કરી. એ માટે કહેવાય છે કે-

નાગપુરમાં નમિનાથ જિનેશ્વરની પ્રતિષ્ઠા કરવાવડે અત્યંત સૌભાગ્યશાલી શ્રી વીરાચાર્ય વિક્રમની પછી ત્રણ સો વર્ષે થયા.

વીરસૂરિ પછી **જયદેવસૂરિ** બાવીશમા પટ્ટધર થયા.

જયદેવસૂરિની પાટે **દેવાનંદસૂરિ** ત્રેવીશમા પટ્ટધર થયા. આ દરમિયાનમાં શ્રી વીર નિર્વાણ પછી ૮૪૫ વર્ષે વલ્લભીનો ભંગ થયો, ૮૮૨ વર્ષે ચૈત્યવાસ શરૂ થયો અને ૮૮૬ વર્ષે બ્રહ્મદીપિકા શાખા શરૂ થઇ.

## ૨૦ શ્રી માનતુંગસૂરિ*

**વારાણસી** નગરીમાં **હર્ષદેવ** નામનો રાજા હતો. તે જ નગરમાં ધનદેવ નામે સુજ્ઞ શ્રેષ્ઠી વસતો હતો. તેને **માનતુંગ** નામે સત્યશીલવાળો પુત્ર હતો.

માનતુંગ ભાગ્યયોગે દિગંબરાચાર્યોના સહવાસમાં આવ્યો. સંસર્ગ વધતાં વીતરાગપ્રણીત ધર્મ પર શ્રદ્ધા જન્મી અને પોતાની દીક્ષાની અભિલાષા જાહેર કરી. માતપિતાની અનુમતિ લઇ ચારુકીર્તિ નામના મુનીશ્વર પાસે દીક્ષા લીધી. તેમનું **મહાકીર્તિ** એવું નામ રાખવામાં આવ્યું. સ્ત્રીને મોક્ષ ન હોય, કેવળી આહાર ન કરે વિગેરે દિગંબરીય માન્યતાઓ જાણી. ક્રમશઃ બત્રીશ આગમોના તે જ્ઞાતા થયા અને જળ-કમંડળ રાખવા લાગ્યા. મયૂરપીચ્છાનો ગુચ્છ પણ તે સાથે રાખતા.

તે જ નગરમાં લક્ષ્મીધર નામે માનતુંગનો બનેવી રહેતો હતો. તે પૂર્ણ આસ્તિક અને શ્વેતાંબર આમ્નાયનો હતો. એકદા વગર નિમંત્રણે મહાકીર્તિ તેમને ત્યાં વહોરવા ગયા. નિરંતર કમંડળમાં જળ ભરી રાખવાથી સંમૂર્ચ્છિમ પૂરા ઉત્પન્ન થયા હતા. તેમની બહેનના લક્ષ બહાર આ વસ્તુ ન ગઇ. તેણે પોતાના ભાઇને સન્માર્ગે ચડાવવાનો

* કેટલાક વિદ્વાનો ભક્તામર સ્તોત્ર વિગેરેના કર્તા તરીકે આ માનતુંગસૂરિને સ્વીકારતા નથી. તેઓ તો વિક્રમની સાતમી શતાબ્દિમાં થયેલ માનતુંગસૂરિની કૃતિ માને છે, તે મતાંતર જાણવો.

યોગ્ય પ્રસંગ જોયો. પોતાના ભાઈને સમજાવતાં તેણે કહ્યું કે:-' ભાઈ! સર્વ વ્રતમાં જીવદયા એ જ સારવસ્તુ છે અને આ તમારા પ્રમાદથી બેઈંદ્રિય જીવો વિનાશ પામે છે. વસ્ત્ર રાખવામાં તમને પરિગ્રહ નડે છે અને ત્રાંબાનું કમંડળ એ પરિગ્રહ નહિ તો બીજું શું છે?' પછી તેણે શ્વેતાંબરાચાર્યના ક્રિયાકલાપ વિગેરે વિધિ વિસ્તારથી સમજાવી જે સાંભળતાં જ મહાકીર્તિએ કહ્યું કે-' એવા મહાત્માનો યોગ કયારે થાય?' તેની બહેને જણાવ્યું કે-' તેઓ હાલમાં મધ્ય પ્રદેશમાંથી આવવાના છે. તેમની સાથે હું તમારો મેળાપ કરાવી આપીશ.' પછી મહાકીર્તિને આદરસત્કારથી તેણે ભોજન કરાવ્યું.

બાદ જિનસિંહસૂરિ* ત્યાં પધાર્યા અને સદ્ગુરુસમાગમ થતાં જ મહાકીર્તિને સત્ય તત્ત્વની પ્રતીતિ થઇ. તેમણે તેની પાસે ફરી શ્વેતાંબરી દીક્ષા લીધી. સમ્યગ્ તપારાધન કરતાં તેમણે અંગ-ઉપાંગો પણ જાણી લીધા.

તે જ નગરમાં રાજમાન્ય **મયૂર** નામનો પંડિત રહેતો હતો. તેને એક પંડિતા અને વિચક્ષણ પુત્રી હતી. તેને યોગ્ય વર માટે તપાસ કરતાં તેણે પ્રાજ્ઞ પણ નિર્ધન બાણ નામના કવિ સાથે લગ્નસંબંધ યોજ્યો હતો. પછી પોતાની લાગવગથી તેને રાજમાં નોકરી અપાવી એટલે તેનો સંસાર સુખપૂર્વક ચાલવા લાગ્યો. એકદા બાણને પોતાની પત્ની સાથે ગૃહકલેશ થયો એટલે તેની સ્ત્રી પિતૃગૃહે ચાલી ગઈ. બાણ શ્વસુરગૃહે જઇ તેને મનાવવા લાગ્યો છતાં તે હઠાગ્રહી સમજી નહીં. છેવટે તેને એક શ્લોક સંભળાવી રંજિત કરવા પ્રયાસ કર્યો અને તેમાં " સુભ્રુ " શબ્દનો પ્રયોગ કર્યા છતાં પણ તે માની નહિ. મયૂર પંડિત જે પાસેના ઓરડામાં વાદ-વિવાદ સાંભળતો હતો તેને આ વિખવાદથી કંટાળો ઉપજ્યો અને આવેશમાં તે બોલી ઊઠ્યો કે-" સુભ્રુ "ને બદલે "ચંડી" શબ્દનો પ્રયોગ કરો.' આ સાંભળી બાણપત્ની લજવાઇ ગઇ. મર્યાદાને અનુચિત પોતાના પિતાનું વાકય સાંભળી તેને અતિશય રોષ ઉત્પન્ન થયો તેથી તેણે શાપ આપ્યો કે-' તમે રસલુબ્ધ કોઢીયા થાઓ.' આમ કહીને તે પોતાના પતિને ઘરે ચાલી ગઇ.

પોતાને કોઢયુક્ત જોઇને મયૂરને ઘણો પશ્ચાત્તાપ થયો. તેણે રાજસભામાં જવું બંધ કર્યું, પણ રાજાને સમાચાર મળ્યા વગર રહે? તેણે માણસ મોકલી મયૂરને સભામાં બોલાવ્યો. રાજાજ્ઞા માન્ય કર્યા સિવાય છૂટકો નહોતો. શરમીંદા ચહેરે તે સભામાં દાખલ થયો. જે સભામાં તેનું બહુમાન થતું તે જ સભા તેને ખાવા ધાતી હોય તેમ જણાયું. પાછા સ્વગૃહે આવી તેણે નિશ્ચય કર્યો કે માનહાનિ જેવી સ્થિતિમાં જીવવા કરતાં દેવારાધન કરી પુનઃ નિરોગી શરીર પ્રાપ્ત કરવું. પછી સૂર્યદેવની આરાધના કરી અને તેમણે તેના સત્ત્વથી પ્રસન્ન થઇ તેને સુવર્ણ સરીખા દેહવાળો બનાવ્યો. પછી રાજસભામાં આવી તેણે સ્વવૃતાંત સંભળાવ્યું તેથી રાજાએ તેની પ્રશંસા કરી. આ સાંભળીને બાણે કહ્યું કે-' સ્વામિન્! દેવનો પ્રભાવ પ્રગટ જ છે તેમાં તેની આપ શું

---

* પ્રભાવક ચરિત્રમાં આ નામ આપ્યું છે, પણ ખરી રીતે માનદેવસૂરિ જોઇએ.

પ્રશંસા કરો છો ?' રાજાએ કહ્યું કે-'गुणी गुणिषु मत्सरी ' એ ઉક્તિ મુજબ તમે તેની ઇર્ષા કરો છો.' આથી બાણુને ચાનક ચઢી ને તેણે પ્રતિજ્ઞા કરી કે-'મારા હાથ-પગ કાપીને મને ચંડિકાદેવીના મંદિરની પાછળ મૂકો. ત્યાંથી હું મારા હાથ-પગ સહિત રાજસભામાં આવીશ.' મયૂરે અનુકંપા બતાવી રાજાને તેવું કૃત્ય ન કરવા વિનતિ કરી પણ રાજાને તેનો પ્રભાવ જોવો હતો, તેથી બાણનું વચન માન્ય કર્યું. બાણે પણ ચંડિકા દેવીની એવી સરસ પ્રાર્થના કરી કે દેવીએ પ્રસન્ન થઇ તેને હાથ-પગ પાછા આપ્યાં.

રાજાએ તેનું સારી રીતે સન્માન કર્યું પણ તેઓ એક બીજા પરસ્પરની ઇર્ષ્યા કરવાનું તજતા નહિ તેથી એકદા રાજાએ કાશ્મીર નગરે જઇ જય-પરાજયનો નિર્ણય કરી લાવવાનું કહ્યું. બંને જણ કબૂલ થયા. બંનેએ કાશ્મીર થઇ, દુષ્કર તપ કરી, દેવીને પ્રસન્ન કરી. તેમની પરીક્ષા માટે દેવીએ એક સમસ્યા પૂછી કે-शतचंद्रं नभस्तलम् । આ સમસ્યાની પૂર્તિ તો બંનેએ કરી પણ બાણે શીઘ્રતાથી કરી તેથી બાણનો જય થયો. પછી તેઓ સ્વનગરે આવ્યા અને બંનેનો રાજાએ યોગ્ય આદરસત્કાર કર્યો.

એકદા વાતચીત ચાલતાં રાજાએ પોતાના અમાત્યને કહ્યું કે-'બ્રાહ્મણો અદ્વિતીય ને અજેય્ય છે, બીજા દર્શનમાં આવો કોઇ પ્રતાપી પુરુષ જણાતો નથી.' આ સાંભળી પ્રધાને માનતુંગસૂરિની અદ્ભુત શક્તિના વખાણ કર્યા. રાજાએ પ્રધાનને તેમને બોલાવી લાવવા કહ્યું. પ્રધાનની પ્રાર્થનાથી માનતુંગસૂરિ સભામાં પધાર્યા. એટલે રાજાએ બાણ-મયૂરની શક્તિનું વર્ણન કરી કહ્યું કે-'આપનામાં એવી કોઇ શક્તિ હોય તો ચમત્કાર બતાવો.' એટલે ગુરુમહારાજે જણાવ્યું કે-'અમારે ધન, ધાન્ય કે પુત્ર-પરિવારની ચિંતા નથી કે જેને માટે રાજાને રીઝવીએ, પરંતુ શાસનપ્રભાવના કરવી એ અમારું કર્તવ્ય છે.' આથી રાજાએ આદેશ આપ્યો કે-'મુનિરાજને પગથી માથા સુધી બેડી નાખો અને એક અંધારા આવાસમાં પૂરો.' હુકમ સાંભળતાં જ સેવકોએ લોખંડની ચુમ્માલીશ સાંકળવતી ગુરુને બાંધ્યા અને એક તમોવ્યાપી ઓરડામાં પૂરી તાળું દીધું.

પ્રભાવિક માનતુંગસૂરિને મન આ નજીવી વસ્તુ હતી.

એકાગ્ર મનથી તેમણે **ભક્તામર સ્તોત્રની** શરૂઆત કરી. એક એક શ્લોક બોલતા ગયા અને એક એક બેડી તૂટતી ગઈ. એમ ચુમ્માલીશમા શ્લોકે બધી બેડી તૂટી ગઇ અને દ્વાર સ્વયમેવ ઊઘડી ગયાં. સૂરિએ રાજસભામાં આવી રાજાને આશીર્વાદ આપ્યો. રાજાએ તેમની પૂર્ણ પ્રશંસા કરી. વધુમાં જણાવ્યું કે-'બાણ-મયૂરમાં વિદ્યા છે પણ તેમને અભિમાન અને સાથે અદેખાઈ-ઇર્ષ્યા પણ છે, આપ નિષ્કલંક છો. આપ જેવા મહાત્મા પુરુષના દર્શનથી હું કૃતાર્થ થયો છું.' ગુરુ તેમને જિનધર્મમાં સ્થિર થવાનું કહી ચાલ્યા ગયા. માનતુંગસૂરિરચિત ભક્તામર સ્તોત્ર અદ્યાપિ પર્યંત પ્રચલિત છે.

પૂર્વકર્મના પ્રાબલ્યે ગુરુને ઉન્માદ-રોગ થઇ આવ્યો. તેમણે ધરણેંદ્રનું સ્મરણ કરી **અનશન** માટે પૂછ્યું ત્યારે ધરણેંદ્રે કહ્યું કે—' આપનું આયુષ્ય હજુ બાકી છે અને હજુ આપ અનેકને ઉપકારક થવાના છો માટે હાલ અનશનનો વિચાર ત્યજી દો. ' પછી ધરણેંદ્રે તેમને ૧૮ અક્ષરનો મંત્ર આપ્યો જેના સ્મરણમાત્રથી અનેક પ્રકારના રોગો નાશ પામે છે. તે મંત્રાક્ષરોના અનુસારે સૂરિજીએ " ભયહર (નમિઊણ) " સ્તવન બનાવ્યું જે અદ્યાપિ પર્યંત પ્રખ્યાત છે. તેમના પ્રભાવથી માનતુંગસૂરિની કાયા પુનઃ સુવર્ણ સદૃશ થઇ ગઇ. પછી પૃથ્વીતળ પર વિચરી, ભવ્ય જીવોનો ઉપદેશી, સંખ્યાબંધ સદ્ગુણી શિષ્યો નીપજાવી, પ્રાંતે અનશન કરી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

## ૨૧ વીરસૂરિ ૨૨ જયદેવસૂરિ ૨૩ દેવાનંદસૂરિ

**વીરસૂરિએ** વીરસંવત્ ૭૭૦* એટલે કે વિક્રમ સંવત્ ૩૦૦ માં નાગપુરને વિષે **નમિનાથની** પ્રતિષ્ઠા કરાવી હતી અને પોતાના પ્રભાવથી દિગંતમાં સ્વ-કીર્તિ ફેલાવી હતી. પ્રભાવક ચરિત્રમાં બે વીરસૂરિના વૃત્તાંતો છે, પણ તે આ પટ્ટધરથી જુદા સમજવા.

વીરસૂરિની પાટે જયદેવસૂરિ આવ્યા. તેમના સંબંધે પણ માહિતીપૂર્ણ હકીકત મળતી નથી. વીરવંશાવળીકાર જણાવે છે કે-' આ જયદેવસૂરિએ રણતભમરના ગિરિશૃંગ પર પદ્મપ્રભુ અને પદ્માવતી દેવીની મૂર્તિ સ્થાપી હતી તેમજ થલેચી-( મરુધર )માં વિહાર કરી સ્વોપદેશશક્તિથી **ભાટી** ક્ષત્રિયોને **જૈન** બનાવ્યા હતા.

જયદેવસૂરિની પાટે દેવાનંદસૂરિ આવ્યા તેમના વૃતાંતનો પણ અભાવ છે. તેમના સમયમાં ત્રણ મહત્ત્વની બીના બની (૧) વીરનિર્વાણ ૮૪૫માં વલ્લભીનો ભંગ થયો. (૨) વીરનિર્વાણ ૮૮૨ વર્ષે ચૈત્યસ્થિતિ થઇ અને (૩) ૮૮૬ વર્ષે બ્રહ્મદીપિકા શાખા પ્રગટી.

### વલ્લભીભંગ

વલ્લભીપુરનો ત્રણ વાર ભંગ થયો છે. ભંગ એટલે સર્વથા નાશ નહિ. પહેલો ભંગ વી. નિ. ૮૪૫ એટલે કે વિ. સં. ૩૭૫માં થયો. ગીજનીના તુર્કી લોકોએ વલ્લભીપુર પર આક્રમણ કરી તેનો પ્રથમ ભંગ કર્યો. તે વિષમ સમયમાં જૈનમૂર્તિઓને ભિલ્લમાલ વિગેરે સ્થળે લઇ જવામાં આવી હતી. આ સમયે ગંધર્વવાદિવેતાલ **શાંતિસૂરિએ** સંઘની રક્ષા કરી હતી.

### ચૈત્યસ્થિતિ

**જૈન** સાધુઓના કડક આચારને કારણે કેટલાક સાધુઓ શિથિલ બનવા લાગ્યા અને પરિણામે તેઓ ચૈત્યવાસી થઇને રહેવા લાગ્યા. એમ જણાય છે કે ધીમે ધીમે ચૈત્યવાસની અસર થવા લાગી હશે, પરંતુ વીરનિર્વાણ ૮૮૨ પછી તે પ્રગટપણે અને પુરજોશમાં જણાય છે. શ્રીમાન હરિભદ્રસૂરિ અને તે સમયના બીજા કેટલાક સમર્થ આચાર્યોએ આ વધતા જતા શિથિલાચાર તરફ અંગુલિ-

---

* ૮૭૦ જોઇએ.

નિર્દેશ કરી તેનો સબળપણે સામનો કર્યો. ચૈત્યવાસને કારણે શિથિલાચારીઓ ચૈત્ય કે મઠમાં રહેતાં, મંદિરના દ્રવ્યનો પોતાની જાત માટે ઉપયોગ કરતા, નિમિત્તો જોઇ આપતાં, રંગેલા કે સુવાસિત વસ્ત્રો પહેરતાં, સાધ્વીઓએ વહોરેલું ખાતા, ધનનો સંચય કરતા, કેશ વધારતા, મિષ્ટાહાર કરતા, સચિત્ત પાણી તથા ફળ—ફૂલ વાપરતા, જિનપ્રતિમા વેચતા ઇત્યાદિ શાસનની હીલના થાય અગર તો સાધ્વાચારથી વિપરીત હોય તેવી રીતે વર્તતાં.

## *બ્રહ્મદ્વીપિકા શાખાની ઉત્પત્તિ

આર્યસમિતસૂરિ ( વજ્રસ્વામીના મામા ) વિહાર કરતાં કરતાં આભીર દેશમાં આવ્યા. ત્યાં અચળપુરની નજીક કૃષ્ણા ને પૂર્ણા નામની બે નદીઓ હતી. તે બેની વચ્ચે એક સુંદર બ્રહ્મ નામનો બેટ હતો. દેવશર્મા નામનો તપસ્વી અને તેના ૪૯૯ શિષ્યો તે બેટ પર રહી બ્રહ્મજ્ઞાન મેળવવા મથતા હતા. તે પૈકીનો એક તપસ્વી સ્વમહિમા વધારવા પગે ઔષધીનો લેપ કરી જળથી છલોછલ ભરેલી નદીના પાણી પરથી ચાલી અચળપુરમાં આવતો. આ જોઈ લોકો તેની પ્રશંસા કરવા સાથે ભોજનાદિ માટે નિમંત્રવા લાગ્યા. જૈન શાસનમાં આવા કોઇ ચમત્કારી પુરુષ હશે કે કેમ ? તે વાત ચર્ચાતી હતી તેવામાં આર્યસમિતસૂરિ ત્યાં આવી ચડ્યા. કલ્પનાથી તપસ્વીનું ચેષ્ટિત જાણી પોતાના ભક્ત શ્રાવક પાસે તે તપસ્વીને જમવા માટે આમંત્રણ અપાવ્યું. જમવાના અવસરે ઊના પાણીથી તે તપસ્વીના બંને પગો બરાબર ધોવરાવવામાં આવ્યા એટલે લેપ નાબૂદ થયો. જમીને નદીતટે આવતાં તપસ્વી મુંઝાયો, છતાં આબરુ બચાવવા તેણે જળ પર ચાલવા માંડ્યું. જરા આઘે જતાં તે બૂડુ બૂડુ થવા લાગ્યો એટલે ગુરુએ મંત્રવાસિત વાસક્ષેપ નદીમાં નાખી, માર્ગ કરી આપી, તેને ડૂબતો બચાવી લીધો. આ પ્રસંગથી તે તપસ્વી વિલખો થઇ ગયો અને આર્યસમિતની શક્તિ માટે વિસ્મય ફેલાયું. પછી ગુરુએ બ્રહ્મદ્વીપમાં જઇ, ૫૦૦ તાપસોને પ્રતિબોધ પમાડી જૈનધર્માનુરાગી બનાવ્યા. તેઓ બ્રહ્મદ્વીપમાં રહેનારા હોવાથી તેમનાથી 'બ્રહ્મદ્વીપિકા ' નામની શાખા નીકળી.

**चउवीसो सिरिविक्कम २४, नरसिंहो पंचवीस २५ छव्वीसो।**
**सूरिसमुद्द २६ सत्ता–वीसो सिरिमाणदेवगुरू २७ ।। ९ ॥**

२४ तत्पट्टे श्रीविक्रमसूरिः ।
२५ तत्पट्टे श्रीनरसिंहसूरिः।
२६ तत्पट्टे श्रीसमुद्रसूरिः।
२७ तत्पट्टे श्रीमानदेवसूरिः।

**ગાથાર્થ:—ચોવીશમા શ્રીવિક્રમસૂરિ, પચીશમા શ્રીનરસિંહસૂરિ, છવીશમા શ્રીસમુદ્રસૂરિ અને સત્તાવીશમા પટ્ટધર શ્રીમાનદેવસૂરિ (બીજા) થયા. ૯**

व्याख्या—२४ चउवीसोत्ति—श्रीदेवानंदसूरिपट्टे चतुर्विंशतितमः श्रीविक्रमसूरिः ।
२५ नरसिंहोत्ति—श्रीविक्रमसूरिपट्टे पंचविंशतितमः श्रीनरसिंहसूरिः । यतः—

*આર્યસમિતસૂરિનો સમય વિચારતાં આ શાખાની ઉત્પત્તિ વી. નિ. સં. ૫૫૦થી ૬૨૦ લગભગમાં થવા સંભવ છે છતાં અહીં વી. નિ. સં. ૮૮૬ આપવામાં આવ્યો છે તે મતાંતર જાણવો.

नरसिंहसूरिरासीदतोऽखिलग्रंथपारगो येन ।
यक्षो नरसिंहपुरे, मांसरतिं त्याजितः स्वगिरा ॥ १ ॥

२६ छव्वीसोत्ति–श्रीनरसिंहसूरिपट्टे षड्विंशतितमः श्रीसमुद्रसूरिः ।

खोमाणराजकुलजोऽपि समुद्रसूरि–र्गच्छं शशास किल यः प्रवणप्रमाणी ।
जित्वा तथा क्षपणकान् यशं वितेने, नागह्रदे भुजगनाथनमस्य तीर्थे ॥ १ ॥

२७ सत्तावीसोत्ति–श्रीसमुद्रसूरिपट्टे सप्तविंशतितमः श्रीमानदेवसूरिः ।

वियासमुद्रहरिभद्रमुनींद्रमित्रं, सूरिर्बभूव पुनरेव हि मानदेवः ।
मांद्यात्प्रयातमपि योऽनघसूरिमंत्रं, लेभेऽम्बिकामुखगिरा तपसोज्जयंते ॥ १ ॥

श्रीवीरात्–वर्षसहस्रे १००० गते सत्यमित्रे पूर्वव्यवच्छेदः ।

अत्र च श्रीनागहस्ती १, रेवतीमित्र २, ब्रह्मद्वीपो ३, नागार्जुनो ४, भूतदिन्नः ५, श्रीकालकसूरिश्चेति ६ षड्युगप्रधाना यथाक्रमं श्रीवज्रसेनसत्यमित्रयोरंतरालकालवर्तिनो बोध्याः। एषु च युगप्रधानशक्राभिवंदितप्रथमानुयोगसूत्रणासूत्रधारकल्पश्रीकालकाचार्यैः श्रीवीरात् त्रिनवत्यधिकनवशत ९९३ वर्षातिक्रमे पंचमीतश्चतुर्थ्यां पर्युषणापर्वाऽऽनीतमिति । श्रीवीरात् पंचपंचाशदधिकसहस्र १०५५वर्षे, वि० पंचशीत्यधिकपंचशतवर्षे ५८५ याकिनीसूनुः श्रीहरिभद्रसूरिः स्वर्गभाक् । पंचदशाधिकैकादशशत १११५ वर्षे श्रीजिनभद्रगणियुगप्रधानः । अयं च जिनभद्रियव्यानशतकादेर्हरिभद्रसूरिभिर्वृत्तिकरणाद्भिन्न इति पट्टावल्यां, परं तस्य चतुरुत्तरशतवर्षायुष्कत्वेन श्रीहरिभद्रसूरिकालेऽपि संभवान्नाऽऽशंकावकाश इति ॥

વ્યાખ્યાર્થ:—દેવાનંદસૂરિની પાટે ચોવીશમા પટ્ટધર **શ્રીવિક્રમસૂરિ** થયા.

વિક્રમસૂરિની પાટે પચીશમા પટ્ટધર **નરસિંહસૂરિ** થયા. આ નરસિંહસૂરિ સમસ્ત સિદ્ધાંતના પારગામી હતા કે જેઓએ નરસિંહપુર નગરમાં પોતાની વાણીશક્તિ-દ્વારા–ઉપદેશશૈલીથી યક્ષને માંસભોજનનો ત્યાગ કરાવ્યો હતો.

નરસિંહસૂરિની પાટે **શ્રી સમુદ્રસૂરિ** છવીશમા પટ્ટધર થયા.

આ સમુદ્રસૂરિના સંબંધમાં કહેવાય છે કે —

ખોમાણ રાજકુળમાં ઉત્પન્ન થયેલા ને ચતુરશિરોમણિ શ્રી સમુદ્રસૂરિએ ગચ્છ પર ખરેખર અદ્દભુત શાસન કર્યું. વળી ધરણેંદ્રને પણ નમન કરવા યોગ્ય શ્રી નાગહ્રદ તીર્થમાં દિગંબરોને જીતીને પોતાનો યશ વિસ્તાર્યો.

શ્રી સમુદ્રસૂરિને પટ્ટે સત્તાવીશમા **શ્રીમાનદેવસૂરિ** ( બીજા ) થયા. આ બીજા માનદેવસૂરિ સંબંધે કથન છે કે–

વિદ્યાસમુદ્ર શ્રી હરિભદ્રસૂરીશ્વરના મિત્ર માનદેવસૂરિ નામે આચાર્યપ્રવર થયા કે જેમણે મંદતાને લીધે ભૂલાઇ ગયેલ નિર્મળ–નિષ્પાપ સૂરિમંત્ર પોતાની તપશક્તિવડે ઉજ્જયંત–ગિરનાર પર્વત પર અંબિકાદેવીના મુખથી સાંભળ્યો–પ્રાપ્ત કર્યો.

વીર પરમાત્મા પછી ૧૦૦૦ વર્ષે **સત્યમિત્ર** થયા અને ત્યારપછી પૂર્વજ્ઞાનનો વિચ્છેદ થયો.

શ્રી વજ્રસેન અને સત્યમિત્રના વચગાળાના સમય દરમિયાન ૧ નાગહસ્તી, ૨ રેવતીમિત્ર, ૩ બ્રહ્મદ્વીપ, ૪ નાગાર્જુન, ૫ ભૂતદિન્ન અને ૬ કાલકાચાર્ય–એ નામના અનુક્રમે છ યુગપ્રધાનો થયા. આ માંહેના ઇંદ્રથી વંદાયેલા અને અનુયોગની રચના કરવામાં (ચારે અનુયોગ છૂટા પાડવામાં) સૂત્રધાર સરીખા શ્રીકાલિકાચાર્યે શ્રી વીરપરમાત્મા પછી ૯૯૩ વર્ષે પાંચમીને બદલે ચોથે પર્યુષણા પર્વ કર્યું. વીર નિર્વાણ ૧૦૫૫ વર્ષે એટલે કે વિક્રમ સંવત્ ૫૮૫ વર્ષે યાકિનીમહત્તરાસૂનુ શ્રી **હરિભદ્રસૂરિ** સ્વર્ગવાસી થયા. વી. નિ. સં. ૧૧૧૫ વર્ષે શ્રી **જિનભદ્રગણિ** યુગપ્રધાન સ્વર્ગવાસી બન્યા. આ જ જિનભદ્રગણિ-રચિત ધ્યાનશતક વિગેરે ગ્રંથો પર વૃત્તિ કરનાર હરિભદ્રસૂરિ આ હરિભદ્રસૂરિથી ભિન્ન (બીજા) જાણવા એમ પટ્ટાવલીમાં ઉલ્લેખ છે, પરંતુ તે જિનભદ્રગણિનું ૧૦૪ વર્ષનું આયુષ્ય હોવાને કારણે શ્રી હરિભદ્રસૂરિના સમયે તેમની સંભાવના માટે આશંકાને અવકાશ નથી.

## ૨૪ શ્રી વિક્રમસૂરિ, ૨૫ શ્રી નરસિંહસૂરિ, ૨૬ શ્રીસમુદ્રસૂરિ અને ૨૭ શ્રી માનદેવસૂરિ(બીજા)

દેવાનંદસૂરિની પાટે શ્રી વિક્રમસૂરિ થયા. તેમનું વિહારક્ષેત્ર બહુધા ગુજરાત હતું. સરસ્વતી નદીના કિનારા પર આવેલ **ખરસડી** ગામમાં બે માસના ચોવિહારા ઉપવાસ કર્યા જેને પરિણામે સરસ્વતી દેવીએ પ્રસન્ન થઇને ગુરુને પ્રણામ કર્યા અને ગુરુના પ્રતાપને કારણે ઘણા વર્ષોથી સૂકાયેલ પીપળાનું ઝાડ નવપલ્લવિત કર્યું. નવા જૈનો વધારવાનું કાર્ય પણ સૂરિજીએ ઠીક–ઠીક કર્યું છે. ધારાધાર ક્ષેત્રમાં વિચરી ત્યાંના પરમાર ક્ષત્રીઓને જૈનધર્માનુરાગી બનાવ્યા. તેમનું શાસ્ત્રોનું જ્ઞાન અગાધ હતું.

તેમની પાટે શ્રી નરસિંહસૂરિ થયા. તેઓ પ્રભાવિક હતા અને તેમની ઉપદેશશક્તિ પ્રતાપી હતી. નરસિંહપુરમાં માંસાહારી યક્ષને પ્રતિબોધી પાડાનો ભોગ લેતો બંધ કર્યો. ખોમાણ રાજકુળને પ્રતિબોધી જૈનધર્મપરાયણ બનાવ્યું અને તે જ કુળના સમુદ્રકુમારને પ્રતિબોધી દીક્ષા આપી, જે પાછળથી તેમના પટ્ટધર થયા.

સમુદ્રસૂરિ પણ ગુરુ જેવા જ પ્રતાપી નીવડ્યા. એક તો ક્ષત્રિય તેજ અને બીજી તપશક્તિ : અણહીલપત્તન, બાહડમેર, કોટડા વિગેરે શહેર–નગરોમાં વિચરી શાસન-પ્રભાવના કરી ચામુંડા નામની દેવીને પ્રતિબોધી પોતાનો પરચો બતાવ્યો. આ સમયે દિગંબરોનું જોર વધતું જતું હતું. સમુદ્રસૂરિએ દિગંબર પંડિતને ( આચાર્યને ) વાદમાં જીતી પોતાની કીર્તિ ફેલાવવા સાથે શ્વેતાંબર સંપ્રદાયને પુષ્ટ કર્યો. નાગહ્રદ નામનું તીર્થ દિગંબરો પોતાનું કરવા માંગતા હતા તે આ આચાર્યની વાદશક્તિથી શ્વેતાંબર સંપ્રદાયનું જ રહ્યું.

તેમની પાટે શ્રી માનદેવસૂરિ ( બીજા ) થયા. તેઓ પણ અતિવ શક્તિશાળી હતા. એકદા પોતાના શરીરની અસ્વસ્થતાને અંગે સૂરિમંત્ર ભૂલી ગયા. પોતાને પશ્ચાત્તાપ થયો. શરીર સ્વસ્થ થતાં ગિરનાર પર્વતે આવી, બે મહિનાના ચોવિહારા ઉપવાસ કર્યા જેને પરિણામે અંબિકા દેવીએ આવી તપસ્યા કરવાનું કારણ પૂછ્યું. ગુરુમુખથી કારણ સાંભળી અંબિકાએ વિજયાદેવીને પૂછી માનદેવસૂરિને સૂરિમંત્ર આપ્યો. તેઓ યાકિની-મહત્તરાસુનુ હરિભદ્રસૂરિના મિત્ર હતા.

## યુગપ્રધાન નાગાર્જુન

નાગાર્જુનની અધ્યક્ષતામાં વલ્લભી વાચના થઇ અને તેને કારણે નાગાર્જુન સવિશેષ પ્રખ્યાતિ પામ્યા. વલ્લભી વાચનાને નાગાર્જુની 'વાચના' પણ કહેવામાં આવે છે. " વાચના " એ પારિભાષિક શબ્દ છે અને તેનો અર્થ થાય છે—" ભણાવવું તે. " વાચનાઓ તો સેંકડો થઇ ગઇ છે પણ મહત્ત્વની ઉલ્લેખનીય વાચના ત્રણ ગણાય છે. (૧) પાટલીપુત્રી વાચના જે વીરનિર્વાણ પછી ૧૬૦ વર્ષે ભદ્રબાહુસ્વામીના સમયે થઇ (૨) માથુરી વાચના જે સ્કંદિલાચાર્યના પ્રમુખપણામાં થઇ અને (૩) વલ્લભીવાચના જે નાગાર્જુનની અધ્યક્ષતામાં થઇ. બીજી માથુરી વાચના અને ત્રીજી વલ્લભી વાચનાનો સમય એક જ છે.

ભયંકર દુકાળને કારણે શ્રુત–પરંપરા છિન્નભિન્ન થઈ ગઇ. સમર્થ આચાર્ય પરલોકવાસી થયા અને દુકાળને અંગે રહ્યુંસહ્યું જ્ઞાન વિસ્મૃત થવા લાગ્યું. ગચ્છનાયકોની જ્ઞાનને સુરક્ષિત રાખવાની ચિંતા વધી પડી. દુષ્કાળનો પંજો પણ જેવો તેવો ન હતો. ક્ષુધાતૃપ્તિના અભાવમાં નવું જ્ઞાન મેળવવા માટે તો શું પણ પુનરાવર્તનનો પણ અભાવ જણાવવા લાગ્યો. છેવટે દુકાળની નિવૃત્તિ પછી એક તરફ મથુરામાં આચાર્ય સ્કંદિલસૂરિએ અને વલ્લભીપુરમાં નાગાર્જુને ઉપલબ્ધ શ્રુત વ્યવસ્થિત કરવા માંડ્યું. આ બંને સમર્થ વિદ્વાન આચાર્યો સમકાલીન હતા છતાં દુર્ભાગ્યને કારણે પોતપોતાની વાચના પછી એકત્રિત થઇ શક્યા નહિ એટલે બંને વાચનાઓમાં થોડો મતભેદ રહી જવા પામ્યો છે. પાછળથી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે આગમોને પુસ્તકારૂઢ કરવાના સમયે મતભેદ ટાળવા અને એક જ વાચનાને વ્યાપક બનાવવા પ્રયત્ન કર્યો. સ્કંદિલા-ચાર્યની વાચના પ્રમાણે સિદ્ધાંત–પુસ્તકો લખાયા અને મતભેદ કે પાઠભેદવાળો નાગાર્જુની વાચનાનો વિભાગ ટીકામાં લેવામાં આવ્યો, જેનો ઉલ્લેખ આજના ટીકાગ્રંથોમાં મળે છે. વી. નિ. ૮૯૯ માં નાગાર્જુન સ્વર્ગવાસી થયા. તેઓ એક ધુરંધર આચાર્ય ગણી શકાય.

## શ્રી હરિભદ્રસૂરિ

ચિતોડગઢના રાજા જિતારીના એ માનનીય પુરોહિત હતા. વેદાંતના પારગામી અને શક્તિશાળી હોવાથી તેમને અભિમાન સ્પર્શ્યું હતું. તેમની સાથે હોડ કરે તેવો પુરુષ તેની નજરે પડતો નહિ એટલે તેમણે અભિમાનસૂચક ચિહ્નો ધારણ કર્યાં હતાં. અતિશય જ્ઞાનને કારણે પોતાનું પેટ ન ફાટી જાય તેટલા ખાતર કડે રેશમી વસ્ત્ર વીંટી રાખતા. સમસ્ત જંબૂદ્વીપમાં મારા જેવો વિદ્વાન વાદી નથી એમ સમજી હાથમાં જાંબુડાની ડાળખી રાખતા. કોદાળી, ખડ ને જાળ પણ સાથે રાખતા. આટલું છતાં એમણે મનમાં પ્રતિજ્ઞા કરી હતી કે જે કોઇનું વચન હું સમજી શકું નહિ તેમનો શિષ્ય થઇને રહું.

એકદા તેઓ પોતાની વિચારશ્રેણીમાં વિચરી રહ્યા હતા તેવામાં રાજદરબારથી અગત્યના કાર્ય માટે પ્રતિહારી આવ્યો. પુરોહિતજી તૈયાર થયા અને સુખાસનમાં બેસી ચાલ્યા. રસ્તે ચાલતાં ઘોંઘાટ વધ્યો. ધીમે ધીમે દોડાદોડ ને નાસભાગ થવા લાગી. રાજાનો હાથી ગાંડો બન્યો હતો અને ઝાડને ઉખેડી નાખતો, ઘર-મકાન તોડીફોડી નાખતો સામેથી ચાલ્યો આવતો હતો. પુરોહિતજી પણ જીવ બચાવવા સુખાસનમાંથી નીચે ઉતર્યા અને પાસેના ભવ્ય મકાનમાં દાખલ થઈ ગયા.

પણ આ શું ? તે મકાન તો જૈનોનું વિશાળ જિનભવન હતું. ભગવંતની મૂર્તિ જોઇ પુરોહિતજીને મશ્કરી સૂઝી. નિંદાના કઇંક વિચારવમળ પણ તેમના મગજમાંથી પસાર થઇ ગયા, જૈનો માટે તિરસ્કાર હતો, પણ અત્યારે કરે શું ? મહામહેનતે થોડો સમય પસાર કર્યો અને હાથી પસાર થઇ જવાના સમાચાર મળતાં સુખાસનમાં બેસી રાજદરબારે ગયા. એક બાજુ પુરોહિતજીને જૈનધર્મ પ્રત્યે તિરસ્કાર વધતો જતો હતો ને બીજી બાજુ વિધિનું નિર્માણ અનેરું હતું.

એકદા પુરોહિતજી રાજસભાનું કાર્ય પૂર્ણ કરી મધ્ય રાત્રિએ ઘર તરફ પાછા વળતા હતા. ઉપાશ્રય નજીક આવતાં કંઇક અવાજ સંભળાવા લાગ્યો. તે સાંભળવા ઊભા રહેતાં નીચેનો શ્લોક સંભળાયો. બોલનાર એક જૈન સાધ્વી યાકિનીમહત્તરા હતા.

चक्कीदुगं हरिपणगं, चक्कीण केसवो चक्की ।
केसव चक्की केसव दु, चक्की केसव चक्की य ॥

એક, બે, ત્રણ, ચાર વાર એનો એ જ શ્લોક સાંભળ્યો, છતાં અર્થ ન બેઠો. પુરોહિતજી મુંઝાયા. એમનું અભિમાન ઘવાતું હોય તેમ જણાયું. શ્લોકાર્થ સમજવા બહુ બહુ વિચાર કર્યો, પણ પરિણામમાં નિરાશા જ સાંપડી.

છેવટે અર્થ સમજવા માટે સાધ્વીજી પાસે ગયા ને પૂછ્યું: "માતાજી! તમે આ ચક-ચક શું કર્યા કરો છો ?" સાધ્વીજીએ શાંત ચિત્તથી કહ્યું કે: "ભાઇ ! નવા નિશાળીયાને તો બધો ચકચકાટ જ લાગે. પુરોહિતજી વિચારમાં ગરકાવ થઇ ગયા. પોતાની પ્રતિજ્ઞા યાદ આવી. સાધ્વીજીને પોતાને શિષ્ય બનાવવા માટે પ્રાર્થના કરી. સાધ્વીજીએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "પુરુષોને શિષ્ય બનાવવાનો કે અર્થ સમજાવવાનો અમારો અધિકાર નથી." પુરોહિતજીએ સ્વપ્રતિજ્ઞા સંભળાવી એટલે સાધ્વીજીએ તેમને આચાર્ય જિનભદ્ર સમક્ષ લઈ ગયા. ગુરુએ શ્લોકાર્થ સમજાવ્યો. હરિભદ્રે દીક્ષા લીધી અને પુરોહિત હરિભદ્રને સ્થાને મુનિશ્રી હરિભદ્ર બન્યા.

પતંગને અનુકૂળ પવન ! પછી શી ખામી રહે ? જ્ઞાની હરિભદ્રે અલ્પ સમયમાં જૈન શાસ્ત્રો સમજી લીધા. ગુરુએ યોગ્ય પાત્ર સમજી ગચ્છનો બધો ભાર તેમના શિર નાખ્યો.

હરિભદ્રને હંસ ને પરમહંસ નામના બે ભાણેજ હતા. યુદ્ધકળામાં નિપુણ હતા. તેઓ પણ તેમના ઉપદેશથી વૈરાગ્ય રંગે-રંગાયા અને તેમના શિષ્ય બન્યા. થોડા સમયમાં તેઓ દર્શનશાસ્ત્ર, વ્યાકરણ, સાહિત્ય વગેરેને અભ્યાસ કરી સમર્થ વેત્તા બન્યા. મોરના ઇંડાને ચિતરવા ન પડે !

તે સમયે પૂર્વ દેશમાં બૌદ્ધધર્મની પૂર્ણ જાહોજલાલી હતી. તેમના મોટા મોટા વિદ્યાપીઠો અને ગુરુકુળો હતા. રાજ્યાશ્રય પણ ઠીક હતો અને તેને કારણે તે ધર્મ વિશેષ ફાલતોફૂલતો હતો. હંસ તથા પરમહંસને ત્યાં જઇ અભ્યાસ કરવાની તમન્ના થઈ. ગુરુને તે વાત જણાવી. નિમિત્તના બળે લાભ કરતાં હાનિ વિશેષ જાણી હરિભદ્રસૂરિએ જવાની ના પાડી, છતાં ગુરુવચનની અવગણના કરી તેઓ બંને પૂર્વ દિશા તરફ ચાલી નીકળ્યા.

વિહાર કરતાં કરતાં તેઓ ભોટ દેશમાં પહોંચ્યાં. જૈન મુનિવેશે વિદ્યાપીઠમાં પ્રવેશ ન મળે એટલે તેઓએ ભિક્ષુને વેશ ધારણ કર્યો. ચકોર બુદ્ધિ હોવાથી તેમણે અલ્પ સમયમાં અભ્યાસ કરી લીધો અને ખંડનને યોગ્ય દલીલો લખવા માંડી. કેટલીક સ્ખલનાઓ પાના પર ઉતારી, તેવામાં દૈવયોગે પવનના જોરે તે બે પાના ઊડી ગયા અને કુલપતિના હાથમાં આવ્યા. વાંચતાં જ તે વિસ્મય પામ્યો. તેને જૈન શ્રમણની ગંધ આવી, પણ ૧૫૦૦૦-પંદર હજાર વિદ્યાર્થીગણમાંથી શોધી કાઢવા કઇ રીતે? છેવટે એક યુક્તિ અજમાવી. જમવાના પ્રવેશ દ્વાર પર એક જૈનમૂર્તિ ચીતરાવીને સર્વેને તે ઉપર પગ મૂકી જવા સૂચવ્યું. હંસ અને પરમહંસ બંને મુંઝાયા. જીવના જોખમે પણ ઇષ્ટ દેવની આશાતના ન કરવાનો નિશ્ચય કર્યો. એક પછી એક બધા આવતા ને જતા હતા. પોતાનો વારો આવતા મૂર્તિના ચિત્રમાં પેટ પર ત્રણ આડા ઊભા લીંટા કર્યાં અને તે રીતે જૈનમૂર્તિને સ્થાને બૌદ્ધમૂર્તિ કરીને, પગ મૂકીને ચાલ્યા. ચકોર બાતમીદારોએ આ પ્રસંગ નોંધી લીધો, ને કુલપતિને સમાચાર આપ્યા. હંસ ને પરમહંસ પણ હવે સમજી ગયા હતા કે ઘડી ઘડીએ મોત નજીક આવે છે. પ્રસંગ શોધી તેઓ નાસી છૂટ્યા, પણ પછવાડે રાજલશ્કર છૂટયું. હંસ ને પરમહંસ શ્વાસભર દોડ્યા જાય, પણ લશ્કરનો જોરો થતાં કેટલી વાર? છેવટે હંસે પરમહંસને પાડોશના સૂરપાળ રાજા પાસે પહોચી જવા સૂચવ્યું ને પોતે લડવા તૈયાર થયો. હંસ સહસ્રયોધી હતો. એકલો એક હજાર યોદ્ધાને પૂરો પડે તેવો હતો, પણ લશ્કરમાં ૧૪૪૪ યોદ્ધાઓ હતા. સમગ્ર લશ્કરની સામે હંસની કેટલી તાકાત! તેનું શરીર બાણોથી વીંધાઈ ચાળણી જેવું થઈ ગયું. લડતાં લડતાં તેનો દેહ ધરતી પર ઢળી પડયો.

પરમહંસ સુરપાળ પાસે પહોંચી ગયો ને બધી વસ્તુસ્થિતિ સમજાવી. બૌધ્ધોનું લશ્કર સૂરપાળ પાસે ગયું અને પરમહંસને સોંપવા જણાવ્યું. સૂરપાળે જીવના જોખમે પણ સોંપવા ના પાડી. છેવટે વાટાઘાટ ચાલતાં પરસ્પર વાદ કરવાનું ઠરાવ્યું. ગુરુકૃપાથી પરમહંસની ફત્તેહ થઇ. ત્યાંથી તે ગુરુ હરિભદ્ર સમક્ષ આવવા નીકળ્યો. રસ્તામાં તેને પકડવા માટે દુશ્મનોએ અનેક પ્રપંચો કર્યાં પણ તે બધા નિરર્થક નીવડ્યા.

શિષ્યને જોતાં જ ગુરુને ઉમળકો આવ્યો. છાતી સરસો ચાંપ્યો, પણ વીતક વાત સાંભળતા ગયા તેમ તેમ તેમનો ક્રોધ માઝા મૂકતો ગયો. પરમહંસે અવિનયની માફી માગીને વાત કરતાં અંતે તે પણ ઢળી પડયો. આ બનાવથી તો ગુરુની આંખો ફાટી ગઇ. બૌધ્ધોની વૈરવૃત્તિ માટે તિરસ્કાર ને ઘૃણા વછૂટી અને તેનો બદલો લેવાનો મક્કમ નિરધાર કર્યો.

તેઓ તરતજ વિહાર કરી સૂરપાળ રાજા પાસે આવી પહોચ્યા. તેની પરાક્રમશીલતા માટે

ધન્યવાદ આપી બૌધ્ધો સાથે વાદ કરવાનું જણાવ્યું. સૂરપાળે બૌધ્ધોના પરિબળ અને શક્તિનું ભાન કરાવી તેની સામે પગલાં ન લેવાનું નમ્ર વાણીથી સૂચવ્યું છતાં ગુરુએ પોતાના વચનનું સમર્થન કરવાથી સૂરપાળ રાજાએ ગુરુ આગ્રહથી દૂત મોકલ્યો અને જે હારે તે ઊકળતા તેલની કડાઇમાં બળી મરે તેમ નક્કી થયું.

શાસ્ત્રાર્થ શરૂ થયો. ગમે તેટલું તપાવે છતાં સોનાને આંચ આવે ? લાંબા સમયના વાદને અંતે હરિભદ્રસૂરિજીનો વિજય થયો અને કુલપતિ ઊકળતા તેલની કડાઇમાં પડી બળી મૂઆ. પછી તો વાદ આગળ ચાલ્યો. એક, બે, ત્રણ, ચાર, પાંચ ને છ જણા કડાઇમાં તળાઇ ચૂકયા. હાહાકાર મચી ગયો. હરિભદ્રસૂરિજીને એક જ ધૂન હતી. તે સમયે હિતાહિતનો વિચાર કરવાનો અવકાશ નહોતો. તેમના મનમાં તો ૧૪૪૪ રમ્યા કરતા હતા. તેમના જીવનનો અંત તે જ પોતાનો સંતોષ હતો.

એ જ સમયે બે સાધુ સભામાં હાજર થયા. તેમના હાથમાં એક પત્ર હતો. પત્ર હરિભદ્રસૂરિજીના નામનો હતો. પત્ર વાંચતાં જ તેઓનું માનસિક વાતાવરણ પલટાઇ ગયું. પત્ર ગુરુ શ્રી જિનભદ્રનો હતો. કાગળમાંના ત્રણ શ્લોકોએ સૂરિજીના જીવનની દિશા બદલી નાખી. પુરોહિતમાંથી મહાત્મા થનાર હરિભદ્ર હવે તો પૂરા સમતાશીલ બન્યા.

વાદ અધૂરો મૂકી હરિભદ્ર ગુરુ સમક્ષ આવ્યા. ગુરુએ યોગ્ય શબ્દોમાં શાંત્વન આપી ભવિતવ્યતાને મહત્ત્વ આપ્યું. હરિભદ્રસૂરિજીને અત્યંત પશ્ચાત્તાપ થયો અને થયેલ ગંભીર ભૂલ માટે પ્રાયશ્ચિત માગ્યું. ગુરુએ ૧૪૪૪ ને મૃત્યુ પમાડવાના નિરધાર બદલ ૧૪૪૪ ગ્રંથોની રચના કરવા કહ્યું.

હરિભદ્રસૂરિજીની દિશા તદ્દન પરિવર્તન પામી રહી હતી. ધાર્મિક ઝનૂન સિવાય સ્વતંત્ર ગ્રંથરચના થવા માંડી. ન્યાય, વ્યાકરણ, યોગ, ધર્મ, નીતિ, આચાર વિગેરે વિષયોને સ્પર્શતાં ૧૪૪૦ ગ્રંથો રચ્યા. છેલ્લા ચાર બાકી રહ્યા અને તેને અંગે "સંસારદાવા" ની સ્તુતિ સંસ્કૃત તેમજ પ્રાકૃતમાં રચી. એ અદ્દ્ભુત સ્તુતિની ત્રણ કડી પૂરી કરી ત્યાં તો તેમના શ્વાસોશ્વાસ ગણાવા લાગ્યા. ચોથા ચરણની એક રચીને બાકીનું કામ શ્રી સંઘને સોંપી તેઓ સ્વર્ગે સીધાવ્યા.

હરિભદ્રસૂરિના સમયમાં ચૈત્યવાસીઓએ ઊંડા મૂળ નાખ્યા હતા. હરિભદ્રસૂરિએ તેમની સામે જબરી ઝુંબેશ ચલાવી અને પેટભરા પાખંડીઓને પ્રકાશમાં આણ્યા. પોતાના અષ્ટક, ષોડશક, પંચાશક આદિ ગ્રંથોમાં નિષ્પક્ષપાતપણે તેમણે સત્ય વસ્તુ સમજાવી છે.

જૈનાગમો પ્રાકૃત ભાષામાં હતા, તેની ચૂર્ણિઓ પ્રાકૃતમાં જ લખાતી હતી; પરંતુ હરિભદ્રસૂરિએ સંસ્કૃતમાં ટીકાઓ લખી. એમ મનાય છે કે હરિભદ્ર પૂર્વેની કોઇ ટીકા સંસ્કૃતમાં લખાયેલી મળતી નથી. આ ઉપરાંત યોગને અંગે પણ હરિભદ્રસૂરિએ સારી જહેમત ઉઠાવી છે. યોગને લગતાં યોગબિંદુ, યોગદષ્ટિસમુચ્ચય, યોગવિંશિકા, યોગશતક વિગેરે પુસ્તકો લખી નવીન જ દૃષ્ટિબિંદુ આપ્યું છે. તેમની રચેલી સમરાઇચ્ચકહા પણ એક અપૂર્વ અને પ્રતિભાસંપન્ન પુસ્તક છે.

હરિભદ્રસરિએ *૧૪૪૪ ગ્રંથો રચ્યા છે, પરંતુ વર્તમાન કાળે બધા ઉપલબ્ધ નથી. અત્યારે પ્રાપ્ત થતાં ગ્રંથોમાં વધુ પ્રસિદ્ધ અને પ્રૌઢ ગ્રંથો નીચેના છે.

---

* કોઇ કોઈ એમ કહે છે કે ૧૪૪૪ ગ્રંથો નહિ પણ ૧૪૪૪ પ્રકરણો લખ્યા છે. દાખલા તરીકે ષોડશક ગ્રંથ, તો તે એક ન ગણાતાં સોળ ગણાય, પંચાશક એટલે પાંચ વિગેરે.

૧ અનેકાંતવાદ પ્રવેશ
૨ અનેકાંતજયપતાકા
૩ અનુયોગદ્વાર વૃત્તિ
૪ અષ્ટક પ્રકરણો
૫ આવશ્યક સૂત્ર વૃત્તિ
૬ ઉપદેશ પદ પ્રકરણ
૭ દશવૈકાલિક વૃત્તિ
૮ ન્યાયપ્રવેશ વૃત્તિ
૯ ધર્મબિંદુ પ્રકરણ
૧૦ ધર્મરત્ન પ્રકરણ
૧૧ નંદીસૂત્ર લઘુવૃત્તિ
૧૨ પંચાશક પ્રકરણો
૧૩ પંચવસ્તુ પ્રકરણ
૧૪ પંચસૂત્ર પ્રકરણ
૧૫ પ્રજ્ઞાપના સૂત્ર પ્રદેશવ્યાખ્યા
૧૬ યોગદૃષ્ટિસમુચ્ચય
૧૭ યોગબિંદુ
૧૮ લલિતવિસ્તરા
૧૯ લોકતત્ત્વનિર્ણય
૨૦ વિંશતિવિંશતિકા પ્રકરણ
૨૧ ષડ્દર્શનસમુચ્ચય
૨૨ દ્વિજવદનચપેટા
૨૩ સમરાઇચ્ચ કહા
૨૪ સમ્બોધ પ્રકરણ
૨૫ શાસ્ત્રવાર્તાસમુચ્ચય
૨૬ સંબોધસપ્તતિકા પ્રકરણ
૨૭ કથાકોશ
૨૮ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ વૃત્તિ
૨૯ જંબૂદ્વીપ સંગ્રહણી
૩૦ જ્ઞાનપંચક વિવરણ
૩૧ જ્ઞાનાદિત્ય પ્રકરણ
૩૨ ધૂર્તાખ્યાન
૩૩ કર્મસ્તવ વૃત્તિ
૩૪ પંચલિંગી
૩૫ ન્યાયવિનિશ્ચય
૩૬ ન્યાયાવતાર વૃત્તિ
૩૭ પંચસંગ્રહ ટીકા
૩૮ પંચસ્થાનક
૩૯ પ્રતિષ્ઠાકલ્પ
૪૦ યતિદિનકૃત્ય
૪૧ વ્યાકરણકલ્પ
૪૨ લોકબિન્દુ
૪૩ ક્ષમાવલ્લીબીજ
૪૪ સમકિત પચ્ચીશી
૪૫ વીરસ્તવ વિગેરે વિગેરે

## જિનભદ્રગણિ ક્ષમાક્ષમણ

જિનભદ્રગણીના જીવનચરિત્ર સંબંધે વિશેષ હકીકત નથી મળતી, પણ તેમની સાહિત્ય-કૃતિઓ તેમને મહત્ત્વનું સ્થાન અર્પે છે. પંડિતોના બે પ્રકાર હોય છેઃ એક આગમપ્રધાન ને બીજો તર્કપ્રધાન. જિનભદ્રગણી આગમપ્રધાન આચાર્ય હતા.

તેમની સવિશેષ ખ્યાતિ તો "ભાષ્યકાર" તરીકે છે. એમના સમયમાં આગમોના ગૂઢાર્થ ને રહસ્યની સ્પષ્ટતા માટે તે સર્વસમ્મત સમર્થ પુરુષ ગણાતા. તેમણે—

વિશેષાવશ્યક ભાષ્ય મૂળ ને ટીકા યુક્ત.
બૃહત્‌સંગ્રહણી ૪૦૦ થી ૫૦૦ ગાથાપ્રમાણ.
બૃહત્ ક્ષેત્રસમાસ.
વિશેષણવતી ૪૦૦ ગાથાપ્રમાણ (પ્રકરણનો ગ્રંથ)
જીતકલ્પ સૂત્ર.
ધ્યાનશતક. વિગેરે પુસ્તકો રચ્યા છે.

યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિ તેમના સમકાલીન હતા. તેમણે ધ્યાનશતક પર ટીકા રચી છે. આ કારણે કેટલાક જિનભદ્રગણી ક્ષમાક્ષમણુ પછી હરિભદ્રસૂરિ થયા તેમ માને છે, પરંતુ જિનભદ્રગણીનું ૧૦૪ વર્ષનું આયુષ્ય હોવાને અંગે આ શંકાને અવકાશ રહેતો નથી. હરિભદ્રસૂરિ તેમના સમકાલીન જ હતા.

જિનભદ્રગણિ આગમપરંપરાના મહાન રક્ષક હતા, અને સિદ્ધસેન દિવાકરના વિચારનો વિગતવાર પ્રતિક્ષેપ પણ તેમણે વિશેષાવશ્યકમાં કર્યો છે. લેખકની સાથોસાથ તેઓ ઉત્કૃષ્ટ વ્યાખ્યાતા પણ હતા, અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવાએ પણ સ્વકૃતિમાં તેમની પ્રશંસા કરી છે.

**अट्ठावीसो विबुहो २८, एगुणतीसे गुरू जयाणंदो २९ ।**
**तीसो रविप्पहो ३० इग-तीसो जसदेवसूरिवरो ३१ ॥ १० ॥**

**२८–तत्पट्टे श्रीविबुधप्रभसूरिः ।**
**२९–तत्पट्टे श्रीजयानंदसूरिः ।**
**३०–तत्पट्टे श्रीरविप्रभसूरिः ।**
**३१–तत्पट्टे श्रीयशोदेवसूरिः ।**

**ગાથાર્થઃ—તેમની પાટે અઠ્ઠાવીશમા વિબુધપ્રભસૂરિ, ઓગણત્રીશમા શ્રી જયાનંદસૂરિ, ત્રીશમા શ્રી રવિપ્રભસૂરિ અને એકત્રીશમા પટ્ટધર શ્રી યશોદેવસૂરિ થયા.**

व्याख्या—२८ अट्ठावीसोत्ति–श्रीमानदेवसूरिपट्टेऽष्टाविंशतितमः श्रीविबुधप्रभसूरिः ।

२९ एगुणतीसोत्ति—श्रीविबुधप्रभसूरिपट्टे एकोनत्रिंशत्तमः श्रीजयानंदसूरिः ।

३० तीसो रवित्ति—श्रीजयानंदसूरिपट्टे त्रिंशत्तमः श्रीरविप्रभसूरिः । स च श्रीवीरात् सप्तत्यधिकैकादशशत ११७० वर्षे, वि० सप्तशतवर्षे ७०० नड्डुलपुरे श्रीनेमिनाथप्रासादप्रतिष्ठाकृत् । श्रीवी० नवत्यधिकैकादशशत ११९० वर्षे श्रीउमास्वातिर्युगप्रधानः ।

३१ इगतीसोत्ति–श्रीरविप्रभसूरिपट्टे एकत्रिंशत्तमः श्रीयशोदेवसूरिः । अत्र च श्रीवीरात् द्विसप्तत्यधिकद्वादशशतवर्षे १२७२, वि० द्व्युत्तराष्टशतवर्षे ८०२ अणहिल्लपुरपत्तनस्थापना वनराजेन कृता । श्रीवीर० सप्तत्यधिकद्वादशशतवर्षे १२७०, वि० अष्टशतवर्षे ८०० भाद्रशुक्लतृतीयायां बप्पभट्टेर्जन्म, येनामराजा प्रतिबोधितः । स च श्रीवी० पंचषष्ठ्यधिकत्रयोदशशतवर्षे १३६५, वि० पंचनवत्यधिकाष्टशतवर्षे ८९५ भाद्रशुक्लषष्ठ्यां स्वर्गभाक् ।

**વ્યાખ્યાર્થઃ**—માનદેવસૂરિની પાટે અઠાવીશમા **શ્રીવિબુધપ્રભસૂરિ** થયા. વિબુધપ્રભસૂરિના પટ્ટે ઓગણત્રીશમા પટ્ટધર શ્રી **જયાનંદસૂરિ** થયા.

જયાનંદસૂરિની પાટે ત્રીશમા શ્રી **રવિપ્રભસૂરિ** થયા. તેમણે વી. નિ. સં. ૧૧૭૦ એટલે કે વિ. સં. ૭૦૦ માં નાડોલ નગરમાં શ્રી નેમિનાથ પ્રાસાદની પ્રતિષ્ઠા કરી. વી. નિ. ૧૧૯૦ વર્ષે શ્રી **ઉમાસ્વાતિ** યુગપ્રધાન થયા.

રવિપ્રભસૂરિની પાટે એકત્રીશમા **શ્રીયશોદેવસૂરિ** થયા. શ્રી વીર નિર્વાણ પછી ૧૨૭૨ વર્ષે એટલે વિ. સં. ૮૦૨ માં વનરાજે અણહીલ્લપુરપાટણની સ્થાપના કરી. વી. નિ. સં. ૧૨૭૦ એટલે વિ. સં. ૮૦૦ વર્ષે ભાદરવા શુદ ત્રીજના દિવસે **બપ્પભટ્ટી** સૂરિનો જન્મ થયો ને તેમણે કનોજના રાજા **આમને** પ્રતિબોધ પમાડ્યો. તેઓ વિ. સં. ૮૯૫ ના ભાદરવા શુદિ છઠને દિને સ્વર્ગવાસી થયા.

## ૨૮ શ્રી વિબુધપ્રભસૂરિ, ૨૯ શ્રી જયાનંદસૂરિ, ૩૦ શ્રી રવિપ્રભસૂરિ અને ૩૧ શ્રી યશોદેવસૂરિ

આ ચારે પટ્ટધરોના સંબંધમાં વિશેષ વૃતાંત લભ્ય નથી.

જયાનંદસૂરિ પ્રખર ઉપદેશદાતા હતા. તેમણે સંપ્રતિ મહારાજાના બનાવેલા ૯૦૦ મંદિરોનો પ્રાગ્વાટ મંત્રી **સામંત**દ્વારા જીર્ણોદ્ધાર કરાવ્યો. આ ઉપરાંત સિદ્ધાંતને સુરક્ષિત રાખવા ભંડારોની ગોઠવણ કરાવી.

રવિપ્રભસૂરિએ વીર નિર્વાણ ૧૧૭૦ માં નાડોલ નગરમાં શ્રી નેમિનાથ જિનની પ્રતિષ્ઠા કરી હતી.

યશોદેવસૂરિ નાગર બ્રાહ્મણ હતા. તેમણે પણ જૈન શાસનનો સારો ઉદ્યોત કર્યો.

### અણહીલ્લપુર સ્થાપના

ચાવડા વંશના પરાક્રમી રાજા વનરાજે પંચાસરથી આવી વિ. સં. ૮૦૨ માં અણહીલ્લપુર પાટણની સ્થાપના કરી. વનરાજની બાલ્યાવસ્થામાં શીલગુણસૂરિએ* આશ્રય આપી પોષણ કર્યું હતું. તેને પરિણામે તે જૈન ધર્માનુયાયી બન્યો હતો. પાટણના પંચાસરા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરનાર વનરાજ હતો. અણહીલ્લપુરની સ્થાપનામાં અને રાજ્યકારભાર ચલાવવામાં વનરાજને જૈનોનો સારો સાથ હતો અને રાજ્યના પ્રધાન મંત્રી જેવાં મહત્ત્વના હોદ્દા પર જૈનોની જ અધિકારીઓ તરીકે નીમણૂકો થઈ હતી.

### શ્રી બપ્પભટ્ટીસૂરિ

તેમનું મૂળ નામ તો સૂરપાળ હતું. પંચાલ દેશના ડુંબ નામના ગામમાં તેમના પિતા બપ્પ અને માતા ભટ્ટી રહેતાં હતાં. પુત્ર પરાક્રમી હતો. બાલ્યાવસ્થા છતાં તેની બુદ્ધિ તીવ્ર હતી. છ વર્ષની ઉંમરે પિતા સાથે રીસામણું થતાં તે ઘર છોડીને ચાલી નીકળ્યો. બાદ તે મોઢેરા નામના ગામમાં આવ્યો. તે સમયે તે ગામમાં સિદ્ધસેન નામના આચાર્ય બિરાજતા હતા તેની આગળ આવ્યો ને સ્વવૃતાંત જણાવ્યો.

* કેટલાકના મત પ્રમાણે દેવચંદ્રસૂરિ.

છ વર્ષના બાળકમાં આટલું શૂરાતન જોઇ સૂરિને તેને માટે સદ્દભાવ ઉપજ્યો. તેમને એમ થયું કે સૂરપાળની શક્તિ ખીલવવામાં આવે તો તે શાસનનો સ્થંભ થાય, તેથી તેમણે તેને પૂછ્યું કે-'તું અમારી સાથે રહીશ ?' સૂરપાળે હા પાડી, ને બીજા દિવસથી શાસ્ત્રાધ્યયન શરૂ કર્યું. સૂરિજી તો તેની સ્મરણશક્તિ જોઇ દિંગ થઇ ગયા. સૂરપાળ દિવસના એક હજાર શ્લોક મુખપાઠે કરતો.

યોગ્ય ઉંમર થઇ એટલે ગુરુને દીક્ષા આપવાની ઇચ્છા થઇ અને માતપિતાની સંમતિ માટે ડુંબ ગામ આવ્યા. પહેલા તો પિતાએ આનાકાની કરી પણ છેવટે પોતાનું નામ રહે તે શરતે દીક્ષા આપવાનું સ્વીકાર્યું. ગુરુએ દીક્ષા આપી **ભદ્રકીર્તિ** એવું નામ રાખ્યું પણ માતાપિતાના નામથી સંયુક્ત 'બપ્પભટ્ટી' એવું નામ પ્રચલિત થયું.

બપ્પભટ્ટીની શક્તિ જાણી ગુરુએ તેમને સારસ્વત મંત્ર આપ્યો. તે મંત્રના જાપથી સરસ્વતી અર્ધ રાત્રિએ હાજર થઈ, પ્રસન્ન થઇ, વર આપીને વિદાય થઇ.

બપ્પભટ્ટી એકદા સ્થંડિલ ભૂમિએ ગયા, તેવામાં વૃષ્ટિ થવાથી એક દેવકુળમાં સ્થિર રહ્યા. તેવામાં એક પુરુષ ત્યાં આવ્યો.

તે કાન્યકુબ્જ( કનોજ )ના રાજા યશોવર્માનો **આમ** નામનો પુત્ર હતો. પિતાથી રીસાઇને તે પર્યટને નીકળ્યો હતો. તે પુરુષે તે દેવકુળમાં એક પ્રશસ્તિ જોઇ અને તેની વ્યાખ્યા બપ્પભટ્ટીને પૂછી. તેમણે તેની સરસ વ્યાખ્યા કહી સંભળાવી જે સાંભળી **આમ** અતિ પ્રમોદ પામ્યો. પછી વૃષ્ટિ બંધ થતાં ગુરુ સાથે તે ઉપાશ્રયે આવ્યો. ગુરુને તેના લક્ષણ ઉપરથી તે પરાક્રમી પુરુષ જણાયો. વિશેષ વિચાર કરતાં તેનો પૂર્વનો પ્રસંગ યાદ આવ્યો. જ્યારે આમ બાલ્યકાળમાં હતો ત્યારે તેના પિતાએ તેનો તેની માતા સાથે ત્યાગ કર્યો હતો. તેની માતા વનમાં પારણું બાંધી તેને હીંચોળી રહી હતી ત્યારે તે વૃક્ષની છાયા તદ્દન સ્થિર થઇ ગઈ હતી. ગુરુએ એ પ્રસંગ નજરોનજર નીહાળ્યો હતો અને તેમણે નિશ્ચય કર્યો કે તે બાળક તે બીજો કોઇ નહિં પણ આ **આમ** જ હોવો જોઇએ. બપ્પભટ્ટીએ તેને પોતાની પાસે રાખ્યો ને અનેક જાતનું જ્ઞાન આપવું શરૂ કર્યું. ગુરુવાત્સલ્યથી રાજી થઇ આમે કહ્યું કે-'મને રાજ્ય મળશે ત્યારે આપને અર્પણ કરીશ.' ગુરુ મૌન રહ્યા.

કેટલાક સમય બાદ યશોવર્માએ આમને તેડવા માણસ મોકલ્યા પણ સ્વમાની આમ ન ગયો. છેવટે યશોવર્મા મરણ પથારીએ પડ્યો અને પોતાના પ્રધાનને તેડવા મોકલ્યો ત્યારે ગુરુના આગ્રહથી આમ કનોજ ગયો અને તેનો પિતા મૃત્યુ પામતા રાજ્ય હસ્તગત કર્યું. પિતાની અંતિમ અવસ્થામાં પોતે સેવા ન કરી શકયો તે વિચારથી તે ઉદાસીન રહેવા લાગ્યો. તે ઉદાસી અવસ્થામાં શાંત્વન આપવા માટે તેમણે પોતાના હિતકારી બપ્પભટ્ટીને બોલાવવા નિશ્ચય કરી દૂત મોકલ્યો.

તે સમયે બ્રાહ્મણો અને જૈનો વચ્ચેનું વૈમનસ્ય ઓછું ન હતું. કનોજની સભામાં બ્રાહ્મણ પંડિતોનું પરિબળ હતું. બપ્પભટ્ટીની ઉમ્મર નાની હતી છતાં તેની શક્તિ અને શાસનના ઉદ્યોતનો વિચાર કરીને ગુરુએ આજ્ઞા આપી. રાજાએ મોટા આડંબરપૂર્વક સન્માન કર્યું અને રાજસભામાં સિંહાસન સમક્ષ લઈ જઇ તે સ્વીકારવા પ્રાર્થના કરી.

ગુરુએ જણાવ્યું કે-'જે આચાર્ય હોય તે સિંહાસનને લાયક ગણાય. હું તો સામાન્ય સાધુ છું.' આ ઉપરથી આમ રાજાએ સિદ્ધસેન સૂરિને વિનંતિ કરી કે-'તમો બપ્પભટ્ટીને આચાર્ય પદ આપો.' આ સમયે બપ્પભટ્ટીની ઉમ્મર ફક્ત અગ્યાર વર્ષની હતી છતાં તેની શક્તિ અને

સામર્થ્યની વિચારણા કરી આચાર્ય પદ પ્રદાન કર્યું. ફરી બપ્પભટ્ટી કનોજ પધાર્યા અને રાજાએ સિંહાસન સ્વીકારવાની વાત જણાવી. બપ્પભટ્ટીસૂરિએ પોતાનો પૂરેપૂરો નિઃસ્પૃહ ભાવ બતાવી જૈન સાધ્વાચારની ઝાંખી કરાવી.

રાજા નિઃસ્પૃહતાની અવધિ જાણી વિશેષ પ્રેમવાળો બન્યો. ગુરુસંસર્ગ વધતાં ગુરુએ તેને નીતિના માર્ગ સમજાવી પ્રજાહિતના કાર્યમાં જોડ્યો. આમ રાજા પર ઉપદેશે સચોટ અસર કરી તેથી તેણે એક સો આઠ ફુટ ઊંચો જિનપ્રાસાદ કરી મહાવીર પ્રભુની પ્રતિષ્ઠા કરી.

આમ રાજાને સમસ્યાનો સારો શોખ હતો. એકદા પોતાની સ્રીને ખેદ પામતી જોઈને રાજાએ સભામાં પૂછ્યું કે–

પામે હજી પરિતાપ કમળમુખી પ્રમાદથી

જુદા જુદા વિદ્વાનોએ એની પૂર્તિ માટે બીજું ચરણ બનાવ્યું, પણ કોઇ સફળ ન નીવડયું ત્યારે બપ્પભટ્ટીએ તે પૂરું કર્યું કે–

ઢાંકયું એનું અંગ વહેલા ઊઠી સવારથી

અન્ય સમયે આવી જ કોઇ સમસ્યાપૂર્તિ ગુરુમહારાજે કરી જેથી આમ રાજાને સંશય ઉત્પન્ન થયો કે મારા અંતઃપુરને લગતી ખાનગી હકીકત ગુરુમહારાજ કયાંથી જાણે ? દ્વેષી અને વિઘ્ન-સંતોષીઓએ આ તકનો લાભ લઈ રાજાના કાનમાં વિષ રેડયું. રાજાના સ્વભાવમાં ફેરફાર જણાતાં ગુરુમહારાજ વસ્તુસ્થિતિ સમજી ગયા. ' જ્યાં અપ્રીતિ થાય ત્યાં રહેવું નહી ' એમ સમજીને ગુરુ ઉપાશ્રયને બારણે એક શ્લોક લખીને વિહાર કરી ગયા. આમ રાજા ઉપાશ્રયે આવતાં શ્લોક વાંચી ઘણો જ દુઃખી થયો. ગુરુની તપાસ માટે તેણે પ્રયત્ન શરૂ કરી દીધા.

બપ્પભટ્ટી ત્યાંથી વિહાર કરી ગૌડ ( બંગાળ ) દેશમાં આવ્યા. ત્યાંના રાજા ધર્મરાજાએ આમ રાજા કરતાં પણ ચઢિયાતું સામૈયું કર્યું. ધર્મરાજ આમરાજાનો કટ્ટો વૈરી હતો એટલે ગુરુ પાસેથી વચન લઇ લીધું કે–' આમ રાજા જાતે જ તેડવા આવે તો જવું, નહિંતર નહિ.' ગુરુએ તે કબૂલ કર્યું.

આ બાજુ આમ રાજાને ગુરુ વગર ચેન પડતું નથી–પૂર્વ રંગ આવતો નથી. એકદા વનમાં જતાં એક સર્પને કપડામાં વીંટાળી ઘરે લાવ્યો અને તેની એક સમસ્યા ઉપજાવી કાઢી પૂછ્યું કે–

શસ્ત્ર, શાસ્ત્ર, કૃષિ, વિદ્યા બીજું પણ જેથી જીવે

આની પૂર્તિ કોઇ કરી શકયું નહિ એટલે રાજાએ લાખ ટકાનું ઈનામ આપવાનું જાહેર કર્યું. આ પ્રસંગનો લાભ લેવાનું એક જુગારીએ નક્કી કર્યું અને તપાસ કરતાં કરતાં તે બપ્પભટ્ટીસૂરિ પાસે ગૌડ દેશ પહોંચ્યો. પ્રણામ કરી સમસ્યાપૂર્તિ કરવા જણાવ્યું. ગુરુએ સ્વશક્તિથી જણાવ્યું કે—

અહી દઢ પળો પંથ કૃષ્ણ ભુજંગ મુખશું

જુગારીએ આવીને સમસ્યા પૂરી એટલે રાજાએ સાચી હકીકત જણાવવા આગ્રહથી પૂછ્યું એટલે તેણે બપ્પભટ્ટીસૂરિ સંબંધી વાત જણાવી. રાજા આશ્ચર્ય પામ્યો. તેણે વિચાર્યું કે આટલે બધે દૂર હોવા છતાં ગુરુ સર્પની વાત જાણી શકયા તો પછી મારા અંતઃપુરની વાત જ્ઞાનશક્તિથી જાણે તેમાં નવાઈ જ શી ? તેમના પ્રત્યેનો શંકાશીલ ભાવ દૂર થયો અને તેનો વિરહ હવે વધુ ને વધુ પીડાકારી જણાવા લાગ્યો.

તેણે પોતાના પ્રધાન પુરુષને ગુરુને તેડવા મોકલ્યા. ગુરુએ ધર્મરાજ સાથે કરેલી પોતાની શરત જણાવી. આમ રાજાને ધર્મરાજની સભામાં જવામાં જોખમ હતું, પણ ગુરુભક્તિને કારણે તે જોખમ વહોરવા પણ પોતે તૈયાર થયો. વેશ પલટાવી ધર્મરાજની સભામાં તે દાખલ થયો. ગુરુએ તેને આવતો જોઇ કહ્યું કે-'આમ આવો.' બીજા સમજ્યા કે ગુરુએ જગા બતાવવા આમ કહ્યું. પછી તેણે રાજાના હાથમાં પત્ર મૂક્યો એટલે રાજાએ પૂછ્યું કે-'આમ રાજા કેવો છે?' ત્યારે તેણે કહ્યું કે 'બરાબર મારી જેવો' તેના હાથમાં બીજોરૂં હતું, એટલે રાજાએ પૂછ્યું કે-'આ શું છે?' એટલે તેણે જવાબ આપ્યો કે 'બીજો રા' એનો અર્થ એ થયો કે બીજો રા એટલે બીજો રાજા. આવી રીતે આમ રાજાએ અને ગુરુમહારાજે સાંકેતિક ભાષામાં વાત કરી લીધી પણ ભોળો ધર્મરાજા સમજ્યો નહિ.

બીજે દિવસે ગુરુએ ધર્મરાજ પાસે વિહાર કરવાની પરવાનગી માગી. રાજાએ પોતાની શરતની વાત કરી એટલે ગુરુએ ઘટસ્ફોટ કર્યો. બરાબર તે જ સમયે રાજાની વારાંગના આવી અને રાત્રિએ પોતાને ત્યાં રહેલ આમરાજાનું ભેટ મળેલ કડું રાજાને અર્પણ કર્યું. આથી ધર્મરાજને ગુરુના કથન પર વિશ્વાસ જન્મ્યો. પછી વિહાર કરી બપ્પભટ્ટી કનોજ આવ્યા અને આમને આનંદ થયો.

આ સમયે શંકરાચાર્ય અને બૌદ્ધ વર્ધનકુંજર સ્વ-સ્વ ધર્મની પુષ્ટિ માટે કમર કસી કાર્ય કરી રહ્યા હતા. વર્દ્ધનકુંવરને ધર્મરાજનો ભેટો થઇ ગયો. વર્ધનકુંવર જેવો પ્રખર વક્તા મળે એટલે પછી પૂછવું જ શું? આમરાજા પોતાની સભામાં ગુપ્ત રીતે આવ્યો ત્યારે વેર ન લઇ શકાયું તેથી તેણે વર્ધનકુંવરનો ઉપયોગ કરવાનું નક્કી કર્યું. આમરાજાને કહેવરાવ્યું કે વર્ધનકુંવર સાથે વાદ કરાવો અને જેનો વાદી હારી જાય તેણે પોતાનું રાજ્ય હારી જવું. બપ્પભટ્ટી અને વર્ધનકુંવરનો છ માસ સુધી વાદ થયો અને આખરે બપ્પભટ્ટી જીત્યા. ધર્મરાજ રાજ્ય હારી ગયા, પણ બપ્પભટ્ટીની સલાહથી આમ-રાજાએ તેમને રાજ્ય પાછું સોંપ્યું અને હંમેશના મિત્રો બન્યા. પછી ધર્મરાજે જૈન ધર્મ સ્વીકાર્યો.

ગુરુના સત્ત્વની પરીક્ષા કરવા આમરાજાએ પોતાની વેશ્યાને સમજાવીને રાત્રે ઉપાશ્રયમાં મોકલી. શ્રાવકોના ગયા પછી તે પ્રગટ થઇ પણ ગુરુના તપતેજ આગળ તેનું કશું ચાલ્યું નહિ. અંતે નાસીપાસ થઇને તે ચાલી ગઇ.

આમ રાજા વિદ્વાન હતો છતાં કોઇ કોઇ વાર તે ભૂલ કરી બેસતો. એક દિવસ તેના નગરમાં માતંગોની ટોળી આવી. તેણે રાજા સમક્ષ પોતાની કળા બતાવવા માંડી. તેમાં એક રૂપવાન અને સુંદર ગાત્રવાળી માતંગીને જોઇને આમ મોહિત થયો. રાજાને ના પાડવા કોણ સમર્થ થાય? વાત ગુરુ પાસે આવી. મહેલના ભારવટીયા પર એક શ્લોક લખી નાખ્યો, જે વાંચતાં જ રાજાની આંખ ઊઘડી ગઇ. અક્ષર ઓળખ્યા ને તેની સાન ઠેકાણે આવી ગઇ.

એકદા આમરાજાએ ગુરુની ખૂબ પ્રશંસા કરી. આથી ગુરુને અભિમાન તો ન ચડ્યું પણ નમ્રતાથી જણાવ્યું કે 'મારા કરતાં પણ ચડે તેવા મારા ગુરુભાઇ નન્નસૂરિ અને ગોવિંદાચાર્ય છે.' રાજાને તેની ખાત્રી કરવાનું મન થયું અને મોઢેરા ગામ આવ્યો. બરાબર આ જ દિવસે નન્નસૂરિએ કામશાસ્ત્રની વાત ચર્ચી અને તે એટલી હદ સુધી કે બેઠેલા લોકોની વૃત્તિ બદલાઇ જવા લાગી. આમરાજાને થયું કે નન્નસૂરિ સ્ત્રીલંપટ હોવા જોઇએ; નહીં તો આ વિષયનું આટલું સંપૂર્ણ જ્ઞાન ક્યાંથી હોય? એટલે તેમને વંદન કર્યા સિવાય તે ચાલ્યો ગયો. તેના ગયા પછી ગોવિંદાચાર્યને શંકા થઇ કે તે આમ રાજા જ હોવો જોઇએ. કનોજ તપાસ કરાવી ને સમાચાર કહેવરાવ્યા. બપ્પ-

ભટ્ટીસૂરિને થયું કે રાજા નમસ્કાર કર્યા સિવાય પાછો આવ્યો તે ઠીક ન થયું. રાજાને સમજાવવા ને તેની શંકા દૂર કરાવવા માટે તેમણે એક યુક્તિ રચી.

રાજાનો દરબાર ભરાણો હતો તેવામાં બે નટોએ આવી નાટક કરવાની પરવાનગી માગી. પછી તો એવું સરસ નાટક ભજવ્યું કે વીરરસનું વર્ણન આવતાં 'મારો મારો' નો પોકાર શરૂ થઈ ગયો. સભામાંના યોધ્ધા ઊભા થઈ ગયા. એ સમયે પોતાનો વેશ બદલી બંને નટો નન્નસૂરિ અને ગોવિંદાચાર્યના રૂપમાં હાજર થઈ ગયા. રાજાએ તેનું કારણ પૂછયું ત્યારે જણાવ્યું કે કદી નહિ અનુભવેલા વિષયમાં પણ જ્ઞાનબળે રસ જમાવી શકીએ છીએ તેની ખાત્રી કરવા આ પ્રસંગ યોજવો પડ્યો. રાજાને મોઢેરાનો પ્રસંગ યાદ આવ્યો ને ગુરુચરણમાં નમી પડ્યો.

આમ રાજાએ પોતાની પાછલી અવસ્થામાં ગિરનારનો મહિમા સાંભળી પ્રતિજ્ઞા કરી કે નેમિજિનના દર્શન સિવાય આહાર ગ્રહણ કરવો નહિ. મહાન સંઘ સાથે સૂરિજી સહિત આમ રાજા ગિરનાર તરફ ચાલ્યો. ગિરનાર તીર્થ કંઈ નજીક ન હતું. ખંભાત આવતાં રાજાથી ભૂખે ન રહેવાયું. વ્યાકુળતા ખૂબ વધી ગઇ, પણ પ્રતિજ્ઞા ન મૂકાઇ. છેવટે સૂરિજીની મંત્રશક્તિથી અંબિકા દેવીએ હાજર થઇ ગિરનારજી પરના નેમિજિન બિંબને લાવી દર્શન કરાવ્યા પછી જ રાજાએ આહાર ગ્રહણ કર્યો. પછી શત્રુંજયની યાત્રા કરી ગિરનારજી આવ્યા. આ સમયે ગિરનારજીનું તીર્થ દિગંબરોના કબજામાં હતું. તેમણે યાત્રા કરવા જવા દેવાની ના પાડી. આમરાજાને આથી લાગી આવ્યું. તેણે તે સમયે હાજર રહેલા અગિયાર દિગંબર રાજાને લડવા માટે આમંત્રણ આપ્યું, પણ બપ્પભટ્ટી સૂરિએ તેને નિવારી કહેવરાવ્યું કે આપણે વાગ્યુદ્ધ કરી નિર્ણય બાંધીએ. પછી બંને પક્ષની કન્યાઓને બોલાવી કહ્યું કે જે નેમિનાથની ગાથા પહેલા બોલે તેનું તીર્થ ગણવું. દિગંબર કન્યા ન બોલી શકી જ્યારે શ્વેતાંબરી કન્યા उज्जिंतसेलसिहरे० વાળી ગાથા બોલી ગઇ. આ પ્રમાણે આચાર્યે વિજય પ્રાપ્ત કરી તીર્થયાત્રા આનંદપૂર્વક કરી.

બપ્પભટ્ટીસૂરિનો જન્મ વિક્રમ સંવત ૮૦૦ના ભાદરવા શુદિ ૩ને રોજ થયો હતો અને સ્વર્ગવાસ ૮૯૫ના ભાદરવા શુદિ ૬ ને દિવસે થયો એટલે ૯૫ વર્ષની ઉમ્મરે અણશણ સ્વીકારી તેમણે સ્વર્ગગમન કર્યું. બાલ્યવયમાંથી ચારિત્ર ગ્રહણ કરી, ઉત્તમ સંયમ પાળી તેમણે શાસનશોભામાં ઘણો જ વધારો કર્યો હતો.

બપ્પભટ્ટીએ વિદ્વાનોના હિતાર્થે તારાગણ આદિ બાવન પ્રબંધોની રચના કરી છે, પણ અત્યારે બપ્પભટ્ટીકૃત ચતુર્વિંશતિ જિન સ્તુતિ અને સરસ્વતી સ્તોત્ર સિવાય કંઇ ઉપલબ્ધ થતું નથી.

બપ્પભટ્ટીને વાદિકુંજરકેશરી, બ્રહ્મચારી, ગજવર અને રાજપૂજિત વિગેરે બિરુદો મળ્યા હતા.

**बत्तीसो पज्जुण्णो ३२, तेतीसो माणदेव जुगपवरो ३३ ।**
**चउत्तीस विमलचंदो ३४, पणतीसुज्जोअणो सूरी ३५ ॥ ११ ॥**

**३२ तत्पट्टे श्रीप्रद्युम्नसूरिः ।**
**३३ तत्पट्टे श्रीमानदेवसूरिः ।**
**३४ तत्पट्टे श्रीविमलचन्द्रसूरिः ।**
**३५ तत्पट्टे श्रीउद्योतनसूरिः ।**

**ગાથાર્થઃ—બત્રીશમા શ્રી પ્રદ્યુમ્નસૂરિ, તેત્રીશમા માનદેવસૂરિ, ચોત્રીશમા વિમલચંદ્રસૂરિ ને પછી પાંત્રીશમા પટ્ટધર તરીકે શ્રી ઉદ્યોતનસૂરિ થયા.**

**व्याख्या**—३२ बत्तीसोत्ति–श्रीयशोदेवसूरिपट्टे द्वात्रिंशत्तमः **श्रीप्रद्युम्नसूरिः** ।

३३ तेत्तीसोत्ति–श्रीप्रद्युम्नसूरिपट्टे त्रयस्त्रिंशत्तमः **श्रीमानदेवसूरिः** उपधानवाच्यग्रंथविधाता।

३४ चउतीसत्ति–श्रीमानदेवसूरिपट्टे चतुस्त्रिंशत्तमः **श्रीविमलचन्द्रसूरिः** ।

३५ पणतीसोत्ति–श्रीविमलचंद्रसूरिपट्टे पंचत्रिंशत्तमः **श्रीउद्योतनसूरिः** । स चार्बुदाचलयात्रार्थं पूर्वावनीतः समागतः । टेलिग्रामस्य सीम्नि पृथोर्वटस्य छायायामुपविष्टो निजपट्टोदयहेतुं भव्यमुहूर्त्तमवगम्य श्रीवीरात् चतुष्षष्ट्यधिकचतुर्दशशतवर्षे १४६४ वि० चतुनवत्यधिकनवशतवर्षे ९९४ निजपट्टे श्रीसर्वदेवसूरिप्रभृतीनष्टौ सूरीन् स्थापितवान् । केचित्तु सर्वदेवसूरिमेकमेवेति वदंति । वटस्याऽधः सूरिपदकरणात् **वटगच्छ** इति पंचमनाम लोकप्रसिद्धं । प्रधानशिष्यसंतत्या ज्ञानादिगुणैः प्रधानचरित्रैश्च बृहत्वाद बृहद्गच्छ इत्यपि ॥ ११ ॥

**વ્યાખ્યાર્થઃ**—શ્રી યશોદેવસૂરિની પાટે બત્રીશમા **શ્રી પ્રદ્યુમ્નસૂરિ** થયા. શ્રી પ્રદ્યુમ્નસૂરિની પાટે ઉપધાનવિધિની રચના કરનાર તેત્રીશમા પટ્ટધર **શ્રી માનદેવસૂરિ** (ત્રીજા) થયા.

માનદેવસૂરિની પાટે ચોત્રીશમા શ્રી**વિમલચંદ્રસૂરિ** થયા

શ્રી વિમળચંદ્રસૂરિની પાટે પાંત્રીશમા **શ્રી ઉદ્યોતનસૂરિ** થયા. તેઓ આબુ તીર્થની યાત્રા માટે પૂર્વદેશમાંથી આવ્યા. ત્યાં **ટેલી** નામના ગામની સીમમાં વિશાળ વડલાની છાયામાં બેઠેલા તેમણે પોતાની પરંપરાના મહોદયકારણભૂત શુભ મુહૂર્ત્ત જાણીને શ્રી વીર નિર્વાણ પછી ૧૪૬૪ એટલે કે વિક્રમ સંવત્ ૯૯૪ વર્ષે **સર્વદેવસૂરિ** આદિ આઠ શિષ્યોને પોતાના પટ્ટધર બનાવ્યા. કેટલાક સર્વદેવસૂરિ એકને જ પટ્ટધર બનાવ્યા તેમ કહે છે. વડલાની નીચે સૂરિપદ પ્રદાન કરવાથી નિર્ગ્રંથ ગચ્છનું “**વટગચ્છ**” એવું પાંચમું નામ પ્રચલિત થયું. શ્રેષ્ઠ શિષ્યોની પરંપરાને લીધે, જ્ઞાનાદિ ગુણો અને ઉત્તમ ચારિત્ર પાલનના ઉત્કૃષ્ટપણાથી બૃહદ્ ગચ્છ એવું અપરનામ પણ કહેવાય છે.

## ૩૨ શ્રી પ્રદ્યુમ્નસૂરિ, ૩૩ શ્રી માનદેવસૂરિ ને ૩૪ શ્રી વિમલચંદ્રસૂરિ

**પ્રદ્યુમ્નસૂરિનું** વિહારક્ષેત્ર બહુધા પૂર્વદેશ હતું. તેમના સચોટ ઉપદેશથી પૂર્વ પ્રદેશમાં સત્તર જિનાલયો નવાં થયાં. આ ઉપરાંત તેમની જ્ઞાન–પ્રીતિ પણ અતિશય

હતી. તેઓ સમજતા કે જ્ઞાન વગરની એકલી ક્રિયા પાંગળી છે અને તે કારણથી તેમણે અગ્યાર જ્ઞાન-ભંડાર લખાવ્યા. તીર્થભૂમિના પવિત્ર વાતાવરણ પરત્વે તેમને અતિશય પ્રેમ હતો. જુદી જુદી મળી તેમણે શ્રી સમ્મેતશિખરની સાત વખત યાત્રા કરી હતી. તેમનું આયુષ્ય અલ્પ હતું, છતાં પણ તેમણે શાસનપ્રભાવના સારી કરી હતી.

તેમની પાટે **માનદેવસૂરિ** થયા. માનદેવસૂરિ એ નામના આ ત્રીજા પટ્ટધર છે. તેમણે શ્રાવક-શ્રાવિકા માટે ઉપધાન તપનું વિધાન કર્યું. તેઓ પણ અલ્પ આયુષ્ય ભોગવી સ્વર્ગે સીધાવ્યા.

તેમના પટ્ટે શ્રી **વિમલચંદ્રસૂરિ** થયા. તેમણે પદ્માવતી દેવીની સહાયથી ચિત્રકૂટ ( ચીતોડ ) પર્વત પર સુવર્ણસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. કેટલાકો એમ પણ કહે છે કે દેવીસહાયથી તેઓએ વાદમાં પ્રતિસ્પર્ધીઓને હરાવ્યા હતા.

ઉપરોક્ત ત્રણે પટ્ટધરો સંબંધે વિશેષ વૃતાંત લભ્ય નથી.

## ૩૫ શ્રી ઉદ્યોતનસૂરિ

ઉદ્યોતનસૂરિનું વિહારક્ષેત્ર બહુધા પૂર્વપ્રદેશ હતો. તેમને તીર્થ પ્રત્યે અતીવ ભક્તિભાવ હતો, તેથી જ તેમણે શ્રી સમ્મેતશિખર ગિરિની પાંચ વાર યાત્રા કરી હતી. તીર્થના પવિત્ર રજકણોનો પ્રભાવ અચિંતનીય છે. ભારેકર્મી જીવો પણ તીર્થ-સ્પર્શનથી પોતાના આત્માને પવિત્ર બનાવી શકે છે, તો પ્રભાવિક પુરુષની તો વાત જ શી ? તેઓ પૂર્વપ્રદેશમાં વિચરી રહ્યા હતા તેવામાં આબૂતીર્થનો મહિમા સાંભળી તેની યાત્રાએ નીકળ્યા. વિહાર કરતાં કરતાં તેઓ આબુની તળેટીમાં આવેલ **ટેલી** નામના ગામની સીમમાં વિશાળ વડલાની છાયામાં બેઠા. ત્યાં શ્રી સર્વાનુભૂતિ નામનો યક્ષ પ્રત્યક્ષ થયો અને ગુરુમહારાજને જણાવ્યું કે-' અત્યારે શુભ ઘટિકા છે માટે પરંપરાના મહોદયને માટે કોઇ શિષ્યને આચાર્યપદે સ્થાપન કરો.' આ સાંભળી ગુરુએ શ્રી સર્વદેવસૂરિ પ્રમુખ આઠ સાધુઓને સૂરિપદ પ્રદાન કર્યું. કેટલાકો એમ જણાવે છે કે શ્રી સર્વદેવસૂરિ એકને જ આચાર્ય બનાવ્યા. વડલાની નીચે સૂરિપદવી આપવાથી નિર્ગ્રંથ ગચ્છનું " **વટગચ્છ** " એવું પાંચમું નામ પ્રચલિત થયું. " વટગચ્છ "નું અપર નામ " બૃહદ્ ગચ્છ" પણ જણાવવામાં આવે છે.

આ ઉદ્યોતનસૂરિનું બીજું નામ દાક્ષિણ્યાંકસૂરિ કે દાક્ષિણ્યચંદ્રસૂરિ અથવા દાક્ષિણ્યચિહ્નસૂરિ હતું. તેમણે હ્રીદેવીના મુખથી કથા સાંભળી, તેને ગ્રથિત કરી, પ્રાકૃત ભાષામાં **૧૩૦૦૦** શ્લોકપ્રમાણ **કુવલયમાળા** નામનો ગ્રંથ રચ્યો છે. આ કથા પ્રાકૃત સાહિત્યમાં એક અમૂલ્ય રત્ન સમાન છે. તેમના જીવનને લગતો વિશેષ વૃતાંત મળતો નથી,

પરંતુ કુવલયમાળામાં જે ઉલ્લેખ કર્યો છે તે ઉપરથી એવું અનુમાન થાય છે કે તેઓ ક્ષત્રિયતનુજ હતા ને જાબાલિપુર(હાલનું ઝાલોર)માં ઉક્ત કથાની પૂર્ણાહુતિ કરી હતી. ઉદ્યોતનસૂરિ હરિભદ્રસૂરિને પોતાના ન્યાયશાસ્ત્રના અધ્યાપક તરીકે જણાવે છે.

ઉદ્યોતનસૂરિ એક સમર્થ પ્રભાવક પટ્ટધર હતા. તેઓ હમેશાં એકભક્ત (એકાસણું) કરતા. તેઓ મેદપાટના **ધવલ** નામના નગરમાં સમાધિપૂર્વક મૃત્યુ પામ્યા.

**सिरिसव्वदेवसूरी छत्तीसो ३६, देवसूरि सगतीसो ३७।**
**अडतीसइमो सूरि पुणोवि, सिरिसव्वदेवगुरु ३८॥ १२ ॥**

**३६ तत्पट्टे श्रीसर्वदेवसूरिः।**
**३७ तत्पट्टे श्रीदेवसूरिः ।**
**३८ तत्पट्टे श्रीसर्वदेवसूरिः।**

**ગાથાર્થ:—ઉદ્યોતનસૂરિની પાટે છત્રીશમા શ્રી સર્વદેવસૂરિ, સાડત્રીશમા શ્રી દેવસૂરિ અને આડત્રીશમા પટ્ટધર તરીકે શ્રી સર્વદેવસૂરિ (બીજા) થયા. ૧૨.**

**व्याख्या—३६** सिरिसव्वत्ति—श्रीउद्योतनसूरिपट्टे षट्त्रिंशत्तमः श्रीसर्वदेवसूरिः। केचित् श्रीप्रद्यम्नसूरिमुपधानग्रंथप्रणेतृश्रीमानदेवसूरिं च पट्टधरतया न मन्यन्ते तदभिप्रायेण चतुस्त्रिंशत्तम इति। स च गौतमवत् सुशिष्यलब्धिमान्। वि० दशाधिकदशशतवर्षे १०१० रामसैन्यपुरे श्रीचंद्रप्रभप्रतिष्ठाकृत्। चंद्रावत्यां निर्मापितोत्तुंगप्रासादं कुंकुणमंत्रिणं स्वगिरा प्रतिबोध्य प्राव्राजयत्। यदुक्तं—

चरित्रशुद्धिं विधिवज्जिनागमा—द्विधाय भव्यानभितः प्रबोधयन्।
चकार जैनेश्वरशासनोन्नतिं यः, शिष्यलब्ध्याभिनवो नु गौतमः ॥ १ ॥

नृपाद्दशाग्रे शरदां सहस्रे १०१०, यो रामसैन्याह्वपुरे चकार।
नाभेयचैत्येऽष्टमतीर्थराज—बिंवप्रतिष्ठां विधिवत् सदर्च्यः ॥ २ ॥

चंद्रावतीभूपतिनेत्रकल्पं, श्रीकुंकुणं मंत्रिणमुच्चऋद्धिं।
निर्मापितोत्तुंगविशालचैत्यं, योऽदीक्षयत् बुद्धगिरा प्रबोध्य ॥ ३ ॥

तथा वि० एकोनत्रिंशदधिकदशशत १०२९ वर्षे धनपालेन **देशीनाममाला** कृता। वि० षण्णवत्यधिकसहस्र १०९६ वर्षे श्रीउत्तराध्ययनटीकाकृत् थिरापद्रगच्छीयवादिवेतालश्रीशांतिसूरिः स्वर्गभाक्॥

३७ देवसूरित्ति—श्रीसर्वदेवसूरिपट्टे सप्तत्रिंशत्तमः श्रीदेवसूरिः ॥ रूपश्रीरिति भूपप्रदत्त-विरुदधारी ॥

३८ अडतीसइमोत्ति—श्रीदेवसूरिपट्टेऽष्टत्रिंशत्तमः पुनः श्रीसर्वदेवसूरिः यो यशोभद्र-नेमिचंद्रादीनष्टौ सूरीन् कृतवान् ॥ छ ॥ १२ ॥

વ્યાખ્યાર્થઃ—શ્રી ઉદ્યોતનસૂરિની પાટે છત્રીશમા પટ્ટધર શ્રી **સર્વદેવસૂરિ** થયા. કેટલાક શ્રી પ્રદ્યુમ્નસૂરિ તથા ઉપધાનગ્રંથના રચયિતા શ્રી માનદેવસૂરિ( ત્રીજા )ને પટ્ટધર તરીકે માનતા નથી એ ગણત્રીએ શ્રી સર્વદેવસૂરિ ચોત્રીશમા પટ્ટધર મનાય છે. તેઓશ્રી ગૌતમસ્વામીની પેઠે સત્શિષ્યોની લબ્ધિવાળા હતા. વિક્રમ સંવત્ ૧૦૧૦ માં રામસૈન્યપુરને વિષે તેઓએ ચંદ્રપ્રભસ્વામીની પ્રતિષ્ઠા કરાવી હતી. આ ઉપરાંત ચંદ્રાવતી નામની નગરીમાં મહાન જિનાલય બંધાવનાર કુંકુણ નામના મંત્રીશ્વરને સ્વોપદેશથી પ્રતિબોધીને દીક્ષા આપી હતી. આ માટે કહેવામાં આવે છે કેઃ—

જૈનાગમોમાં દર્શાવ્યા પ્રમાણે વિધિપુરઃસર ચારિત્રશુદ્ધિ કરીને ચોતરફ—સર્વત્ર ભવ્ય પ્રાણીઓને પ્રબોધતા—ઉપદેશ આપતા ખરેખર જે અધિક શિષ્યોને લીધે નવીન ગૌતમસ્વામી સરખા હતા તેમણે ( સર્વદેવસૂરિએ ) જૈન ધર્મની ઉન્નતિ કરી.

વિક્રમ સંવત્ ૧૦૧૦ માં રામસૈન્યપુર નામના નગરને વિષે શ્રી ઋષભદેવસ્વામીના પ્રાસાદમાં આઠમા શ્રી ચંદ્રપ્રભુસ્વામીની સજ્જનોને પૂજનિક શ્રી સર્વદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી હતી.

ચંદ્રાવતી નગરીના રાજાના નેત્ર સમાન, ઉત્કૃષ્ટ ઋદ્ધિશાળી, અત્યંત ઉત્તુંગ—ઊંચા મંદિરના વિધાતા કુંકુણ નામના મંત્રીને પોતાની જ્ઞાનશક્તિ—બુદ્ધિપ્રભાવથી પ્રતિબોધ પમાડીને શ્રી સર્વદેવસૂરિએ દીક્ષા આપી હતી.

વિક્રમ સંવત્ ૧૦૨૯ વર્ષે ધનપાલ નામના કવિએ **દેશીનામમાળા** રચી. વિ. સં. ૧૦૯૬ વર્ષે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની ટીકા કરનાર થિરાપદ્રગચ્છીય વાદિવેતાલ શ્રી શાંતિસૂરિ સ્વર્ગવાસી થયા.

શ્રી સર્વદેવસૂરિની પાટે રાજાએ જેમને **"રૂપશ્રી"** એવું બિરુદ આપ્યું હતું તેવા શ્રી **દેવસૂરિ** સાડત્રીશમા પટ્ટધર થયા.

શ્રી દેવસૂરિની પાટે આડત્રીશમા પટ્ટધર શ્રી **સર્વદેવસૂરિ** ( બીજા ) થયા જેમણે **યશોભદ્ર, નેમિચંદ્ર** આદિ આઠ શિષ્યોને સૂરિપદ આપ્યું. ૧૨.

## ૩૬ શ્રી સર્વદેવસૂરિ

ઉદ્યોતનસૂરિની પાટે શ્રી સર્વદેવસૂરિ આવ્યા. તેઓ ઉગ્ર તપસ્વી હોવા સાથે તેમની ઉપદેશ શક્તિ પણ પ્રાભાવિક હતી. તેઓ નવીન ગૌતમસ્વામી કહેવાતા એટલે કે ગૌતમસ્વામી જેમ લબ્ધિસંપન્ન હતા તેમ શ્રી સર્વદેવસૂરિ પણ સુશિષ્યોની લબ્ધિવાળા હતા. સર્વાનુભૂતિ યક્ષના કથનાનુસારે ઉદ્યોતનસૂરિએ તેમને પટ્ટના સંરક્ષક તરીકે નીમ્યા હતા.

એકદા તેઓ વિહાર કરતાં કરતાં ભરુચ નગરે આવ્યા. સમર્થ આચાર્યને શોભે તેવું સંઘે સન્માન કર્યું. "રાજા દાન દે ને ભંડારીનું પેટ ફાટે" તેમ તે નગરનો રહેવાસી **કાન્હડીઓ** નામનો યોગી આ સત્કાર-સમારંભ જોઇ ન શકયો. તેને ગુરુના આવા બહુમાન પ્રત્યે ઇતરાજી ઉપજી. કોઈપણ ભોગે ગુરુને હલકા પાડવાનો તેણે મનમાં મનસૂબો કર્યો. તે યોગી વશીકરણ વિદ્યા જાણતો હતો અને તેના પ્રભાવે તેણે સર્પોનો સારા જેવો સંગ્રહ કર્યો હતો. ઉગ્ર ઝેરવાળા સર્પોને પણ તેણે પોતાના કાબૂમાં રાખ્યા હતા. લોકો તેની આવી શક્તિ જોઈ તેનું બહુમાન કરતાં. પછી ઉપાશ્રયે આવી, ચોરાશી સાપનો કરંડીઓ સાથે લાવી વાદ કરવા બેઠો. ગુરુએ પોતાના જમણા હાથની કનિષ્ઠ અંગુલીથી પોતાના દેહ ફરતી વલયાકારે ત્રણ રેખા કરી. યોગીએ સર્પોને છૂટા મૂકયા પણ આ આશ્ચર્ય શું ? સર્પો રેખા સુધી જાય ને ત્યાંથી પાછા વળે. આગળ વધી ગુરુના દેહ સુધી જઇ શકે નહિ. છેવટે કંટાળીને સર્પો કરંડીયામાં આવી બેઠા. આથી કાન્હડીઆનો ક્રોધ વિશેષ પ્રજ્વલિત થયો. પોતાના હાથ હેઠા પડતા હોય તેમ તેને લાગ્યું. છેવટના ઉપાય તરીકે તેણે મહાવિષવાળો **સિંદુરીયો** સર્પ કાઢયો તે પણ રેખા સુધી જઇ પાછો ફર્યો. આ સમયે ચોસઠ જોગિણીમાંહેની **"કુરુકુલ્લા"** નામની યોગિણી જે ઉપાશ્રય પાસેના પીપળાના ઝાડ પર રહેતી હતી તે ગુરુના ઉગ્ર તપથી આકર્ષાઇને ત્યાં આવી ને સિંદુરીઆ સર્પની દાઢા બંધ કરી દીધી. કોઈ પણ જાતની કારી ન ફાવવાથી છેવટે યોગી ગુરુને નમી, માફી માગી સ્વસ્થાને ચાલ્યો ગયો.

વિ. સં. ૧૦૧૦માં રામસૈન્યપુરમાં ઋષભજિન પ્રાસાદમાં તેમણે ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરી. આ ઉપરાંત ચંદ્રાવતીના રાજાના જમણા હાથ સમા કુંકુણ નામના મંત્રીને પ્રતિબોધ પમાડીને તેને પણ દીક્ષા આપી. એમ કહેવાય છે કે સર્વદેવસૂરિના સદુપદેશથી સત્તાવીશ જિનપ્રાસાદ થયા.

### કવિ ધનપાળ

મધ્ય દેશના **સંકાશ્ય** નામના ગામમાં સર્વદેવ નામે દ્વિજશ્રેષ્ઠ રહેતો હતો. તેને **ધનપાળ** ને **શોભન** નામના બે પુત્રો હતા. બંને ભાઇઓ બાળપણથી જ બુદ્ધિશાળી હતા. સર્વદેવના પિતા **દેવર્ષિ** રાજમાન્ય પુરુષ હતા.

આ સમયે મહેંદ્રસૂરિ શાસનસ્થંભ ગણાતા હતા. તેમની શાંત ગંભીર મુખમુદ્રા સામા પર પ્રભાવ પાડવા માટે બસ થતી. તેમનું જ્ઞાન પણ વિશાળ હતું. તેઓ વિહાર કરતાં કરતાં તે ગામમાં પધાર્યા. ગુરુના ગુણની વાત સાંભળી સર્વદેવ પણ ઉપાશ્રયે આવ્યો. ગુરુનો ઉપદેશ સાંભળીને દિગ્મૂઢ થઇ ગયો. તેણે મનમાં કંઇક મક્કમ નિર્ણય કર્યો અને ત્રણ અહોરાત્ર ત્યાં જ બેસી રહ્યા એટલે ગુરુએ પૂછ્યું કે–'તમે અમારી પરીક્ષા કરવા રોકાયા છો કે બીજું પ્રયોજન છે ?' આ સાંભળી સર્વદેવ બોલ્યો કે–'રહસ્યની વાત કહેવી છે, માટે પ્રાર્થના કરવા આવ્યો છું'. ગુરુએ આશ્વાસન આપતાં સર્વદેવે જણાવ્યું કે 'મારા પિતા રાજમાન્ય હતા ને રાજા પણ તેમને પુષ્કળ દાન આપતા. તેઓ મૃત્યુ પામ્યા છે, પણ તેમનું નિધાન મને પ્રાપ્ત થતું નથી તો આપ જ્ઞાનદષ્ટિથી દર્શાવો તો ઉપકાર થાય.' સમયજ્ઞ ગુરુએ તે વાત સ્વીકારીને બદલા તરીકે અર્ધ હિસ્સાની માંગણી કરી. વિપ્રે અર્ધ ભાગ આપવાનું કબૂલ કર્યું એટલે ગુરુએ જણાવ્યું કે–'તમારી વસ્તુમાંથી ઇચ્છાનુસાર અર્ધ લઇશું'. પછી લોકોને સાક્ષી રાખી ગુરુએ જ્ઞાનબળે નિધાન બતાવ્યું. સંજ્ઞાનુસારે જમીન ખોદતાં ચાલીસ લાખ સોનામહોર નીકળી. કેટલોક સમય વીત્યા બાદ સર્વદેવે આચાર્યશ્રીને અર્ધ ભાગ લેવા કહ્યું પણ નિઃસ્પૃહી ગુરુને તેની જરૂરત ન હતી. એટલે ગુરુએ ધનને બદલે અર્ધ હિસ્સા તરીકે તેના બે પુત્ર પૈકી એકની માગણી કરી. મોરના ઇંડાને ચિતરવા ન પડે. સર્વદેવના બંને પુત્રો તેજસ્વી ભાલ(કપાળ)વાળા હતા. ધનપાળ તો રાજા ભોજનો સંગાથી બન્યો હતો. ગુરુને જણાયું કે જો તેઓ જૈની દીક્ષા સ્વીકારે તો જરૂર શાસનોન્નતિ થાય. આ વિચારથી તેમણે તેવી માગણી કરી. આ સાંભળીને વિચારમૂઢ થયેલ વિપ્ર 'આપીશ' એમ કહીને ઘરે ગયો. ચિંતાગ્રસ્ત બનવાથી તેની નિદ્રા દૂર ચાલી ગઇ. નિદ્રા વિના જ ખાટલા પર સૂઇ ગયો. તેવામાં રાજભવનમાંથી ધનપાળ આવ્યો. ચિંતાતુર પિતાને જોઇને તેનું કારણ પૂછ્યું. જવાબમાં સર્વદેવે સઘળી હકીકત કહી સંભળાવી, જે સાંભળી ધનપાળ કોપાયમાન થઇ ગયો અને ઊલટો પિતાને ઉપાલંભ આપી, તેની અવગણના કરીને બહાર ચાલ્યો ગયો.

આ બનાવથી સર્વદેવની આંખમાં અશ્રુ આવી ગયાં. તેના હૃદયમાં વિચારોનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. એક બાજુ ગુરુની માગણી ને બીજી બાજુ પોતાના પુત્રનું અર્પણ ! તેમાંય ધનપાલે પાડેલી "ના"થી તેનો ઉત્સાહ મંદ પડી ગયો હતો. તેવામાં બીજો પુત્ર શોભન આવ્યો. શોભન ધનપાળ જેટલો ગર્વિષ્ઠ અને ઘમંડી ન હતો. તે સ્વભાવથી જ સંસ્કારી હતો. તેણે પણ ચિંતાનું કારણ પૂછતાં હકીકત જાણી પિતાને આશ્વાસન આપ્યું ને જૈની દીક્ષા સ્વીકારવાનું કબૂલ કર્યું.

પુત્રના અનુકૂળ વચન સાંભળતાં પિતાને ચિંતાના અશ્રુને બદલે હર્ષના અશ્રુ આવ્યાં. પુત્રને ગુરુને સોંપી દીધો. ગુરુએ પણ તેને દીક્ષા આપી ત્યાંથી અણહીલપુર પાટણ તરફ વિહાર કર્યો. ઉપરોક્ત બનાવથી ધનપાળને જૈન સાધુઓ પ્રત્યે રોષ ઉદ્ભવ્યો હતો. તે માલવાધીશ ભોજનો મિત્ર બન્યો હતો તેથી રાજાને સમજાવી માલવ દેશમાં શ્વેતાંબરી સાધુઓના વિહારનો નિષેધ કરાવ્યો. આ હકીકત મહેંદ્રસૂરિના સાંભળવામાં આવી. ઉપરાંત ધારાનગરીના શ્રી સંઘે પણ મહેંદ્રસૂરિને આ હકીકત જણાવી સાધુવિહાર માટે બનતું કરવા વિજ્ઞપ્તિ કરી.

શોભન મુનિએ ગુરુમહારાજને જણાવ્યું કે–'મારા ભાઇને પ્રતિબોધ પમાડવા હું જ ધારાનગરી જઇશ.' એટલે રજા મળતાં ગીતાર્થ મુનિઓ સાથે શોભતા શોભન મુનિ ધારાનગરીએ ગયા.

ધીમે ધીમે ધનપાળની કવિત્વ શક્તિ ખીલી ઊઠી હતી અને હવે તો તે રાજા ભોજનો ખાસ વિશ્વાસપાત્ર મિત્ર મનાતો હતો. પોતાના ભાઇના બનેલા પ્રસંગ પરથી તેનું જૈન સાધુઓ પ્રત્યેનું વૈમનસ્ય

વિસરાયું ન હતું. શોભન મુનિએ અવસર થતાં બે ચાલાક મુનિઓને ધનપાળના ગૃહે જ ગોચરી માટે મોકલ્યા. ધનપાળ આ સમયે સ્નાન કરવા બેઠો હતો અને બંને મુનિઓ 'ધર્મલાભ' કહીને ઊભા રહ્યા. ધનપાળની સ્ત્રી ધનપાળના માનસિક રંગથી રંગાયેલી જ હતી એટલે તેણે પણ જૈન સાધુને ગોચરી આપવાની ના પાડી. આ સાંભળી ધનપાળે કહ્યું કે-'યાચકો આપણા ઘરેથી ખાલી હાથે પાછા જાય તે ઠીક નહિ માટે કંઇક આપ.' આથી તેની સ્ત્રી દગ્ધ અન્ન વહોરાવ્યા બાદ દહીં વહોરાવવા લાગી. તે જોઇ સાધુઓએ પૂછ્યું કે-'દહીં કેટલા દિવસનું છે?' આ પ્રશ્ન સાંભળતાં જ અગ્નિમાં ઘી પડે તેમ ધનપાળની સ્ત્રીનો ક્રોધ ભભૂકી ઉઠ્યો. તેણે મશ્કરીમાં સામું પૂછ્યું કે-'શું દહીંમાં પુરા હોય છે? કે તમે કોઇ નવા દયાળુ જાગ્યા છો? આ દહીં ત્રણ દિવસનું છે. લેવું હોય તો લ્યો, નહીંતર ચાલ્યા જાઓ.' સાધુઓ જે પ્રસંગની રાહ જોતાં હતાં તે પ્રસંગ પ્રાપ્ત થયો. ધનપાળને સમજાવવાનો સુયોગ સાંપડ્યો. તેઓએ ધીર ગંભીર વાણીથી જવાબ આપતાં જણાવ્યું કે-'પૃચ્છા કરવી એ અમારો જૈન સાધુઓનો આચાર છે. જ્ઞાનીઓનું વચન કદાપિ પણ મિથ્યા થતું નથી, માટે જો તમારે જાણવું જ હોય તો તપાસ કરો કે તે ત્રણ દિવસ ઉપરના દહીંમાં જીવોત્પત્તિ થઇ છે કે નહિં.' આ સમય દરમ્યાન સ્નાનથી પરવારીને ધનપાળ પણ ત્યાં આવી પહોંચ્યો. સાધુના કથન મુજબ દહીંમાં અળતો નખાવ્યો કે તરત જ જીવો ઉપર તરી આવ્યા. સામાન્ય સાધુનું આવું જ્ઞાન જોઇ ધનપાળનો ગર્વ ઓગળી ગયો. નાગેંદ્ર મંત્રથી વિષ નાશ પામી જાય તેમ ધનપાળનું મિથ્યાત્વરૂપી વિષ આ પ્રસંગથી નાશ પામી ગયું. પછી તેમના ગુરુમહારાજ સંબંધે પૂછપરછ કરતાં તેમણે શોભન મુનિનો બધો વ્યતિકર કહી સંભળાવ્યો. ભાઇનું આગમન જાણી ધનપાળ ઉપાશ્રયે આવ્યો. શોભન મુનિ પણ સામા આવ્યા. પછી ધનપાળે પોતે કરેલ અકૃત્ય માટે પશ્ચાત્તાપ વ્યક્ત કર્યો ને ધર્મજિજ્ઞાસા વ્યકત કરી. શોભન મુનિએ વડીલ બંધુને જીવદયાપ્રધાન ધર્મ સવિસ્તર સમજાવ્યો. સત્ય વસ્તુની ઝાંખી થતાં ભ્રમમાં કોણ રહે? પછી ધનપાળે જૈન ધર્મ સ્વીકારી, ત્યાંથી જ મહાવીરચૈત્યમાં જઇ પ્રભુસ્તુતિ કરી સ્વગૃહે ગયો. પછી ભોજરાજાને સમજાવી શ્વેતાંબરોનો વિહાર ખુલ્લો કરાવ્યો.

સજ્જન મિત્ર તો તે જ કહી શકાય કે જે પોતાને પ્રાપ્ત થયેલ દુર્લભ વસ્તુથી મિત્રને સુવાસિત કરે. ધનપાળને સત્ય વસ્તુની પ્રાપ્તિ થતાં તે ઘણો જ હર્ષિત થયો, પણ તે તેની અસર ભોજરાજા પર પાડવા માંગતો હતો, રાજાનો તે પ્રીતિપાત્ર હોવાથી લગભગ સદાકાળ તે સાથે જ રહેતો અને પ્રસંગ મળતાં તે જૈન ધર્મની પ્રશંસા કરતો.

એકદા ધનપાળ રાજા સાથે મહાકાલના મંદિરમાં ગયો. ત્યાં શંકર પાસે ન જતાં તે મંડપના ગવાક્ષમાં બેસી રહ્યો. રાજાએ તેને નમન માટે અંદર બોલાવ્યો એટલે ત્રણ વાર તે દ્વાર પાસે આવીને પાછો હતો તે ને તે સ્થાને આવીને બેસી ગયો. રાજાએ તેનું કારણ પૂછતાં જણાવ્યું કે-' હે સ્વામી ! શંકર પાર્વતી સાથે બેઠેલ હોવાથી લજ્જાને લીધે હું જોઇ શકતો નથી. તમો જ્યારે અંતઃપુરમાં રમણીઓ સાથે વિલાસ કરતા હો ત્યારે ત્યાં આવવાને કે ચેષ્ટા જોવાને પણ કોણ સમર્થ થાય ?' રાજા આવા જવાબથી કંઇક ખિન્ન થયો. પછી બહાર નીકળતાં ભૃંગી( શંકરનો એક સેવક )ની મૂર્તિને જોઇને રાજાએ કૌતુકથી પૂછ્યું કે-' ધનપાળ ! આ ભૃંગી દુર્બળ કેમ દેખાય છે ?' ધનપાળને સત્ય કહેવાનો સમય આવી પહોંચ્યો હતો. તેને પોતાની મુરાદ બર લાવવી હતી. તેણે જણાવ્યું કે-' જો દિશારૂપ વસ્ત્ર છે તો એને ( શંકરને ) ધનુષ્યની શી જરૂર છે ? જો શસ્ત્ર છે તો

વળી ભસ્મની શી જરૂર છે ? વળી શરીરે ભસ્મ લગાવે છે તો સ્ત્રીની શી જરૂર છે ? અને રમણી રાખે છે તો કામદેવ પર દ્વેષ શા માટે લાવે છે ?' આમ પરસ્પર વિરુદ્ધ પોતાના સ્વામી( શંકર )ની પ્રવૃત્તિ જોઇને આ ભૃંગીનું શરીર શુષ્ક થઇ ગયું જણાય છે.'

આવી જ રીતે શ્રુતિ, સ્મૃતિ તેમજ યજ્ઞકાર્ય વિગેરેમાં સ્ખલના તેમજ દોષ બતાવવાથી રાજાને ક્રોધ ચડયો અને તેણે મનથી આ વિપ્રનો વધ કરવાનો નિર્ણય કર્યો. ધનપાળ રાજાના મનના સંકલ્પને સમજી ગયો. તેણે રાજાના ક્રોધનું નિવારણ કરવાનો માર્ગ યોજ્યો. તેવામાં તરત જ કુદરતી રીતે જ એક પ્રસંગ મળી ગયો.

એક વૃદ્ધ સ્ત્રી બાલિકા સાથે શિર ધુણાવતી ધુણાવતી રસ્તામાં ઊભી હતી. રાજાના જોવામાં તે આવતાં તેણે કુતુહલથી કવીશ્વર ધનપાળને તેનું કારણ પૂછયું એટલે રાજાને ખુશ કરવા તેમણે જવાબ આપ્યો કે–" હે રાજન્ ! આ બાલિકા વૃદ્ધાને પૂછે છે કે–'શું આ નંદી છે કે મુરારિ છે ? કામદેવ છે, શંકર છે કે કુબેર છે ? વિદ્યાધર છે કે સુરપતિ છે ? અથવા ચંદ્રમા છે કે વિધાતા છે?' તે પુત્રીના જવાબમાં તે વૃદ્ધા શિર ધુણાવીને કહે છે કે–'હે પુત્રી ! તેં જણાવ્યા તેમાંનાં કોઇ નથી પરંતુ ક્રીડા કરવામાં પ્રવૃત્ત થયેલા આ ભોજ ભૂપતિ છે." ધનપાળના આવા યુક્તિ વચનથી રાજા પ્રસન્ન થયો ને ઉપજેલો ક્રોધ શાંત પડયો.

એક વખતે મહાકાલના મંદિરમાં પવિત્રારોહનો મહોત્સવ પ્રવર્તતા રાજાએ ધનપાલને ઉદ્દેશીને કહ્યું:–' સખે ! તમારા દેવોનો પવિત્ર મહોત્સવ કદી થતો નથી, તો અવશ્ય તેઓ અપવિત્ર જણાય છે.' તેના જવાબમાં ધનપાળે કહ્યું કે–' પવિત્ર અપવિત્રને પવિત્ર બનાવે છે, પરંતુ જિનેશ્વર ભગવંત પોતે જ પવિત્ર હોઇને તેનો પવિત્ર મહોત્સવ કરવાની જરૂર જ રહેતી નથી.'

શાસ્ત્રજ્ઞાનને પરિણામે ધનપાળની બુદ્ધિ હવે તો સર્વોત્કૃષ્ટ બની હતી. તેની સત્યવચની તરીકે ખ્યાતિ પ્રસરી ને ભાગ્યે જ તેનું જણાવેલું અસત્ય સાબિત થતું. એકદા ધનપાળના સત્ય કથનની સાબિતી માટે રાજાએ પૂછયું કે–' અહીં ચાર દ્વારો છે તેમાંથી કયા દ્વારથી હું નીકળીશ તે જણાવ.' એટલે ધનપાળે વિચાર કરીને એક પત્રમાં અક્ષરો લખીને તે સ્થગિધરને આપ્યો. પછી રાજાએ વિચાર કર્યો કે–' આ ચારમાંથી કોઇ પણ એક દ્વારમાંથી નીકળીશ એમ લખ્યું હશે, પરંતુ હું તેનું વચન મિથ્યા કરી બતાવું.' પછી પોતાના સેવકો મારફત મંડપના ઉપરના ભાગનાં છિદ્ર પડાવી તે માર્ગે રાજા નીકળ્યો. અને તે ચીઠી મગાવી વાંચ્યું તો 'ઉપરના ભાગમાંથી નીકળશે' તેમ લખ્યું હતું. આ બનાવથી રાજાને ધનપાળ પર સવિશેષ પ્રીતિભાવ પ્રગટ્યો. પછી જૈન સાધુઓના આચારવિચાર સંબંધી વાર્તાલાપ થતાં ધનપાળે રાજાને જૈન ધર્મ અને જૈન સાધુઓની રીતભાત યથાસ્થિત સમજાવી. ધનપાળની કવિત્વ શક્તિ ખીલવા સાથે તેની ધનની વિપુલતા પણ વધતી ગઇ. તેણે સાતે ક્ષેત્રોમાં દ્રવ્ય વાપરવા માંડયું. પછી તો તેણે આદિજિનનો શ્રેષ્ઠ પ્રાસાદ કરાવ્યો ને મહેંદ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી. અને તે જિનમૂર્તિ સમક્ષ બેસી जयजंतुकप्प ઇત્યાદિ પાંચ સો ગાથાની સ્તુતિ રચી.

જૈનધર્મનો પરિચય વધતાં રાજાને તેના રસપાનની ઉત્કંઠા વધવા લાગી. રાજાઓને કથાશ્રવણનો સવિશેષ શોખ હોય છે તેથી એકદા ભોજરાજાએ જૈન કથા સંભળાવવાનો ધનપાળને આગ્રહ કરતાં ધનપાળે તિલકમંજરી નામની બાર હજાર શ્લોકપ્રમાણ નૂતન કથા બનાવી. નવે રસોથી ઓતપ્રોત તે કથા હતી અને તેની પરિસમાપ્તિ સુધી બીજી સાંસારિક પ્રવૃત્તિ છોડી ધનપાળ તેમાં જ એક ધ્યાને મગ્ન રહ્યો. પછી ઉત્સૂત્ર–પ્રરૂપણા ન થાય તે માટે

વાદિવેતાલ શાંતિસૂરિને સંશોધન માટે આપી. રાજાએ કથા સાંભળવાના સમયે બહુમાન માટે પુસ્તક નીચે સુવર્ણનો થાળ મુકાવ્યો. આખી કથા સાંભળતા જાણે અમૃતનો રસ ચાખતો હોય તેવો રાજાને આહ્લાદ થયો અને કહ્યું કે–'મારા કહ્યા પ્રમાણે આ કથામાં ફેરફાર કરે તો હું તને ઇચ્છિત સર્વ આપું. પ્રથમ આરંભમાં '**શિવ રક્ષણ કરો**' એમ મંગળાચરણ કર, **અયોધ્યાને** સ્થાને **ધારા નગરી, શક્રાવતાર** ચૈત્યને સ્થાને **મહાકાળ** મંદિર, **ઋષભદેવને** બદલે **શંકર** અને **ઇંદ્રને** સ્થાને **મારું નામ** રાખ.' રાજાની આ માંગણી સાંભળી ધનપાળે કહ્યું–'હે રાજન્! સંપૂર્ણ પયપાત્ર બ્રાહ્મણના હાથમાં હોય ને તેમાં મદ્યનું એક ટીપું પડતાં સર્વ અપવિત્ર થઇ જાય તેમ તમારો કહેલો ફેરફાર કરતાં શુભને બદલે અશુભ થઈ જાય.' આ સાંભળીને રાજાને અતિશય ક્રોધ ચડયો ને તેથી તેણે ટાઢ દૂર કરવા માટે નજીકમાં જ રાખેલ સગડીમાં તરતજ તે પુસ્તક નાખી બાળી નાંખ્યું.

મહામહેનતે ઊભો કરેલ મહેલ પવનના એક સપાટાથી તૂટી પડે તેમ ધનપાળના ખેદનો પાર ન રહ્યો. ચિંતા ને વિષાદથી ભોજન ને સ્નાન વિગેરે પણ વિસરી ગયો. આ જોઇ તેની નવ વર્ષની પુત્રીએ ત્યાં આવીને ખેદનું કારણ પૂછ્યું. પછી વસ્તુસ્થિતિને જાણી, ધીરજ આપતાં તેણે જણાવ્યું કે–'હે તાત! રાજાએ પુસ્તકને અગ્નિમાં નાખી દીધું તેથી શું થયું? મારા હૃદયમાં તે અક્ષય છે. સ્નાનાદિથી પરવારો, પછી હું સમસ્ત કથા કહી સંભળાવીશ.' પછી સંતોષપૂર્વક સ્નાનાદિ ક્રિયા કર્યા પછી પુત્રીના મુખથી તે કથા સાંભળવા બેઠો. તેમાં જેટલી વાત પુત્રીના સાંભળવામાં આવી ન હતી તેટલી તે બોલી શકી નહિ એટલે કથામાં ત્રણ હજાર શ્લોક ન્યૂન રહ્યા, જે પૂર્વાપર સંબંધથી જોડીને તે ગ્રંથ તેણે પૂર્ણ કર્યો.

અપમાન થવાથી ધનપાળ ધારા નગરીથી ચાલી નીકળ્યો ને સત્યપુર જઇને રહ્યો. ત્યાં મહાવીર-સ્વામીની પ્રાર્થના નિમિત્તે '**देवनिम्मल**' નામની પ્રાકૃત સ્તુતિ રચી.

કેટલાક દિવસો વીત્યા બાદ ભોજરાજે ધનપાળ કવિને બોલાવવા તેના ગૃહે પ્રતિહાર મોકલ્યો પણ તેના ચાલ્યા જવાનો વૃતાંત સાંભળી રાજા ખેદ પામ્યો. એવામાં ધર્મ નામનો પ્રખર વાદી ધારાનગરીએ આવ્યો. તેણે દેવી–વરદાનથી સર્વ દેશોના પંડિતોને જીતી લીધા હતા અને હવે ધારાનગરીના પંડિતોને જીતવા તે ત્યાં આવ્યો હતો. ભોજરાજાની સભામાં સ્વ–પ્રશંસા ગાઇ બતાવી તેણે વાદ કરવા માટે આહ્વાન કર્યું. ધર્મની કીર્તિ સૌ પંડિતોએ સાંભળી હતી તેથી કોઇ ટક્કર ઝીલવા ઊભું ન થયું. રાજાને આ અણીને પ્રસંગે ધનપાળની કીંમત સમજાણી. તેની તપાસ કરાવીને સત્યપુર નગરે દૂત મોકલ્યો, છતાં ધનપાળ આવ્યો નહિ. ત્યારે રાજાએ ફરી વાર કહેવરાવ્યું કે 'મુંજ રાજા તમને પુત્ર સમાન માનતા તેથી તમે મોટા અને હું કનિષ્ઠ થયો તો કનિષ્ઠના વચનથી શું રોષ લાવવો ઉચિત છે? ધારા નગરીની લાજ જાય તે તમારી જ જાણજો. વિદ્વાનને વધુ જણાવવાનું ન હોય.' આવા આગ્રહભર્યા આમંત્રણથી ધનપાળ ધારાનગરીએ આવ્યો. ભોજે સામા આવી તેનો સત્કાર કર્યો. પછી પરસ્પર વાદ ચાલતાં ધનપાળે યુક્તિથી **ધર્મને** પરાજિત કર્યો.

પોતાના આયુષ્યનો અંત નજીક જાણી, રાજાની અનુમતિપૂર્વક ધનપાળે મહેંદ્રસૂરિ પાસે જ ગૃહસ્થપણમાં સંલેખના કરી, તીવ્ર તપથી દેહશુદ્ધિ કરી પ્રાંતે સૌધર્મ નામના દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો.

ધનપાળ કવિએ **ઋષભપંચાશિકા** ( ધનપાળપંચાશિકા ), **તિલકમંજરી**, **પાઇઅલચ્છી-નામમાલા** (દેશીનામમાલા), **વીરસ્તવ** ( વિરુદ્ધ વચન )ને **સાવયવિહિ** ( શ્રાવક વિધિ ) આ પાંચ પુસ્તકો લખ્યાં છે. આ ઉપરાંત શોભનમુનિકૃત સ્તુતિચતુર્વિંશતિકા પર ટીકા રચી છે.

ઋષભચરિત્રનું "તિલકમંજરી" એવું અપરનામ શા માટે રાખવામાં આવ્યું ? તે પ્રશ્નને લગતા ખુલાસામાં જણાવવામાં આવે છે કે-જ્યારે ધનપાળ ઋષભચરિત્રની રચના કરતા હતા ત્યારે તેની પુત્રી તિલકમંજરી હંમેશા તે ઓરડામાં જતી અને લખાણુ વાંચી લેતી. તેની પ્રજ્ઞા એટલી ઉત્કૃષ્ટ હતી કે એક વાર વાંચતાં જ લખાણુ યાદ રહી જતું. જ્યારે રાજા ભોજે તે ગ્રંથ બાળી નાખ્યો ત્યારે તિલકમંજરીએ તે પોતાના પિતાને કહી સંભળાવ્યો અને તેની યાદગીરી નિમિત્તે ધનપાળે તે ગ્રંથનું "તિલકમંજરી" એવું અપરનામ રાખ્યું. સુબંધુની વાસવદત્તા, બાણુની કાદંબરી, દંડીનું દશકુમાર ચરિત ને સોઢલની ઉદયસુંદરીનું સાહિત્યસૃષ્ટિમાં જેવું અનુપમ સ્થાન છે તેવું જ અનુપમ સ્થાન ધનપાળની "તિલકમંજરી" માટે છે. છતાંય એક વિશિષ્ટતા એ છે કે તેમાં શ્લોકકાઠિન્ય કે પદપ્રાચુર્ય નથી. શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પણુ તિલકમંજરીના પદ્યો ઉચ્ચ કોટિનાં માન્યા છે અને પોતાના "કાવ્યાનુશાસન"માં 'શ્લેષ'ના ઉદાહરણુ તરીકે તેમજ છંદોનુશાસનમાં 'માત્રા' નામક છંદના ઉદાહરણુ તરીકે તિલકમંજરીમાંથી કાવ્યો ચૂંટી કાઢ્યાં છે.

ધનપાળ મુંજના સમયે પણુ રાજમાન્ય પંડિત ગણાતો ને તેને **'સરસ્વતી'** નું બિરુદ આપ્યું હતું. ધનપાળ પહેલાં તો વૈદિક ધર્માવલંબી હતો પણુ પાછળથી જૈન બનવાથી ધર્મપરિવર્તનને કારણે રાજા ભોજ સાથે ઘણી વખત ચર્ચા થતી અને તેને પરિણામે ધનપાળ યુક્તિયુક્ત જવાબ આપી રાજાને નિરુત્તર કરતો.

ધનપાળની જૈન ધર્મ પર કેટલી અનુપમ દૃઢતા હતી તે જણાવવા માટે ઘણા દાખલાઓ પૈકી એક જ બસ થશે.

ધનપાળના દ્વેષી બ્રાહ્મણોએ રાજાના કાન ભંભેર્યા કે-'પુરોહિત ધનપાળ જિનેશ્વર ભગવંત સિવાય અન્ય દેવને નમસ્કાર કરતો નથી.' તેની ખાત્રી માટે પ્રસંગ જોઈ રાજાએ ચંદન, પુષ્પાદિ સામગ્રી આપી ધનપાળને હુકમ કર્યો કે-"આ સામગ્રીઓવડે તમે દેવપૂજા કરી આવો.' આજ્ઞા આપ્યા પછી રાજાએ તપાસ માટે પાછળ ગુપ્તચરો પણુ મોકલ્યા.

રાજાજ્ઞા થતાં ધનપાળ તરત જ દેવીના મંદિરમાં ગયો, પણુ ત્યાંથી ભયભીત થઈને, તરત જ નીકળીને શિવના સ્થાનકમાં ગયો. ત્યાંથી નીકળીને વિષ્ણુના મંદિરમાં ગયો ને ત્યાં પોતાના ઉત્તરીય વસ્ત્રવડે વિષ્ણુ-લક્ષ્મીની મૂર્તિ આડો પડદો મૂકીને બહાર નીકળી શ્રી ઋષભદેવના મંદિરમાં ગયો. ત્યાં બરાબર અર્ચા-પૂજા કરી રાજસભામાં પાછો આવ્યો. ગુપ્તચરોએ રાજાને બધી હકીકતથી વાકેફ કર્યો. ધનપાળ આવતા રાજાએ પૂછ્યું કે-"તમે દેવપૂજા બરાબર કરી ?" ધનપાળે જવાબ આપ્યો કે-"હા મહારાજ! દેવપૂજા સારી રીતે કરી." એટલે રાજાએ પુનઃ પૂછ્યું કે-"તમે ભવાની દેવીના મંદિરમાંથી આકુળવ્યાકુળ થઈને એકદમ કેમ બહાર નીકળી ગયા ?"

ધનપાળ-હે સ્વામિન! દેવીના હાથમાં ત્રિશળ હતું, લલાટ ભાગે ભ્રકુટી ચડાવેલી હતી અને વળી તે મહિષનું મર્દન કરતી હતી તેથી ભયભીત થઈને હું બહાર નીકળી ગયો. મેં માન્યું કે દેવીને અત્યારે યુદ્ધનો અવસર છે-અર્ચા કરવાનો અવસર નથી માટે મેં તેમની પૂજા કરી નહિ.

રાજા—પછી મહાદેવની પૂજા કેમ ન કરી ?

ધનપાળે કહ્યું કે–

अकंठस्य कंठे कथं पुष्पमाला ?
विना नासिकायाः कथं धूपगंधः ?
अकर्णस्य कर्णे कथं गीतनादः ?
अपादस्य पादे कथं मे प्रणामः ?

જેને કંઠ ન હોય તેને પુષ્પમાળા ક્યાં પહેરાવવી ? જેને નાસિકા ન હોય તેને સુગંધ કેમ આપવી ? જેને કાન ન હોય તેમને સંગીત કેમ સંભળાવવું ? અને જેને ચરણ ન હોય તેમને પ્રણામ કેમ કરવા ? આમ વિચારીને લિંગરૂપ શંકરની મેં પૂજા ન કરી.

રાજા—ત્યાર પછી તમે વિષ્ણુની પૂજા ન કરી અને વસ્ત્રનો પડદો કરીને કેમ નીકળી ગયા ?

ધનપાળ—રાજેંદ્ર, વિષ્ણુ પોતાની સ્ત્રીને લઇને બેઠા હતા, તેથી મને વિચાર આવ્યો કે વિષ્ણુ અત્યારે એકાંતમાં છે માટે આ અર્ચાનો અવસર નથી. વળી ચૌટામાં જતાં લોકો આ જુએ તે યોગ્ય નહીં એમ વિચારી મેં વસ્ત્રનો પડદો કર્યો.

રાજા—તો તમે મારી આજ્ઞા વિના ઋષભદેવની પૂજા કેમ કરી ?

ધનપાળ—આપે દેવની પૂજા માટે આદેશ કર્યો હતો. દેવ તરીકેના નીચેના બધા ગુણો ઋષભદેવમાં હતા તેથી મેં તેમની ભક્તિપૂર્વક પૂજા કરી.

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं,
वदनकमलमंकः कामिनीसंगशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं,
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥

**અર્થાત્**—જેમના બંને લોચન સમતા રસમાં નિમગ્ન છે, જેમનું મુખકમળ સદા પ્રસન્ન રહે છે, જેમનો ઉત્સંગ (ખોળો) સ્ત્રીના સંસર્ગથી રહિત છે અને જેમના હસ્તમાં કોઇ પણ જાતનું શસ્ત્ર નથી એવા હે પ્રભુ! તમે એક જ વીતરાગ–રાગ દ્વેષ વિનાના–છો.

આવા યુક્તિપૂર્ણ વચનથી રાજાને દ્વેષને બદલે ઊલટો પ્રેમ પ્રગટ્યો. આવી રીતે ઘણા પ્રસંગોએ રાજાએ તેની પરીક્ષા કરી હતી અને તે બધી કસોટીઓમાંથી, સોનું જેમ અગ્નિમાંથી શુદ્ધ થઇને બહાર આવે તેમ ધનપાળનું વ્યક્તિત્વ ઝળકી ઊઠતું. ભોજ રાજાએ તેમને '**સિદ્ધસારસ્વત-કવીશ્વર**" ને "**કુર્ચાલ** (દાઢી મૂછવાળો) **સરસ્વતી**" એવાં બિરુદો આપ્યાં હતાં.

ધનપાળ નામના બીજા કવિ પણ થયા છે ને તેમણે અપભ્રંશ ભાષામાં '**ભવિસયત્તકહા**' નામનો ગ્રંથ રચ્યો છે.

## વાદીવેતાલ શ્રી શાંતિસૂરિ

**અણુહીલ્લપુર** પાટણની પશ્ચિમે **ઉન્નાયુ** નામના ગામમાં ધનદેવ નામે શ્રેષ્ઠીને ધનશ્રી નામની સ્ત્રીથી **ભીમ** નામનો પુત્ર થયો હતો. વિશાળ લલાટ અને આજાનુ ભુજાથી તે વિશેષ શોભતો હતો. તેના હાથ તથા પગમાં છત્ર, ધ્વજ, પદ્મ આદિ લાંછનો (ચિહ્નો) હતા. થીરાપદ્રગચ્છના આચાર્ય વિજયસિંહસૂરિને પોતાના ગચ્છનો ભાર ઉપાડે તેવો યોગ્ય પુરુષ **ભીમ** જણાયો તેથી વાંછિતની સિદ્ધિ અર્થે વિહાર કરી તેઓ ઉન્નાયુ આવ્યા. ધનદેવ શ્રેષ્ઠીના ઘરે જઇ ભીમની શાસનોન્નતિ માટે માગણી

કરી. શેઠે પણ આ લોક તેમજ પરલોકના કલ્યાણ માટે પોતાનો પુત્ર ગુરુને અર્પણ કર્યો. યોગ્ય અવસરે દીક્ષા આપી તેનું શાંતિ એવું નામ રાખ્યું. ધીમે ધીમે સમસ્ત કળાઓનો પારગામી થયા પછી વિજયસિંહસૂરિ તેને પોતાના પદે સ્થાપી, ગચ્છભાર સોંપી, અણશણ આદરી સ્વર્ગે સીધાવ્યા. ધીમે ધીમે તેમની ખ્યાતિ પ્રસરતી ગઇ અને પાટણના ભીમરાજાની સભામાં તેમનું અતિવ સન્માન થયું. રાજાએ તેમને 'કવીંદ્ર' અને 'વાદીચક્રી' એવાં બિરુદો પણ આપ્યાં.

ભોજરાજા સાહિત્યશોખી હોવા ઉપરાંત કથાપ્રિય પણ હતો. તેને અવનવી કથા-શ્રવણમાં અતિવ આનંદ ઉપજતો. ભોજરાજાના આગ્રહથી જ તેને સંભળાવવા માટે ધનપાળ કવિએ ઋષભચરિત્ર ( તિલકમંજરી ) નામની કથા બનાવી હતી પણ તેમાં ઉત્સૂત્ર પ્રરૂપણા નથી થઇ તેની ખાત્રી માટે તેના સંશોધન નિમિત્તે મહેંદ્રસૂરિને વિનતિ કરી ત્યારે તે કાર્ય માટે તેમણે શાંતિસૂરિનું નામ જણાવ્યું એટલે તે પાટણ આવ્યો. તે સમયે શાંતિસૂરિ ધ્યાનમગ્ન દશામાં હતા તેથી તે તેમના કોઇ એક નૂતન શિષ્ય પાસે બેઠો અને પરીક્ષા કરવા એક ગૂઢ અને અદ્ભુત શ્લોક પૂછ્યો. પણ સિંહના શિષ્ય છુપા રહે ? નૂતન શિષ્યે તેનો એવો સરસ જવાબ આપ્યો કે ધનપાળ જેવો કવીશ્વર પણ દિગ્મૂઢ બની ગયો. પછી ગુરુને પ્રણામ કરી, સ્વહેતુ જણાવી માલવદેશ તરફ પધારવાની પ્રાર્થના કરી. સંઘની અનુમતિ લઇ ગુરુએ અવંતી દેશ તરફ વિહાર કર્યો. ગુરુનું આગમન સાંભળી ભોજરાજા પાંચ કોશ સામો આવ્યો.

આ સમયમાં વાદવિવાદનું અતિશય મહત્વ હતું. વાદ જીતે તે સમર્થ ગણાતો. ભોજ રાજાને પોતાની વિદ્વાન સભા માટે અભિમાન હતું તેથી તેણે ગુરુમહારાજને જણાવ્યું કે-" મારા એક એક વાદીને જીતશો તો એક એક લક્ષ દ્રવ્ય આપીશ." ગુરુએ તે વાત સ્વીકારી ને અલ્પ સમયમાં ચોરાશી વાદીઓને જીતી લીધા. રાજા વિચારમૂઢ બની ગયો. તેને કોઇ રીતે શાંતિસૂરિને પરાસ્ત કરવા હતા તેથી તેણે તે પછી ચોરાશી લક્ષ દ્રવ્ય આપીને " સિદ્ધસારસ્વત" નામના કવિને બોલાવ્યો. તે પણ પરાજિત થઇ ગયો એટલે રાજાએ અતિ હર્ષ પામી શાંતિસૂરિને ' વાદીવેતાલ ' ( વાદીઓના પણ વેતાલ ) એવું બિરુદ આપ્યું.

આવી રીતે પોતાની પ્રતિષ્ઠા વધારી તેઓ પુનઃ પાટણ પધાર્યા. ત્યાં જિનદેવ શેઠનો પદ્મ નામનો પુત્ર સર્પદંશથી મૃત્યુ પામ્યો જણાતો હતો તેને સ્વશિષ્યના કથનથી સચેત કર્યો.

એકદા શાંતિસૂરિ પોતાના બત્રીશ શિષ્યોને પ્રમાણશાસ્ત્ર ભણાવવા લાગ્યા તેવામાં શ્રી મુનિચંદ્ર સૂરિ ચૈત્યપરિપાટી કરવાની ઇચ્છાથી નડૂલપુર(નાડોલ)થી પાટણ આવ્યા. આચાર્યને પ્રણામ કરી, દશ દિવસ સુધી ત્યાં રહી વાચના શ્રવણ કરી. પ્રસંગોપાત એક દુર્ઘટ પ્રમેય સમજાવવા છતાં સ્વશિષ્યો સમજી શકયા નહિં તેથી ગુરુ કંઇક ખેદ પામ્યા અને નિઃશ્વાસ નાખી બોલ્યા કે-" આ તો ભસ્મમાં ઘી નાખવા જેવું થયું." ગુરુના આ કથનથી મુનિચંદ્રસૂરિ ચમક્યા. ગમે તેવા પ્રયત્નો કરવામાં આવે છતાં રત્નનું તેજ છુપાય નહી. મુનિચંદ્રસૂરિ મહાતાર્કિક હતા. શાંતિસૂરિ સાથે પ્રથમ પરિચય હોઇને તેઓ શાંત ચિત્તે બધું શ્રવણ કરતા હતા પણ પ્રસંગ આવ્યો એટલે મુનિચંદ્રસૂરિએ બધા દિવસનું યથાક્રમે વ્યાખ્યાન કહી બતાવ્યું. તે સાંભળી તેમની પ્રજ્ઞા માટે શાંતિસૂરિ ચમત્કાર પામ્યા અને તેમને પ્રમાણશાસ્ત્રનો આગળ અભ્યાસ કરાવ્યો.

ધનપાળે ભોજ રાજાની સભામાં ધર્મ નામના વાદીને જીતતાં તેણે ધનપાળની અતિ પ્રશંસા કરવા માંડી ત્યારે ધનપાળે જણાવ્યું કે-' હું તે શું માત્ર છું ! ખરા વાદી તો પાટણમાં બિરાજતા શાંતિસૂરિ છે."

એટલે તેમને મળવાની આકાંક્ષાથી તે પાટણ આવ્યો. ઉપાશ્રયે જઈ જોયું તો ગુરુ, ખસ થઈ હોવાથી, આ પ્રસંગે જીર્ણ વસ્ત્ર પહેરી ઔષધ ચોપડતા હતા. તેમનો એવો પહેરવેશ જોતાં ધર્મનો છૂપો રહેલો ગર્વ ઉછળી આવ્યો અને વાદ કરવાની વૃત્તિ જાગી. તેની દૃષ્ટિમાં શાંતિસૂરિ સામાન્ય વાદી જણાયા. તેને રાહ જોવા જેટલી પણ ધીરજ ન રહી ને કુંચી લગાડવાના છિદ્રમાંથી પ્રશ્ન કર્યો કે–તું કોણ છે?

ગુરુ—દેવ.

વાદી—દેવ કોણ?

ગુરુ—હું.

વાદી—હું કોણ?

ગુરુ—તું શ્વાન.

વાદી—શ્વાન કોણ?

ગુરુ—તું.

વાદી—તું કોણ?

ગુરુ–દેવ,

ગુરુએ પ્રથમ પ્રમાણે જવાબ આપ્યો. એ પ્રમાણે અનંતાનંતની જેમ પ્રશ્નપરંપરાનું ચક્ર ચાલ્યું. અંતે "ધર્મ" થાકી ગયો અને જેને સામાન્ય વ્યક્તિ માનતો હતો તેના અગાધ જ્ઞાન માટે માન ઉપજ્યું. એટલે દ્વાર ઉઘડતાં જ તે ગુરુચરણમાં આળોટી પડ્યો. ગુરુએ એવી જ રીતે દ્રાવીડ દેશના વાદીને પણ જીતી લીધો.

ગુરુ ત્યાંથી વિહાર કરી ધારાપ્રદપુરમાં આવ્યા. ત્યાં વ્યાખ્યાન અવસરે નાગિણી દેવી નૃત્ય કરવા આવી. ગુરુએ બેસી જવા માટે તેણીના પટ્ટ પર વાસક્ષેપ નાખ્યો. દેવી હંમેશા આવવા લાગીને એમ નિરંતર થવા લાગ્યું એવામાં વિચિત્રતાથી એક દિવસ વાસક્ષેપ નાખવો ગુરુ ભૂલી ગયા તેમ આસન પણ ન મોકલ્યું તેથી તે દેવી અદ્ધર જ રહી. પછી રાત્રે ગુરુ ધ્યાનમાં બેઠા ત્યારે ઉપાલંભ દેવા માટે તે દેવી ત્યાં આવી ને જણાવ્યું કે–' આપના વાસક્ષેપના અભાવે ઊંચા રહેતા મારા પગે હવે પીડા થાય છે. આવા શ્રુતજ્ઞાની છતાં આપને વિસ્મરણ થયું માટે આપનું છ મહિના જેટલું આયુષ્ય શેષ જણાય છે તેથી ગચ્છની વ્યવસ્થા કરી પરલોક સાધન કરો.' એમ કહી દેવી અંતર્ધાન થઈ ગઈ.

પછી ગુરુ યશ નામના શ્રાવકના સોઢ નામના પુત્રની સાથે રૈવતાચલ તરફ ચાલ્યા ને ત્યાં નેમિનાથ પ્રભુનું ધ્યાન લગાવી, અનશન સ્વીકારી ૧૦૯૬ ના જેઠ શુદિ નવમીએ સ્વર્ગપ્રયાણ કર્યું. તેમણે ઉત્તરાધ્યયન સૂત્ર પર ટીકા રચી છે, જેની સહાયથી વાદીદેવસૂરિએ દિગંબરાચાર્ય કુમુદચંદ્રને વાદમાં પરાસ્ત કર્યો હતો. આ ટીકાને 'પાઇય ટીકા' કહેવામાં આવે છે, કારણ કે તેમાં પ્રાકૃત અતિ વિશેષ છે.

આ ઉપરાંત ધનપાળની તિલકમંજરી કથા ઉપર એક સુંદર ટિપ્પણ લખ્યું છે જે પાટણના ભંડારમાં આજે પણ વિદ્યમાન છે. ધર્મશાસ્ત્ર, જીવવિચાર પ્રકરણ ને ચૈત્યવન્દન મહાભાષ્ય નામના ગ્રંથો આ જ શાંતિસૂરિની કૃતિ હોય તેમ મનાય છે. કેટલાકો મોટી શાન્તિના રચયિતા તરીકે આ જ વાદીવેતાલ શાન્તિસૂરિને સ્વીકારે છે.

## ૩૭ શ્રી દેવસૂરિ ને ૩૮ શ્રી સર્વદેવસૂરિ ( બીજા )

શ્રી સર્વદેવસૂરિની પાટે દેવસૂરિ આવ્યા. તેમણે હાલારના રાજા કર્ણસિંહને પ્રતિબોધ પમાડ્યો હતો અને તે રાજાએ તેમને " રૂપશ્રી " એવું બિરુદ આપ્યું હતું. તેમના ઉપદેશથી ગોપ નામના શ્રાવકે નવ જિનમંદિર કરાવ્યા. તેમનું વિહારક્ષેત્ર વિસ્તૃત હતું. માળવામાં જઇ પૌરુ ગૃહસ્થોને પ્રતિબોધી તેમને પોરવાડ જૈન બનાવ્યા હતા.

શ્રી સર્વદેવસૂરિના સંબંધમાં વિશેષ વૃત્તાંત મળેલ નથી. તેમણે યશોભદ્ર, નેમિચંદ્ર વિગેરે આઠ શિષ્યોને સૂરિપદ આપ્યું હતું.

**एगुणचालीसइमो, जसभद्दो नेमिचंदगुरुबंधू ३९।**
**चालीसो मुणिचंदो ४०, एगुआलीसो अजिअदेवो ४१ ॥ १३ ॥**

तत्पट्टे श्रीयशोभद्रसूरि–श्रीनेमिचंद्रसूरी ।
तत्पट्टे श्रीमुनिचंद्रसूरिः ।
तत्पट्टे श्रीअजितदेवसूरिः ।

**ગાથાર્થ:—શ્રી સર્વદેવસૂરિ( બીજા )ની પાટે ઓગણચાલીશમા શ્રી યશોભદ્રસૂરિ તેમજ શ્રી નેમિચંદ્રસૂરિ, ચાલીશમા શ્રી મુનિચંદ્રસૂરિ અને એકતાલીશમા શ્રી અજિતદેવસૂરિ પટ્ટધર થયા. ૧૩.**

व्याख्या–३९ एगुणत्ति–श्रीसर्वदेवसूरिपट्टे एकोनचत्वारिंशत्तमौ श्रीयशोभद्र–नेमिचंद्रौ द्वौ सूरी गुरुभ्रातरौ । वि० पंचत्रिंशदधिकैकादशशत ११३५ वर्षे, केचित् एकोनचत्वारिंशदधिकैकादशशत ११३९ वर्षे नवांगवृत्तिकृत्श्रीअभयदेवसूरिः स्वर्गभाक् । तथा कूर्चपुरगच्छीय चैत्यवासी जिनेश्वरसूरिशिष्यो जिनवल्लभश्चित्रकूटे षट्कल्याणकप्ररूपणया निजमतं प्ररूपितवान् ।

४० चालीसोत्ति–श्रीयशोभद्रसूरि–श्रीनेमिचंद्रसूरिपट्टे चत्वारिंशत्तमः श्रीमुनिचंद्रसूरिः । स भगवान् यावज्जीवमेकसौवीरपायी, प्रत्याख्यातसर्वविकृतिकः । श्रीहरिभद्रसूरिकृतानेकांतपताकायनेकग्रंथपञ्जिकोपदेशपदवृत्त्यादिविधानेन तार्किकशिरोमणितया ख्यातिभाक् । यदुक्तम्—

सौवीरपायीति तदेकवारि–पानाद्विधिज्ञो विरुदं बभार ।
जिनागमांभोनिधिधौतबुद्धिर्यः शुद्धचारित्रिषु लब्धरेखः ॥ १ ॥

संविग्नमौलिर्विकृतीश्च सर्वा–स्तत्याज देहेऽप्यममः सदा यः ।
विद्वद्विनेयाभिवृतः प्रभाव–प्रभागुणौघैः किल गौतमाभः ॥ २ ॥

हरिभद्रसूरिरचिताः, श्रीमदनेकांतजयपताकाद्याः ।
ग्रंथनगा विबुधानामप्यधुना दुर्गमा येऽत्र ॥ ३ ॥

सत्पञ्जिकादिपद्या—विरचना या भगवता कृता येन ।
मंदधियामपि सुगमास्ते सर्व्वे विश्वहितबुध्या ॥ ४ ॥

अष्टहयेश (११७८) मिताब्दे विक्रमकालाद्दिवं गतो भगवान् ।
श्रीमुनिचंद्रमुनींद्रो, ददातु भद्राणि संघाय ॥ ५ ॥

अनेन चानंदसूरिप्रभृतयोऽनेके निजबांधवाः प्रव्राज्य सूरीकृताः ।

अयं च श्रीमुनिचंद्रसूरिः श्रीनेमिचंद्रसूरिगुरुभ्रातृश्रीविनयचंद्रोपाध्यायस्य शिष्यः श्रीनेमिचंद्रसूरिभिरेव गणनायकतया स्थापितः । यदुक्तं—

गुरुबंधुविनयचंद्राध्यापकशिष्यं स नेमिचंद्रगुरुः ।
यं गणनाथमकार्षीत्, स जयति मुनिचंद्रसूरिरिति ॥ १ ॥

अत्र च एकोनषष्ठ्यधिकैकादशशत ११५९ वर्षे **पौर्णिमीयक**मतोत्पत्तिः, तत्प्रतिबोधाय च मुनिचंद्रसूरिभिः पाक्षिकसप्ततिका कृतेति ।

तथा श्रीमुनिचंद्रसूरिशिष्याः श्रीअजितदेवसूरि—वादिश्रीदेवसूरिप्रभृतयः । तत्र वादिश्रीदेवसूरिभिः श्रीमदणहिल्लपुरपत्तने जयसिंहदेवराजस्याऽनेकविद्वज्जनकलितायां सभायां चतुरशीतिवादलब्धजययशसं दिगंबरचक्रवर्तिनं वादलिप्सुं कुमुदचंद्राचार्यं वादे निर्जित्य श्रीपत्तने दिगंबरप्रवेशो निवारितोऽद्यापि प्रतीतः । तथा वि० चतुरधिकद्वादशशत १२०४ वर्षे फलवर्धिग्रामे चैत्यबिंबयोः प्रतिष्ठा कृता । तत्तीर्थं तु संप्रत्यपि प्रसिद्धं । तथा आरासणे च नेमिनाथप्रतिष्ठा कृता । चतुरशीतिसहस्र ८४००० प्रमाणः **स्याद्वादरत्नाकर**नामा प्रमाणग्रंथः कृतः । येभ्यश्च यन्नाम्नैव ख्यातिमत् चतुर्विंशतिसूरिशाखं बभूव । एषां च वि० चतुस्त्रिंशदधिके एकादशशत ११३४ वर्षे जन्म, द्विपंचाशदधिके ११५२ दीक्षा, चतुःसप्तत्यधिके ११७४ सूरिपदं, षड्विंशत्यधिकद्वादशशत १२२६ वर्षे श्रावणवदिसप्तम्यां ७ गुरौ स्वर्गः ।

तत्समये श्रीदेवचंद्रसूरिशिष्यस्त्रिकोटिग्रंथकर्ता कलिकालसर्वज्ञख्यातिमान् **श्रीहेमचंद्रसूरिः**, तस्य वि० पंचचत्वारिंशदधिके एकादशशत ११४५ वर्षे कार्तिकशुदिपूर्णिमायां १५ जन्म, पंचाशदधिके ११५० व्रतं, षट्षष्ठ्यधिके ११६६ सूरिपदं, एकोनत्रिंशदधिकद्वादशशत १२२९ वर्षे स्वर्गः ॥

४१ एगुआलीसोत्ति–श्रीमुनिचंद्रसूरिपट्टे एकचत्वारिंशत्तमः श्रीअजितदेवसूरिः । तत्समये वि० चतुरधिकद्वादशशत १२०४ वर्षे खरतरोत्पत्तिः । तथा वि० त्रयोदशाधिके द्वादशशत १२१३ वर्षे आंचलिकमतोत्पत्तिः । वि० षट्त्रिंशदधिके १२३६ वर्षे सार्धपौर्णिमीयकोत्पत्तिः । वि० पंचाशदधिके १२५० आगमिकमतोत्पत्तिः । श्रीवीरात् द्विनवत्यधिकषोडशशत १६९२ वर्षे बाहडोद्धारः ॥ छ ॥ १३ ॥

**વ્યાખ્યાર્થ:**—શ્રી સર્વદેવસૂરિની પાટે ઓગણચાલીશમા પટ્ટધર તરીકે શ્રી યશોભદ્રસૂરિ ને નેમિચંદ્રસૂરિ નામના બે ગુરુભાઈ આવ્યા. વિક્રમ સંવત ૧૧૩૫ ને કેટલાકના મતે વિ. સં. ૧૧૩૯ વર્ષે નવાંગવૃતિકાર શ્રી અભયદેવસૂરિ સ્વર્ગવાસી થયા. તેમજ કૂર્ચપુર ગચ્છના ચૈત્યવાસી જિનેશ્વરસૂરિના શિષ્ય શ્રી જિનવલ્લભસૂરિએ ચિત્રકૂટ( ચિતોડ )માં છ કલ્યાણકની પ્રરૂપણાવાળો પોતાનો મત પ્રચલિત કર્યો.

શ્રીયશોભદ્ર તેમજ નેમિચંદ્રસૂરિની પાટે ચાલીશમા પટ્ટધર શ્રી **મુનિચંદ્રસૂરિ** થયા, તેમણે જિંદગી પર્યંત ફક્ત કાંજી જ પીવાનું રાખી સર્વ વિગયોનો ત્યાગ કર્યો હતો. શ્રીમાન્ હરિભદ્રસૂરિએ રચેલ અનેકાંતજયપતાકા આદિ અનેક ગ્રંથો પર પંજિકા અને ઉપદેશપદ પર વૃત્તિ રચીને " **તાર્કિકશિરોમણિ** " તરીકે ખ્યાતિ મેળવી હતી. તેમના માટે કહેવાય છે કે–

જિનાગમરૂપી સમુદ્રથી નિર્મળ બુદ્ધિવાળા ને શુદ્ધ સંયમી જનોમાં પણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરનાર તેમજ વિધિને જાણનારા તેમણે ( મુનિચંદ્રસૂરિએ ) ફક્ત કાંજી માત્રના પાનથી " **સૌવીરપાયી** " એવું બિરુદ પ્રાપ્ત કર્યું હતું. ૧.

સાધુ પુરુષમાં શિરોમણિ, વિદ્વાન્ શિષ્યોથી વીંટાયેલા, પ્રભાવ તેમજ કાંતિના સમૂહવડે કરીને ખરેખર ગૌતમસ્વામી સરખા ને સ્વશરીરાદિને વિષે પણ નિર્મોહી તે શ્રી મુનિચંદ્રસૂરિએ સર્વ વિગયોનો ત્યાગ કર્યો હતો. ૨.

હરિભદ્રસૂરિ મહારાજાવડે અનેકાંતજયપતાકા આદિ ગૂઢ ગ્રંથો રચાયા કે જે અદ્યાપિ વિદ્વદ્સમૂહને દુર્બોધ્ય છે, તેવા દુર્ગમ્ય ગ્રંથો પર વિશ્વકલ્યાણની ભાવનાથી પંજિકા વિગેરે રચના પૂજ્ય શ્રી મુનિચંદ્રસૂરિએ કરી કે જેથી તે સર્વ ગ્રંથો સમજવા સહેલ બન્યા છે. ૩–૪.

વિ૦ સં. ૧૧૭૮ માં મુનિચંદ્ર મુનીશ્વર કાળધર્મ પામ્યા તે મુનિચંદ્ર મુનિશ્રેષ્ઠ શ્રી સંઘનું કલ્યાણ કરો। ૫.

આ જ મુનિચંદ્રસૂરિએ આનંદસૂરિ આદિ પોતાના બાંધવોને પ્રતિબોધી, દીક્ષા આપીને આચાર્ય બનાવ્યા હતા.

નેમિચંદ્રસૂરિના ગુરુભાઇ શ્રી વિનયચંદ્ર ઉપાધ્યાયના મુનિચંદ્રસૂરિ શિષ્ય હતા. તેમને નેમિચંદ્રસૂરિએ પોતે જ પોતાના પટ્ટધર તરીકે સ્થાપન કર્યા. કહ્યું છે કે— નેમિચંદ્રસૂરિએ પોતાના ગુરુભાઈ વિનયચંદ્ર ઉપાધ્યાયના શિષ્યને ગણાધીશ—પટ્ટધર બનાવ્યા તે શ્રી મુનિચંદ્રસૂરિ જયવંત વર્તો.

વિ૦ સં. ૧૧૫૯ વર્ષે પુનમીઆ ગચ્છની ઉત્પત્તિ થઈ અને તેના પ્રતિબોધને માટે શ્રી મુનિચંદ્રસૂરિએ પાક્ષિક સપ્તતિકાની રચના કરી.

આ મુનિચંદ્રસૂરિને અજિતદેવસૂરિ, વાદી દેવસૂરિ વિગેરે અનેક શિષ્યો હતા. તેમાં વાદી શ્રી દેવસૂરિએ અણહીલ્લપુર પાટણમાં સિદ્ધરાજ જયસિંહની અનેક વિદ્વાન પુરુષોથી શોભતી સભામાં ચોરાશી વાદ જીતીને જેણે કીર્તિ મેળવી હતી તેવા અને વાદ કરવાની જિજ્ઞાસાવાળા દિગંબરચક્રવર્તી કુમુદચંદ્રાચાર્યને વાદમાં હરાવીને પાટણ નગરમાં દિગંબરોનો પ્રવેશ બંધ કરાવ્યો હતો તે હકીકત અદ્યાપિ પ્રસિદ્ધ છે. વળી વિ. સં. ૧૨૦૪માં ફલવર્ધિ (ફલોધી)માં જિનાલય તેમજ પ્રતિમા બંનેની પ્રતિષ્ઠા કરી, તે તીર્થ અદ્યાપિ પ્રસિદ્ધ જ છે. તેમજ આરાસણ નગરમાં શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી. તેમણે ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ **સ્યાદ્વાદરત્નાકર** નામનો પ્રમાણભૂત ગ્રંથ બનાવ્યો. તેમનાથી પોતપોતાના નામથી પ્રસિદ્ધ ચોવીશ સૂરિઓની શાખા શરૂ થઈ. આ વાદી દેવસૂરિનો ૧૧૩૪ વર્ષે જન્મ, ૧૧૫૨ માં દીક્ષા, ૧૧૭૪ માં આચાર્ય પદ અને ૧૨૨૬ માં વર્ષમાં શ્રાવણ વદિ સાતમના સ્વર્ગવાસ થયો હતો.

આ સમયે દેવચંદ્રસૂરિના શિષ્ય ત્રણ કરોડ ગ્રંથ (શ્લોકના) રચયિતા કલિકાલ-સર્વજ્ઞ એવા બિરુદથી પ્રસિદ્ધ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય થયા. તેઓનો ૧૧૪૫ ના કાર્તિક શુદિ ૧૫ ના રોજ જન્મ, ૧૧૫૦ માં દીક્ષા, ૧૧૬૬ માં આચાર્ય પદ ને ૧૨૨૯ માં સ્વર્ગવાસ થયો હતો.

શ્રી મુનિચંદ્રસૂરિની પાટે એકતાલીશમા અજિતદેવસૂરિ પટ્ટધર થયા. વિ. સં. ૧૨૦૪ માં **ખરતર** મતની તથા ૧૨૧૩ વર્ષે **આંચલિક** મતની, ૧૨૩૬ વર્ષમાં **સાર્ધ-પુનમીઆ** અને ૧૨૫૦ વર્ષે **આગમિક** મતની ઉત્પત્તિ થઇ. વીર સં. ૧૬૯૨ માં* (વિ. સં. ૧૨૨૨) બાહડે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો.

---

* પ્રબંધ ચિંતામણિમાં ૧૬૮૧ વર્ષ જણાવેલ છે જયારે પં. શ્રી વીરવિજયજી મહારાજે પોતાની પૂજામાં ૧૬૮૭ વર્ષનો ઉલ્લેખ કર્યો છે.

## ૩૯ શ્રી યશોભદ્ર તથા નેમિચંદ્રસૂરિ

સર્વદેવસૂરિએ પોતાના આઠ શિષ્યોને આચાર્યપદ આપ્યું હતું, પરંતુ તેમાં યશોભદ્ર તેમજ નેમિચંદ્રને શક્તિશાળી શિષ્ય સમજી બંને ગુરુભાઈઓને પોતાના પટ્ટે સ્થાપ્યા. તેમના જીવનને લગતો વૃતાંત મળતો નથી તેમ તેમની કોઈ કૃતિ જાણવામાં આવી નથી. એક એવો ઉલ્લેખ મળે છે કે નેમિચંદ્રસૂરિએ, વીરગણીવિરચિત ૭૬૭૧ શ્લોક-પ્રમાણ પિંડનિર્યુક્તિ પરની વૃત્તિ શોધી આપી હતી. નેમિચંદ્રસૂરિએ પોતાના ગુરુભાઈ શ્રી વિનયચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય **મુનિચંદ્રસૂરિને** યોગ્ય તેમજ ગચ્છનો ભાર ઉપાડવામાં સમર્થ જાણી પોતાની પાટે સ્થાપ્યા હતા.

### નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ

ધારા નગરીમાં મહીધર નામે શ્રેષ્ઠી હતો. તેને ધનદેવી નામની સ્ત્રીથી અભયકુમાર નામનો પુત્ર થયો. એકદા જિનેશ્વરસૂરિ વિહાર કરતાં કરતાં ત્યાં પધાર્યા. શ્રેષ્ઠી સ્વપુત્ર સાથે ગુરુવંદન કરવા ગયો. ગુરુએ સંસારની અસારતા જણાવનાર ચતુર્વિધ ધર્મ કહી સંભળાવ્યો, જેને પરિણામે અભયકુમારને વૈરાગ્ય ઉપજવાથી પિતાની સંમતિપૂર્વક સંયમ સ્વીકાર્યું. તેમનું **અભયદેવ મુનિ** એવું નામ રાખવામાં આવ્યું. યોગ્યતા પ્રાપ્ત થતાં વિ.સં. ૧૦૮૮માં માત્ર સોળ વર્ષની વયે તેમને આચાર્યપદ આપવામાં આવ્યું.

સિદ્ધાંતનો અભ્યાસ ને તેના પરિશીલનથી તેઓ ભાસ્કર સમાન પ્રકાશવા લાગ્યા. તેઓને આચાર્ય પદવી આપવામાં આવ્યા બાદ વિહાર કરતાં કરતાં તેઓ પ્રત્યપદ્ર નગરે આવ્યા. તેવામાં દુર્ભિક્ષનો ઉપદ્રવ થતાં દેશની અત્યંત દુર્દશા થઈ. દુર્ભિક્ષના કારણે પઠન-પાઠનાદિ કમ થવા લાગ્યું અને શાસ્ત્રજ્ઞાનની વિસ્મૃતિ વધવા લાગી. સિદ્ધાંત તથા તેની વૃત્તિનો પણ ઉચ્છેદ થવા લાગ્યો. જે કંઇ સૂત્રો રહ્યા તેનો શબ્દાર્થ પણ દુર્બોધ થવા લાગ્યો. દુર્ભિક્ષના દુર્ગમ-પંજાથી શાસનનું શું થશે ! શાસ્ત્રજ્ઞાનનું શું થશે ? એવી ચિંતા કરતાં અભયદેવસૂરિ રાત્રિ વીતાવે છે તેવામાં મધ્યરાત્રિએ શાસન-દેવીએ પ્રત્યક્ષ થઇ અભયદેવસૂરિને જણાવ્યું કે-'પૂર્વે **શીલાંકાચાર્ય** નામના આચાર્યે અગિયાર અંગની વૃત્તિ બનાવી હતી તેમાંથી કાળદોષને કારણે પ્રથમના બે અંગની વૃત્તિ સિવાયની સર્વ વૃત્તિઓ વિચ્છેદ પામી છે, માટે તમે નવી વૃત્તિ રચવાનો ઉદ્યમ કરો.' દેવીવચન સાંભળી અભયદેવસૂરિએ કહ્યું કેઃ'-હે માતા ! અલ્પમતિ હું જડ જેવો છું. સુધર્માસ્વામીએ રચેલ સૂત્રો જોવાની પણ મારામાં પ્રજ્ઞા નથી તો તે પર વૃત્તિ કેમ રચાય ? વળી ઉત્સૂત્રપ્રરૂપણા થઇ જાય તો પાપનો ભાગી બનું. વળી તમારો આદેશ પણ અલંઘનીય છે માટે હવે તમે જ આ બાબતમાં સદુપાય બતાવો.'

એટલે દેવીએ કહ્યું કે-'હે સુજ્ઞ ! તું ચિંતા કર નહિ. તારામાં યોગ્યતા જાણીને જ હું ફરમાન કરું છું. તું ઉદ્યમ કર છતાં વૃત્તિમાં કંઇ સંશય જેવું રહેશે તો તેનો ખુલાસો હું સીમંધરસ્વામીને પૂછી આવીશ. વળી સ્મરણમાત્રથી જ હું તમારા સમક્ષ હાજર થઇશ*.' દેવીની આજ્ઞાથી અભયદેવસૂરિએ

* આ બાબતમાં એવો પણ મત પ્રચલિત છે કે-અભયદેવસૂરિને શરીરે વ્યાધિ થઇ આવી ને તેને સમતાપૂર્વક સહન કરતાં તેઓ સમય વીતાવે છે તેવામાં એક રાત્રિએ સ્વપ્નામાં શાસનદેવીને જોયા ને પોતાને સુતરના નવ

દુષ્કર કાર્યનો આરંભ કર્યો અને તે કાર્ય સંપૂર્ણ ન થાય ત્યાં સુધી હંમેશ આયંબિલ કરવાની પ્રતિજ્ઞા કરી. મહાપ્રયત્ને અને અથાગ પરિશ્રમે તે કાર્ય પરિપૂર્ણ તો થયું પણ તેનું પરિણામ એ આવ્યું કે રાત્રિમાં જાગરણ અને આયંબિલાદિને કારણે આચાર્યશ્રીને દુષ્ટ રક્તદોષ લાગુ પડયો. કેટલાક ઇર્ષ્યાળુ લોકો કહેવા લાગ્યા કે– 'ઉત્સૂત્ર કથનનાં દોષથી ગુરુને દુષ્ટ રક્તદોષ (કોઢ) થયો છે.' આ પ્રમાણે જન–પ્રલાપ સાંભળતાં ગુરુ શોકથી વ્યાકુળ થઇ ગયા ને પરલોક સાધવાની ઇચ્છાથી રાત્રે તેમણે ધરણેંદ્રનું ધ્યાન ધર્યું. સ્વપ્નમાં તેમણે ધરણેંદ્રને સ્વદેહ ચાટતા જોયા એટલે પોતાનું આયુષ્ય ક્ષીણ સમજી અણશણ સ્વીકારવાનું યોગ્ય ધાર્યું. તેવામાં તો ધરણેંદ્રે પ્રત્યક્ષ આવી જણાવ્યું કે– 'તમારો દેહ નિરોગી થશે, માટે ચિંતા ન કરો. શ્રીકાંતા નગરીના **ધનેશ** શ્રાવકના વહાણ સ્થંભી જવાથી તેના પ્રતિકારરૂપે તેણે ભગવંતની ત્રણ પ્રતિમા દેવાજ્ઞાથી તે ભૂમિમાંથી બહાર કઢાવી હતી. તેમાંથી એક ચારૂપ ગામમાં અને બીજી પાટણમાં સ્થાપન કરવામાં આવી છે જ્યારે ત્રીજી સ્તંભન ગામની સેટિકા(સેઢી) નદીના તટ પર વૃક્ષઘટાની અંદર ભૂમિમાં જ સ્થાપન કરેલ છે. તે શ્રી પાર્શ્વનાથની અત્યંત ચમત્કારિક પ્રતિમાને પ્રગટ કરો. તેના ન્હવણથી તમારો રોગ નાશ પામશે. ક્ષેત્રપાળની જેમ શ્વેત સ્વરૂપી દેવી તમને માર્ગ બતાવતી રહેશે.' આચાર્યશ્રીએ સવારે શ્રી સંઘને રાત્રિનો અદ્દભૂત વ્યતિકર કહી સંભળાવ્યો, જેથી શ્રી સંઘે નવશેં ગાડા જોડી પ્રયાણ શરૂ કર્યું. સેટિકા નદીના કિનારે આવતાં અચાનક માર્ગ બતાવતા અશ્વો અદશ્ય થઇ ગયા એટલે શ્રીસંઘ ત્યાંથી અટકી ગયો અને આચાર્યશ્રી સંકેતાનુસાર આગળ ચાલ્યા. પછી જે સ્થળે પ્રતિમા હતી તે સ્થાને ધ્યાનાસને બેસી શ્રી પાર્શ્વનાથનું **जयं तिहुअण** નામનું બત્રીશ ગાથાનું અદ્દભુત સ્તોત્ર રચ્યું. ૧૭ મી ગાથા બોલતાં તેના પ્રભાવથી પાર્શ્વનાથનું બિંબ પ્રગટ થયું અને તેના ન્હવણ જળથી સૂરિજીનો સમસ્ત રોગ નાશ પામ્યો. શ્રી સંઘે અતિ હર્ષપૂર્વક વંદન કર્યું. પછી કુશળ કારીગરને બોલાવી ત્યાં જ વિશાળ ચૈત્ય કરાવ્યું અને શુભ મુહૂર્તે પ્રતિષ્ઠા કરાવી. રાત્રે ધરણેંદ્રે આવી ગુરુ મહારાજને જણાવ્યું કે–' **जय तिहुअण** સ્તોત્રમાંથી બે ગાથા ગોપવી દ્યો, કારણ કે તેના પ્રભાવથી પુણ્યહીન જનોને પણ મારે પ્રત્યક્ષ દર્શન દેવું પડશે.' ઇંદ્રની વિજ્ઞપ્તિથી આચાર્યશ્રીએ બે ગાથા ગોપવી દીધી, જેને પરિણામે હાલમાં ત્રીશ ગાથાનું સ્તોત્ર ઉપલબ્ધ છે.

અભયદેવસૂરિ એક પ્રાવચનિક પુરુષ હતા. એમણે નવાંગ વૃત્તિ ઉપરાંત શ્રીમદ્ હરિભદ્રસૂરિના પંચાશક આદિ અનેક પ્રકરણો પર વિવરણો લખ્યાં છે, તેમજ આગમ અષ્ટોત્તરી આદિ પ્રકરણોની નૂતન રચના કરી છે. આરાધના કુલક પણ તેમની સ્વતંત્ર કૃતિ છે. તેઓનો સ્વર્ગવાસ સં. ૧૧૩૫ અને કેટલાકના મત પ્રમાણે સં. ૧૧૩૯ માં કપડવંજમાં થયો હતો.

" અભયદેવ " એવા નામના ઘણા પ્રભાવિક આચાર્યો થયા છે તેથી કેટલીક વખત હકીકતમાં ગુંચવાડો ઊભો થવા પામે છે. તેઓ જુદા જુદા ગચ્છની આમ્નાયમાં હતા અને કેટલાકોએ પોતાની સ્વતંત્ર કૃતિઓ પણ રચી છે. સિદ્ધસેન દિવાકરના સન્મતિતર્ક પર ' તત્ત્વબોધવિધાયિની ' ટીકા કરનાર અભયદેવસૂરિ તેમજ સિદ્ધરાજ જયસિંહના રાજ્યઅમલે થયેલ મલધારી અભયદેવસૂરિથી નવાંગી ટીકાકાર અભયદેવસૂરિ અન્ય સમજવા.

---

ફાળકો આપતા માલૂમ પડયા. પછી દેવીએ પ્રત્યક્ષ થઇ નવ અંગની વૃત્તિ રચવા કહ્યું ત્યારે ગુરુએ પોતાની વ્યાધિની વાત કહી અશક્તિ દર્શાવી; એટલે દેવીએ સ્થંભન પાર્શ્વનાથની પ્રભાવશાળી પ્રતિમા પ્રગટ કરી, તેના ન્હવણ જળનો શરીર પર છંટકાવ કરવા કહ્યું. તે પ્રમાણે કરતાં તરત જ સૂરિનું શરીર સ્વસ્થ થઇ ગયું અને પછી તેમણે નવાંગ વૃત્તિ રચી.

## છ કલ્યાણક પ્રરૂપક શ્રી જિનવલ્લભસૂરિ

ભોજરાજાની ધારા નગરીમાં લક્ષ્મીપતિ નામે શ્રેષ્ઠી રહેતો હતો. તે અતિથિસત્કાર કરવામાં એક્કો હતો. એકદા શ્રીધર ને શ્રીપતિ નામના બે બ્રાહ્મણો તેને ઘેર આવી ચડ્યા. તેને સંતોષપૂર્વક ભિક્ષા આપી. પછી તો તે હમેશાં ભિક્ષાર્થે ત્યાં જ આવવા લાગ્યા. તે શ્રેષ્ઠીના ઘરની સન્મુખ ભીંત પર વીશ લાખ ટકા ખર્ચીને લેખ લખાતો હતો તે બન્ને દ્વિજો હમેશાં વાંચતા અને પ્રજ્ઞાપ્રકૃષ્ટતાથી તે તેમને યાદ રહી જતું. દૈવયોગે તે નગરીમાં અગ્નિપ્રકોપ થયો એટલે બીજાની સાથે સાથે લક્ષ્મીપતિ શ્રેષ્ઠીનું ગૃહ પણ બળી ગયું. શેઠને પોતાનું ઘર બળી ગયાનો જેટલો સંતાપ થતો હતો તે કરતાં વિશેષ સંતાપ તે લેખ બળી જવાથી થતો હતો તેથી શેઠને ચિંતાગ્રસ્ત સ્થિતિમાં જોઈને તે દ્વિજોએ તેનું કારણ પૂછ્યું, એટલે શેઠે પોતાનું મનદુઃખ કહી સંભળાવ્યું. તે દ્વિજોએ શેઠને આશ્વાસન આપ્યું અને તે આખો લેખ સ્વબુદ્ધિબળથી કહી બતાવ્યો. આથી શેઠને અતિવ હર્ષ થયો ને તેનો બહુમાનપૂર્વક વિશેષ સત્કાર કર્યો. શેઠે મનમાં વિચાર્યું કે જો આ બંને દ્વિજો જૈની દીક્ષા સ્વીકારે તો શાસનની જરૂર ઉન્નતિ થાય.

એવામાં શ્રી વર્દ્ધમાનસૂરિ વિહાર કરતાં કરતાં ત્યાં આવી ચડ્યા. તે બંને બ્રાહ્મણો યુક્ત લક્ષ્મીપતિ શેઠ તેમને વંદન કરવા ગયો. વંદન બાદ યોગ્ય સ્થાને બેઠા પછી ગુરુએ તે બંને દ્વિજની આકૃતિ જોઈ જણાવ્યું કે-'આ બંને શ્રેષ્ઠ લક્ષણવાળા છે તેથી સ્વપરને હિતકારી થશે.' ભાગ્યાનુયોગે તે બંનેને પણ દીક્ષા લેવાનો અભિલાષ થયો. ગુરુએ દીક્ષા આપી તેમને શાસ્ત્રાધ્યયન શરૂ કરાવ્યું. શાસ્ત્રમાં સારી રીતે વિચક્ષણતા પ્રાપ્ત કર્યા પછી તેમને આચાર્યપદે સ્થાપન કર્યા અને શ્રીધરનું જિનેશ્વરસૂરિ ને શ્રીપતિનું બુદ્ધિસાગરસૂરિ નામ રાખ્યું. શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વરે 'બુદ્ધિસાગર' નામનું આઠ હજાર શ્લોકપ્રમાણ નવું વ્યાકરણ રચ્યું છે.

જિનેશ્વરસૂરિને જિનવલ્લભ નામના શિષ્ય હતા. જિનેશ્વરસૂરિ ચૈત્યવાસી થયા. એક દિવસ ગુરુની પાસે શ્રી દશવૈકાલિક સૂત્રનું અધ્યયન કરતાં સાધુઓનો યથાસ્થિત આચાર જાણવામાં આવ્યો તેથી તેમણે ગુરુને તેમના શિથિલાચાર માટે પૂછ્યું ત્યારે ગુરુએ પોતાનો કર્મોદય જણાવ્યો. જિનવલ્લભસૂરિને સત્ય વસ્તુ જાણવાની ભૂખ જાગી એટલે પછી સ્વગુરુની રજા લઈ શ્રી અભયદેવસૂરિ પાસે ગયા અને શાસ્ત્રનું વિશેષ અધ્યયન શરૂ કર્યું. ધીમે ધીમે સકલ શાસ્ત્રોનો અભ્યાસ કરી તેઓ ગીતાર્થ થયા.

પ્રભાવક ચરિત્રકાર કૂર્ચપુરગચ્છીય જિનેશ્વરસૂરિને ચૈત્યવાસી નહિં પણ ચૈત્યવાસી મતને પરાસ્ત કરનાર માને છે. વીરવંશાવળીકાર પણ તેમજ માને છે. વિશેષમાં તે જણાવે છે કે-દુર્લભરાજની સભામાં ચૈત્યવાસી ને તેમની વચ્ચે વાદ થતાં તેમણે પ્રતિપક્ષીઓને પરાજય પમાડ્યો એટલે દુર્લભરાજે કહ્યું કે-' આ આચાર્ય "ખરું" બોલ્યા' ત્યારથી જિનેશ્વરસૂરિ 'ખરતર' કહેવાયા ને તેમની પરંપરા ખરતર ગચ્છીય કહેવાણી. જો આ ઘટના સત્ય હોય તો ખરતર ગચ્છ ૧૨૦૪ માં નહિં પણ તેથી પહેલા શરૂ થયો હોવો જોઈએ, ને તેના આદ્યસ્થાપક શ્રી જિનદત્તસૂરિ નહિં પણ શ્રી જિનેશ્વરસૂરિ જ માની શકાય. નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિ પણ શ્રી જિનેશ્વરસૂરિના જ શિષ્ય હતા અને તેથી તેમને પણ 'ખરતર' ગણી શકાય છતાં તેમના કોઈ પણ ગ્રંથની પ્રશસ્તિમાં તેમણે તેવો ઉલ્લેખ કર્યાનું જાણવામાં નથી. પટ્ટાવલી વિશેષમાં ૧૨૦૪ માં શ્રી જિનદત્તસૂરિથી "ખરતર" ગચ્છની

ઉત્પત્તિ જણાવી છે, એટલે આ વસ્તુ વિચારણીય છે. અભયદેવસૂરિના કહેવાથી દેવભદ્રાચાર્યે શ્રી જિનવલ્લભસૂરિને આચાર્ય પદવી આપી હતી તેથી તેઓ શ્રી અભયદેવસૂરિની પાટે આવ્યા.

આ સમયે મેદપાટાદિમાં પ્રાયઃ ચૈત્યવાસનું વિશેષ જોર હતું તેથી તેમણે તે વિભાગમાં વિહાર શરૂ કર્યો અને અનેક ભવ્યોને ઉપદેશી સત્ય માર્ગે લાવ્યા.

જિનવલ્લભસૂરિએ ચિતોડ નગરની ચંડિકાદેવીને પ્રતિબોધી જીવહિંસા છોડાવી હતી તેમજ અનેક વાદીઓને જીત્યા હતા. તીર્થંકરોના પાંચ કલ્યાણક હોય છે તે મુજબ મહાવીરસ્વામીના પાંચ (ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન ને મોક્ષ) કલ્યાણક પ્રચલિત હતા તેને બદલે જિનવલ્લભસૂરિએ મહાવીર પ્રભુના ગર્ભાપહરણને છઠું કલ્યાણક પ્રરૂપ્યું અને પોતાની માન્યતાના પ્રચાર માટે બનતું કર્યું. દશ હજાર વાગડી લોકોને તેમજ ચિતોડના અન્ય રહેવાસીઓને પોતાના રાગી તેમજ ભક્ત બનાવ્યા. તેઓ ચૈત્યવાસના કટ્ટર વિરોધી હતા અને પોતે જે જે ચૈત્યો બંધાવ્યા તેને 'વિધિચૈત્ય' નામ આપી શાસ્ત્રવિરુદ્ધ કાર્યો કરવાનો નિષેધ કર્યો. નાગપુર ( નાગોર )માં નેમિજિનાલય ને નરવરપુરમાં વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી.

તેમણે સૂક્ષ્માર્થસિદ્ધાન્તવિચારસાર, પિંડવિશુદ્ધિ પ્રકરણ, સંઘપટ્ટક, ધર્મશિક્ષા, પ્રશ્નોત્તરશતક, શૃંગારશતક, આગમિક વસ્તુ વિચારસાર, પૌષધવિધિ પ્રકરણ, પ્રતિક્રમણ સામાચારી, સ્વપ્નાષ્ટક વિચાર વિગેરે ગ્રંથો રચ્યાં છે અને શ્રી જિનચંદ્રસૂરિકૃત સંવેગરંગશાલા પોતે શોધી આપી હતી. તેઓ સં. ૧૧૬૭માં સ્વર્ગવાસી થયા. શ્રી જિનવલ્લભસૂરિની પાટે શ્રી જિનદત્તસૂરિ થયા, જે ઘણા પ્રભાવક હતા. તે ઉત્તર હિંદુસ્થાનમાં "દાદા ગુરુ"ના નામે પૂજાય છે.

## ૪૦ શ્રી મુનિચંદ્રસૂરિ

મુનિચંદ્રસૂરિ વિનયચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય હતા. નેમિચંદ્રસૂરિને તેમનામાં ગચ્છ સંભાળવા માટે પૂરતી યોગ્યતા જણાણી તેથી પોતાના ગુરુભ્રાતાના તે શિષ્યને પોતાના પટ્ટ પર સ્થાપન કર્યા. તેઓએ બાળપણે સંયમ સ્વીકારી અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હતું. તેઓની પ્રજ્ઞા–બુદ્ધિ અતિ તીવ્ર હતી અને કઠિન તેમજ દુર્બોધ અર્થો તેઓ સહેલાઇથી સમજી શકતા હતા. તેઓ "તાર્કિકશિરોમણિ" કહેવાતા અને તેની જાણે સાક્ષી ન આપતા હોય તેમ તેમણે અનેક ગ્રંથો પર વૃત્તિ–ટીકા રચી છે.

વાદીવેતાલ શાંતિસૂરિ તેમની સ્મરણશક્તિથી અતિ આશ્ચર્ય પામ્યા હતા અને પછી તો તેમણે તેમને પોતાની પાસે રાખી વિશેષ શાસ્ત્રાધ્યયન કરાવ્યું હતું. નડુલપુરથી વિહાર કરી ચૈત્યપરિપાટી કરવાની ઇચ્છાથી શ્રી મુનિચંદ્રસૂરિ અણહીલ્લપુર પાટણ આવી પહોંચ્યા. ઉપાશ્રયે આવી આચાર્ય શ્રી શાંતિસૂરિને વંદન કરી તેમની નજીક બેઠા. આચાર્યશ્રી આ સમયે પોતાના બત્રીશ શિષ્યોને પ્રમાણશાસ્ત્ર ભણાવી રહ્યા હતા. મુનિચંદ્રસૂરિએ થોડા દિવસની સ્થિરતા કરી અને હંમેશ એકાગ્ર ધ્યાન રાખી વાચના શ્રવણ કરવા લાગ્યા.

પ્રમાણશાસ્ત્રનો વિષય સુગમ ને સરલ ન હતો. દુર્ઘટ પ્રમેય ગુરુએ વારંવાર

સમજાવ્યા છતાં શિષ્યો તે અવધારી શકયા નહિ એટલે ગુરુ ગ્લાનિ પામ્યા ને બોલ્યા કે—' આ તો ભસ્મમાં ઘી નાખવા જેવું થયું.' એટલે પ્રસંગ જોઈ મુનિચંદ્રસૂરિએ પૂછયું કે-'મહારાજ ! જે કોઈ પુસ્તક લઇને આપની આગળ બેસે છે તે જ જવાબ આપી શકે કે સર્વથા અલક્ષિત ને બહારથી આવેલ હોય તે પણ જવાબ આપી શકે.' ગુરુને આ પ્રશ્ન સાંભળી વિસ્મય થયો અને જવાબ માટે રજા આપી. એટલે મુનિચંદ્રસૂરિએ બધા દિવસોનું અનુક્રમવાર વ્યાખ્યાન કહી સંભળાવ્યું. તેમની આવી સ્મરણશક્તિથી રંજિત થઈ શાંતિસૂરિએ તેમને પ્રમાણશાસ્ત્રોનો વિશેષ અભ્યાસ કરાવ્યો.

શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજે રચેલા ગ્રંથો પૈકી વિદ્વાનોને પણ સમજવા મુશ્કેલ પડે તેવા અનેકાંતજયપતાકા, ઉપદેશપદ વિગેરે ગ્રંથો પર મુનિચંદ્રસૂરિએ વૃત્તિ રચીને તેને સુગમ ને સમજી શકાય તેવા બનાવ્યા. તેઓ પોતાના દેહપરત્વે તદ્દન નિર્મોહી હતા ને આજીવન ફક્ત **"સૌવીરપાયી"** (કાંજી માત્રની છૂટ) રહ્યા હતા. તેમની આજ્ઞામાં પાંચસો જેટલા શ્રમણો અને અનેક સાધ્વીઓ હતી. તેમણે ગુજરાત, લાટ દેશ, નાગપુર આદિ તરફ વિહાર કર્યો હતો, પરંતુ પાટણમાં વિશેષ રહ્યા હશે તેમ જણાય છે.

આ મુનિચંદ્રસૂરિના ગુરુભાઇ ચંદ્રપ્રભે સં. ૧૧૪૯માં **'પૂર્ણિમા મત'**ની ઉત્પત્તિ કરી એટલે કે પુનમને દિવસે પાખી કરવાનું પ્રચલિત કર્યું, જે મત અત્યારે તો નષ્ટપ્રાય થઈ ગયો છે. આ ચંદ્રપ્રભસૂરિએ દર્શનશુદ્ધિ તથા પ્રમેયરત્નકોશની રચના કરી હતી. આ મતના અનુયાયીને પ્રતિબોધવા માટે શ્રી મુનિચંદ્રસૂરિએ "પાક્ષિક સપ્તતિકા"ની રચના કરી છે.

તેમણે આનંદસૂરિ વિગેરે પોતાના ભાઈઓને પ્રતિબોધી દીક્ષા આપી હતી. વાદી દેવસૂરિ તેમજ અજિતદેવસૂરિ આદિ તેમના ઘણા પ્રભાવક શિષ્યો હતા. તેઓ વિ. સં. ૧૧૭૮ માં સ્વર્ગે સીધાવ્યા.

તેમણે (૧) ચિરંતનાચાર્યવિરચિત દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણ પર વૃત્તિ, (૨) સૂક્ષ્માર્થ સાર્ધશતક પર ચૂર્ણી, (૩) હરિભદ્રસૂરિવિરચિત અનેકાંતજયપતાકા પર વૃત્તિ (૪) હારિભદ્રીય ઉપદેશપદ પર વૃત્તિ (૫) લલિત વિસ્તરા પર પંજિકા (૬) ધર્મબિંદુ પર વૃત્તિ અને (૭) કર્મપ્રકૃતિ પર ટિપ્પન–આમ સાત ટીકાઓ રચી છે. આ ઉપરાંત નૈષધકાવ્ય પર ૧૨૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચ્યાનો ઉલ્લેખ સાંપડે છે.

તેમના વીશ સ્વતંત્ર પણ ટૂંકા ટૂંકા ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

૧–અંગુલ સપ્તતિ
૨–આવશ્યક પાક્ષિક સપ્તતિ
૩–વનસ્પતિ સપ્તતિકા
૪–ગાથા કોષ

૫-અનુશાસનાંકુશકુલક
૬—૭ ઉપદેશામૃત કુલક પહેલું તથા બીજું
૮-ઉપદેશપંચાશિકા
૯-૧૦-ધર્મોપદેશ કુલક પહેલું તથા બીજું
૧૧-પ્રાભાતિક સ્તુતિ ( સંસ્કૃત )
૧૨-મોક્ષોપદેશ પંચાશિકા
૧૩-રત્નત્રય કુલક
૧૪-શોકહર ઉપદેશક કુલક
૧૫-સમ્યક્ત્વોત્પાદ વિધિ
૧૬-સામાન્ય ગુણોપદેશ કુલક
૧૭-હિતોપદેશ કુલક
૧૮-કાલશતક
૧૯-મંડળવિચાર કુલક
૨૦-દ્વાદશ વર્ગ

## વાદી શ્રી દેવસૂરિ

મદ્દાહૃત* નગરમાં પ્રાગ્વાટ વંશીય વીરનાગ નામે ગૃહસ્થ રહેતો હતો. તેમને જિનદેવી નામે ગુણશાળી પત્ની હતી. તેણીએ એકદા રાત્રે સ્વપ્નામાં ચંદ્રમાને સ્વમુખમાં પ્રવેશ કરતો જોયો એટલે પ્રભાતે તેનું ફળ શ્રી મુનિચંદ્રસૂરિને પૂછ્યું ત્યારે ગુરુએ જણાવ્યું કે-' જગતને પ્રકાશ આપનાર ભાગ્યશાળી જીવ તારા ગર્ભમાં દાખલ થયો છે.' વિ. સં. ૧૧૪૩માં યોગ્ય અવસરે પુત્રજન્મ થતાં તેનું **પૂર્ણચંદ્ર** એવું નામ રાખવામાં આવ્યું.

એકદા તે નગરમાં મહામારીનો ઉપદ્રવ થયો તેથી બધા લોકો ત્રાસી ઊઠ્યા. આજીવિકાના પોષણ માટે વિચાર કરીને વીરનાગ પણ પોતાના પરિવાર સાથે ત્યાંથી નીકળીને ભૃગુકચ્છ નગરે આવ્યો. મુનિચંદ્રસૂરિ પણ વિહાર કરતાં કરતાં તે જ નગરમાં આવી ચડ્યા. ગુરુના કહેવાથી અન્ય શ્રાવકોએ વીરનાગને આશ્રય આપ્યો. પૂર્ણચંદ્ર આઠ વર્ષનો થયો હતો અને માતપિતાના પરિપાલન માટે મસાલાની ફેરી કરવા લાગ્યો. એકદા એક શ્રેષ્ઠીના મકાનમાં પ્રવેશ કરી જોયું તો તે ગૃહપતિ દ્રવ્યને અંગારા ને કાંકરારૂપ માનીને ત્યજી દેતો હતો. દુર્ભાગ્યને કારણે તે ગૃહસ્થ દ્રવ્યને યથાર્થ રૂપે જોઇ શકતો ન હતો. આ વિચિત્રતા જોઇ પૂર્ણચંદ્રે કહ્યું કે-'અરે! અરે!! મનુષ્યને સંજીવિની ઔષધિ સમાન આ દ્રવ્ય-સમૂહ તમે શા માટે ફેંકી દ્યો છો?' પૂર્ણચંદ્રના આ પ્રમાણે બોલવાથી તે ગૃહસ્થને વિચાર ઉદ્ભવ્યો કે-' આ બાળક પુણ્યશાળી લાગે છે.' તેના પ્રભાવથી જરૂર મને દ્રવ્ય સત્ય રૂપમાં પ્રાપ્ત થશે. એટલે તેણે કહ્યું કે-'તારા હાથનો સ્પર્શ કરીને તું આ દ્રવ્ય મને પાછું આપ.' તેણે તેમ કરતાં તેના સ્પર્શથી તે બધું દ્રવ્ય યથાસ્થિત રૂપે તે ગૃહસ્થના જોવામાં આવ્યું, એટલે તેણે તે બધું દ્રવ્ય ઘરમાં દાટી દીધું અને પૂર્ણચંદ્રને એક સોનામહોર બક્ષીસ આપી. ઘરે આવી પૂર્ણચંદ્રે પિતાને બધી હકીકત જણાવી. પિતાએ તે વૃતાંત ગુરુને નિવેદન કર્યો. ગુરુ ઘડીભર તો વિચારમગ્ન બની ગયા. વિચારણાને અંતે તેને પૂર્ણચંદ્ર પુરુષોત્તમ જણાયો. તેની પ્રભા ગુરુના મનને આકર્ષવા લાગી. પ્રસંગ જોઈ તેમણે વીરનાગ પાસે તેની માગણી કરી. વીરનાગે પોતાની આજીવિકાનો આધારસ્થંભ જતાં પોતાની કેવી મુશ્કેલીભરી સ્થિતિ થશે તે વાત જણાવી, એટલે ગુરુએ તેને તે બાબત નિશ્ચિંત રહેવા જણાવ્યું. તેની માતાની પણ રજા લઇને ગુરુએ પૂર્ણચંદ્રને દીક્ષા આપી અને તેનું **રામચંદ્ર** નામ રાખ્યું.

પોતાનો સહોદર હોય તેમ સરસ્વતી પણ પ્રેમપૂર્વક આવીને તેની જિહ્વાગ્રે વસવા લાગી. અલ્પ

* હાલનું મહુઆ ( આબુની પાસે ).

સમયમાં તર્ક, લક્ષણ, પ્રમાણ ને સાહિત્યવિદ્યામાં તે પારગામી થઈ ગયો. ભલભલા વિદ્વાનો અને વાદીઓ પણ તેમની પ્રશંસા કરવા લાગ્યા. જેમ જેમ તેમની ખ્યાતિ પ્રસરતી ગઈ તેમ તેમ તેમને જીતવા માટે વાદીઓ પણ હોડ બકવા લાગ્યા. તેને પરિણામે ધવલકપુર, કાશ્મીર, સત્યપુર, ચિત્રકૂટ, ગોપગિરિ, ધારા અને ભૃગુક્ષેત્રમાં જુદા જુદા વાદીઓને પરાસ્ત કર્યા. રામચંદ્રની આવી અદ્દભુત શક્તિથી સંતોષ પામી ગુરુએ તેમને આચાર્યપદે સ્થાપન કર્યા અને દેવસૂરિ નામ સ્થાપ્યું.

પછી ગુરુએ ત્યાંથી ધવલકપુર પ્રતિ વિહાર કર્યો. તે નગરમાં ઉદય નામના શ્રાવકે શ્રી સીમંધર સ્વામીનું બિંબ ભરાવ્યું હતું. તેની કોઈ સદ્દગુરુ પાસે પ્રતિષ્ઠા કરાવવાનો નિર્ણય કરી, ત્રણ ઉપવાસ કરી શાસનદેવીની આરાધના કરી. શાસનદેવીએ દેવસૂરિના હસ્તે પ્રતિષ્ઠા કરાવવાનું કહ્યું અને ઉદયની પ્રાર્થનાથી સૂરિજીએ નિર્વિઘ્નપણે પ્રતિષ્ઠા કરાવી.

ત્યાંથી નાગપુર ( નાગોર ) તરફ વિહાર કરવાની ભાવનાથી આબૂ પર્વત પાસે આવ્યા અને શિષ્યો તથા શ્રાવકોના આગ્રહથી ગિરિ પર ચઢવા લાગ્યા. સાથે અંબાદેવીના પ્રાસાદનો મંત્રી પણ ચઢતો હતો તેને અચાનક સર્પ-દંશ થયો. ઝેર ચડવાથી મૂર્ચ્છા આવી ગઈ. ગુરુએ પોતાના પાદોદક-(પગધોવણ)નો છંટકાવ કરાવતાં તરત જ ઝેર ઊતરી ગયું. પછી યાત્રા કરી. અંબાદેવીની સ્તુતિ કરી, તેથી સંતુષ્ટ થયેલી દેવીએ જણાવ્યું કે-" તમારા ગુરુનું આયુષ્ય માત્ર આઠ મહિના બાકી છે. તમે પાછા અણહીલ્લપુર-પાટણ જાઓ." દેવસૂરિ ત્યાંથી પાછા ગુરુ પાસે આવ્યા ને દેવીકથિત હકીકત કહી સંભળાવી.

એવામાં ઘણા વાદીઓને જીતવાથી મત્ત થયેલો દેવબોધિ નામનો વાદી અણહીલપુર-પાટણમાં આવી ચઢ્યો. તે પોતાની બરોબરી કરી શકે તેવો કોઈ વાદી જોતો ન હતો. તેણે આવતાંની સાથે જ રાજદ્વાર પર એક નીચેનો દુર્બોધ શ્લોક લટકાવ્યો.

एकद्वित्रिचतुःपञ्च-षण्मेनकमनेनकाः । देवबोधे मयि क्रुद्धे, षण्मेनकमनेनकाः ॥

શ્લોકનો અર્થ ઘણો દુર્ઘટ હતો. વિચક્ષણ વિદ્વાન્ વિના કોઇ તેનો હેતુ સમજાવી શકે એમ ન હતું. કોઇ શ્લોકાર્થ ન કહી બતાવે તો વિદ્વાન વર્ગની સાથોસાથ રાજ્યની પ્રતિષ્ઠા પણ ચાલી જાય, તેથી કોઇ પણ ઉપાય સૂચવવા માટે રાજાએ અંબાદેવીની આરાધના કરી. દેવીએ દેવસૂરિનું નામ સૂચવ્યું. રાજાએ આમંત્રણ આપ્યું અને શ્લોકાર્થ કરવા વિનતિ કરી. ગિરિનદીનો પ્રવાહ જેમ પત્થરને ભેદી નાખે તેમ દેવસૂરિએ તેનો નીચે પ્રમાણે અર્થ કહી બતાવ્યો.

એક પ્રત્યક્ષ પ્રમાણને માનનારા ચાર્વાક.

પ્રત્યક્ષ અને અનુમાન-એ બે પ્રમાણ માનનારા બૌદ્ધ અને વૈશેષિક.

પ્રત્યક્ષ, આગમ અને અનુમાન-એ ત્રણ પ્રમાણને માનાનારા સાંખ્યો.

પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને ઉપમાન-એ ચાર પ્રમાણને માનનારા નૈયાયિકો.

પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને અર્થાપત્તિ-એ પાંચ પ્રમાણને માનનારા પ્રભાકર.

પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ-એ છ પ્રમાણ માનનારા મીમાંસક.

એ છએ પ્રમાણવાદીઓને ઇચ્છિનાર હું દેવબોધિ ક્રોધાયમાન થતાં વિષ્ણુ, બ્રહ્મા અને સૂર્ય પણ

મૂંગા બેસી રહે છે તો બીજાનું શું ગજું ? આવો દુર્ગમ શ્લોકાર્થ પણ દેવસૂરિએ ઘડીના વિલંબ વિના કહી બતાવવાથી દેવબોધિ પોતાની હાર કબૂલીને વિદાય થઇ ગયો.

પછી બાહડ મંત્રીને પ્રતિબોધી વર્દ્ધમાનસ્વામીનું ઉત્તુંગ વિશાળ ચૈત્ય બનાવરાવ્યું અને તેમની પોતાના હસ્તે પ્રતિષ્ઠા કરી.

બાદ તેઓ વિહાર કરતાં કરતાં નાગપુરે (નાગોર) પધાર્યા. ત્યાંના રાજા આહ્લાદને મહોત્સવપૂર્વક પ્રવેશ કરાવ્યો. દેવબોધિએ પણ આવીને ગુરુગુણની સ્તુતિ કરી. એવામાં સિદ્ધરાજે નાગપુરને ઘેરો ઘાલ્યો, પણ દેવસૂરિ અહીં બિરાજે છે એમ સાંભળી ઘેરો ઉઠાવી પાછો ચાલ્યો ગયો. પછી ગુરુને આમંત્રણ આપી પાટણ બોલાવ્યા અને ચાતુર્માસમાં ત્યાં રાખી, આહ્લાદન ઉપર ફરી ચઢાઇ કરી તેને જીતી લીધો. ત્યારબાદ ગુરુ કર્ણાવતીના સંઘના આગ્રહથી ત્યાં પધાર્યા.

**गुणी गुणिषु मत्सरी ।** એ પ્રમાણે દક્ષિણ દેશમાં રહેનારા કર્ણાટકીય દિગંબરી કુમુદચંદ્રને દેવસૂરિની પ્રતિષ્ઠા પરત્વે ઇર્ષ્યા ઉપજી. તેણે તેમને ક્રોધિત કરવા અને વાદ માટે ઉશ્કેરવા સૂચના આપી ભાટ-ચારણોને મોકલ્યા. તેઓએ આવી શ્વેતાંબરોની નિંદા અને ચોરાશી વાદ જીતનાર દિગંબર કુમુદ-ચંદ્રની પ્રશંસા કરવા માંડી એટલે દેવસૂરિના માણિક્યવિજય નામના શિષ્યે તેનો પ્રતિકાર કર્યો. દેવસૂરિએ સ્વશિષ્યને તેમ કરતાં અટકાવ્યા. આ અરસામાં તો કુમુદચંદ્ર પણ પાટણ આવી પહોંચ્યો. જ્યારે અભિમાન મગજનો કબજો લે છે ત્યારે માનવીને સારાસાર કે હિતાહિતનું ભાન રહેતું નથી. કુમુદચંદ્રને ૮૪ વાદો જીતવાથી વિજયનો નશો ચડ્યો હતો અને હવે તે દેવસૂરિને જીતી પોતાના બધા વિજયો પર કલગી ચઢાવવા માગતો હતો, પણ ગુરુ સમજતા હતા કે **બહુ ગાજે તે વરસે નહિ.** તેણે અપાર શાંતિ ધારી, પણ કુમુદચંદ્રને એક ઘડી પણ વરસ જેવડી જણાવા લાગી. કોઇ ને કોઇ ઉપાયે તે દેવસૂરિને વાદમાં ઉતારવા માગતો હતો. પછી તો કુમુદચંદ્રે માઝા મૂકવા માંડી. શ્વેતાંબર સાધુઓને પજવવાનો જ તેણે મુખ્ય વ્યવસાય આદર્યો. રસ્તે જતાં એક વૃદ્ધ સાધ્વીને પણ ઉપદ્રવ કર્યો એટલે તે સાધ્વી ગુરુ સમક્ષ આવી ફરિયાદ કરવા લાગી. ગુરુએ શાંત આશ્વાસન આપતાં જણાવ્યું કે–' તે પાપી તેના કર્મોને લીધે જરૂર પતિત થશે.' ઉપદ્રવને કારણે વૃદ્ધા સાધ્વીને સ્હેજ ક્રોધ ચઢયો હતો તેથી ક્રોધમાં ને ક્રોધમાં તે બોલી ગયા કે–' તે પાપી પતિત થશે કે નહી પરંતુ તમારા પર આધાર રાખી બેઠેલ સંઘ તો જરૂર પતિત થશે જ.'

આચાર્યશ્રીને આ વચનથી જરા ચમક ચઢી. પોતાના પદનું તથા જવાબદારીનું ભાન થયું. તેમણે તરતજ પાટણના શ્રી સંઘને વાદ કરાવવા કહેવરાવ્યું. કુમુદચંદ્ર તૈયાર જ હતો. દિવસ નક્કી થયો અને ગુરુએ શુભ શકુને પ્રયાણ કર્યું.

આ વાદવિવાદની સભામાં શ્રીપાલ કવિએ એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તે શ્વેતાંબર આમ્નાયના પક્ષપાતી હતા અને વાદી શ્રી દેવસૂરિને તેણે ઘણું જ પ્રોત્સાહન આપ્યું હતું. કલિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પણ પોતાની ૩૬ વર્ષની ઉમ્મરે આ વિવાદ-સભામાં ભાગ લીધો હતો અને દેવસૂરિના સહાયક તરીકે સારી મદદ કરી હતી.

પરસ્પર વાદ ચાલતાં દેવસૂરિએ વાદીવેતાલ શાંતિસૂરિની રચેલ ઉત્તરાધ્યયનની ટીકાના આધારે સ્ત્રી–નિર્વાણની ચર્ચા શરૂ કરી અને વાદને અંતે કુમુદચંદ્રને નિરુત્તર કરી જય મેળવ્યો. રાજાની સભામાં

દિગંબરનો પક્ષ કરનારા વિશેષ હતા. શરતમાં પણ પક્ષપાત રાખવામાં આવ્યો હતો, છતાં ગુરુને પોતાના વિજય માટે દૃઢ શ્રદ્ધા હોવાથી તે કબૂલ રાખી હતી. શરતમાં એવું નક્કી કરવામાં આવ્યું હતું કે—' દિગંબર હારે તો તેમને ચોરની માફક પકડી નગર બહાર કાઢી મૂકવા, નગરપ્રવેશ ન કરવા દેવો અને જો શ્વેતાંબર હારે તો શ્વેતાંબર મતનું ઉચ્છેદન કરી દિગંબર મતનું સ્થાપન કરવું.' છતાં ગુરુકૃપાથી દેવસૂરિએ વાદમાં વિજય મેળવ્યો.

વાદમાં વિજય મળવાથી રાજાએ પ્રસન્ન થઇ તુષ્ટિ–દાન તરીકે લાખ સોનામહોર આપવા માંડી પણ ગુરુને તેની જરૂરત ન હતી. તેમણે પોતાની જૈનાચાર્ય તરીકેની ફરજ સમજાવી નિઃસ્પૃહભાવ બતાવ્યો, એટલે પછી મહામાત્યની પ્રેરણા અને સંમતિથી સિદ્દરાજે તે દ્રવ્યથી એક વિશાળ જિનપ્રાસાદ બંધાવ્યો.

વાદમાં વિજય મળવાથી હર્ષાન્વિત સાધુઓ તે રાત્રે સૂતા નહિ, પરંતુ સવારે જુએ છે તો ઉપધિના ઊંદરોએ કટકે કટકા કરી નાખેલા. ગુરુને આ હકીકત જણાવતાં કુમુદચંદ્રનું આ કાર્ય જણાયું. પછી ગુરુએ એક કાંજીથી ભરેલ કુંભ મગાવ્યો અને તેનું મુખ લોટના પિંડથી બાંધીને અંદર મુકાવ્યો. પછી તેને મંત્રીને સ્વશિષ્યોને જણાવ્યું કે–' તમે કંઇ ખેદ ધરશો નહિ. કૌતુક થાય તે શાન્તિથી જોયા કરજો.' થોડો સમય વીત્યો ત્યાં તો દિગંબર શ્રાવકો ગુરુ પાસે આવીને કહેવા લાગ્યા કે—' મહારાજ! અમારા પર દયા લાવીને એને છોડી મૂકો.' એટલે ગુરુ બોલ્યા કે–' મારા બંધુને (કુમુદચંદ્રને) શી પીડા થાય છે? તે અમે સમજી શકતા નથી.' ત્યાં તો થોડી વારે કુમુદચંદ્ર પોતે જ ત્યાં આવ્યો અને ચરણમાં પડી, માફી માગી પોતાનો છૂટકારો કરવા પ્રાર્થના* કરી. પછી પરાભવથી લજ્જિત થયેલો કુમુદચંદ્ર અન્યત્ર ચાલ્યો ગયો. આ જીતને કારણે શ્વેતાંબરો વિશેષ ખ્યાતિ પામ્યા ને દિગંબરોનો પાટણ–પ્રવેશ બંધ થયો.

સંવત્ ૧૨૦૪ માં ફલવર્ધિ ગ્રામમાં સ્વહસ્તે જ ચૈત્ય તેમજ બિંબ બંનેની પ્રતિષ્ઠા કરી તથા આરાસણામાં શ્રી નેમિજિનની પ્રતિષ્ઠા કરી હતી.

આ ઉપરાંત બીજા પણ ચમત્કાર બતાવી તેમણે સં. ૧૨૨૬ માં સ્વર્ગગમન કર્યું. ૧૧૪૩ માં તેમનો જન્મ, ૧૧૫૨ માં દીક્ષા, ૧૧૭૪ માં આચાર્ય પદ અને ૧૨૨૬ માં સ્વર્ગગમન. ત્ર્યાસી વર્ષનું તેમનું આયુષ્ય હતું.

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય પણ દેવસૂરિની સ્તુતિ કરતાં કહે છે કે–' જો દેવસૂરિરૂપ સૂર્યે કુમુદચંદ્રને ન જીત્યો હોત તો જગતમાં કયો શ્વેતાંબર કટિ (કેડ) પર વસ્ત્ર ધારણ કરી શકત?' આ ઉપરથી જણાશે કે કુમુદચંદ્ર જેવા સમર્થ દિગંબરી વાદીને જીતવા દેવસૂરિને કેટલું વીર્ય ફોરવવું પડ્યું હશે અને તેમની જ્ઞાન–મર્યાદા પણ કેટલી ઉત્કૃષ્ટ હશે. જો કુમુદચંદ્રની જીત થઇ હત તો ઇતિહાસના પાનામાં જુદી જ હકીકત આળેખાત.

તેમની સ્વતંત્ર કૃતિ તરીકે ૩૭૪ સૂત્ર અને આઠ પરિચ્છેદમાં ગુંથાયેલો "પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર" નામનો ગ્રંથ છે અને તે જ ગ્રંથ પર પોતે જ સ્વોપજ્ઞ વૃત્તિ કરી ૮૪૦૦૦ શ્લોકપ્રમાણ **સ્યાદ્વાદરત્નાકર** એ નામનો ગ્રંથ રચ્યો છે. બીજા ગ્રંથો વિષે કશી માહિતી મળી નથી. સ્યાદ્વાદરત્નાકર ગ્રંથ બનાવવામાં તેમના શિષ્યો ભદ્રેશ્વરસૂરિ ને રત્નપ્રભસૂરિએ સારી સહાય કરી હતી.

* લગભગ આને મળતી હકીક્ત છેંતાલીશમા પટ્ટધર શ્રી **ધર્મઘોષસૂરિ**ના વૃતાંતમાંથી ઉપલબ્ધ થાય છે.

## કલિકાલસર્વજ્ઞ શ્રીમાન હેમચંદ્રાચાર્ય

ધંધુકાના વાસી મોઢજ્ઞાતીય **ચાચીગ** શ્રેષ્ઠીને **પાહિણી*** નામે પત્ની હતી. યોગ્ય સ્વપ્નથી સૂચિત તે પાહિણીએ વિ. સં. ૧૧૪૫ ના કાર્તિક શુદિ પુનમે એક પુત્રને જન્મ આપ્યો. **ચાંગદેવ** તેનું નામ રાખવામાં આવ્યું. ધીમે ધીમે વૃદ્ધિ પામતો ચાંગદેવ પાંચ વર્ષની ઉંમરનો થયો ત્યારે એકદા તે માતા સાથે ગુરુવંદન કરવા ગયો. આ. શ્રી દેવચંદ્રસૂરિ ત્યાં બિરાજતા હતા. પાહિણી ગુરુને પ્રદક્ષિણા દઈને વંદન કરવા લાગી તેવામાં તો ચાંગદેવ ગુરુના આસન પર બેસી ગયો. ગુરુએ આ નાના બાળકમાં જૈન શાસનને પ્રભાવિત કરવાની પ્રચંડ શકિત જોઇ, અને તેની સાથે જ અવસર જોઇ ગુરુએ સામુદ્રિક શાસ્ત્રના આધારે તેના લક્ષણો નીરખી લીધા. પછી શ્રી સંઘને બોલાવી, સાથે લઇ, પાહિણીને ગૃહે જઇ ચાંગદેવની માગણી કરી. પાહિણીએ પહેલા તો તેના પિતાને—જે તે સમયે બહાર મુસાફરીએ ગયા હતા તેને—પૂછવાનું કહ્યું, પરંતુ પાછળથી વિચાર કરી, ગુરુ આજ્ઞા અલંઘનીય માની ચાંગદેવને અર્પણ કર્યો. તેણીએ વિચાર્યું કે શ્રી સંઘ અને ગુરુ પોતે મારે આંગણે આવે અને નિરાશ પાછા જાય તે ઠીક નહિ. વળી તેમાં ય આ માગણી તો શાસનની ઉન્નતિ અર્થેની હતી તેથી તેણે મન મજબૂત કરી ગુરુને ચાંગદેવ સોંપ્યો. પછી ગુરુ ચાંગદેવને સાથે લઈ, વિહાર કરી સ્તંભન તીર્થે આવ્યા અને યોગ્ય મુહૂર્તમાં દીક્ષા આપી **સોમચંદ્ર**× નામ રાખ્યું. બહારગામથી આવ્યા બાદ ચાચીગ શ્રેષ્ઠીને આ વાતની ખબર પડતાં તે ક્રોધભરી સ્થિતિમાં ખંભાત આવ્યો ને ગુરુને કર્કશ વચન કહેવા સાથે ઉપાલંભ આપવા લાગ્યો. છેવટે ઉદયન મંત્રીએ તેને મધુર વચનથી સમજાવી શાંત કર્યો.

વિશ્વજ્યોતિ પ્રસરાવનાર પુરુષને કુદરતી રીતે જ પ્રજ્ઞા ને પ્રતિભા વરેલી હોય છે. સોમચંદ્રે હવે શાસ્ત્રાધ્યયન શરૂ કર્યું. તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને સાહિત્યના અંગોનો અભ્યાસ કરી લીધા બાદ એમને પૂર્વના જ્ઞાનની મહત્તા વિચારતાં પોતાની અલ્પ બુદ્ધિ માટે સંતાપ ઉપજ્યો. તેમણે કાશ્મીર જઇ સરસ્વતીદેવીનું આરાધન કરવાનો મક્કમ નિર્ણય કર્યો. તે સંબંધે ગુરુમહારાજને વિનંતિ કરતાં તેમણે આજ્ઞા આપી. સોમચંદ્રે ગીતાર્થ સાધુઓ સાથે વિહાર કર્યો. **રૈવતાવતાર** ( ખંભાત પાસેનું તીર્થ ) તીર્થે આવતાં તેમણે ત્યાં એકાગ્ર ધ્યાન ધર્યું અને અર્ધ રાત્રિ વ્યતીત થતાં સરસ્વતી પ્રત્યક્ષ થઇ અને ઇચ્છિત વર આપી વિદાય થઇ.

ગુરુમહારાજે એકદા સિદ્ધચક્રનો પ્રભાવિક મંત્ર બતાવ્યો જેથી તેની સાધના માટે શ્રી હેમચંદ્રસૂરિ, મલયગિરિજી અને દેવેંદ્રસૂરિ ત્રણે સાધુપુરુષો તત્પર થયા; પરન્તુ તે કાર્ય એમ ને એમ સિદ્ધ થાય તેમ ન હતું. પદ્મિની સ્ત્રીની સહાયતી તેમાં જરૂર હતી, તેથી ત્રણે જણા તેની શોધમાં નીકળ્યા. કુમારગ્રામે આવતાં એક ધોબી વસ્ત્ર ધોતો હતો અને તેણે કોઇ વસ્ત્ર સુકવ્યું હતું તેની આસપાસ ભમરા ગુંજારવ કરી રહ્યા હતા જેથી તેઓ સર્વેએ જાણ્યું કે આ ગામમાં પદ્મિની સ્ત્રી હશે. તપાસ કરી તેઓ તેને ઘરે ગયા અને તેના સ્વામીને ઉપદેશ આપ્યો. તેના સ્વામીએ આવાગમનનું કારણ પૂછતાં કહ્યું કે—'અમારે વિદ્યાપ્રાપ્તિ માટે તારી પદ્મિની સ્ત્રીની સહાયતાની જરૂર છે, પણ એ ક્રિયા એટલી લજ્જાસ્પદ છે કે કહેતાં જીભ ઉપડતી નથી.' આ સાંભળી પદ્મિની-પતિએ કહ્યું કે—'નિઃસંકોચપણે કહો.' ત્યારે ગુરુએ જણાવ્યું કે—'એકાંતમાં વિદ્યા સાધવા અમો વસ્ત્ર તજીને બેસીએ અને એ સમયે તારી સ્ત્રી પણ નિર્વસ્ત્રી થઇ

---

* કેટલાકો ચાહિણી એવું નામ પણ જણાવે છે.

× કેટલાકો નવ વર્ષે દીક્ષા આપ્યાનું સૂચન કરે છે.

અમારી સામે ઊભી રહે. તે વખતે તમારે પણ હાથમાં ખુલ્લી તરવાર લઇ ઊભા રહેવું અને અમારા ત્રણ પૈકી કોઇનું મન જરા પણ ચલાયમાન થાય તો અમારું મસ્તક ધડથી જુદું કરવું.' પદ્મિનીપતિએ તે હકીકત સ્વીકારી ને સહાયક થવા કબૂલ્યું. પછી તે પ્રમાણે વિદ્યા સાધતાં તેઓ જરા પણ ચલાયમાન ન થયા ત્યારે વિમળેશ્વર દેવ પ્રત્યક્ષ થયો ને વરદાન માગવા કહ્યું, એટલે દેવેંદ્રસૂરિએ કાંતિપુરીનો જિનપ્રાસાદ સેરીસે લાવવાનું કહ્યું, મલયગિરિજીએ સિદ્ધાંતો પર સુલભ વૃત્તિ રચવાની શક્તિ માગી અને હેમચંદ્રે રાજા રીઝવવાની શકિત માગી.

હેમચંદ્રાચાર્યે રાજાને રીઝવવાની જ શકિત શા માટે માગી હશે ? એવો આપણા મનમાં સંશય થાય. પણ તે સમયમાં સઘળી મહત્તાનું મૂળ રાજસત્તા જ હતી. જેને કીર્તિ પ્રાપ્ત કરવી હોય તેમણે રાજદ્વારે શોભવું જ જોઇએ, જેને માનની સ્પૃહા હોય તેમણે તે રાજા પાસેથી મેળવવું જોઇએ, જેને આધિપત્ય કે વર્ચસ્વ પ્રાપ્ત કરવું હોય તેમણે રાજાને હાથમાં રમાડવો જોઇએ, જેને પોતાના ધર્મનો વિજય કરવો હોય તેમણે રાજા પાસે સ્વધર્મ સ્વીકારાવવો જોઇએ. આ કારણથી જ હેમચંદ્રે રાજા રીઝવવાની શકિત માગી હોય તો આશ્ચર્ય પામવા જેવું નથી.

સોમચંદ્રને સમર્થ જાણી દેવચંદ્રસૂરિને તેમને ગચ્છના નાયકપદે સ્થાપવાની ઉત્કંઠા જાગી: શ્રી સંઘને બોલાવી તેમની અનુમતિપૂર્વક સોમચંદ્રને નાગપુર( નાગોર )માં વિ.સં.૧૧૬૨માં આચાર્ય પદ આપી શ્રી હેમચંદ્રસૂરિ એવું નામ આપ્યું. પોતાના પુત્રને શ્રેષ્ઠ પદની મળી તેના હર્ષાવેશથી પાહિણીએ પણ જૈની દીક્ષા અંગીકાર કરી. હેમચંદ્રે પણ ગુરુને આગ્રહ કરી તે જ સમયે માતાને પ્રવર્તિની પદ અપાવ્યું.

હેમચંદ્રની ખ્યાતિ ધીમે ધીમે દિશાઓના છેડા સુધી પહોંચી ગઇ હતી. તેમની વિદ્વત્તાના વખાણ મહારાજા સિદ્ધરાજ જયસિંહની સભામાં પણ થવા લાગ્યા.એકદા ગુરુએ અણહીલ્લપુરપાટણ તરફ વિહાર કર્યો. રયવાડીએ નીકળેલો સિદ્ધરાજ સામે મળ્યો.ગુરુને જોતાં હસ્તી ઊભો રાખી રાજાએ પૂછ્યું કે-'આપને કંઇ કહેવાનું છે ?' એટલે ગુરુમહારાજે પ્રસંગોચિત જણાવ્યું કે- 'હે સિદ્ધરાજ ! શંકા વગર ગજરાજને આગળ ચલાવ. દિગ્ગજો ભલે ત્રાસ પામે, પણ તેથી શું ? કારણ કે પૃથ્વીને તો તેં જ ધારણ કરી છે.' આવા પ્રશંસાત્મક શ્લોકથી સિદ્ધરાજ અતિવ હર્ષિત થયો અને હમેશાં બપોરે ધર્મકથા માટે પધારવા સૂરિજીને આમંત્રણ આપ્યું.

સિદ્ધરાજે માલવ દેશ ઉપર ચઢાઇ કરી. વર્ષોના અંતે ૧૧૯૨માં તેના પર જીત મેળવી સ્વરાજધાનીમાં પાછો ફર્યો ત્યારે બધા દર્શનના ધર્માચાર્યોએ રાજાને આશીષ આપી; પણ હેમચંદ્રાચાર્યના આશીર્વાદથી તો રાજા ચિત્તમાં ચમતકાર પામ્યો. હેમચંદ્રાચાર્યે કહ્યું કે-

भूमिं कामगवि ! स्वगोमयरसै र्सिञ्च रत्नाकरा !,
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुम्भीभव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलैर्दिग्वारणास्तोरणा,
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥

'હે કામધેનુ ! તું તારા ગોમયથી ભૂમિ લીંપી કાઢ, હે રત્નાકર ! તું મોતીઓથી સ્વસ્તિક પૂરી દે, હે ચંદ્રમા ! તું પૂર્ણકુંભ બની જા, હે દિગ્ગજો ! તમે સૂંઢ સીધી કરી કલ્પવૃક્ષના પત્રો લઇને તોરણો બનાવો, કારણ કે સિદ્ધરાજ મહારાજ પૃથ્વી જીતીને આવે છે.' પછી તો રાજાનો સૂરિજી પ્રત્યે ગાઢ પ્રેમ બંધાયો.

સિદ્ધરાજે માળવા છત્યું તો ખરૂં પરંતુ તેની સંસ્કૃતિ અને સાહિત્યમાં તે પરાજીત થઇને આવ્યો હોય તેમ તેને જણાયું. ઉજ્જૈનના ગ્રંથભંડાર અને વિપુલ સાહિત્યસામગ્રી આગળ તેને સોલંકીનું પાટનગર શુષ્ક અને દરિદ્ર જેવું જણાયું. તેને માળવા કરતાં પણ સર્વોપરિતા પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા જાગી.

એકદા અવંતી (માળવા) દેશમાંથી લાવેલા પુસ્તકો જોતાં લક્ષણશાસ્ત્ર (વ્યાકરણ) રાજાના જોવામાં આવ્યું. એટલે તે ગુરુને બતાવી રાજાએ પૂછ્યું કે-'આ શું છે ?' એટલે ગુરુએ તે ભોજનું વ્યાકરણ છે એમ જણાવી ભોજના અન્ય અલંકાર, નિમિત્ત, તર્ક વિગેરે શાસ્ત્રોની હકીકત જણાવી. સિદ્ધરાજે કહ્યું કે-'આપણા ભંડારમાં શું આવા શાસ્ત્રો નથી ?' ગુરુએ જવાબમાં નકાર જણાવતાં સિદ્ધરાજે પોતાના પંડિતવર્ગ સામે જોયું પણ કોઇ નૂતન વ્યાકરણ રચવાની હિંમત કરી શક્યું નહિ. છેવટે સિદ્ધરાજે આચાર્ય મહારાજને આગ્રહ કરી નવું વ્યાકરણ રચવાની વિનતિ કરી. રાજ-પ્રાર્થનાનો સ્વીકાર કરી હેમચંદ્રસૂરિએ કહ્યું કે-'વ્યાકરણને સાંગોપાંગ શુદ્ધ બનાવવા માટે શ્રી ભારતીદેવીના ભંડારમાં આઠ પુસ્તકો છે તે મંગાવવા પડશે.' રાજાએ પોતાના પ્રધાન પુરુષોને કાશમીર મોકલ્યા. ત્યાં ભારતીદેવીની સ્તુતિ કરી પોતાની માગણી મૂકી, એટલે દેવીએ પ્રસન્ન થઈ પોતાના સેવકને તે પુસ્તકો આપવાની આજ્ઞા કરી. રાજપુરુષો તે પુસ્તકો લઇને આવ્યા અને સરસ્વતીની ગુરુમહારાજને કેટલી સહાય છે તે વાત રાજાને જણાવી.

હેમચંદ્રાચાર્યે તે આઠે વ્યાકરણોનું ઊંડું અવલોકન કરી શ્રી **સિદ્ધહૈમ** નામનું નવું આઠ અધ્યાયવાળું અદ્ભુત વ્યાકરણ બનાવ્યું. રાજાએ તેને હાથી પર મૂકી, શહેરમાં સર્વત્ર ફેરવી મહોત્સવ કર્યો. પ્રથમના વ્યાકરણ અતિ વિસ્તીર્ણ હતા, જે આયુષ્યભરમાં પણ ભણાતા નહી તેમજ કેટલાક સંક્ષિપ્ત હતા જે દુર્બોધ તેમજ દુર્ઘટ હતા. આ નવીન વ્યાકરણથી સર્વને સંતોષ થયો અને તેને વિદ્વાનોએ પ્રમાણભૂત ગણી તેની લહીઆઓ પાસે સેંકડો નકલો કરાવી અને અંગ, બંગ, કલિંગ, કર્ણાટક વિગેરે દેશોમાં મોકલી ત્યાં પણ તેનો પ્રચાર કર્યો.

જેમ જેમ સિદ્ધરાજ સમક્ષ હેમચંદ્રાચાર્યનું સન્માન વધતું ગયું તેમ તેમ અન્ય દર્શનોની ઇતરાજી વધતી ગઇ. તેઓ પ્રસંગ શોધી રાજાના કાન ભંભેરવા લાગ્યા પરંતુ સાચને કદી આંચ આવે ?

પોતાને સંતાન ન હોવાથી ખેદ પામેલ સિદ્ધરાજ ઉઘાડે પગે તીર્થયાત્રા કરવા નીકળ્યો. હેમચંદ્રસૂરિને પણ આગ્રહપૂર્વક સાથે લીધા. ગુરુ ઇર્યાસમિતિપૂર્વક ચાલતા હતા એટલે રાજાએ તેમને વાહન પર બેસવા કહ્યું. ગુરુએ 'એવો સાધુ આચાર નથી' એમ કહી તેનો નિષેધ કર્યો એટલે રાજાએ કંઇક દુભાઇને કહ્યું કે-' તમે તો જડ છો.' ગુરુએ તેનો જવાબ આપ્યો કે-' અમે નિજડ છીએ.'

ત્રણ દિવસ સુધી સૂરિજી રાજાને મળ્યા નહિ એટલે રાજા અધીરો થયો અને ગુરુના તંબુમાં આવ્યો. આચાર્યશ્રી તે વખતે આયંબિલ કરતા હતા. ગુરુને શુષ્ક ભોજન કરતા જોઇ તેમના જીતેંદ્રિયપણા માટે સિદ્ધરાજને માન ઉપજ્યું. પછી પોતાના કર્કશ વચન માટે માફી માગી.

શત્રુંજય ગિરિરાજની યાત્રા કરી સિદ્ધરાજ ઘણો જ સંતોષ પામ્યો અને તેની પૂજાદિ નિમિત્તે બાર ગામ આપી તે રૈવતાચલ આવ્યો. ત્યાં નેમિજિનનો ધવલ પ્રાસાદ નિરખી તેનું મન અત્યંત પ્રફુલ્લિત થયું અને હર્ષાવેશમાં જ બોલી ઊઠ્યો કે-'ધન્ય છે આ પ્રાસાદ બનાવનારના માતપિતાને !'

એટલે પાસે ઊભેલા સજ્જન મંત્રીએ કહ્યું કે-' યાદવવંશના મુકુટમણિ શ્રી નેમિનાથ જિનનો આ પ્રાસાદ આપનો જ બનાવેલ છે. તેથી આપના માતપિતાને ધન્ય છે. ' આ સાંભળી રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતે તો કંઇ જાણતો નથી એમ જણાવતાં સજ્જન મંત્રીએ કહ્યું કે-' હે રાજન! નવ વર્ષ પૂર્વે તમે મને આ દેશનો અધિકારી બનાવ્યો હતો. તે નવ વર્ષની આવક આ જીર્ણ થયેલા જિનાલયમાં ખર્ચી નાખી છે. હવે આપને તે કબૂલ હોય તો ઠીક, નહિ તો આપની આવકના આવેલા સત્તાવીશ લાખ દ્રમ્મ સ્વીકારો. ' સજ્જનમંત્રીના આવા વચનો સાંભળી સિદ્ધરાજ વિશેષ હર્ષિત થયો. પોતાના દંડનાયક માટે પૂરેપૂરી લાગણી ઉપજી ને તેને ધન્યવાદ આપ્યો. પછી ગુરુ સાથે તે અંબિકા દેવીથી અધિષ્ઠિત કોટી (કોડીનાર) નગરમાં આવ્યો. ત્યાં હેમચંદ્રસૂરિએ દેવીનું ધ્યાન ધરી રાજાની સંતતિ માટે પૃચ્છા કરી ત્યારે દેવીએ જણાવ્યું કે-'રાજાના ભાગ્યમાં સંતતિ નથી. રાજાનો ભત્રીજો કુમારપાળ તેની પાછળ રાજા થશે.'

દેવી-વચન મિથ્યા થનાર નથી એમ સમજ્યા છતાં પણ સિદ્ધરાજે કુમારપાળનો વધ કરવાના અનેક કાવત્રા રચ્યા. કુમારપાળને આ વસ્તુની જાણ થવાથી તે તાપસનો વેશ લઈ પોતાનું રક્ષણ કરવા લાગ્યો. અચાનક રાજપુરુષોને ખબર પડી કે કુમારપાળ તાપસવેશે રહે છે તેથી તેઓએ સિદ્ધરાજને તે હકીકત જણાવી એટલે સિદ્ધરાજે દરેક તાપસોને જમણ માટે આમંત્ર્યા. પાદ-પ્રક્ષાલનમાં કુમારપાળનો વારો આવતાં સેવકોએ સંજ્ઞા કરી જેથી સિદ્ધરાજ સમજી ગયો. સાથોસાથ કુમારપાળ પણ ચેતી ગયો ને ત્યાંથી કાંઇક બહાનું કાઢી નાસી છૂટ્યો. ત્યાંથી સીધો તે હેમચંદ્રાચાર્યના ઉપાશ્રયે આવ્યો અને મદદ માટે માગણી કરી. ગુરુમહારાજે તેમને તાડપત્રોના ઢગલામાં સંતાડ્યો. રાજસેવકોએ આવી ઘણી તપાસ કરી પરંતુ પત્તો ન લાગ્યો. પછી ગુરુએ તાડપત્રોના ઢગલામાંથી બહાર કાઢી આશ્વાસન આપ્યું એટલે કુમારપાળ ગુરુનો આભાર માની દેશાંતર ચાલ્યો ગયો. સિદ્ધરાજે સ્વમરણ પર્યંત કુમારપાળને કનડવામાં બાકી ન રાખી, છતાં ય ભાગ્યયોગે કુમારપાળ જીવંત રહી શક્યો. કુમારપાળ ફરતા ફરતા પાછા સ્તંભતીર્થે આવ્યા. હેમાચાર્ય તે વખતે ત્યાં ચાતુર્માસ રહ્યા હતા. કુમારપાળ તેમની પાસે ગયા અને ગુરુએ પુનઃ આશ્વાસન આપી જણાવ્યું કે-' આજથી સાતમે વર્ષે તું રાજા થઇશ.' પછી થોડા સહાયતા અપાવી. કુમારપાળના કટોકટીના સમયમાં હેમચંદ્રાચાર્યે તેને સહાય કરી હતી. સિદ્ધરાજના પ્રીતિપાત્ર રહી તેમણે કુમારપાળને બચાવવા અથાગ પરિશ્રમ પણ લીધો હતો.

સિદ્ધરાજ ને શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય સંબંધી કેટલાક પ્રસંગો પૈકી એક મહત્ત્વનો પ્રસંગ ટાંકવો ઉચિત ગણાશે. સિદ્ધરાજ મોક્ષપ્રાપ્તિનો સાચો માર્ગ શોધતો હતો અને તેટલા ખાતર તેણે સર્વ સંપ્રદાયના ધર્મગુરુઓને તે વિષે પૃચ્છા કરી. સર્વે પોતપોતાના મતની પ્રશંસા કરવા સિવાય કંઇ પણ નવીન કહી શકતા નહિ. સિદ્ધરાજને આથી અસંતોષ થયો. છેવટે તેણે હેમચંદ્રાચાર્યનો અભિપ્રાય પૂછ્યો એટલે તેમણે યુક્તિપૂર્ણ વાર્તા કહી સંભળાવી રાજાના મનને સંતોષવા સાથે આનંદ પમાડ્યું.

ગુરુએ જણાવ્યું કે-એક વ્યાપારી હતો.પોતાની સ્ત્રીનો ત્યાગ કરી તેણે પોતાની બધી મીલકત એક ગુણિકાને આપી દીધી.આથી તે સ્ત્રીએ પોતાના ધણીનો પુનઃપ્રેમ સંપાદન કરવા પ્રયત્નો આદર્યા,અને પોતાનો હેતુ પાર પાડવા માટે જડીબુટ્ટીની શોધ કરવા માંડી. તેવામાં તેને એક ગૌડ મળી ગયો. તેણે એક દવા આપીને કહ્યું કે-'આ દવાના ભક્ષણથી તારો પતિ લગામથી બંધાઇ જશે.' સ્ત્રીએ છૂપી રીતે તે દવા ધણીના ભોજનમાં ભેળવી દીધી અને તેનું ભક્ષણ કરતાં જ તે તરતજ બેલ ( બળદ ) બની ગયો. આવું પરિણામ જોઇ પૌરજનો તે બાઇને ઠપકો દેવા લાગ્યા, પણ અણધારેલા પરિણામને ફેરવવા તે

બાઇ પાસે શક્તિ ન હતી. તે હમેશાં બળદને જંગલમાં ચરાવવા લઇ જતી અને તેને છૂટો મૂકી પોતે આક્રંદ કરવા લાગતી. એવામાં એક દિવસ શિવ ને પાર્વતી ત્યાંથી આકાશમાર્ગે નીકળ્યા ને આ સ્ત્રીને રોતી જોઇ પાર્વતીએ શંકરને તે સ્ત્રીના દુઃખનું કારણ પૂછ્યું. શિવે આખી હકીકત કહી સંભળાવી અને વધુમાં ઉમેર્યું કે–'અમુક ઝાડની પાસે અમુક ઔષધી ઊગેલી છે તે જો ખવરાવવામાં આવે તો તે બળદ પોતાનું મૂળ રૂપ પામે.' ઔષધી સંબંધી કંઇ સમજણ આપવામાં આવી ન હતી પણ તે સ્ત્રીએ તે ઝાડની નીચે જે બધી વનસ્પતિ ઊગેલી હતી તે ચૂંટી કાઢી, તેની નીરણ કરી બળદને ખવરાવી. બળદ તે ખાતાં જ પાછો પુરુષરૂપ થઇ ગયો.

આ વાત જણાવી હેમચંદ્રાચાર્યે સિદ્ધરાજને સમજાવ્યું કે–અજ્ઞાત ઔષધીમાં વ્યાધિ હરવાનો ગુણ જણાયો હતો તે પ્રમાણે સર્વ ધર્મો તરફ માન રાખવાથી મોક્ષ મળે છે અને કદાચ પ્રાણીને એમ ન ખબર પડે કે એમાંથી કયા ધર્મે મોક્ષ આપ્યું અને તેમાંનો કયો ધર્મ આ સ્થાનને યોગ્ય છે તો પણ પરિણામ ( મોક્ષપ્રાપ્તિ ) તો સારું જ છે. બાદ રાજા સર્વ ધર્મ તરફ સમાનભાવથી જોવા લાગ્યો.

વિ.સં. ૧૧૯૯ માં સિદ્ધરાજ મૃત્યુ પામતાં કુમારપાળ રાજા બન્યો. ઉદયનનો પુત્ર વાગ્ભટ ( બાહડ ) તેનો મંત્રી બન્યો. કુમારપાળે મદોન્મત્ત અર્ણોરાજ પર ચઢાઇ કરી પણ અગિયાર વખત પાછા ફરવું પડ્યું, કારણ કે ઉનાળાના અંત સુધીમાં કિલ્લો પડતો નહિ અને ચોમાસામાં પાછું ફરવું પડતું જેથી કુમારપાળ ખિન્ન થયો. એટલે વાગ્ભટે જૈન શાસનમાં અને જિનેશ્વરોમાં ભક્તિભાવ અને શ્રદ્ધા રાખી બારમી વખત ચઢાઇ કરવા કહ્યું અને પરિણામે ફતેહ મળી જેથી કુમારપાળને વિશેષ પ્રીતિભાવ ઉપજ્યો. બાદ પોતાના આશ્રયદાતા ગુરુ હેમચંદ્રાચાર્ય સ્મૃતિપટમાં આવતા રાજાએ વાગ્ભટ્ટને તેમને બહુમાનથી રાજભવનમાં બોલાવી લાવવા જણાવ્યું. આચાર્યશ્રી આવતાં રાજા બહુમાનપૂર્વક ઊભો થયો અને ગુરુએ યોગ્ય આસને બેસી જીવદયા વિષે વિવેચન કર્યું. તેની પુષ્ટિ માટે મનુસ્મૃતિ વિગેરેના પણ પ્રમાણભૂત દાખલાઓ ટાંકી બતાવ્યા. જેથી રાજાએ અમુક નિયમો ગ્રહણ કર્યા. જૈનદર્શન વિષે તેની સાચી ને સચોટ પ્રતીતિ બંધાઇ અને કેટલીક આવશ્યક ક્રિયા તેણે શીખી લીધી. એકદા પોતાના પૂર્વ જીવનમાં કરેલ માંસભક્ષણ માટે પશ્ચાત્તાપ જાહેર કરતાં કુમારપાળે પોતાના બત્રીશ દાંત પાડી નાખવાનું નક્કી કર્યું. એટલે ગુરુએ તેને તેમ કરતો નિવારી બત્રીશ દાંતના બદલામાં બત્રીશ જિનમંદિરો બંધાવવાનું સૂચવ્યું. પછી પ્રસંગે સપ્ત વ્યસનની વાત સમજાવી એટલે રાજાએ તેનો પણ નિયમ કર્યો અને સમસ્ત દેશમાં તેનો નિષેધ કરાવ્યો. આ ઉપરાંત ગુરુના ઉપદેશથી અપુત્રીયાનું ધન ગ્રહણ કરવાનો નિષેધ કર્યો.

ધીમે ધીમે રાજા જૈન ધર્મથી રંગાતો જતો હતો તેથી કેટલાક બાતમીદારોએ કલ્યાણકટકના રાજાને જણાવ્યું કે–' કુમારપાળ બળ ને સૈન્ય બંનેથી હીન થઇ ગયો છે. વળી અહિંસાપરાયણ હોઇ સામર્થ્ય ફોરવી શકશે નહિ માટે વિગ્રહ કરો તો વિનાપરિશ્રમે જીત મળી શકશે.' કલ્યાણકટકના રાજાએ લડાઇ માટે તૈયારી કર્યાના સમાચાર કુમારપાળને મળતાં તેણે ગુરુમહારાજને વાત જણાવી કહ્યું કે– " જો મારો પરાભવ થશે તો જૈન શાસનની ભારે લઘુતા થશે.' ગુરુએ તેને શાંતિ રાખવા સૂચવ્યું ને જણાવ્યું કે–' તેનું પરિણામ આજથી સાતમે દિવસે આવશે.' પછી તેમણે સૂરિમંત્રનો જાપ કર્યો અને અધિષ્ઠાયક દેવ પ્રગટ થયો. દેવને સહાય કરવાનું કહેતાં દેવે જણાવ્યું કે–' શત્રુ રાજા આજથી સાતમે દિવસે મૃત્યુ પામશે.' બરાબર સાતમે દિવસે ચરપુરુષોએ સમાચાર આપ્યા કે શત્રુરાજાનું મરણ નીપજ્યું છે.



પરમાર્હંત મહારાજા કુમારપાળે તારંગાજી પર બંધાવેલ
શ્રી અજિતનાથ જિનેશ્વરનું ગગનચુંબી ભવ્ય જિનાલય

પછી કુમારપાળને ઉપદેશ આપી શ્રી તારંગાજી ઉપર ચોવીશ હસ્ત (ગજ) પ્રમાણ મહાન્ ચૈત્ય કરાવ્યું અને તેમાં એકસો એક અંગુલપ્રમાણ શ્રી અજિતનાથજીનું તેજસ્વી બિંબ સ્થાપ્યું જે અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે.

અંબડ ભરુચના મુનિસુવ્રતસ્વામીનું મંદિર સમરાવતો હતો પણ પાસે યોગિનીઓનું સ્થાન હોવાથી તે અંબડને ઉપદ્રવ કરવા લાગી. અનેક ઉપાયોને અંતે પણ તે સફળ ન થયો ત્યારે તેણે હેમચંદ્રાચાર્યની સહાય માગી અને ભરુચ પધારવા પ્રાર્થના કરી. ગુરુએ ત્યાં જઇ તેને વિઘ્ન રહિત કર્યો અને મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવામાં સારી સહાય આપી.

એકદા ગુરુવંદન માટે આવતાં કુમારપાળે સૂરિજીના મસ્તક પર ખાદીનો જાડો કટકો ઓઢેલો જોયો તેથી કહ્યું કે–' આપને મારા જેવો શ્રાવક ભક્ત હોવા છતાં શા માટે આપને ખાદીનો કટકો વાપરવો પડે? આથી મને ઘણી શરમ થાય છે.' જવાબમાં ગુરુમહારાજે જણાવ્યું કે–' આજે ગોચરીએ જતાં એક સાધારણ શ્રાવકે અતિ ભક્તિભાવથી આ કટકો મને વહોવરાવેલ છે. તેના ભાવની વિશેષતા જોઇને હું આ કટકો જ વાપરું છું.' આ હકીકતથી આડકતરી રીતે ગુરુએ રાજાને સીદાતા સ્વામીભાઇની સ્થિતિનો ખ્યાલ કરાવ્યો અને તેની ફરજ માટે સ્પષ્ટ શબ્દોમાં ભાન કરાવ્યું.

હંમેશના ગુરુપરિચયથી અને ધર્મશ્રવણથી રાજાએ સમકિત પ્રાપ્ત કર્યું અને પોતાના પૂર્વનાં વચનો યાદ લાવીને ગુરુને રાજ ગ્રહણ કરવાનું કહ્યું. ગુરુએ જણાવ્યું કે–' અમારે નિઃસંગી અને નિઃસ્પૃહીને રાજ્યનું શું પ્રયોજન છે? વમેલા ભોગને કેમ સ્વીકારીએ?' આથી રાજાને જૈન ધર્મના સાધુઓ પ્રત્યે અતિવ સન્માન ઉપજ્યું અને નિયમ ગ્રહણ કર્યો કે જિનદર્શનમાં અમે તેવો સાધુ હોય તો પણ તેને મારે નમસ્કાર કરવો. એકદા હસ્તી પર ચઢી રાજમાર્ગે જતાં રાજાએ માથે મુંડન કરાવેલ, ઉત્તરીય વસ્ત્રથી આવૃત્ત, પગે પાદુકા પહેરેલ, હાથમાં પાનનું બીડું ધારણ કરેલ અને વેશ્યાના ખભા પર પોતાની ભુજાને લટકાવેલ એવા જૈન મુનિને તેણે જોયા એટલે રાજાએ તેને મસ્તક નમાવી પ્રણામ કર્યો. ગુરુને કોઇએ આ હકીકત જણાવી એટલે ધર્મકથા કરતાં કરતાં ગુરુએ જણાવ્યું કે–' પાસત્થાદિકને વંદન કરતાં કીર્તિ કે નિર્જરા થતી નથી પણ કાયક્લેશ જ થાય છે.' રાજાએ વિચાર્યું કે મારો વૃત્તાંત કોઇએ ગુરુને કહ્યો જણાય છે અને ત્યારથી તેમણે તેવી ક્રિયાથી નિવૃત્ત થવા નક્કી કર્યું.

આ બાજુ બન્યું એવું કે જે પાસત્થા મુનિને રાજાએ નમન કર્યું હતું તે મુનિને રાજાના નમસ્કારથી ભારે શરમ ઉપજી. તેને પોતાના પદનું ભાન થયું અને પુનઃ પંચ મહાવ્રત સ્વીકારી અણુશણ સ્વીકાર્યું. તેમની અણુશણ સ્વીકારવાની વાત આખા નગરમાં પ્રસરી ગઇ. રાજાને કાને વાત આવતાં તે પણ વંદન માટે ઉપાશ્રયે આવ્યો અને જેવામાં વંદન કરવા જાય છે તેવામાં તે મુનિએ તેમનો હાથ પકડી કહ્યું કે–' મહારાજ! તમે મારા ગુરુ છો. તમે જ મારો આ ભવસાગરમાંથી નિસ્તાર કર્યો છે. જો તમે મને વંદન ન કર્યું હોત તો હું ચેતત નહિં,' છતાં રાજાએ અતિવ આગ્રહથી તેમને વંદન કર્યું.

રાજા હવે ધર્મના રંગથી પૂરો રંગાઇ ગયો હતો. સાતે ક્ષેત્રોમાં વિપુલ પ્રમાણમાં દ્રવ્યવ્યય કરવા લાગ્યો. સંપ્રતિ મહારાજાની માફક ભૂમિને ૧૪૪૦ જિનચૈત્યોથી મંડિત કરી દીધી, અને સર્વત્ર અમારી પડહ વગડાવ્યો.

રાજાના અમારી પડહનો અમલ ઘણી સખ્ત રીતે થતો. રાજાજ્ઞાનો ભંગ ન થાય તેટલા ખાતર ખાસ અધિકારીઓ નીમવામાં આવ્યા હતા. એવામાં એક મૂર્ખ વ્યાપારીએ જૂ(લીખ)ને ઘસીને મારી નાખી. પ્રાણી-સંરક્ષણના અધિકારીઓને આ વાતની જાણ થતાં જ તેઓ તે વ્યાપારીને રાજા સમક્ષ લઇ ગયા. રાજાએ ગુન્હાની શિક્ષામાં તેની સર્વ મિલ્કતોનો વ્યય કરી "યૂકાવિહાર" નામનું ભવ્ય જિનમંદિર બનાવવાનું ફરમાવ્યું. અમારી ઉપરાંત માંસભક્ષણ તથા મદિરાપાનનો પણ નિષેધ કરવામાં આવ્યો હતો.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના ઉપદેશની મુખ્ય અને સ્થાયી અસર એ થઇ કે માંસાહાર નિમિત્તે તેમજ યજ્ઞ-યાગાદિમાં નિરર્થક રીતે હોમાતાં નિર્દોષ પશુઓનો સંહાર બંધ થયો. તેમની એ સુવૃત્તિના ફળ તરીકે આજે પણ ગુજરાતમાં દુર્વ્યસનોનો અતિશય અલ્પ પ્રચાર છે. નિર્વંશીયાનું ધન પડાવી લેવાનો રિવાજ જોવામાં આવતો નથી; તેમજ ધાર્મિકતાનું વાતાવરણ પણ સારી રીતે જળવાયેલું છે.

કુમારપાળે ઘણા મંદિરોથી પૃથ્વીને મંડિત કરી હતી. તેમાં **કુમારવિહાર, મૂષકવિહાર, કરંબવિહાર, દીક્ષાવિહાર** અને **હેમચંદ્રાચાર્ય**ના જન્મસ્થાન પર **ઓલિકાવિહાર** વિગેરે મુખ્ય અને ભવ્યતમ મંદિરો હતા. કુમારપાળને એટલી બધી ધર્મ પર આસ્થા બંધાઇ હતી કે હમેશાં યોગશાસ્ત્રના ૧૨ પ્રકાશ અને વીતરાગ તથા મહાદેવ સ્તોત્રના ૨૦ પ્રકાશ-કુલ ૩૨ પ્રકાશનો પાઠ કર્યા પછી જ અન્નપાણી લેતો. મોટી ઉમ્મરે રાજ્યપ્રાપ્તિ થવા છતાં તેણે ગુરુ પાસે સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો અને તેના પરિપાકરૂપે કુમારપાળે પોતે જ "**આત્મનિંદાદ્વાત્રિંશિકા**" રચી હતી જે અદ્યાપિ ઉપલબ્ધ છે.

પછી રાજાની જ્ઞાન-વૃદ્ધિ માટે તેમજ ધર્મમાં વધુ દૃઢ કરવા માટે ગુરુએ ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્ર સંભળાવ્યું, તેમાં શત્રુંજય ને રૈવતાચલની સ્તુતિ ને માહાત્મ્ય સાંભળતાં રાજાને તીર્થયાત્રા માટે ભાવના થઇ. એટલે ગુરુ સાથે મહાન સંઘ કાઢી તે શત્રુંજય તથા રૈવતાચલની યાત્રાએ ગયો. રસ્તામાં દીન-દુઃખી પ્રાણીઓને સારી સહાય આપી અને અપૂર્વ રીતે તીર્થભક્તિ કરી, તે સ્વનગરે પાછા ફર્યા બાદ તેણે જિનયાત્રાનો અદ્ભુત રીતે મહોત્સવ કર્યો.

કુમારપાળ ને હેમચંદ્રાચાર્ય વચ્ચેના અનેક પ્રસંગો છે, યોગવિદ્યાને અંગે ચમત્કારોની પણ કેટલીક હકીકતો છે; પરંતુ વિસ્તારના ભયથી તે બધી જતી કરવી પડે છે. કેટલીક નોંધપાત્ર વીગતો નીચે મુજબ છે.

જેમ જેમ કુમારપાળ જીવદયાપ્રેમી થતો જતો હતો તેમ તેમ બ્રાહ્મણ પૂજારીઓ રાજાના વ્રતોનો ભંગ કરાવવા મથી રહ્યા હતા. આસો માસનું અજવાળિયું આવ્યું, એટલે કંટેશ્વરી અને બીજી દેવીઓના પૂજારીઓએ રાજા પાસે આવી વિજ્ઞપ્તિ કરી કે-" મહારાજ ! પૂર્વપુરુષોની પ્રણાલિકા પ્રમાણે સાતમને દિવસે સાતસો બકરાં અને સાત ભેંસા ( પાડા ), આઠમને દિવસે આઠસો બકરાં અને આઠ ભેંસા તેમજ નવમીને દિવસે નવસો બકરા અને નવ ભેંસા દેવીને ચઢાવવા જોઇએ." રાજાએ વાત સાંભળી તેમને વિદાય કર્યા અને શ્રીહેમચંદ્રાચાર્ય પાસે જઇ, સઘળી હકીકત જણાવી તેનો ઉપાય પૂછયો. ગુરુએ કાનમાં કંઇક કહ્યું અને રાજા ઊભો થયો. રાત્રે દેવીઓનાં મંદિરમાં જનાવરોને લઇ જવામાં આવ્યા અને મંદિરના દરવાજા મજબૂત રીતે બંધ કરવાનો હુકમ આપી વિશ્વાસુ રાજપુરુષોને ચોકીયાત તરીકે બેસાડ્યા. બીજે દિવસે સવારે રાજા પોતે જ મંદિર પાસે આવ્યા અને દ્વાર ઉઘડાવ્યાં. સૌના આશ્ચર્ય વચ્ચે મંદિરના મધ્ય ભાગમાં સર્વે જાનવરો ચરતાં હતાં અને પવનથી

સુરક્ષિત રહેવાને કારણે ઊલટાં તાજામાજા જણાતા હતા. પછી પૂજારીઓને બોલાવી રાજાએ કહ્યું કે–"મેં તો આ બધા પશુઓને દેવી–ચરણે ધરી દીધાં હતા, પણ દેવીની ઇચ્છા ભોગની નથી, નહિં તો તેણે બધા પ્રાણીયોને મૃત્યુ પમાડ્યા હોત. આ ઉપરથી તમે જ રક્તપિપાસુ જણાઓ છો, માટે ફરી વાર આવી અયોગ્ય માગણી કદાપિ કરશો નહિ.' આ સંબંધમા એમ પણ કહેવાય છે કે કંટેશ્વરી ચૌલુક્ય વંશની કુળદેવી હતી અને પોતાનો હવન–યાગ વિગેરે બંધ થવાથી તેણે રાજાને દર્શન દઇ તેના પર ત્રિશૂળનો ઘા કર્યો. પરિણામે રાજાને કુષ્ટ( કોઢ )નો રોગ થયો. રાજાએ ઉદયન મંત્રી દ્વારા આ વાત ગુરુને કહેવરાવતાં ગુરુએ મંત્રેલા પાણીવડે તેનો રોગ દૂર કર્યો હતો.

× × × ×

જૈન ધર્મની અસરમાંથી રાજાને પાછા વાળવા માટે બ્રાહ્મણોએ પોતાના સમર્થ આચાર્ય દેવબોધિને બોલાવ્યો હતો. દેવબોધિએ પ્રથમ તો હેમચંદ્રાચાર્ય સાથે વાદ કર્યો ને તેમાં હારી ગયો. પછી રાજાને સ્વશક્તિબળે હરિ, હર, બ્રહ્મા વિગેરે બતાવ્યા અને તે દેવોદ્વારા રાજાને કહેવરાવ્યું કે–' રાજન્ !શિવ ધર્મ જ શ્રેષ્ઠ છે, માટે તે અંગીકાર કરજે.' પછી તેની સાત પેઢીના પૂર્વપુરુષો પણ દેખાડ્યા અને તેઓ મારફત પણ તેવું જ કહેવરાવ્યું. આથી રાજા ચિત્તમાં ચમત્કાર પામ્યો અને વિચારમાં પડી ગયો. તેણે તે વાત મંત્રીને કહી. મંત્રીએ કહ્યું–'આપ શા માટે મુંઝાઓ છો ? હેમસૂરિને પૂછી ખાત્રી કરશું.' પછી મંત્રીએ તે સર્વ વૃત્તાંત હેમસૂરિને કહ્યો એટલે ગુરુમહારાજે કુમારપાળનો મતિવિભ્રમ દૂર કરવા માટે એક યુક્તિ ગોઠવી. વ્યાખ્યાનસમયે ગુરુએ સાત પાટો ગોઠવાવી અને તે પર બેસી પોતે વ્યાખ્યાન આપવા લાગ્યા. પછી કુમારપાળ આવ્યા બાદ એક એક પાટ કાઢી નખાવી, તદ્દન અદ્ધર રહીને જ ઉપદેશ દેવા લાગ્યા. આ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો. પછી સભા વિસર્જન થતાં ગુરુએ ચોવીશ તીર્થંકરો અને રાજાની એકવીશ પેઢીઓ બતાવી. કુમારપાળે તેનું કારણ જાણવા માગ્યું એટલે ગુરુએ જણાવ્યું કે–'યોગની શક્તિથી આ બધું થઇ શકે છે માટે દેવબોધિએ બતાવેલા દૃશ્યથી તારે ભ્રમમાં પડવાની જરૂર નથી.' આથી રાજાનો પોતાનો જૈન ધર્મ પ્રત્યેનો વિશ્વાસ સંપૂર્ણ દૃઢ થયો.

× × × ×

એકદા હેમચંદ્રાચાર્ય ને દેવબોધિ સાથે બેઠા હતા. રાજા ગુરુ પાસે શાસ્ત્રરહસ્ય સમજી રહ્યા હતા તેવામાં ગુરુ અચાનક બોલતાં બંધ થઇ ગયા અને ઊંડેથી દુઃખનો નિઃસાસો લાગ્યો. તરતજ દેવબોધિએ પોતાના હાથ મસળ્યા અને બોલ્યાઃ " કંઇ નહિ." પછી ગુરુએ પાઠ આપવાનું શરૂ કર્યું પણ રાજાએ શી હકીકત બની તે પૂછ્યું. હેમચંદ્રાચાર્યે જવાબમાં જણાવ્યું કે–" રાજન્ ! દેવપટ્ટણના ચંદ્રપ્રભસ્વામીના મંદિરમાં એક ઉંદર દીવાની બળતી વાટ લઇ જતો હતો અને તેથી આગનો ભડકો ઊઠ્યો હતો. દેવબોધિએ પોતાના હાથ મસળીને તેને ઓલવી નાખ્યો. " રાજાએ ખાસ ખેપીયા દ્વારા તપાસ કરાવી તો ગુરુએ કહેલું સર્વ યથારિયત હતું.

× × × ×

ચોમાસાની મોસમમાં પોતાની રાજધાની ન છોડવાનો કુમારપાળે નિર્ણય કર્યો હતો. એના ગુપ્તચરોએ એક વખત જણાવ્યું કે–" ગીઝનીના મુસલમાન બાદશાહે ચોમાસાના સમયમાં જ ગુજરાત પર ચઢાઇ કરવાનો નિર્ણય કર્યો છે." કુમારપાળને માથે ભારે ધર્મસંકટ આવી પડ્યું. પોતાના

વ્રતને વળગી રહે તો દેશનું રક્ષણ ન કરી શકે અને પોતાની ફરજ બજાવવા ઉદ્યુક્ત થાય તો પોતાની પ્રતિજ્ઞાથી ચલાયમાન થવાય. ઘણી વિચારણાને અંતે પણ તે ગૂંચનો ઊકેલ ન કરી શકયા તેથી હેમચંદ્રાચાર્ય પાસે આવ્યા. ગુરુએ તેને કશી ચિંતા ન કરવા કહ્યું.

રાજાના ગયા પછી ગુરુએ કમળાસને બેસી ઊંડી સમાધિ ચઢાવી. થોડી વારે આકાશમાંથી એક પાલખી નીચે ઉતરતી જણાઇ. એ પાલખીમાં એક માણસ ઊંઘતો હતો. તે જ ગીઝનીનો શાહ હતો. પોતાની યોગવિદ્યાને બળે તેને ત્યાં બોલાવવામાં આવ્યો હતો. ગુજરાતના પાટનગરમાં પોતાને જોતાં બાદશાહ આશ્ચર્યચકિત થયો. પોતાને બંધનદશામાં જોતાં તે તેથી પણ વધારે વિસ્મય પામ્યો. પછી બધી સ્થિતિ જણાતાં તેણે ગુજરાત સાથે સુલેહ જાળવી રાખવાનું અને છ માસ સુધી પોતાના રાજ્યમાં પણ જીવતાં પ્રાણીઓનું રક્ષણ કરવાનું વચન આપ્યું ત્યારે જ ગુરુએ તેને મુક્ત કર્યો.

× × × ×

એકદા 'આજે પૂર્ણિમા છે કે અમાસ' તે મુદ્દા પર દેવબોધિ અને હેમચંદ્રાચાર્ય વચ્ચે ઘણી રકઝક ચાલી. અમાસ છતાં હેમચંદ્રાચાર્યે અજાણતાં પૂનમ કહી હતી. આવી અજ્ઞાનતાથી દેવબોધિએ ગુરુની સારી રીતે મજાક પણ કરી, તેમ છતાં પણ હેમચંદ્રાચાર્યે પોતાની હાર ન કબૂલતાં માત્ર એટલું જ જણાવ્યું કે—'સાંજે આ વાતનો નિર્ણય થઇ જશે.' સૂર્યાસ્ત થતાં કુમારપાળ દેવબોધિ સાથે મહેલની અગાશીએ ચઢ્યો અને ઉતાવળી ચાલે ચાલનારા ઊંટોની એક ટુકડીને પૂર્વ દિશા તરફ રવાના કરવામાં આવી. વસ્તુત: અમાસની રાત્રે પૂર્ણ ચંદ્રનો ઉદય થયો અને આખી રાત રહ્યો. પાછા ફરેલા ઊંટસ્વારો પણ ચંદ્રોદયની હકીકત જણાવી સ્વસ્થાને ગયા. કુમારપાળ ને દેવબોધિ બંને ગુરુના આ ચમત્કારથી આશ્ચર્ય પામ્યા.

× × × ×

સિધ્ધરાજ ને કુમારપાળના સમયમાં બ્રાહ્મણોનું અતિશય જોર હતું. તેઓની વચ્ચે ભગીરથ કાર્ય કરી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે ઉભય રાજાઓને જૈન ધર્માવલંબી બનાવ્યા હતા. બ્રાહ્મણોને તેઓ એવા યુક્તિપૂર્ણ જવાબ આપતા કે તેઓ ચૂપ થઇ જતાં. કુમારપાળને તો હેમચંદ્રાચાર્ય પર અનન્ય શ્રધ્ધા હતી, કારણ કે તે પોતાને આશ્રય અને જીવિતદાન આપનાર હોવા સાથે સાચા ધર્મનું દિગ્દર્શન કરાવનાર હતા. તેઓ પરમતસહિષ્ણુ પણ હતા અને કુમારપાળને સમજાવી સોમેશ્વર મહાદેવનું લાકડાનું મંદિર સમરાવ્યું હતું-જીર્ણોધ્ધાર કરાવ્યો હતો.

× × × ×

સમર્થ જૈનાચાર્ય હોવા છતાં તેઓની પરમતસહિષ્ણુતા અને દ્વેષી પ્રત્યેનો પણ પ્રેમભાવ-ઉદારભાવ નોંધપાત્ર છે. દેવપટ્ટણમાંના કુમારવિહારને અંગે સમર્થ શૈવ પૂજારી બૃહસ્પતિએ કોઇ પ્રકારની ખફગી વહોરી લીધી અને તેને કારણે હેમાચાર્યની પણ તેની પર અવકૃપા થઇ. પરિણામે તે પોતાનો હોદ્દો ખોઇ બેઠો. તેને પોતાની ભૂલ સમજાઈ અને તે અણહીલપાટણ આવ્યો અને ગુરુની સેવા આદરી માફી માગી એટલે ગુરુએ કૃપા આણી પુન: તેને તેનું સ્થાન અપાવ્યું.

સિદ્ધરાજ જયસિંહના સમયમાં વામદેવ અથવા વામર્ષિ નામનો હેમચંદ્રાચાર્યનો દુશ્મન હતો. જ્યારે ગુરુને રાજસભામાં ઉચ્ચ સ્થાન મળ્યું ત્યારે તેણે હાસ્ય કરનારી એક કવિતાવડે ગુરુની મશ્કરી કરી. રાજાએ ગુસ્સે થઇ તેની આજીવિકા બંધ કરી. વામદેવ ભિક્ષા માગી ગુજરાન કરવા લાગ્યો અને







કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને પરમાર્હત્ મહારાજા કુમારપાલ

ઘણી વખત ઉપાશ્રય પાસે આવી ઊભો રહેતો. એકદા રાજકુમારો યોગશાસ્ત્રનો અભ્યાસ કરતાં હતાં તે સમયે આ વામર્ષિએ "ખરેખરી લાગણી"થી તે ગ્રંથની અપૂર્વ સ્તુતિ કરી જેથી હેમચંદ્રાચાર્ય સાથે પુનઃ મેળાપ થયો અને રાજાને કહી તેમની અસલ કરતાં બમણી આજીવિકા કરાવી આપી.

× × × ×

એકદા કુમારપાળે હેમચંદ્રાચાર્યને પોતાના પૂર્વભવ સંબંધી વૃત્તાંત પૂછયો. હેમચંદ્ર પોતે તે કહી શકવા સમર્થ ન હતા તેથી તેમણે વિદ્યાદેવીઓને બોલાવી પૂછયું અને પછી તે હકીકત રાજાને કહી સંભળાવી. સાથોસાથ જયસિંહ સિદ્ધરાજ સાથે આટલી બધી દુશ્મનાવટ કેમ થઇ તેનું કારણ પણ જણાવ્યું. રાજાએ પોતાના પૂર્વજન્મને લગતી હકીકતની તપાસ કરાવી તો બધો વૃત્તાંત મળતો આવ્યો. આથી રાજાના આશ્ચર્યની પરિસીમા ન રહી અને એક મહાન્ સભા ભરી "કલિકાલ-સર્વજ્ઞ" નું માનવંતું બિરુદ આપ્યું. પૂર્વજ્ઞાન વિચ્છેદ થયા બાદ આ કલિકાલમાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેટલું અથાગ જ્ઞાન કોઇનું ન હતું તેથી આ બિરુદ તેમને બરાબર બંધબેસતું જ કહી શકાય. પાશ્ચિમાત્ય વિદ્વાનો હેમચંદ્રાચાર્યને "Ocean of the knowledge" કહે છે.

× × × ×

વિ. સં. ૧૨૨૯માં ગુરુ હેમચંદ્રાચાર્ય કાળધર્મ પામ્યા. સાહિત્યસૃષ્ટિમાં તેમનું સ્થાન કોહીનૂર હીરા જેવું છે. પ્રબંધકારો આ મૃત્યુ સંબંધમાં કશી વિગત રજૂ કરતાં નથી, પણ લોકોક્તિ પ્રમાણે તેમનો મૃત્યુસમય ખેદકારક હતો. ગુરુના મસ્તકમાં "કૌસ્તુભ" મણિ હતું અને તેને માટે એક યોગી તલસતો હતો. સહેલાઇથી તે પ્રાપ્ત થાય તેમ ન હતું તેથી તેણે ગુરુના શિષ્ય પૈકી કોઇને (ઘણું કરીને બાલચંદ્રને) ફોડયો અને જ્યારે તે ગોચરી લઇને જતો હતો ત્યારે ઝોળીમાં હાથ નાખી તીવ્ર વિષ (ઝેર) ભેળવી દીધું. ગુરુને ગોચરી કરતાં તરતજ વસ્તુસ્થિતિ સમજાઇ પણ હવે તો તેની અસર થઈ ચૂકી હતી. પછી રાજા તથા પોતાના શિષ્યોને બોલાવી ગુરુએ કહ્યું કે–'મારો અગ્નિસંસ્કાર ઉપાશ્રયમાં જ કરજો અને તે સમયે મારા મસ્તકની બાજુ પર એક દૂધભરેલો પ્યાલો રાખજો. તેમાં કૌસ્તુભ મણિ પડશે તે તમારે લઈ લેવો.' પછી અંતસમયની આરાધના કરી, ચાર શરણ સ્વીકારી તેઓ શાંતિપૂર્વક કાળધર્મ પામ્યા.

ગુરુ પરતી ભક્તિને કારણે કુમારપાળે ગુરુના દેહની રક્ષા લઇ પોતાના લલાટે લગાડી. આથી સર્વ પરિવારે તેમ કર્યું અને તેને કારણે ત્યાં એક મોટો ખાડો પડી ગયો જેને "હેમખાડ" કહેવામાં આવે છે.

ગુરુના અવસાનથી કુમારપાળનો શોક અતિશય વધી ગયો. ગુરુએ ભવિષ્ય વાણી તરીકે અગાઉ તેને જણાવ્યું હતું કે પોતાના મૃત્યુ પછી ૭ માસમાં જ તેનું મૃત્યુ થશે અને પુત્રપ્રાપ્તિ થશે નહિ. બરાબર ગુરુના જણાવ્યા મુજબ ૭ માસે તેને અજયપાળે (કુમારપાળનો ભત્રીજો) ઝેર આપ્યું. રાજાને ઝેરની જાણ થતાં જ કોશાગારમાંથી વિષહન શંખ મંગાવ્યો પણ તે અજયપાળે દૂર કરાવી દીધો હતો. પછી જૈન વિધિ પ્રમાણે ચાર શરણ સ્વીકારી કુમારપાળ પણ મૃત્યુશરણ થયા.

આચાર્યશ્રી હેમચંદ્રસૂરિના પૂજકો તથા પ્રશંસકો પુષ્કળ હતા તેમ તેમના વિરોધીઓની સંખ્યા પણ નાનીસૂની ન હતી. આમ છતાં શુદ્ધ નૈષ્ઠિક બ્રહ્મચર્યથી અને સર્વતોમુખી પ્રતિભાથી તેઓ તે સર્વનો અડગપણે સામનો કરી શકયા. એમના આખા જીવન દરમ્યાન એવો એક પણ પ્રસંગ શોધ્યો જડતો નથી કે જ્યારે તેઓ કોઇથી પણ પરાજિત થયા હોય. માનવી બધું કરી શકે છે પણ સાધુ-

જીવનમાં અસંખ્ય કાવાદાવાથી ભરપૂર રાજસભામાં લેશ માત્ર કીર્તિની ક્ષતિ વિના ટકી રહેવું અને અસાધારણ કાબૂ કેળવવો તે તો કોઇ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવી વિરલ વ્યક્તિના નસીબે જ લખાયેલું હોય છે.

આચાર્યશ્રી હેમચંદ્રે બે દિશામાં કાર્ય કર્યું હતું: એક બાજુ રાજાને પ્રતિબોધી **જૈન** ધર્મ અને **જૈન** સિધ્ધાન્તોનો દેશ–દેશમાં પ્રચાર કરાવ્યો અને બીજી બાજુ સાડાત્રણ કરોડ જેટલા નૂતન શ્લોકો રચી સાહિત્યની સૃષ્ટિમાં પણ અજોડ સ્થાન પ્રાપ્ત કર્યું.

ભારતના પ્રાચીન વિદ્વાનોની ગણનામાં પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું સ્થાન અનેરું અને અતિગૌરવભર્યું છે. વિક્રમના દરબારમાં કાલિદાસનું અને હર્ષની રાજસભામાં જે સ્થાન બાણ કવિનું હતું તેવું જ અતિમૂલું સ્થાન સિદ્ધરાજ તેમજ કુમારપાળની રાજસભામાં શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું હતું. કોઇ તેમને ગુજરાતના **પાણિની** કહે છે, કોઈ તેમને ગુજરાતના **મમ્મટ** જણાવે છે, કોઇ તેમને ગુજરાતના **પિંગલાચાર્ય** તરીકે ઓળખાવે છે તો કોઇ કોઇ તેમને ગુજરાતના **અમરસિંહ** (કોષકાર) તરીકે સંબોધે છે. તેમનું શિષ્યમંડળ પણ બૃહદ્ હતું. શ્રી રામચન્દ્રસૂરિ, શ્રી મહેન્દ્રસૂરિ, શ્રી ગુણચન્દ્રસૂરિ, શ્રી વર્ધમાનગણિ, શ્રી દેવચન્દ્ર, શ્રી યશશ્ચંદ્ર, શ્રી ઉદયચન્દ્ર, શ્રી બાલચન્દ્ર વિગેરે વિગેરે તેમના ગણનાપાત્ર શિષ્ય હતા.

હેમચંદ્રાચાર્યના ઉત્તર જીવનમાં તેમના શિષ્યો શિષ્યો વચ્ચે કલહ વધી પડયો હતો. મુખ્ય શિષ્યોમાંના બાલચંદ્ર, રામચંદ્ર તથા ગુણચંદ્ર પૈકી છેલ્લા બે ગુરુને વફાદાર રહ્યા હતા જ્યારે બાલચંદ્ર અજયપાળનો પક્ષ કરતો હતો. કહેવાય છે કે અંજનશલાકાના સમયે મુહૂર્ત ચૂકાવનાર પણ બાલચંદ્ર હતો.

રામચંદ્રસૂરિ પણ સમર્થ હતા અને તેમણે પણ નાટકો–પ્રબંધો સારી સંખ્યામાં લખ્યા છે.

હેમચંદ્રાચાર્યના અવસાન બાદ પાટ પર કોને સ્થાપવા તેને માટે તકરાર ચાલી. અજયપાળને બાલચંદ્રે મદદ કરી હતી તેથી તેણે રામચંદ્રને બાલચંદ્રને પાટ સોંપવા કહ્યું પણ ગુરુએ પોતાને પાટ સોંપેલી હોવાથી રામચંદ્રે ના પાડી. આથી રાજા અજયપાળ ગુસ્સે થયો અને તેમને ઉપદ્રવ કરવા લાગ્યો. ધગધગતી શિલા પર સૂઇ જવાનું ફરમાન કાઢયું. રામચંદ્રસૂરિ વિનાસંકોચે શિલા પર સૂઇ, અનશન સ્વીકારી સ્વર્ગે સીધાવ્યા.

બાલચંદ્ર મરીને યક્ષ થયો ને સંઘને ઉપદ્રવ કરવા લાગ્યો. સંઘે તેને વિનંતિ કરતા જણાવ્યું કે– ‘મારી રચેલી સ્તુતિ બોલવાની પ્રથા દાખલ કરો તો જ ઉપદ્રવ દૂર કરું.’ પછી તેની રચેલી **સ્નાતસ્યા**૦ની સ્તુતિ પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં દાખલ કરી જે અદ્યાપિ પર્યંત ચાલુ છે.

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે વ્યાકરણ, કાવ્ય, કોષ, ન્યાય, અલંકાર, સ્તુતિ, યોગ અને રાજનીતિ વિગેરે અંગોને સ્પર્શતાં ગ્રંથો રચ્યા છે. મહત્ત્વના દરેક વિષયોનું તેમણે સારું નિરૂપણ કર્યું છે.

હેમચંદ્રાચાર્યે રચેલા ગ્રંથો પૈકી કેટલાક તો સર્વમાન્ય છે અને અત્યારે પણ તેમનો છૂટથી ઉપયોગ થઇ રહ્યો છે. ઇતરધર્મીઓ પણ હવે હેમચંદ્રાચાર્યનું મૂલ્ય આંકતા શીખ્યા છે અને તેમને ગુજરાતના સર્વશ્રેષ્ઠ **જ્યોતિર્ધર** માને છે.

તેમણે રચેલ વિપુલ ગ્રંથરાશિમાંથી કેટલાકના નામ નીચે પ્રમાણે છે.

## ૧ વ્યાકરણ વિષય

| | શ્લોકસંખ્યા | | શ્લોકસંખ્યા |
|---|---|---|---|
| સિદ્ધહેમ શબ્દાનુશાસન લઘુવૃત્તિ | ૬૦૦૦ | ધાતુપાઠ અને વૃત્તિ | ... |
| ,, બૃહદ્‌વૃત્તિ | ૧૮૦૦૦ | ધાતુપારાયણ અને વૃત્તિ | ૫૬૦૦ |
| ,, બૃહન્ન્યાસ ( અપૂર્ણ ) | ૮૪૦૦૦ | લિંગાનુશાસન વૃત્તિ અને વિવરણ | ૩૬૮૪ |
| ,, પ્રાકૃત વ્યાકરણ વૃત્તિ | ૨૨૦૦ | ઊણાદિ સૂત્ર વૃત્તિ | ... |
| બાલભાષા વ્યાકરણ સૂત્રવૃત્તિ ( અપ્રકાશિત ) | | | |

## ૨ કાવ્ય ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર (પર્વ ૧૦) | ૩૨૦૦૦ | પરિશિષ્ટ પર્વ | ૩૫૦૦ |
| હૈમવિભ્રમસૂત્ર વૃત્તિ યુક્ત | ... | સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્ય | ૨૮૨૮ |
| પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય | ૧૫૦૦ | સપ્તસંધાન મહાકાવ્ય | ( અપ્રાપ્ય ) |

## ૩ કોષ

| | | | |
|---|---|---|---|
| નિઘંટુ કોષ અને શેષ | ૩૯૬ | એકાર્થ કોશ( અભિધાનચિંતામણિ ) સ્વોપજ્ઞ ટીકા | ૧૦૦૦૦ |
| શેષ નામમાળા | ... | | |
| અનેકાર્થ કોશ ( અનેકાર્થ સંગ્રહ ) | ૧૮૨૮ | દેશ્યકોશ ( દેશીનામમાલા ) સ્વોપજ્ઞ ટીકા | ૩૫૦૦ |

## ૪ ન્યાય ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| પ્રમાણમીમાંસા સ્વોપજ્ઞ ( અપૂર્ણ ) | ૨૫૦૦ | દ્વિજવદન ચપેટા | ... |
| અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ | હેમવાદાનુશાસન | ... |
| અયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા | ૩૨ | | |

## ૫ યોગ ગ્રંથ

યોગશાસ્ત્ર, સ્વોપજ્ઞ ટીકા સહિત ૧૨૫૭૦

## ૬ રાજનીતિ

અર્હન્નીતિ ...

## ૭ અલંકાર ગ્રંથ

કાવ્યાનુશાસન સ્વોપજ્ઞ અલંકાર
ચૂડામણિ વૃત્તિ અને વિવેકસહિત ૬૮૦૦

## ૮ સ્તુતિ ગ્રંથ

| | | | |
|---|---|---|---|
| વીતરાગ સ્તવ | ૧૨૮ | અર્હત્સહસ્રનામસમુચ્ચય | ... |
| મહાદેવ સ્તોત્ર | ૪૪૧ | | |

| | | | |
|---|---|---|---|
| ઉપદેશમાળા | ... | છન્દઃશાસ્ત્ર ટીકા સહિત | ૩૦૦૦ |
| બલાબલ સૂત્ર વૃત્તિ | ... | હેમન્યાયાર્થ મંજૂષા | ... |
| જાતિવ્યાવૃત્તિ ન્યાય | ... | પાંડવચરિત્ર | ... |
| ગણપાઠ | ... | | વિગેરે વિગેરે |

દ્વયાશ્રય મહાકાવ્ય સંસ્કૃતમાં છે અને પ્રાકૃતમાં કુમારપાલ ચરિત છે. પણ બંનેમાં બે–બે હેતુ એક સાથે પાર પાડયા છે. પહેલામાં મૂળરાજથી માંડી ચૌલુકય વંશનું વર્ણન છે અને સાથે સાથે "સિદ્ધહેમ" ના સૂત્રો પ્રતિપાદિત કરનાર ઉદાહરણો છે. કુમારપાળ ચરિતમાં પણ એવી કાવ્યચમત્કૃતિ પ્રાકૃત વ્યાકરણને લગતી છે.

આમાંનાં પાંડવચરિત્ર, ઉપદેશમાળા, જાતિવ્યાવૃત્તિ ન્યાય, અન્ય દર્શનવાદવિવાદ, અર્હન્નીતિ, ગણપાઠ વિગેરે કેટલાક ગ્રંથો તેમના કરેલા મનાય છે; પણ તે નિશ્ચિતપણે કહી શકાય તેમ નથી. ઉપર જણાવેલા ગ્રંથોમાંથી પણ કોઇ કોઇ અનુપલબ્ધ પણ સંભવે છે.

ઉપર જણાવેલ ગ્રંથોની યાદી જોતાં જણાશે કે તેઓશ્રીએ વિવિધ વિષયો, તેને લગતો ઊહાપોહ અને વિવરણ તેમજ ઝીણવટભરી ચર્ચાથી સાહિત્યના પ્રત્યેક અંગને પૂરતો ન્યાય આપ્યો છે. તેમના વાંચન, મનન અને પરિશીલનના નવનીતરૂપે તેમણે જે સાહિત્ય આપણી સમક્ષ પીરસ્યું છે તે જોતાં-વિચારતા તેમના વિસ્તૃત અવગાહન અને વાંચન તેમજ શક્તિ માટે ખરેખર આશ્ચર્ય ઉદ્‌ભવવા સાથે તેમની સમર્થ પ્રતિભાની અને સૂક્ષ્મદર્શીપણાની કાંઇક ઝાંખી થાય છે. સિદ્ધહેમ, દ્વયાશ્રય, અભિધાન કોશો કે કાવ્યાનુશાસનાદિ મહાગ્રંથોને બાજુએ મૂકી ફક્ત અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા જેવી ફક્ત બત્રીશ કાવ્યની સ્તુતિનો વિચાર કરવામાં આવે તો તેમાં પણ સ્યાદ્વાદ, નય, પ્રમાણ અને સપ્તભંગી જેવા અકાટય સિદ્ધાન્તોની પ્રરૂપણા કરી છે.

એમનામાં શંકરાચાર્ય સદૃશ સૂક્ષ્મદૃષ્ટિ હતી, એરિસ્ટોટલથી પણ વધારે સર્વગ્રાહિણી બુદ્ધિ હતી, મહર્ષિ બુદ્ધની સુકુમાર અહિંસા કરતાં તીવ્ર અહિંસાની ધૂન હતી, અને તેને બ્રહ્માંડમાં વ્યાપક બનાવવાનો એમનો દિવ્ય મનોરથ હતો. ખરેખર તેઓ મહાત્મા હતા, પૂર્ણ યોગી હતા, અદ્‌ભુત જિતેંદ્રિય હતા, અત્યંત કરુણાળુ હતા, પૂરા નિઃસ્પૃહી પણ હતા, અને સત્યના સાચા ઉપાસક હતા.

આચાર્યશ્રીના સમગ્ર જીવનનો વિચાર કરવા બેસીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે જ નતમસ્તક બની જવાય છે. રાજા, રાજાના અનુયાયી, મિત્રો, વિરોધીઓ, જૈનો, જૈનેતરોને ધર્મોપદેશ આપવા ઉપરાંત નવસાહિત્ય સર્જન અને સાથોસાથ નિર્ગ્રંથ જીવનની અપૂર્વ સાધના; આ દરેકને તેમણે સંપૂર્ણ ન્યાય આપ્યો છે. આ ઉપરથી સમજાય છે કે તેમણે જીવનને કેટલું નિયમિત બનાવ્યું હશે અને પળેપળને કેટલી મહત્ત્વભરી માની હશે.

## ૪૧ શ્રી અજિતદેવસૂરિ

શ્રી મુનિચંદ્રસૂરિની પાટે એકતાલીશમા પટ્ટધર શ્રી અજિતદેવસૂરિ થયા. મુનિચંદ્રસૂરિના ઘણા શિષ્યો પૈકી આ અજિતદેવસૂરિ ને વાદી શ્રી દેવસૂરિ સમર્થ શિષ્યો હતા.



પ્રભાવિક આચાર્યશ્રી જિનદત્તસૂરીશ્વરજી

આનંદ પ્રેસ–ભાવનગર.

સિદ્ધરાજજયસિંહ પણ અજિતદેવસૂરિને માનનીય ગણુતો ને તેમની સાથે ધર્મચર્ચા કરી નવું જ્ઞાન મેળવતો. તેમણે જિરાઉલી તીર્થની સ્થાપના કરી કહેવાય છે. તેમના સમયની આસપાસ જુદા જુદા ગચ્છો–મતોની ઉત્પત્તિ વિશેષ પ્રમાણુમાં થવા પામી હતી.

## ખરતર મતોત્પત્તિ

ખરતર ગચ્છની ઉત્પત્તિ શ્રી જિનદત્તસૂરિથી માનવામાં આવે છે. ધંધુકાના મંત્રીશ્વર વાછિગ શ્રેષ્ઠીને ત્યાં તેમનો વિ. સં. ૧૧૩૨ માં જન્મ થયો હતો. માતાનું નામ વાહડ દેવી હતું. તેમનું સંસારાવસ્થાનું નામ સોમચંદ્ર હતું. બાલ્યકાળથી તેમની પ્રજ્ઞા ઘણી જ તીવ્ર હતી અને તેથી અલ્પ સમયમાં તેમણે સારી વિદ્યાપ્રાપ્તિ કરી હતી. ગુરુ-સંસર્ગ વધતાં તેમને સંસાર પ્રત્યે નિર્વેદ ઉપજ્યો અને માતપિતાને સમજાવી નવ વર્ષની ઉમરે વિ.સં.૧૧૪૧ માં દીક્ષા અંગીકાર કરી. તેમના દીક્ષા-ગુરુ વાચક દેવભદ્ર ગણિ હતા અને તેમનું " સોમચંદ્ર " મુનિ એવું નામ રાખવામાં આવ્યું હતું.

પછી વિશેષ વિદ્યાભ્યાસ માટે તેમને અન્ય ગુરુની નિશ્રામાં સોંપવામાં આવ્યા અને કાલક્રમે શાસ્ત્રમાં પારંગત થતા અનુક્રમે એક એક પદવી-પ્રદાન થતાં તેમને ૧૧૬૯ માં આચાર્ય પદ આપવામાં આવ્યું અને "જિનદત્તસૂરિ" એવું નામાભિધાન રાખવામાં આવ્યું. તેમણે ચિતોડમાં શ્રી સિદ્ધસેન દીવાકરે જે પુસ્તક વાંચી વિદ્યાપ્રાપ્તિ કરી હતી તે જ પુસ્તક તે જ સ્થાનમાંથી કાઢી, વાંચી, વિદ્યા અવધારી પાછું મૂકી દીધું હતું. તેવી જ રીતે ઉજ્જૈનમાં પણ મહાકાળીના મંદિરમાં શ્રી સિધ્ધસેન દીવાકરનો જ રચેલ અપૂર્વ ગ્રંથ મેળવી, વાંચી, વિદ્યાપ્રાપ્તિ કરી હતી. સાડાત્રણ કરોડ વાર "મામાબીજ"નો જાપ કરવાથી તેમને દેવસહાય પ્રાપ્ત થઇ હતી. એમ કહેવાય છે કે આ જાપમાં વિઘ્ન ઊભું કરવા માટે ચોસઠ યોગિણીએ અનેક પ્રયત્નો કરવા છતાં સફળતા મળી ન હતી અને પરિણામે ગુરુએ સ્વશક્તિબળે તેમને પરાભવ પમાડીને પોતાને વશ કરી લીધી હતી.

તેમણે તેમના જીવન દરમ્યાન ઘણા ચમત્કારો કરી બતાવ્યાનું કહેવાય છે.

શ્રી જિનદત્તસૂરિ વિહાર કરતાં કરતાં વડનગર આવ્યા. દ્વેષી બ્રાહ્મણોએ એક મરેલી ગાયને જિન-મંદિર આગળ મૂકીને અફવા ફેલાવી કે જૈનો હિંસક છે. આ બનાવથી શ્રાવકવર્ગ વ્યાકુળ થઇ ગયો અને આ અપવાદ દૂર કરવા માટે ગુરુને પ્રાર્થના કરી. ગુરુએ આશ્વાસન આપી મંત્ર–જાપ કરી વ્યંતરને બોલાવ્યો ને આજ્ઞા આપી કે—' આ મૃત ગાયના શરીરમાં પ્રવેશ કરી, તેને જીવંત સ્વરૂપ બનાવી શિવમંદિર સુધી લઇ જાઓ અને પછી ત્યાં મૃત કલેવરને પડ્યું રહેવા દઇ ચાલ્યા જાઓ.' લોકોના ભારે આશ્ચર્ય વચ્ચે મરેલી ગાય ઊભી થઇ ચાલવા લાગી અને શિવમંદિર પાસે જઇ પુનઃ મરણદશાને પામ થઇ. આથી બ્રાહ્મણવર્ગ અતિશય ગભરાયો અને ગુરુના મહાત્મ્યથી ભય પામી, ગુરુ પાસે આવી પોતાના અકૃત્યની માફી માગી

આવી જ રીતે દેવસહાયથી ભરુચ નગરમાં મોગલ બાદશાહના મરેલા પુત્રને સજીવન કર્યો હતો.

તેઓના દીક્ષાગુરુ તો દેવભદ્ર વાચક હતા, પણ શ્રીમાન્ અભયદેવસૂરિના પટ્ટધર શ્રી જિન-વલ્લભસૂરિના અવસાન બાદ જિનદત્તસૂરિ સમાન કોઇ સમર્થ પુરુષ નજરે નહિં આવવાથી તેમને જિનવલ્લભસૂરિના પટ્ટધર તરીકે સ્થાપ્યા હતા.

જિનદત્તસૂરિ જરા મગરૂર સ્વભાવના હતા અને તેમને પૂછવામાં આવતા પ્રશ્નોનો જવાબ ઘણી સૂક્ષ્મ રીતે આપતા તેથી લોકોમાં " ખરતર " એવા નામથી પ્રસિધ્ધિ પામ્યા. કેટલાકો જિને-

શ્વરસૂરિ કે જિનવલ્લભસૂરિને ખરતર મતના આદ્ય પ્રરૂપક કહે છે પણ પટ્ટાવલીમાં દર્શાવેલ ખરતર મતોત્પત્તિના ૧૨૦૪ ના સંવત સાથે તેમનો મેળ ખાતો નથી. તેમજ જિનેશ્વરસૂરિ કે નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિએ પોતાના ગ્રંથની પ્રશસ્તિમાં "ખરતર ગચ્છ" નું નામ આપ્યું જણાતું નથી. જિનદત્તસૂરિ પ્રભાવિક અને ચમત્કારિક હતા. તેમણે એક લાખ ત્રીશ હજાર રાજપુતોને પ્રતિબોધી જૈન ધર્મમાં સ્થિર કર્યા હતા.

તેમણે ૫૦૦ સાધુ તેમજ ૭૦૦ સાધ્વીઓને દીક્ષા આપી હતી. વિ. સં. ૧૨૧૧ માં અજમેર નગરમાં તેમનો સ્વર્ગવાસ થયો. તેમણે પોતાની પાટે શ્રી જિનચંદ્રસૂરિને સ્થાપ્યા હતા. તેઓ ઉત્તર હિંદુસ્તાનમાં બહુ જ માનનીય પુરુષ ગનાય છે અને "દાદાજી" ના નામે પ્રસિધ્ધ છે. તેમની પાદુકા ઠેકાણે ઠેકાણે છે અને તેનું પૂજન કરવામાં આવે છે. તેમણે સાહિત્યના ક્ષેત્રમાં પણ સારો ઉપકાર કર્યો છે. તેમણે રચેલા ગ્રંથો પૈકી કેટલાકની યાદી નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| સંદેહદોહાવલી | કાલસ્વરૂપ દ્વાત્રિંશિકા |
| ઉત્સૂત્ર પદોદ્ઘટ્ટન કુલક | પાર્શ્વનાથ સ્તોત્ર |
| ઉપદેશ કુલક | ગુરુપારતંત્ર સ્તોત્ર |
| અવસ્થા કુલક | તંજય સ્તોત્ર |
| ચૈત્યવંદન કુલક | સ્તંધમવહરઉ સ્તોત્ર |
| ગણધર સાર્ધશતક | મહરહિય સ્તોત્ર |
| ચર્ચરી પ્રકરણ | યદંશ્રી સ્તુતિ |
| પ્રબોધોદય ગ્રંથ | શુકન શાસ્ત્ર |
| પદસ્થાન વિધિ | અધ્યાત્મ દીપિકા વિગેરે વિગેરે |

## અંચળગચ્છની ઉત્પત્તિ

વિક્રમના તેરમા સૈકામાં સાધુઓ વધુ પ્રમાણમાં શિથિલાચારી થવા લાગ્યા અને પોતપોતાની સ્વેચ્છાએ અવનવી ક્રિયા સ્વીકારી સ્વમતનો પ્રચાર કરવા લાગ્યા. આ જ સૈકામાં ખરતર, અંચળ, સાર્ધપૌર્ણિમિય અને આગમિક મતની ઉત્પત્તિ થવા પામી તે જ આ વાતનું સમર્થન કરે છે. જયસિંહસૂરિની પાસે દંત્રાણાના રહીશ દ્રોણ વ્યવહારીઆના પુત્ર ગોદુએ દીક્ષા સ્વીકારી. તેમની બુદ્ધિ તીવ્ર હોવાથી ધીમે ધીમે આગમાભ્યાસમાં પ્રવીણ થવા લાગ્યા. એકદા દશવૈકાલિકના સાતમા અધ્યયનની છઠ્ઠી ગાથા ભણતાં તેને વિચાર ઉદ્ભવ્યો. તે ગાથા નીચે પ્રમાણે હતી—

सीओदगं न सेविज्जा, सिलावुड्ढि हिमाणिय ।
उसणोदगं तह फासुयं, पडिगाहिज्ज संजए ॥

આનો અર્થ એવો થાય છે કે—સચિત્ત પાણી ન સેવવું, હિમનો પણ ઉપયોગ ન કરવો, ઊનું તેમજ ફાસુ પાણી લેવું. આનો અર્થ વિચારતાં, ઉપાશ્રયમાં સચિત્ત પાણીના માટલા ભરેલા દેખી ગુરુ પાસે આવી પૂછ્યું—'હે ભગવન્! આપણે શું કહીએ છીએ અને શું કરીએ છીએ? આપણા કથનાનુસાર આપણું વર્તન જણાતું નથી.' એમ કહી ઉપલી ગાથા કહી સંભળાવી. એટલે ગુરુએ કહ્યું કે—'એ બધી ચોથા આરાની વાત છે; પાંચમા આરામાં તે પળે નહિ.' એટલે તેમણે કહ્યું કે—'તે પ્રમાણે પળે તો લાભ કે નુકશાન?' ગુરુએ લાભની વાત જણાવતાં તેમણે તે શુધ્ધ માર્ગ આદર્યો

અને શુધ્ધ ક્રિયા કરતાં તેમને ગુરુએ ઉપાધ્યાય પદ આપી વિજયચંદ્ર એવું નામ આપ્યું.

પછી ગુરુની આજ્ઞા લઇ ત્રણ શિષ્યો સાથે ક્રિયોદ્ધાર કરવા માટે વિહાર શરૂ કર્યો. સિદ્ધાંતાનુસાર લોકોને સત્ય ઉપદેશ દેવા લાગ્યા અને બેંતાલીશ દોષ રહિત આહાર મળે તો જ સ્વીકારવા લાગ્યા. એક વખત કયાંય શુદ્ધ આહાર ન મળ્યો અને વિના આહારે ત્રીશ દિવસ નીકળી ગયા, તો પણ શુદ્ધ માર્ગથી તેઓ ચળાયમાન થયા નહિ. પાવાગઢ તીર્થે આવી, વીર પ્રભુનાં દર્શન કરી, જિનાલયની બહાર નિર્જીવ શિલા પર સાગારિક અણશણ આદર્યું.

આ સમયે ચક્રેશ્વરી અને પદ્માવતી નામની બે દેવીઓ શ્રી સીમંધરસ્વામીને વાંદવા નિમિત્તે મહાવિદેહ ક્ષેત્રમાં ગઇ હતી તેમણે પ્રભુના મુખથી શુદ્ધ ક્રિયાધારી તરીકે વિજયચંદ્ર ઉપાધ્યાયનું નામ સાંભળી તેમના દર્શન નિમિત્તે પાવાગઢ પર આવી. વાંદીને ઉપાધ્યાયને કહ્યું કે–' શ્રી સીમંધરસ્વામીએ જેવા ક્રિયાધારી કહ્યા છે તેવા જ તમો છો, તો હે પૂજ્ય! વિધિપક્ષ ગચ્છ એવું નામ સ્થાપી શુદ્ધ માર્ગનું સ્થાપન કરો અને ઉત્સૂત્રપ્રરૂપણાને જડમૂળથી ફેંકી દ્યો. તમો અહીંથી ભાલેજ નગરે જજો. ત્યાં તમને શુદ્ધ આહાર મળશે.' દેવીવચનથી વિજયચંદ્ર ઉપાધ્યાય પાવાગઢથી નીચે ઊતરી ત્યાં ગયા ને શુદ્ધ આહાર સ્વીકારી પારણું કર્યું. ત્યાંના શ્રીમંત શ્રાવક યશોધનને પ્રતિબોધી પોતાનો ભક્ત બનાવ્યો. ત્યાંથી વિજયચંદ્ર ઉપાધ્યાય બેણુપ નગરે ગયા. ત્યાંના કોટિ નામના વ્યવહારીઆને પણ પ્રતિબોધી સ્વઅનુયાયી બનાવ્યો.

એકદા તે કોટિ નામનો વ્યવહારીઓ પાટણ ગયો અને ત્યાં પડિક્કમણું કરતાં વાંદણા વખતે મુહપત્તિને બદલે વસ્ત્રના છેડાવડે વાંદણા લીધા. એટલે કુમારપાળ ભૂપાળે તેનું કારણ પૂછતાં ગુરુએ વિધિપક્ષની વાત કહી ત્યારે કુમારપાળે વસ્ત્રના અંચલા( છેડા )વડે વાંદણા દીધા હોવાથી વિધિપક્ષને બદલે **આંચલક** એવું નામ આપ્યું અને ત્યારથી તેનું **આંચળ** ગચ્છ એવું નામ પ્રચલિત થયું. પછી વિજયચંદ્રને આચાર્યપદ અર્પણ કરવામાં આવ્યું તેમ જ તેનું આર્યરક્ષિતસૂરિ એવું નામ સ્થાપન કરવામાં આવ્યું. આ ગચ્છની ઉત્પત્તિ વિ. સં. ૧૨૧૩ માં થઇ. આ ગચ્છમાં ઉત્તરોત્તર ઘણા પ્રભાવિક આચાર્યો થયા છે.*

## સાર્ધપૌર્ણિમીય મત

આ ગચ્છની વિ. સં. ૧૨૩૬ વર્ષે ઉત્પત્તિ થઇ. કુમારપાળ ભૂપાળે એકદા શ્રીમદ્ હેમચંદ્રાચાર્યને પૂછ્યું કે–' પુનમીઆ ગચ્છવાળા જૈનાગમો પ્રમાણે ચાલે છે કે નહિ તેની મારે તપાસ કરવી છે, માટે તેમના ગચ્છાચાર્યને અહીં બોલાવો.' ગુરુએ તે ગચ્છના આચાર્યને બોલાવ્યા અને કુમારપાળે પ્રશ્નો પૂછતાં આડાઅવળા જવાબો આપવા માંડયાં, તેથી કુમારપાળે પુનમીઆ ગચ્છના સાધુઓને પોતાના દેશમાંથી દૂર ચાલ્યા જવા કહ્યું. કુમારપાળના અવસાન બાદ પુનમીઆ ગચ્છના સુમતિસિંહ નામના આચાર્ય

* એક એવો પણ ઉલ્લેખ છે કે નરસિંહ નામના આચાર્ય બ્યુના નામના ગામમાં રહ્યા હતા. નાથી નામની અંધ ધનાઢ્ય શ્રાવિકા તેમની અનુરાગી હતી. એકદા વંદન નિમિત્તે આવતાં તે મુહપત્તિ વિસરી ગઈ. એટલે ગુરુએ કહ્યું કે–' કાંઈ નહિ', વસ્ત્રના છેડાથી વાંદો.' તેણે તેવી રીતે વંદન કર્યું અને નાથીએ કરેલ ધનસહાયથી નવા આંચલિક મતની સ્થાપના કરી ને પોતે નામ બદલીને આર્યરક્ષિતસૂરિ એવું નામ ધારણ કર્યું. ( ગચ્છમત પ્રબંધ પૃ. ૩૧ )

પાટણ આવ્યા. લોકોએ તેમનો ગચ્છ પૂછતાં તેમણે જણાવ્યું કે–' અમે સાર્ધપુનમીઆ ગચ્છના છીએ.' આ મતવાળા જિનમૂર્તિની ફળથી પૂજા કરતા નથી.

## આગમિક ગચ્છ.

પુનમીયા ગચ્છના શ્રી શીલગુણસૂરિ અને દેવભદ્રસૂરિ નામના બે આચાર્યો તે મતનો ત્યાગ કરી અંચળ ગચ્છમાં દાખલ થયા, પરંતુ પાછળથી તેનો પણ ત્યાગ કરી પોતાનો સ્વતંત્ર પંથ ચલાવ્યો. ક્ષેત્રદેવતાની સ્તુતિ કરવી નહિ ઇત્યાદિ નૂતન પ્રરૂપણા કરી તેઓએ પોતાના નૂતન મતનું આગમિક ગચ્છ એવું નામ સ્થાપ્યું. આ મતની ઉત્પત્તિ વિ. સં. ૧૨૫૦માં થઇ. આ ગચ્છમાં પણ ઘણા શક્તિશાળી આચાર્યો થયા છે અને સાહિત્યના ક્ષેત્રમાં તેમજ શાસનોન્નતિમાં સારી અભિવૃદ્ધિ કરી છે.

## બાહડોદ્ધાર ( ચૌદમો ઉદ્ધાર )

સોરઠ દેશનો સમરરાજા* કુમારપાળની આણ માનતો ન હતો. તેની ઉદ્ધતાઇને માટે તેને શિક્ષા કરવા રાજાએ ઉદયન મંત્રીને સૈન્ય સહિત મોકલ્યો. મંત્રી પ્રયાણ કરતાં કરતાં પાલીતાણા નગરે આવી પહોંચ્યા. પરમોલ્લાસથી પરમ પવિત્ર તીર્થાધિરાજ શ્રી શત્રુંજયની યાત્રા નિમિત્તે ગિરિવર પર ચઢ્યા અને પરમોપગારી જગદીશ્વરની સેવા-ભક્તિ કરી કાઉસગ્ગ ધ્યાનમાં રહ્યા. તે સમય મુખ્ય મંદિર કાષ્ઠનું હતું અને ઘણું જીર્ણ થઇ ગયું હતું. મંત્રીશ્વર કાઉસગ્ગ ધ્યાનમાં રહ્યા હતા તેવામાં એક ઉંદરે સળગતા દીવાની વાટ ઉપાડી અને પોતાના દરમાં પેસવા લાગ્યો. પૂજારીનું તે તરફ ધ્યાન ખેંચાતા તેણે તરત જ તે સળગતી વાટ ઝુટવી લીધી. આ દૃશ્ય જોતાં મંત્રીશ્વર કાઉસગ્ગ પારી ઊંડા વિચારમાં પડી ગયા. તે મનમાં ચિંતવવા લાગ્યા કે–' જો આ સમયે પૂજારીએ સમયસૂચકતા વાપરી વાટ ન લઈ લીધી હોત તો મંદિરને મોટું નુકશાન થવા પામત. મંદિરની આવી જીર્ણ સ્થિતિ હોય ને મારા જેવો મંત્રીશ્વર મળેલી લક્ષ્મીનો સદ્વ્યય ન કરે તો મળેલી લક્ષ્મી શા કામની ? ' પછી ત્યાં ને ત્યાં જ પ્રભુસાક્ષીએ જ્યાં સુધી જીર્ણોદ્ધાર ન કરાવું ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું, એકસક્ત કરવું, ભૂમિ-શયન કરવું અને તાંબૂલત્યાગ કરવો એ ચાર બાબતનો નિયમ કર્યો.

એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી, આદીશ્વર ભગવાનને ભાવપૂર્વક ભેટી મંત્રીરાજ સોરઠરાજ સમર સામે ગયા અને સુલેહના કહેણનો જવાબ સમાધાનાત્મક ન આવવાથી પરસ્પર ભીષણ સંગ્રામ થયો. આખરે સમરરાયની હાર થઇ અને તેના પુત્રને ગાદી પર બેસારી મંત્રી ઉદયને તેના દેશ પર કુમારપાળની આણ ફેલાવી.

પણ શત્રુંજયનો ઉદ્ધાર સ્વહસ્તે કરવાનું ભાગ્યદેવીએ ઉદયન માટે નિરધાર્યું નહોતું. લડાઇમાં જીત તો મેળવી પણ રણમેદાનમાં સ્વશરીર પર શસ્ત્રાદિકના ઘણા ઘા પડ્યા હોવાથી પાછા વળતાં તેમને રસ્તામાં જ વસમી વેદના થવા લાગી. વ્યાધિ વધતાં મૂર્છા પણ આવી ગઇ અને કેટલાક શીતોપચાર પછી મૂર્છા વળતાં મંત્રી પોતાની પ્રતિજ્ઞા સંભારી શોકાચ્છાદિત ચિત્તે ઊંડો નિઃશ્વાસ મૂકવા લાગ્યા. સાથે રહેલા સુભટોને આ દેખાવથી અતિ આશ્ચર્ય થયું. રણભૂમિમાં વીરની માફક ગાજતો અને મૃત્યુને હાથમાં રાખીને ફરતો મંત્રીશ્વર આવી વ્યાધિથી શામાટે ડરતો હશે ? તેની કલ્પના પણ તેઓ ન કરી શકયા. મૃત્યુને સામે મ્હોંએ આમંત્રણ આપનાર બહાદુર ઉદયન મૃત્યુથી

* પ્રભાવક ચરિત્રમાં નવઘણ એવું નામ જણાવ્યું છે.

શા માટે આટલો બધો કંપે છે તેની કલ્પના સરખી પણ તેઓ કરી શક્યા નહિ. છેવટે એકત્ર થઇ તેઓ મંત્રીશ્વરને તેમના નિઃશ્વાસનું કારણ પૂછવા લાગ્યા ત્યારે તેમણે જણાવ્યું કે–" હે સુભટો! મને મરણનો લેશ માત્ર ભય નથી, પરંતુ મારી જિંદગીમાં નિરધારેલા ચાર કાર્યો હું કરી શક્યો નથી તે બાબત મને શલ્યની માફક ખૂંચે છે. અંતસમય સુધી તેની પૂર્ણતા ન થવાથી મારું હૃદય કમકમી ઊઠે છે." સુભટોએ વિશેષ હકીકત પૂછતાં તેમણે નીચેની ચાર બાબતો જણાવી.

(૧) શત્રુંજય તીર્થ પર મુખ્ય જીર્ણ જિનમંદિરને સ્થાને નૂતન પાષાણનું મંદિર કરાવવું.

(૨) શ્રી ગિરનાર પર પાજ બંધાવવી.

(૩) મારા પુત્ર અંબડને દંડનાયક નીમવો.

(૪) અંતસમયે ગુરુ સમીપે નિઝામણા કરવી.

અંતસમયે પણ ઉદયનની ગુરુ પરત્વેની આવી ઉત્કટ ભાવના જોઇ સુભટો વિચારમાં પડી ગયા. તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે આવા ગાઢ જંગલમાં જૈન સાધુને લાવવા ક્યાંથી? પછી પરસ્પર વિચારણા કરતાં એક જણે યુક્તિ બતાવી અને તેઓએ ઉદયનના મનની શાંતિ માટે કહ્યું કે–" મુનિવર સમક્ષ નિઝામણા કરવાની આપની ઇચ્છાપૂર્તિ માટે તપાસ કરાવી મુનિવરને શોધી લાવીએ છીએ અને બાકીની ત્રણ પ્રતિજ્ઞાઓ આપના પુત્ર બાહડદ્વારા પૂર્ણ કરાવશું." પછી કોઇ એક વંઠ પુરુષને ગોતી લાવી, તેને જૈનમુનિના આચારથી વાકેફ કરી, સાધુના કપડાં પહેરાવી મંત્રી સમક્ષ લાવ્યા. સાધુને જોઇ અંતસમયે અમૃત મળ્યા જેટલો મંત્રીશ્વરને આનંદ થયો. ઘણા જ હર્ષથી તેમને પ્રણામ કરી, ચોરાશી લાખ જીવાયોનિને ખમાવી, ચાર શરણ સ્વીકારી, મંત્રીશ્વર શાંતિપૂર્વક સ્વર્ગે સીધાવ્યા.

. કુમારપાળ મહારાજાને ઉદયન મંત્રીના અવસાનની હકીકત જણાવી સુભટો તેમના પુત્ર બાહડ અને અંબડ પાસે આવ્યા ને પિતાની મનકામનાઓથી વાકેફ કર્યા. બાહડે બધી વાત ઘણા જ પ્રેમપૂર્વક સ્વીકારી લીધી અને મહારાજા કુમારપાળની રજા લઇ તરત જ શ્રી સિદ્ધાચળ આવ્યા. શુભ મુહૂર્તે શ્રી જિનભુવન માટે પાયો નખાવ્યો. આ વાત સાંભળી દેશ-દેશના અન્ય ધનાઢ્ય શ્રાવકો પણ મંત્રી સમક્ષ આવ્યા ને વિનંતિ કરી કહેવા લાગ્યા કે–" આ ઉત્તમોત્તમ તીર્થના ઉદ્ધારના કાર્યથી આપ અપૂર્વ પુણ્ય હાંસલ કરી રહ્યા છો, પરંતુ કૃપા કરીને અમને પણ થોડો લાભ મળે તે હેતુથી અમારું થોડુંઘણું દ્રવ્ય સ્વીકારો તો અમે પણ પુણ્યકાર્યથી પાવન થઇએ." સ્વધર્મીબંધુની આવી આકાંક્ષા જાણીને મંત્રીશ્વરે ટીપ શરૂ કરી. આ સમયે ટીમાણા ગામનો 'ભીમો' કુડલીયો પણ શત્રુંજય તીર્થની યાત્રાર્થે આવ્યો હતો. સકળ સંઘને એકત્રિત થયેલ જોઇ શું કાર્ય ચાલે છે તે જાણવાની જિજ્ઞાસાથી તે પણ ત્યાં આવ્યો પરંતુ ભીડને કારણે તે અંદર દાખલ થઇ, શક્યો નહિ. તેની અંદર આવવાની ઇચ્છા દૂરથી પણ મંત્રીશ્વર બાહડે જાણી લીધી, જેથી માણસ મોકલી તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. ટીપની શરૂઆત થતાં જ ભીમાને પણ ભાવના જાગૃત થઇ પણ જ્યાં મોટી મોટી રકમ નોંધાતી હોય ત્યાં પોતાની અલ્પ રકમ શા હિસાબમાં? એમ વિચારી તે મનમાં ને મનમાં જ અચકાવા લાગ્યો. મંત્રીશ્વરે તેનો મનોભાવ કળી લીધો ને કહ્યું કે–' તમારે જે ભરાવવું હોય તે સુખેથી ભરાવો.' મંત્રીશ્વરના આવા કહેણથી તો તે વધુ શરમીંદો બન્યો અને પોતાની જીવનકથા કહી બતાવી–" હું ટીમાણા ગામનો વાસી છું. ઘીની કુડલી લઇ ફેરી કરું છું. તેથી કુડલીયો કહેવાઉં છું. મારું ઘર જીર્ણ હોવાથી ફળિયામાં પડ્યો રહું છું. મહેનત-મજૂરી કરી પેટ ભરું છું

પણ આપ સહુનું અહીં આવાગમન સાંભળી જેમ તેમ કરી અહીં આવી ચઢ્યો છું. મારી પાસે ૭ દ્રામની મૂડી છે અને ફેરી ફરતાં એક દ્રામ ને એક રૂપિયો પ્રાપ્ત થયો છે તેમાંથી રૂપિયાના ફૂલ લઇ પ્રભુપૂજા પ્રેમપૂર્વક કરી છે અને બાકી રહેલા સાતે દ્રામો ટીપમાં લખવા કૃપા કરો." આ વાત સાંભળી મંત્રીશ્વરે ટીપને મથાળે સૌથી પહેલું નામ ભીમા કુડલીયાનું લખાવ્યું. આમ થવાથી હજારોની રકમ ભરનારા કોઇકે તેનું કારણ પુછ્યું એટલે મંત્રીશ્વરે જણાવ્યું કે–' તમોએ ઉલટથી જે જે રકમો લખાવી છે તે તો તમારી મૂડીના પ્રમાણમાં અલ્પ છે પણ ભીમાએ તો પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું છે, માટે તેનું નામ સૌથી મુખ્ય હોવું જોઇએ." પછી તો સર્વે ભીમા કુડલીયાના કાર્યની અનુમોદના કરવા લાગ્યા.

પછી હર્ષિત થયેલો ભીમો ઘરે જવા નીકળ્યો, પણ વિચાર કરે છે કે–"સ્ત્રી માથાભારે છે અને તેની કજીયાખોર પ્રકૃતિ છે, માટે મૂડી વગર ઘરે જઇશ તો નકામો કલહ વધશે." પણ પરમાત્માનું નામ સ્મરણ કરતો કરતો ઘરે પહોંચ્યો. ઘરે જતાં જ સ્ત્રીએ ' કયાં ગયા હતા ? મોડા કેમ આવ્યા ? શું રળ્યા ?' વિગેરે પૂછવા માંડયું. જવાબમાં ભીમાએ શત્રુંજયની બધી હકીકત શાંતિપૂર્વક કહી સંભળાવી. ભીમાના મનમાં ભય હતો કે હમણાં ચકમક ઝરશે પણ પુન્ય પાધરા હોય ત્યારે સર્વ પાધરું થાય છે એ ન્યાયે વઢકણી સ્ત્રી પણ સાનુકૂળ થઈ ગઇ.

એવામાં ગાય બાંધવાનો ખીલો ઢીલો અને બહાર નીકળી પડવા જેવો નજરે પડતાં ભીમો તેને ઊંડો બેસાડવા માટે જમીન ખોદવા લાગ્યો. જેવામાં જરા ઊંડું ખોદે છે તેવામાં તો ભાગ્યયોગે ભૂમિમાંથી લક્ષ્મી નીકળી પડી. ચાર હજાર સોનૈયાથી ભરેલો એક કળશ નીકળ્યો. પણ ભીમાની ભક્તિ અને ધૈર્યતા જુઓ ! પોતાની સ્થિતિ તદ્દન નિર્ધનીયા જેવી છે, વળી રહીસહી મૂડી પણ સિધ્ધાચળની ટીપમાં ભરી દીધી છે છતાં ભીમાને આ સોનાનો કળશ લલચાવી શકતો નથી. તેણે તરત જ શત્રુંજય તીર્થે આવી, તે કળશ બાહડ મંત્રી સમક્ષ રજૂ કરી, સર્વ વૃતાંત કહી સંભળાવ્યો.

બાહડ મંત્રીએ વાત સાંભળી ભીમાને તેના પુન્ય પ્રભાવથી પ્રગટ થયેલો તે સુવર્ણકળશ પાછો લઇ જવા ઘણું સમજાવ્યું પણ ભીમો માનતો નથી ને તે સુવર્ણ સ્વીકારતો નથી. છેવટે કવડ યક્ષે પ્રગટ થઇ કળશ લઈ જવા કહ્યું ત્યારે ભીમો તે કળશ લઈ સ્વગામ આવ્યો ને ધર્મક્રિયામાં તત્પર રહી, તપ–જપ કરી સુખી થયો.

આ બાજુ બાહડે જિનાલય તૈયાર કરાવવાનું કાર્ય ઉલ્લાસપૂર્વક આદર્યું ને તેને માટે કાર્યકરોની યોગ્ય ગોઠવણ કરી પોતે પાટણ પાછો આવ્યો. બરાબર બે વર્ષે જિનમંદિર પૂરું થયું. સારા કામની વધામણી ખાવાનું કોને મન ન થાય ? તરત જ એક સેવકપુરુષ પાટણ પહોંચી ગયો ને સમાચાર આપ્યા. મંત્રીશ્વરે રાજી થઇ સુવર્ણની બત્રીશ જીભો બક્ષીસ આપી. આ વધામણીનો હર્ષ હજી પૂરો થયો ન થયો તેવામાં બીજે જ દિવસે બીજો સેવક આવી પહોંચ્યો ને જિનાલયમાં ફાટ પડી ગયાની વાત ખિન્ન વદને કહી સંભળાવી. પણ આ ખેદકારક બનાવથી બાહડને ઊલટો અતિવ હર્ષ થયો ને તે સેવકને પહેલાના કરતાં બમણી એટલે ચોસઠ જીભો આપી.

આ પ્રસંગથી પાસે બેઠેલ સ્નેહીવર્ગ ને સેવકપુરુષ તો વિચારમાં પડી ગયા. સેવકપુરુષ ભેટ સ્વીકારતાં પણ અચકાવા લાગ્યો એટલે મંત્રીશ્વરે કહ્યું કે–"મારી હયાતીમાં જિનમંદિરમાં ફાટ પડી ગયાની વાત સાંભળી મને બીલકુલ ખેદ થતો નથી, પણ ઊલટો હર્ષ થાય છે; કારણ કે હું ફરી વાર મજબૂત રીતે પાકું મંદિર બંધાવી શકીશ અને તેથી જ આ સેવકને હું ચોસઠ જીભો આપું છું." પછી

મંત્રીશ્વર તરત જ શત્રુંજયગિરિ પર આવ્યા ને સલાટોને એકઠા કરી મંદિરમાં ફાટ પડી જવાનું કારણ પૂછ્યું. એટલે મુખ્ય સલાટે જણાવ્યું કે–'હે મંત્રીશ્વર ! આ મંદિરમાં પવન ભરાઇ રહે છે તે બહાર નીકળી શકતો નથી એટલે અંદરની ભમતી વગરનું મંદિર કરવામાં આવે તો પવનને હરકત થાય નહિં અને મંદિર અવિચળ ટકી રહે. પણ સાથોસાથ આપને જણાવવું જોઇએ કે–શિલ્પશાસ્ત્રનો એવો નિયમ છે કે ભમતી વગરનું મંદિર કરાવનારની વંશવૃદ્ધિ થતી નથી.'

પરંતુ બાહડને વિશેષ વિચારવાપણું હતું જ નહિં. પોતાની વંશવૃદ્ધિ કરતાં પણું મંદિરનું અવિચળ સ્થાન તેમને વિશેષ વહાલું હતું. વળી પિતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું હતું એટલે કારીગરોને ભમતી વગરનું મંદિર બાંધવાનો આદેશ આપી દીધો. કારીગરો એક દિલથી કામ કરવા મંડી પડ્યા અને બે ક્રોડ અને સત્તાણુ લાખ રૂપિઆના ખર્ચે નૂતન જિનમંદિર તૈયાર કર્યું. પછી બાહડે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય સહિત સકળ સંઘને આમંત્રી, વિ. સં. ૧૨૧૩માં* મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠા કરી.

એક કામ પૂર્ણ થતા ગિરનારની પાજ બંધાવવા માટે ગિરનાર પર્વતે આવ્યા પણ શું કરવું અને કયાંથી પાજ બંધાવવી તે નિશ્ચિત ન થવાથી અઠ્ઠમની તપસ્યા કરી, અંબિકા દેવીની આરાધના કરી. દેવીએ આવી જણાવ્યું કે–'જ્યાં હું અક્ષત વેરું તે રસ્તે પાજ બાંધવી.' પછી ત્રેસઠ લાખ રૂપિઆના ખર્ચે તે કામ પણ પૂર્ણ કરાવ્યું. પોતાની શેષ જિંદગીમાં વિશેષ ધર્મારાધન કરીને બાહડ મૃત્યુ પામ્યો. કુમારપાળ પણ બાહડ તરફ અતિવ માનની નજરે જોતો.

**वायालु विजयसीहो ४२, तेआला हुंति एगगुरुभाया ।**
**सोमप्पह-मणिरयणा ४३, चउआलोसो अ जगचंदो ४४ ॥ १४ ॥**

तत्पट्टे श्रीविजयसिंहसूरिः ।
तत्पट्टे श्रीसोमप्रभसूरिः श्रीमणिरत्नसूरिश्च ।
तत्पट्टे श्रीजगच्चन्द्रसूरिः ।

**ગાથાર્થઃ—બેંતાલીશમા શ્રી વિજયસિંહસૂરિ, તેની પાટે તેંતાલીશમા શ્રીસોમપ્રભસૂરિ ને મણિરત્નસૂરિ થયા. તેમની પાટે ચુમાંલીશમા પટ્ટધર શ્રીજગચ્ચંદ્રસૂરિ થયા. ૧૪.**

व्याख्या—४२ वायालुत्ति–श्रीअजितदेवसूरिपट्टे द्विचत्वारिंशत्तमः श्रीविजयसिंहसूरिः, विवेकमंजरीशुद्धिकृत् ।

यस्य प्रथमः शिष्यः, शतार्थितया विख्यातः ।
श्रीसोमप्रभसूरिः द्वितीयस्तु मणिरत्नसूरिः ॥ १ ॥

४३ तेआलत्ति–श्रीविजयसिंहसूरिपट्टे त्रयश्चत्वारिंशत्तमौ श्रीसोमप्रभसूरि–श्रीमणिरत्नसूरी ॥

* શત્રુંજયનું આજનું મુખ્ય જિનાલય આ જ બાહડ મંત્રીનું કરાવેલું છે.

४४ चउआलीसोत्ति–श्रीसोमप्रभ–श्रीमणिरत्नसूरिपट्टे चतुश्चत्वारिंशत्तमः **श्रीजगच्चंद्रसूरिः**॥

यः क्रियाशिथिलमुनिसमुदायं ज्ञात्वा गुर्वाज्ञया वैराग्यरसैकसमुद्रं चैत्रगच्छीयश्रीदेवभद्रोपाध्यायं सहायमादाय क्रियायामौग्र्यात् हीरलाजगच्चंद्रसूरिरितिख्यातिभाक् बभूव। केचित्तु आघाटपुरे द्वात्रिंशता दिगंबराचार्यैः सह विवादं कुर्वन् हीरकवदभेद्यो जात इति राज्ञा **हीरलाजगच्चंद्रसूरिरिति** भणित इत्याहुः॥ तथा यावज्जीवमाचाम्लतपोऽभिग्रहीतद्वादशवर्षैस्**तपा**बिरुदम् आप्तवान्॥ ततः षष्ठं नाम वि० पंचाशीत्यधिकद्वादशशत १२८५ वर्षे **तपा** इति प्रसिद्धं॥

तथा च १ निर्ग्रंथ, २ कौटिक, ३ चन्द्र, ४ वनवासि, ५ वटगच्छेत्यपरनामक बृहद्गच्छ, ६ तपा इति षण्णां नाम्नां प्रवृतिहेतव आचार्याः क्रमेण १ श्रीसुधर्मास्वामि, २ श्रीसुस्थित, ३ श्रीचंद्र, ४ श्रीसामंतभद्र, ५ श्रीसर्वदेव, ६ श्रीजगच्चंद्रनामानः षट् सूरयः॥छ॥१४॥

**વ્યાખ્યાર્થઃ**—શ્રી અજિતદેવસૂરિની પાટે બેંતાલીશમા પટ્ટધર તરીકે **વિવેકમંજરી**ની શુદ્ધિ કરનારા શ્રી **વિજયસિંહસૂરિ** થયા, જેમના સો–સો અર્થ કરવાવડે કરીને પ્રસિદ્ધિ પામેલા પ્રથમ શિષ્ય શ્રીસોમપ્રભસૂરિ અને બીજા શ્રી મણિરત્નસૂરિ થયા.

શ્રી વિજયસિંહસૂરિની પાટે બંને ગુરુભાઈ શ્રી **સોમપ્રભસૂરિ ને મણિરત્નસૂરિ** તેંતાલીશમા પટ્ટધર બન્યા.

તેઓ બંનેની પાટે ચુમાલીશમા પટ્ટધર શ્રી **જગચ્ચંદ્રસૂરિ** થયા, જેઓએ મુનિસમુદાયને શિથિલાચારી જાણીને ગુરુમહારાજની આજ્ઞા–સંમતિપૂર્વક વૈરાગ્યરસથી ભરપૂર ચૈત્રગચ્છના શ્રી દેવભદ્ર ઉપાધ્યાયની મદદ મેળવીને, શુદ્ધ ક્રિયા માટે કડક પદ્ધતિ અખત્યાર કરીને **હીરલા જગચ્ચંદ્રસૂરિ** એવું બિરુદ પ્રાપ્ત કર્યું હતું. કેટલાકો એમ પણ કહે છે કે **આઘાટપુર** નગરમાં બત્રીશ દિગંબરાચાર્યો સાથે વાદ–વિવાદ કરવા છતાં પણ "હીરા" ની પેઠે અભેદ્ય ( ન ભાંગી–જીતી શકાય તેવા ) બનવાથી રાજાએ **હીરલા જગચ્ચંદ્રસૂરિ** એવું બિરુદ આપ્યું હતું. આ ઉપરાંત જિંદગી પર્યંત આયંબિલ તપ કરવાના અભિગ્રહને કારણે બારમા વર્ષે "**તપા**" એવું એક વધુ બિરુદ પ્રાપ્ત કર્યું અને તે કારણે વિ. સં. ૧૨૮૫ વર્ષે નિર્ગ્રંથ ગચ્છનું છઠ્ઠું નામ "**તપાગચ્છ**" પડ્યું–પ્રચલિત થયું.

શ્રી સુધર્માસ્વામીથી (૧) **નિર્ગ્રંથ** ગચ્છ, શ્રી સુસ્થિતાચાર્યથી (૨) **કૌટિક** ગચ્છ, શ્રી ચંદ્રસૂરિથી (૩) **ચંદ્ર** ગચ્છ, શ્રી સામંતભદ્રસૂરિથી (૪) **વનવાસી** ગચ્છ, શ્રી સર્વદેવસૂરિથી (૫) **વટ** ગચ્છ અને શ્રી જગચ્ચંદ્રસૂરિથી (૬) **તપા** ગચ્છ એમ અનુક્રમે છ ગચ્છના પ્રવર્તક છ આચાર્યો થયા. ૧૪.

## ૪૨ શ્રી વિજયસિંહસૂરિ

શ્રી અજિતદેવસૂરિની પાટે શ્રી વિજયસિંહસૂરિ બેંતાલીશમા પટ્ટધર થયા તેમણે શ્રાવક કવિ આસડરચિત "વિવેકમંજરી*" ઉપર વિવેકમંજરી વૃત્તિ કરનાર બાલચંદ્રને તેનો ગ્રંથ શોધી આપ્યો હતો. આ આસડ કવિને પોતાના "રાજડ" નામના પુત્રના બાળવયમાં જ થયેલ અવસાનથી અતિશય ખેદ થયો હતો અને શ્રી "કલિકાલગૌતમ" અભયદેવસૂરિએ તેમને શાંત્વન અર્થે બોધ આપી ધર્મમાર્ગમાં પ્રવૃત કર્યો હતો. તેમના એ બોધવાકયોને અનુસરીને તેણે "વિવેકમંજરી" ની રચના કરી હતી. આસડને "કવિસભાશૃંગાર" એવું બિરુદ પ્રાપ્ત થયું હતું.

વિજયસિંહસૂરિના શિષ્યો પૈકી શ્રી સોમપ્રભસૂરિ તથા મણિરત્નસૂરિ સમર્થ હતા તેથી તે બંને ગુરુભાઈઓને પોતાને પદે સ્થાપન કર્યા. તેમાં સોમપ્રભસૂરિ વિશેષ વિચક્ષણ હતા અને તેઓએ "શતાર્થી" નામનો ગ્રંથ રચ્યો છે જેમાં એક શ્લોકના સો અર્થ કરેલા છે.

વિજયસિંહસૂરિને લગતો વિશેષ વૃત્તાંત મળતો નથી.

## ૪૩ શ્રી સોમપ્રભસૂરિ ને મણિરત્નસૂરિ

શ્રી વિજયસિંહસૂરિએ પોતાની પાટે બંને ગુરુભાઈઓને સ્થાપ્યા હતા. શ્રી સોમપ્રભસૂરિ પ્રાગ્વાટ (પોરવાડ) જાતિના વૈશ્ય હતા. તેમના પિતાનું નામ સર્વદેવ ને પિતામહનું નામ જિનદેવ હતું. જિનદેવે કોઈક રાજાના મંત્રી તરીકે કાર્ય બજાવ્યું હતું અને સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. શ્રી વિજયસિંહસૂરિનો યોગ થતાં સોમપ્રભે કુમારાવસ્થામાં જ ચારિત્ર અંગીકાર કર્યું. તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી એટલે સમગ્ર શાસ્‌નો તલસ્પર્શી અભ્યાસ કરી તેમણે આચાર્ય પદવી પ્રાપ્ત કરી. તેઓમાં તર્કશાસ્ત્રની પટુતા, કાવ્યની વિચક્ષણુતા અને વ્યાખ્યાનશૈલી અદ્‌ભુત હતી.

તેઓએ (૧) સુમતિ ચરિત્ર (૨) સૂક્તિમુકતાવલી-સિંદુર પ્રકર (સોમશતક પણ કહેવાય છે) (૩) શતાર્થ અને (૪) કુમારપાળપ્રતિબોધ–આ નામની ચાર કૃતિઓ રચેલી છે. શતાર્થી કાવ્ય માત્ર વસંતતિલકા છંદ રૂપે છે. તેના જુદા જુદા સો અર્થો કરવામાં આવ્યા છે અને પોતે જ તેના પર ટીકા રચી છે. કુમારપાળપ્રતિબોધ ગ્રંથ શ્રીપાળ કવિના પુત્ર સિદ્ધપાળની વસતીમાં રહીને વિ. સં. ૧૨૪૧માં પૂર્ણ કરવામાં આવ્યો હતો. તેઓ શ્રીમાલ નગરમાં સ્વર્ગવાસી થયા.

મણિરત્નસૂરિને કોઈ મુનિરત્નસૂરિના નામથી પણ ઓળખાવે છે. તેમણે કોઈ ગ્રંથ રચ્યો સંભવતો નથી, પણ નવતત્ત્વ પ્રકરણના કર્તા તરીકેનું માન તેઓને મળે છે. તેઓ થિરાપદ્ર નગરમાં સ્વર્ગવાસી થયા.

---

* કેટલાકો એમ માને છે કે "વિવેકમંજરી"ના શુદ્ધિકૃત–સંશોધક આ વિજયસિંહસૂરિ નથી પરંતુ નાગેંદ્રગચ્છના શ્રી વિજયસેનસૂરિજી છે. જુઓ પિટર્સન ત્રીજો રિપોર્ટ, પૃ. ૧૦૩

## ૪૪ શ્રી જગચ્ચંદ્રસૂરિ

શ્રી સોમપ્રભસૂરિ ને શ્રી મણિરત્નસૂરિની પાટે શ્રી જગચ્ચંદ્રસૂરિ આવ્યા. તેમણે સ્વગચ્છની ક્રિયા-શિથિલતા દેખી ગુરુની આજ્ઞાનુસાર ચૈત્રગચ્છીય શ્રી દેવભદ્ર ઉપાધ્યાયની સહાયથી ક્રિયોદ્ધાર કર્યો. આ કાર્ય માટે તેમણે અસાધારણ ત્યાગવૃત્તિ ને આગમોક્ત શુદ્ધ ક્રિયા સ્વીકારી. કેટલાકો એમ પણ જણાવે છે કે-દિગંબરોનો વારંવાર પરાજય થવા છતાં તેઓની વાદ કરવાની ઇચ્છા જીવંત હતી અને તેથી આઘાટપુર-(ઉદયપુર પાસેનું હાલનું આહાડ)માં બત્રીશ દિગંબર આચાર્યોની સાથે વાદ કર્યો અને જીત મેળવી તેથી મેવાડના રાજા **જૈત્રસિંહે** તેમને **હીરલા જગચ્ચંદ્રસૂરિ** એવું બિરુદ આપ્યું હતું. શાસ્ત્રના અગાધ જ્ઞાન સાથે તેઓ ઉત્કૃષ્ટ તપસ્વી પણ હતા. તેમણે જાવજીવ આયંબિલની તપશ્ચર્યા શરૂ કરી અને તે તપ કરતાં કરતાં બાર વર્ષ વ્યતીત થયા ત્યારે તે જ રાજાએ તેમને **"તપા"** ( ખરેખરા તપસ્વી ) એવું બીજું બિરુદ આપ્યું અને ત્યારથી એટલે વિ. સં.૧૨૮૫થી નિર્ગ્રંથ ગચ્છનું છઠ્ઠું નામ "તપા ગચ્છ" પડ્યું જે અદ્યાપિ પર્યંત ચાલુ જ છે. તપાગચ્છે જૈન શાસનની ઉન્નતિ કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે તે તે ગચ્છમાં થનારા પ્રતાપી પટ્ટધરોને આભારી છે. જગચ્ચંદ્રસૂરિ વિહાર કરી જ્યારે ગુજરાતમાં આવ્યા ત્યારે વસ્તુપાળે તેમને અતિવ સન્માન આપ્યું અને સાથે સાથે સારી સહાયતા પણ કરી જેને પરિણામે ગુજરાતમાં અત્યારે પણ તપગચ્છનો પ્રભાવ સૌથી વિશેષ છે. તેમના જ શિષ્ય શ્રી વિજયચંદ્ર જેઓ સંસારાવસ્થામાં વસ્તુપાળ મંત્રીના ગૃહના હિસાબી (મહેતા) હતા તેમનાથી **"વૃદ્ધપૌશાલિક તપગચ્છ"** ને દેવેન્દ્રસૂરિથી **"લઘુપૌશાલિક તપગચ્છ"**ની ઉત્પત્તિ થઈ હતી. વિજયચંદ્રસૂરિ પાછળથી શિથિલાચારી બન્યા હતા જ્યારે દેવેન્દ્રસૂરિએ શુદ્ધ ક્રિયાના પાલનપૂર્વક પટ્ટધર બનીને જૈન શાસનનો સારો ઉદ્યોત કર્યો હતો. ઉગ્ર તપશ્ચર્યા, નિર્મળ બુદ્ધિ, અસાધારણ વિદ્વત્તા અને વિશુદ્ધ ચારિત્રથી વિભૂષિત શ્રી જગચ્ચંદ્રસૂરિ અદ્ભુત વ્યક્તિ હતા.

**देविंदो पणयालो ४५, छायालीसो अ धम्मघोसगुरू ४६ ।**
**सोमप्पह सगचत्तो ४७, अडचत्तो सोमतिलगगुरू ४८ ॥ १५ ॥**

तत्पट्टे श्रीदेवेन्द्रसूरिः ।
तत्पट्टे श्रीधर्मघोषसूरिः ।
तत्पट्टे श्रीसोमप्रभसूरिः ।
तत्पट्टे श्रीसोमतिलकसूरिः ।

**ગાથાર્થઃ—પીસતાલીસમા પટ્ટધર શ્રી દેવેન્દ્રસૂરિ, છેંતાલીશમા શ્રી ધર્મઘોષસૂરિ, સુડતાલીશમા શ્રી સોમપ્રભસૂરિ (બીજા) અને અડતાલીશમા પટ્ટધર તરીકે શ્રી સોમતિલકસૂરિ થયા. ૧૫.**

व्याख्या—४५ देविंदोत्ति–श्रीजगच्चंद्रसूरिपट्टे पंचचत्वारिंशत्तमः श्रीदेवेन्द्रसूरिः। स च मालवके उज्जयिन्यां जिनभद्रनाम्नो महेभ्यस्य वीरधवलनाम्नस्तत्सुतस्य पाणिग्रहणनिमित्तं महोत्सवे जायमाने वीरधवलकुमारं प्रतिबोध्य, वि० द्व्युत्तरत्रयोदशशत १३०२ वर्षे प्राव्राजयत्॥ तदनु तद्भ्रातरमपि प्रव्राज्य चिरकालं मालवके एव विहृतवान्। ततो गुर्ज्जरधरित्र्यां श्रीदेवेंद्रसूरयः श्रीस्तंभतीर्थे समायाताः॥

तत्र पूर्वं श्रीविजयचन्द्रसूरयः १–गीतार्थानां पृथक् पृथक् वस्त्रपुट्टलिकादानं, २–नित्यविकृत्यनुज्ञा, ३–चीवरक्षालनानुज्ञा, ४–फलशाकग्रहणं, ५–साधु–साध्वीनां निर्विकृतिकप्रत्याख्याने निर्विकृतिकग्रहणं, ६–आर्यिकासमानीताऽशनादिभोगानुज्ञा, ७–प्रत्यहं द्विविधप्रत्याख्यानं, ८–गृहस्थावर्जननिमित्तं प्रतिक्रमणकरणानुज्ञा, ९–संविभागदिने तद्गृहे गीतार्थेन गंतव्यं, १०–लेपसंनिध्यभावः, ११-तत्कालेनोष्णोदकग्रहणं इत्यादिना क्रियाशैथिल्यरुचीन् कतिचिन् मुनीन् स्वायत्तीकृत्य सदोषत्वात् श्रीजगच्चंद्रसूरिभिः परित्यक्तायामपि विशालायां पौषधशालायां लोकाग्रहात् द्वादशवर्षाणि स्थितवंतः। प्रव्रज्यादिककृत्यम् गुर्वाज्ञामंतरेणैव कृतवंतश्च।

श्रीविजयचंद्रसूरिव्यतिकरस्त्वेवं—

मंत्रिवस्तुपालगृहे विजयचंद्राख्यो लेख्यकर्मकृत् मंत्र्याऽऽसीत्। क्वचनाऽपराधे कारागारे प्रक्षिप्तः। श्रीदेवभद्रोपाध्यायैः प्रव्रज्याग्रहणप्रतिज्ञया विमोच्य प्रव्राजितः। स च समज्ञो बहुश्रुतीभूतो मंत्रिवस्तुपालेन नाऽयं साभिमानी सूरिपदयोग्य इत्येवं वार्यमाणैरपि श्रीजगच्चंद्रसूरिभिः श्रीदेवभद्रोपाध्यायानुरोधात् श्रीदेवेन्द्रसूरीणां सहायो भविष्यतीति विचिंत्य च सूरीकृतः। बहुकालं च श्रीदेवेन्द्रसूरिषु विनयवानेवासीत्।

मालवदेशात्समागतानां श्रीदेवेन्द्रसूरीणां तत्र वंदनार्थमपि नाऽऽयातः गुरुभिर्ज्ञापितं कथमेकस्यां वसतौ द्वादशवर्षाणि स्थितिमिति श्रुत्वा " निर्म्मम–निरहंकारा " इत्यादि प्रत्युत्तरं प्रेषितवान्॥ संविज्ञास्तु न तं प्रत्याश्रिताः। श्रीदेवेन्द्रसूरयस्तु पूर्वमनेकसंविज्ञसाधुपरिकरिता "उपाश्रय" एव स्थितवंतः॥ लोकैश्च वृद्धशालायां स्थितत्वात् श्रीविजयचंद्रसमुदायस्य " वृद्धशालिक " इत्युक्तं। तद्वशात् श्रीदेवेन्द्रसूरिनिश्रितसमुदायस्य " लघुशालिक " इति ख्यातिः।

स्तंभतीर्थे च चतुष्पथस्थितकुमारपालविहारे धर्मदेशनायामष्टादशशत १८०० मुखवस्त्रिकाभिर्मंत्रिवस्तुपालः चतुर्वेदादिनिर्णयदातृत्वेन स्वसमयपरसमयविदां श्रीदेवेन्द्रसूरीणां वन्दनकदानेन बहुमानं चकार। श्रीगुरवस्तु विजयचंद्रमुपेक्ष्य विहरमाणाः क्रमेण पाल्हणपुरे समायाताः।

तत्र चानेकजनतान्विताः शीकरीयुक्तसुखासनगामिनश्चतुरशीतिरिभ्या धर्मश्रोतारः । प्रल्हादनविहारे प्रत्यहं मूढकप्रमाणा अक्षताः, क्रयविक्रयादौ नियतांशग्रहणात्, षोडशमणप्रमाणानि पूगीफलानि चायान्ति । प्रत्यहं पंचशतीवीशलप्रियाणां भोगः । एवं व्यतिकरे सति श्रीसंघेन विज्ञप्ता गुरवः यदत्र गणाधिपतिस्थापनेन पूर्यतामस्मन्मनोरथः । गुरुभिस्तु तथाविधमौचित्यं विचार्य प्रल्हादनविहारे वि० त्रयोविंशत्यधिके त्रयोदशशते १३२३ वर्षे, क्वचिच्चतुरधिके १३०४ श्रीविद्यानंदसूरिनाम्ना वीरधवलस्य सूरिपददानं । तदनुजस्य च भीमसिंहस्य धर्मकीर्तिनाम्नोपाध्यायपदमपि तदानीमेव संभाव्यते । सूरिपददानावसरे सौवर्णकपिशीर्षके प्रल्हादनविहारे मंडपात् कुंकुमवृष्टिः । सर्वोऽपि जनो महाविस्मयं प्राप्तः, श्राद्धैश्च महानुत्सवश्चक्रे । तैश्च श्रीविद्यानंदसूरिभिर्विद्यानंदाभिधं व्याकरणं कृतं । यदुक्तम्—

विद्यानंदाभिधं येन, कृतं व्याकरणं नवम् ।
भाति सर्वोत्तमं स्वल्प–सूत्रं बह्वर्थसंग्रहं ॥

पश्चात् श्रीविद्यानंदसूरीन् धरित्र्यामाऽऽज्ञाप्य, पुनरपि श्रीगुरवो मालवके विहृतवंतः । तत्कृताश्च ग्रंथास्त्वेते—

२—श्राद्धदिनकृत्यसूत्र–वृत्ती, २—नव्यकर्मग्रंथपंचकसूत्र–वृत्ती, २—सिद्धपंचाशिकासूत्र–वृत्ती, १—धर्मरत्नवृत्तिः, १–(१) सुदर्शनचरित्रं, ३ त्रीणि भाष्याणि, "सिरिउसहवद्धमाण" प्रभृतिस्तवादयश्च । केचित्तु श्रावकदिनकृत्यसूत्रमित्याहुः ॥ विक्रमात् सप्तविंशत्यधिकत्रयोदशशत-१३२७ वर्षे मालवक एव देवेन्द्रसूरयः स्वर्गं जग्मुः ॥

दैवयोगात् विद्यापुरे श्रीविद्यानंदसूरयोऽपि त्रयोदशदिनांतरिताः स्वर्गभाजः । अतः षड्भिर्मासैः सगोत्रसूरिणा श्रीविद्यानंदसूरिबांधवानां श्रीधर्मकीर्त्युपाध्यायानां श्रीधर्मघोषसूरिरितिनाम्ना सूरिपदं दत्तं ॥

श्रीगुरुभ्यो विजयचंद्रसूरिपृथग्भवने कं गुरुं सेवेऽहमिति संशयानस्य सौवर्णिकसंग्रामपूर्वजस्य निशि स्वप्ने देवतया श्रीदेवेन्द्रसूरीणामन्वयो भव्यो भविष्यतीति तमेव सेवस्वेति ज्ञापितं ॥

श्रीगुरूणां स्वर्गगमनं श्रुत्वा संघाधिपतिना भीमेन द्वादशवर्षाणि धान्यं त्यक्तं ॥छ॥

४६ छायालीसोत्ति–श्रीदेवेन्द्रसूरिपट्टे षट्चत्वारिंशत्तमः श्रीधर्मघोषसूरिः । येन मंडपाचले सा० पृथ्वीधरः पंचमव्रते लक्षप्रमाणं परिग्रहं नियमयन् ज्ञानातिशयात्तदभंगमवगम्य प्रतिषेधितः । स च मंडपाचलाधिपस्य सर्वलोकाभिमतं प्राधान्यं प्राप्तः, ततो धनेन धनदोपमः जातः । पश्चात्तेन चतुरशीति(८४)जिनप्रासादाः सप्त च ज्ञानकोशाः कारिताः । श्रीशत्रुंजये च एक-

विंशतिघटीप्रमाणसुवर्णव्ययेन रैमयः श्रीऋषभदेवप्रासादः कारितः। केचिच्च तत्र षट्पंचाशत्सुवर्णघटीव्ययेनेंद्रमालायां (लां यो ) परिहितवानिति वदन्ति ।

तथा धरित्र्यां केनचित्साधर्मिकेण ब्रह्मचारिवेषदानावसरे महर्धिकत्वात् पृथ्वीधरस्यापि तद्वेषः प्राभृतीकृतः, स च तमेव वेषमादाय ततःप्रभृति द्वात्रिंशद्वर्षीयोऽपि ३२ ब्रह्मचार्यभूत् ॥

तस्य च पुत्र सा० झांझणनाम्ना एक एवासीत् । येन श्रीशत्रुंजयोज्जयंतगिर्योः शिखरे द्वादशयोजनप्रमाणः सुवर्णरूप्यमय एक एव ध्वजः समारोपितः। कर्पूरकृते राजासारंगदेवः करयोजनं कारितः ।

येन च मंडपाचले जीर्णटंकानां द्विसप्तत्या क्वचित् षट्त्रिंशता सहस्रैर्गुरूणां प्रवेशोत्सवश्चक्रे ।

देवपत्तने च शिष्याभ्यर्थनया मंत्रमयस्तुतिविधानतो येषां रत्नाकरस्तरंगै रत्नढौकनं चकार। तथा तत्रैव ये स्वध्यानप्रभावात्प्रत्यक्षीभूतनवीनोत्पन्नकपर्दियक्षेण वज्रस्वामिमाहात्म्याच्छत्रुंजयाधिष्ठितं जीर्णकपर्दिराजं मिथ्यात्वमुत्सर्प्पयंतं प्रतिबोध्य श्रीजैनबिंबाधिष्टायकं व्यधुरिति । एकदा काभिश्चिद् दुष्टस्त्रीभिः साधूनां विहारिता कार्मणोपेता वटका भूपीठे यैस्त्याजिताः संतः प्रभाते पाषाणा अभवन् । तदनु चाभिमंत्र्याऽर्पितपट्टकासनात्ताः स्तंभिताः सत्यः कृपया मुक्ता इतिं । तथा विद्यापुरे पक्षांतरीयतथाविधस्त्रीभिर्गुरूणां व्याख्यानरसे मात्सर्यात् स्वरभंगाय कण्ठे केशगुच्छके कृते यैर्विज्ञातस्वरूपास्ताः प्राग्वत् स्तंभिताः सत्योऽतःपरं भवद्गणे न वयमुपद्रोष्याम इति वाग्दानपुरःसरं संघाग्रहान्मुक्ता इति ।

उज्जयिन्यां च योगिभयात् साध्वस्थिते गुरव आगता योगिना साधवः प्रोक्ताः "अत्रागतैः स्थिरैः स्थेयं ?" साधुभिरुक्तं "स्थिताः स्मः किं करिष्यसि ?" तेन साधूनां दन्ता दर्शिताः, साधुभिस्तु कफोणिर्दर्शिता । साधुभिर्गत्वा गुरूणां विज्ञप्तं । तेन शालायामुन्दरवृन्दं विकुर्वितं। साधवो भीता गुरुभिर्घटमुखं वस्त्रेणाऽऽच्छाद्य तथा जप्तं यथा राटिं कुर्वन् स योगी आगत्य पादयोर्लग्नः ॥

कंचनपुरे निश्यभिमंत्रितद्वारदानं, एकदा अनभिमंत्रितद्वारदाने शाकिनीभिः पट्टिरुत्पाटिता स्तंभितास्ता वाग्दाने च मुक्ताः ।

यैरेकदा सर्पदंशे रात्रौ विषेणांतरांतरामूर्छामुपगतैरुपायविधुरं संघं प्रत्यूचे "प्राचीनप्रतोल्यां कस्यचित्पुंसो मस्तके काष्ठभारिकामध्ये विषापहारिणी लता समेष्यति, सा च घृष्य दंशे देया"

इत्येवं प्रोक्ते संघेन च तथा विहिते तया प्रगुणीभूय ततःप्रभृति यावज्जीवं षडपि विकृतयस्त्यक्ता, आहारस्तु तेषां सदा युगंधर्या एव ।

तत्कृता ग्रंथास्त्वेवं–संघाचारभाष्यवृत्तिः, सुअधम्मेतिस्तवः, कायस्थितिभवस्थितिस्तवौ, चतुर्विंशतिजिनस्तवाः, स्वस्ताशर्मेत्यादिस्तोत्रं, देवेंद्रैरनिशं ० इति श्लेषस्तोत्रं, यूयं यूवां त्वमिति श्लेषस्तुतयः, जय वृषभेत्यादिस्तुत्याद्याः ।

तत्र जय वृषभेत्यादिस्तुतिकरणव्यतिकरस्त्वेवं–एकेन मंत्रिणाऽष्टयमकं काव्यमुक्त्वा प्रोचे–'इदृग्काव्यमधुना केनाऽपि कर्तुं न शक्यं ।' गुरुभिरुचेऽनास्तिर्नास्ति । तेनोक्तं तं कविं दर्शयत । तैरुक्तं ज्ञास्यते । ततो जय वृषभस्तुतयो अष्टयमका एकया निशा निष्पाद्य भित्तिलिखिता दर्शिताः । स च चमत्कृतः प्रतिबोधितश्च । ते च वि० सप्तपंचाशदधिकत्रयोदशशत-१३५७ वर्षे दिवं गताः ।

४७ सोमप्पहत्ति–श्रीधर्मघोषसूरिपट्टे सप्तचत्वारिंशत्तमः श्रीसोमप्रभसूरिः । 'नमिऊण भणइ' एवमित्याद्याराधनासूत्रकृत् । तस्य च वि० दशाधिकत्रयोदशशत १३१० वर्षे जन्म, एकविंशत्यधिके १३२१ व्रतं, द्वात्रिंशदधिके १३३२ सूरिपदं, कण्ठगतैकादशांगसूत्रार्थो गुरुभिर्दीयमानायां मंत्रपुस्तिकायां यच्छ्रुतचारित्रं मंत्रपुस्तिकां वेत्युक्त्वा न मंत्रपुस्तिकां गृहीतवान् । अपरस्य योग्यस्याऽभावात् सा जलसात्कृता ।

येन श्रीसोमप्रभसूरिणा जलकुंकुणदेशेऽप्कायविराधनाभयात् मरौ शुद्धजलदौर्लभ्यात् साधूनां विहारः प्रतिषिद्धः ॥

तथा भीमपल्यां कार्तिके द्वये प्रथम एव कार्तिके एकादशाऽन्यपक्षीयाऽऽचार्योऽविज्ञातं भाविनं भंगं विज्ञाय चतुर्मासीं प्रतिक्रम्य विहृतवन्तः, पश्चात्तद्भंगोऽभवत् । ते चाऽऽचार्या अकृतगुरुवचना भंगमध्येऽपतन्निति ।

तत्कृता ग्रंथास्तु–सविस्तरयतिजीतकल्पसूत्रं, यत्राखिलेत्यादिस्तुतयः, जिनेन येनेति-स्तुतयः, श्रीमद्धर्मेत्यादयश्च ॥

तच्छिष्याः–१ श्रीविमलप्रभसूरि २ श्रीपरमानंदसूरि ३ श्रीपद्मतिलकसूरि ४ श्रीसोमतिलकसूरय इति ।

यस्मिन् वर्षे श्रीधर्मघोषसूरयो दिवं गताः तस्मिन्नेव वर्षे १३५७ श्रीसोमप्रभसूरिभिः श्रीविमलप्रभसूरिणां पदं ददे । ते च स्तोकं जीविता । ततः स्वायुर्ज्ञात्वा त्रिसप्तत्यधिकत्रयो-दशशत १३७३ वर्षे श्रीपरमानंदसूरि–श्रीसोमतिलकसूरीणां सूरिपदं दत्त्वा, मासत्रयेण वि०

त्रिसप्तत्यधिकत्रयोदशशत १३७३ वर्षे श्रीसोमप्रभसूरयो दिवं गताः। तदानीं च स्तंभतीर्थे तेषामाऽऽलिगवसतिस्थत्वेन तत्रत्याः प्रत्यासन्ना लोका आकाशोद्योतायालोक्योक्तवंतो यदेतेषां गुरूणां स्वर्गाद् विमानमागादिति। अन्यत्र च क्वापि पुरे तद्दिने यात्रावतीर्णदेवतयेत्युक्तं " यत्तपाचार्या सौधर्मेन्द्र-सामानिकत्वेन समुत्पन्ना " इति प्रवादोऽधुना मया मेरौ देवमुखात् श्रुत इति।

श्रीपरमानंदसूरिरपि वर्षचतुष्टयं जीवितः ॥ छ ॥

४८—अडचत्तोति—श्रीसोमप्रभसूरिपट्टेऽष्टचत्वारिंशत्तमः श्रीसोमतिलकसूरिः। तस्य वि० पंचपंचाशदधिके त्रयोदशशत १३५५ वर्षे माघे जन्म, एकोनसप्तत्यधिके १३६९ दीक्षा, त्रिसप्तत्यधिके १३७३ सूरिपदं, चतुर्विंशत्यधिकचतुर्दशशते १४२४ वर्षे स्वर्गः, सर्वायुरेकोनसप्तति ६९ वर्षाणां ॥

तत्कृता ग्रंथाः—बृहन्नव्यक्षेत्रसमाससूत्रं, सत्तरिसयठाणं, यत्राखिल० जय वृषभ० सत्ताशर्म० प्रमुखस्तववृत्तयः श्रीतीर्थराजः० चतुरर्थास्तुतिस्तद्वृत्तिः, शुभभावानव० श्रीमद्वीरं स्तुवे इत्यादि कमलबन्धस्तव: शिवशिरसि० श्रीनाभिसंभव० श्रीशैवेय० इत्यादीनि बहूनि स्तवनानि च॥

श्रीसोमतिलकसूरिभिस्तु क्रमेण १ श्रीपद्मतिलकसूरि २ श्रीचंद्रशेखरसूरि ३ श्रीजयानन्दसूरि ४ श्री देवसुन्दरसूरीणां सूरिपदं दत्तं ॥

तेषु श्रीपद्मतिलकसूरयः श्रीसोमतिलकसूरिभ्यः पर्यायज्येष्ठा एकं वर्षं जीविताः, परं समित्यादिषु परमयतनापरायणाः ॥

श्रीचंद्रशेखरसूरेः वि० त्रिसप्तत्यधिके त्रयोदशशत १३७३ वर्षे जन्म, पंचाशीत्यधिके १३८५ व्रतं, त्रिनवत्यधिके १३९३ सूरिपदं, त्रयोविंशत्यधिकचतुर्दशशत १४२३ वर्षे स्वर्गः। तत्कृतानि—उषितभोजनकथा, यवराजर्षिकथा, श्रीमदस्तंभनकहारबंधस्तवनानि। यदभिमंत्रितरजसाप्युपद्रवं कुर्वाणा गृहहरिकादुर्दरमृगराजश्च नेशुरिति।

श्रीजयानंदसूरेः वि० अशीत्यधिके त्रयोदशशत १३८० वर्षे जन्म, द्विनवत्यधिके १३९२ आषाढशुक्लसप्तमी ७ शुक्रे धरायां व्रतं, साजणाख्यो वृद्धभ्राता प्रव्रज्याऽऽदेशदानाऽनभिमुखो देवतया प्रतिबोधितो दीक्षादेशमनुमेने, विंशत्यधिके चतुर्दशशत १४२० वर्षे चै०शु० दशम्यां १० अणहिल्लपत्तने सूरिपदं, एकचत्वारिंशदधिके १४४१ स्वर्गः। तत्कृतग्रंथाः—श्रीस्थूलभद्रचरितं, देवाः प्रभोऽयं० प्रमृतिस्तवनानि ॥ १९ ॥

વ્યાખ્યાર્થ:—શ્રી જગચ્ચંદ્રસૂરિની પાટે પીસ્તાલીશમા પટ્ટધર **શ્રી દેવેંદ્રસૂરિ** થયા. તેમણે માલવદેશમાં ઉજ્જયિની નગરીમાં જિનભદ્ર નામના શ્રેષ્ઠીના વીરધવલ નામના

પુત્રને તેના લગ્નસમયના મહોત્સવ સમયે જ પ્રતિબોધ પમાડીને વિ. સં. ૧૩૦૨ માં દીક્ષા આપી હતી. ત્યારબાદ તેના ( વીરધવલના ) નાના ભાઇને પણ પ્રતિબોધ પમાડીને માલવ દેશમાં લાંબો વખત વિચર્યા હતા. ત્યારબાદ તેઓ ગુર્જર દેશમાં શ્રી ખંભાત નગરે પધાર્યા.

(૧) ગીતાર્થો પૃથક્–પૃથક્ (જુદી જુદી) વસ્ત્રની પોટલી રાખી શકે (૨) નિરંતર-હમેશાં વિગય ખાવાની છૂટ (૩) હમેશાં વસ્ત્ર ધોવાની આજ્ઞા (૪) ગોચરીમાં ફળ ને શાક લેવાની અનુજ્ઞા (૫) નીવીના પ્રત્યાખ્યાનમાં સાધુ–સાધ્વીઓને વિગય–ઘૃતની છૂટ (૬) આર્યા–સાધ્વીએ આણેલ અશન વિગેરેનો ઉપભોગ કરવાની સાધુને છૂટ (૭) પ્રતિદિન બે પ્રકારના પ્રત્યાખ્યાન (૮) ગૃહસ્થોની સાથે પ્રતિક્રમણ કરવાની અનુમતિ (૯) સંવિભાગને દિવસે ગીતાર્થોએ ગૃહસ્થને ઘેર જવું (૧૦) લેપની સંનિધિ રાખવી–પાસે રાખવો અને (૧૧) તત્કાળનું ઉષ્ણોદક ( ગરમ પાણી ) સ્વીકારવું-ગ્રહણ કરવું. આવા આવા પ્રકારની છૂટને કારણે ક્રિયામાં શિથિલ થયેલા કેટલાક મુનિઓને પોતાને સ્વાધીન બનાવવાથી દોષભાગી બનવા છતાં અને શ્રી જગચ્ચંદ્રસૂરિવડે ત્યાગ–બહિષ્કૃત કરાયેલા હોવા છતાં પણ શ્રી **વિજયચંદ્રસૂરિ** નામના આચાર્ય લોકોના આગ્રહને કારણે વિશાળ (મોટી) પૌષધશાળા(ઉપાશ્રય)માં બાર વર્ષ સુધી રહ્યા. વળી ગુરુમહારાજની અનુમતિ-આજ્ઞા વિના પણ તેમણે દીક્ષા–પ્રદાન આદિ કાર્યો કર્યાં.

તે શ્રી વિજયચંદ્રસૂરિનો વૃત્તાંત આ પ્રમાણે છે:—

મંત્રી વસ્તુપાળના આવાસ–ગૃહમાં વિજયચંદ્ર નામના હિસાબી ( નામુંઠામું રાખનાર દફતરી ) હતા. કોઈ એક અપરાધને કારણે તેને કારાગૃહ–કેદખાનામાં પૂરવામાં આવ્યા. પછી શ્રી દેવભદ્ર નામના ઉપાધ્યાયે દીક્ષા ગ્રહણ કરવાના નિયમપૂર્વક તેમને કેદખાનામાંથી છોડાવી દીક્ષા આપી.

તેઓ વિચક્ષણ અને શાસ્ત્રના પારગામી થવા છતાં અભિમાની હોવાને કારણે મંત્રીશ્રી વસ્તુપાળે સૂરિપદ આપવાની ના પાડયા છતાં પણ દેવભદ્ર ઉપાધ્યાયના આગ્રહથી 'દેવેન્દ્રસૂરિના સહાયક થશે' એમ વિચારીને જગચ્ચંદ્રસૂરિએ તેમને આચાર્ય પદ આપ્યું. તેઓ દીર્ઘ સમય પર્યંત શ્રી દેવેન્દ્રસૂરિ પ્રત્યે વિનયશીલ રહ્યા.

પરંતુ જ્યારે દેવેન્દ્રસૂરિ માલવ દેશથી પાછા ફર્યા ત્યારે તેઓ તેમને વંદન કરવા આવ્યા નહિ એટલે દેવેન્દ્રસૂરિએ કહેવરાવ્યું કે–એક જ વસતિ–ઉપાશ્રયમાં બાર વર્ષ સુધી તમે કેમ સ્થિરતા કરી? ત્યારે તેના પ્રત્યુત્તરમાં તેમણે જણાવ્યું કે–"મમતા વગરના ને

નિરભિમાની" અમને કાંઇ પણ દોષ નથી. સંવિજ્ઞ સાધુઓએ તેમનો (શ્રી વિજયચન્દ્રનો) નવીન માર્ગ સ્વીકાર્યો નહિ. શ્રી દેવેંદ્રસૂરિ તો અનેક સંવિગ્ન સાધુઓથી પરિવરેલા ઉપાશ્રયમાં જ રહ્યા એટલે લોકોએ મોટી શાળા—ઉપાશ્રયમાં રહેનાર શ્રી વિજયચંદ્રસૂરિના સમુદાયને " **વૃદ્ધ પૌશાલિક** " અને શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજના સમુદાયને, લઘુશાળામાં રહેનાર હોવાથી, "**લઘુ પૌશાલિક**" એવું ઉપનામ આપ્યું અથવા તેમના સમુદાયની તેવા નામથી પ્રસિદ્ધિ થઇ.

સ્તંભતીર્થ—ખંભાતના ચોટામાં રહેલ શ્રી "**કુમારપાળવિહાર**" નામના જિનમંદિરમાં ચાર વેદોનો નિર્ણય કરવામાં ચતુર અને સ્વસમય ને પરસમય (શાસ્ત્ર) જાણવામાં વિચક્ષણ શ્રીદેવેન્દ્રસૂરિને ૧૮૦૦ મુખવસ્ત્રિકાવાળા( ભક્ત શ્રાવકો )થી પરિવરેલા મંત્રી શ્રી વસ્તુપાલે નમન કરીને બહુમાન આપ્યું. બાદ વિજયચંદ્રની ઉપેક્ષા કરીને દેવેન્દ્રસૂરિ વિહાર કરતાં કરતાં **પાલણપુર** નગરે આવ્યા. ત્યાં અનેક મનુષ્યોથી પરિવરેલા અને મોરપીંછના છત્રયુક્ત સુખાસનમાં બેસનારા **ચોરાશી શ્રેષ્ઠીઓ** તેમની વ્યાખ્યાનસભાના સાંભળનારા—શ્રોતા હતા—વ્યાખ્યાન સાંભળવા આવતા હતા. તે નગરના " પ્રલ્હાદન વિહાર " નામના જિનમંદિરમાં હંમેશની બોલીના ચડાવાના એક મૂટક ( મુંડો ) પ્રમાણ અક્ષત—ચોખા અને સોળ મણ સોપારી આવતા હતા. તેમજ હમેશાં વિશળદેવ મહારાજની પાંચસો સ્ત્રીઓ નૈવેદ્ય ધરતી. આ પ્રમાણે જૈન શાસનની ઉન્નતિ હોવાથી સંઘે ગુરુમહારાજને વિનંતિ કરી કે– ' કોઇ( શિષ્ય )ને પણ આચાર્ય પદવી આપવાવડે કરીને અમારા મનોરથ પૂર્ણ કરો. ' એટલે ગુરુએ પણ યોગ્ય સમય જાણીને પ્રલ્હાદન વિહારમાં જ વિ. સં. ૧૩૨૩ માં, કોઈકના મતે ૧૩૦૪ માં, વીરધવલ મુનિને **વિદ્યાનંદસૂરિ** એવા નામથી આચાર્ય પદવી આપી. તેના નાના બંધુ ભીમસિંહને પણ તે જ સમયે '**ધર્મકીર્તિ**' એવા નામથી ઉપાધ્યાય પદવી આપવામાં આવી હોય તેમ પણ સંભવે છે. આ સૂરિપદ આપવાના સમયે સુવર્ણમય કાંગરાવાળા પ્રલ્હાદનવિહારમાં મંડપમાંથી કંકુની વૃષ્ટિ થઇ હતી. આથી બધા લોકો આશ્ચર્ય પામ્યા અને શ્રાવકોએ મહોત્સવ કર્યો. તે શ્રી વિદ્યાનંદસૂરિએ પોતાના નામનું **વિદ્યાનંદ** નામનું વ્યાકરણ રચ્યું. જે માટે કહેવાય છે કે—

જેનાથી થોડા સૂત્રોવાળું અને અતિ અર્થસંગ્રહવાળું " **વિદ્યાનંદ** " નામનું નવું વ્યાકરણ રચાયું તે ( શ્રી વિદ્યાનંદસૂરિ ) સૌથી શ્રેષ્ઠ લાગે છે–શોભે છે.

બાદ શ્રી વિદ્યાનંદસૂરિને પૃથ્વી પર વિચરવાની આજ્ઞા આપીને શ્રી દેવેન્દ્રસૂરિ ફરીથી પાછા માલવદેશમાં વિચરવા લાગ્યા. તેમના કરેલા ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

**શ્રાદ્ધદિનકૃત્યસૂત્ર ને વૃત્તિ** — **પાંચ નવ્ય કર્મગ્રંથ સૂત્ર ને વૃત્તિ**
**શ્રી સિદ્ધપંચાશિકા સૂત્ર ને વૃત્તિ** — **ધર્મરત્ન વૃત્તિ**
**સુદર્શન ચરિત્ર** — **ત્રણ ભાષ્ય**
**सिरिउसहवद्धमाण પ્રમુખ સ્તવો**

કેટલાકો શ્રાવકદિનકૃત્ય સૂત્રને પણ તેમની કૃતિ માને છે. વિ. સં. ૧૩૨૭ માં માલવ દેશમાં જ શ્રી દેવેન્દ્રસૂરિ સ્વર્ગે સીધાવ્યા.

ભાગ્યવશાત્ શ્રી વિદ્યાપુર( વીજાપુર )માં શ્રી વિદ્યાનંદસૂરિ પણ ( દેવેન્દ્રસૂરિના સ્વર્ગગમન બાદ ) તેર દિવસના આંતરે સ્વર્ગે સીધાવ્યા. આથી છ માસ વીત્યા પછી સ્વગચ્છીય સૂરિવરોએ શ્રી વિદ્યાનંદસૂરિના બંધુ ધર્મકીર્તિ ઉપાધ્યાયને "**શ્રી ધર્મઘોષસૂરિ**" એવા નામથી આચાર્યપદવી અર્પણ કરી.

ગુરુમહારાજથી શ્રી વિજયચંદ્રસૂરિના જુદા પડવા પછી "હવે હું કયા ગુરુની ઉપાસના કરું ?" એવી રીતે શંકાશીલ થયેલા શ્રી **સંગ્રામ** સોનીના પૂર્વજને રાત્રે સ્વપ્નમાં આવીને દેવીએ કહ્યું કે—"શ્રી દેવેન્દ્રસૂરિની પરંપરા ભવિષ્યમાં ઉન્નતિશીલ થશે માટે તેની જ તું સેવા કરજે."

દેવેન્દ્રસૂરિનું સ્વર્ગગમન સાંભળીને (તામ્રાવતી નગરીના) સંઘના અગ્રણી **ભીમ** નામના શ્રાવકે બાર વર્ષ સુધી ધાન્યનો ત્યાગ કર્યો હતો.

શ્રી દેવેન્દ્રસરિની પાટે છેંતાલીશમા પટ્ટધર શ્રી **ધર્મઘોષસૂરિ** થયા કે જેમણે મંડપાચલ(માંડવગઢ)માં પાંચમા વ્રત(પરિગ્રહ પરિમણ)ને અંગે લક્ષ દ્રવ્યનો નિયમ સ્વીકારતા શાહ **પૃથ્વીધર (પેથડમંત્રી)**ને પોતાના જ્ઞાનથી વ્રતનો ભંગ જાણીને નિષેધ કર્યો હતો. તે પૃથ્વીધર માંડવગઢના રાજાનો લોકપ્રિય મંત્રી થયો અને ધન–સંપત્તિમાં કુબેર સમાન સમૃદ્ધિશાળી થયો હતો. પછી તે પેથડમંત્રીએ ચોરાશી જિનમંદિરો કરાવ્યા અને સાત જ્ઞાનભંડારો કર્યા. શ્રી શત્રુંજય પર્વત પર એકવીશ ઘટી પ્રમાણ સોનાનો ખર્ચ કરીને રૂપામય શ્રી ઋષભજિન પ્રાસાદ બનાવરાવ્યો. આ બાબતમાં કેટલાકો એમ પણ કહે છે કે છપ્પન ઘટી પ્રમાણ સુવર્ણનો વ્યય કરીને ઇંદ્રિમાળ–તીર્થમાળ પહેરી હતી.

આ ઉપરાંત બ્રહ્મચારીઓ(ચતુર્થ વ્રતધારી)ને વેષ આપવાના અવસરે કોઇ એક સાધર્મી બંધુએ મહાધનાઢ્ય જાણીને પૃથ્વીધરને પણ તે વેષ ભેટ મોકલાવ્યો. તેણે તે સ્વીકારીને ત્યારથી એટલે કે પોતાની બત્રીશ વર્ષની યુવાનવયે જ બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું.

તેને ઝાંઝણ નામનો એક જ પુત્ર હતો, જેણે શ્રી શત્રુંજયના શિખરથી ગિરનાર પર્વતના શિખર સુધી બાર યોજન પ્રમાણ સોના તથા રૂપાની એક ધ્વજા ચઢાવી હતી. આ ઉપરાંત તેણે રાજા સારંગદેવ પાસે કર્પૂર નિમિત્તે તેના બંને હાથ જોડાવ્યા હતા–ભેગા કરાવ્યા હતા.

તેણે મંડપાચલમાં બોંતેર હજાર, કોઇકના મતે છત્રીશ હજાર, રૂપિયા ખર્ચીને ગુરુ( શ્રી ધર્મઘોષસૂરિ )નો પ્રવેશોત્સવ કર્યો હતો.

ધર્મઘોષસૂરિએ પોતાના શિષ્યની પ્રાર્થનાથી દેવપુર(પ્રભાસપાટણ)માં મંત્રગર્ભિત સ્તુતિની રચના કરીને સમુદ્રના તરંગો–મોજાંઓ મારફત રત્નો (જિનમંદિરમાં) ભેટ કરાવ્યા હતા. તેમજ તે દેવપત્તનમાં જ પોતાના ધ્યાનના પ્રભાવથી પ્રગટ થયેલા નવીન કપર્દી યક્ષદ્વારા વજસ્વામીના માહાત્મ્યથી શત્રુંજય પર્વત પરથી દૂર કરાયેલા અને મિથ્યાત્વને વધારતા જૂના કપર્દી યક્ષને પ્રતિબોધ પમાડીને–સમજાવીને શ્રી જિનેશ્વર ભગવંતના બિંબનો અધિષ્ઠાયક બનાવ્યો હતો. વળી કોઇ એક વખતે કેટલીક સ્ત્રીઓએ સાધુઓને ગોચરીમાં કામણ કરેલા વડા વહોરાવ્યા તેની ખબર પડવાથી ગુરુઆજ્ઞાથી ભૂમિ પર પરઠવતાં પ્રભાતે પત્થર જેવા બની ગયા. ત્યારબાદ (ગુરુદ્વારા) મંત્રીને અપાયેલા આસન પર બેઠેલી તેઓ (સ્ત્રીઓ) ત્યાં ને ત્યાં જ સ્તંભિત થઇ ગઇ. પછી દયા લાવીને ગુરુએ તેઓને છોડી મૂકી. તેવી જ રીતે વિદ્યાપુરમાં પણ અન્ય મતવાળી કેટલીક સ્ત્રીઓએ ઈર્ષ્યાને લીધે વ્યાખ્યાનરસમાં સ્વરનો ભંગ થાય તેટલા માટે પોતાની મંત્રશક્તિદ્વારા ગુરુના ગળામાં વાળનો ગુચ્છો ઉત્પન્ન કર્યો, જે જાણીને ગુરુએ તેને પહેલાની સ્ત્રીઓની માફક સ્તંભિત કરી દીધી એટલે "હવે પછી આપના ગચ્છને કદી પણ ઉપદ્રવ નહીં કરીએ" એવી કબૂલાત આપ્યા બાદ શ્રી સંઘના આગ્રહથી તેઓને મુક્ત કરી.

ઉજ્જૈની નગરીમાં એક યોગીના ભયને કારણે સાધુઓ સ્થિરતા કરી શકતા નહિ, છતાં પણ ધર્મઘોષસૂરિ પોતાના શિષ્યો સાથે ત્યાં ગયા એટલે તે યોગીએ સાધુઓને પૂછ્યું કે– "અહીં આવેલા તમારે શું સ્થિરતા કરવી છે ?" સાધુઓએ કહ્યું કે–" સ્થિરતા કરવી છે. તું શું કરીશ ?" તેથી તે યોગીએ સાધુઓને પોતાના દાંત દેખાડયા એટલે સાધુઓએ તેને પોતાની ઝોળી દેખાડી. ત્યારપછી સાધુઓએ જઈને તે સર્વ વાત ગુરુ-

મહારાજને જણાવી. પછી યોગીએ ઉપાશ્રયમાં ઉંદરોનો સમૂહ વિકુર્વ્યો. આ દેખાવથી સાધુઓ ભયભીત થવા લાગ્યા ત્યારે ગુરુએ એક ઘડાના મુખને વસ્ત્રવડે ઢાંકીને એવો મંત્રજાપ જપવા માંડયો કે તરત જ પોકાર પાડતો તે યોગી ત્યાં આવીને ગુરુચરણમાં આળોટી પડયો.

કોઈએક નગરમાં રાત્રિએ ઉપાશ્રયના દરવાજા મંત્રીને બંધ કરવાનો રિવાજ હતો. કોઇ એક વખત તે દરવાજા મંત્ર્યા વિના દઈ દેવાથી શાકિનીઓએ આવીને ગુરુની પાટ ઉપાડી એટલે ગુરુએ તેઓને ત્યાં ને ત્યાં જ સ્તંભિત કરી દીધી અને કદી આવું નહી કરવાની કબૂલાત પછી જ મુકત કરી.

એકદા રાત્રિમાં ગુરુને સર્પદંશ થવાથી ઝેરની અસરથી વચ્ચે-વચ્ચે મૂર્ચ્છા પામતા તેમને ઉપાય કરવામાં નિષ્ફળ નીવડેલા શ્રી સંઘે ઉપાય પૂછયો એટલે તેમણે કહ્યું કે- "(નગરના) જૂના દરવાજે કોઈએક પુરુષના મસ્તક પર રહેલ લાકડાની ભારીના મધ્યમાં વિષને દૂર કરનારી વેલ મળી આવશે, તે લઈ આવી ઘસીને સર્પદંશ ઉપર ચોપડવાથી ઉપદ્રવ શાંત થશે." શ્રી સંઘે તેમ કરવાથી ઝેર ઉતરી ગયું, પણ ત્યારથી માંડીને જીંદગી પર્યંત ગુરુએ છએ વિગયનો ત્યાગ કર્યો, અને હમેશાં આહારમાં માત્ર જુવાર ( નો રોટલો ) જ લેવાનો નિયમ ગ્રહણ કર્યો.

તેમના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| **સંઘાચારભાષ્યવૃત્તિ** | **સુયધમ્મ-સ્તવ** |
| **કાયસ્થિતિ-ભવસ્થિતિ-પ્રકરણ** | **ચતુર્વિંશતિજિન સ્તવનો** |
| **स्रस्ताशर्मेत्यादि સ્તોત્ર** | **देवेन्द्रैरनिशं શ્લેષ સ્તોત્ર** |
| **यूयं यूवां त्वमिति શ્લેષ સ્તુતિઓ** | **जय वृषमेत्यादि સ્તુતિઓ વિગેરે** |

जय वृषभ० સ્તુતિ બનાવવાની હકીકત આ પ્રમાણે છે:—

એકદા કોઈ એક મંત્રીએ અષ્ટ યમકવાળું કાવ્ય બોલીને ગુરુને કહ્યું કે-" હમણાં આવી જાતનું કાવ્ય કરવાને કોઇ શકિતમાન નથી." ગુરુમહારાજે જણાવ્યું કે-" નથી એમ નહિ." ત્યારે તે મંત્રીએ કહ્યું કે-" તેવા કવિને બતાવો." એટલે તેમણે જણાવ્યું કે-"બતાવીશ." ત્યારબાદ અષ્ટ યમકવાળી जय वृषभ० નામની સ્તુતિ પોતે જ એક રાત્રિમાં બનાવીને ભીંત પર લખેલી મંત્રીને બતાવી. આથી તે મંત્રી આશ્ચર્ય પામ્યો ને પ્રતિબોધિત થયો. તે શ્રી ધર્મઘોષસૂરિ વિ. સં. ૧૩૫૭ માં સ્વર્ગે સીધાવ્યા.

શ્રી ધર્મઘોષસૂરિની પાટે સુડતાલીશમા **શ્રી સોમપ્રભસૂરિ** થયા. તેમણે **नमिऊण भणइ** એવા પાદથી શરૂ થતું આરાધના સૂત્ર બનાવ્યું. તેઓનો વિ. સં. ૧૩૧૦ માં જન્મ થયો હતો તેમજ ૧૩૨૧ માં દીક્ષા ને ૧૩૩૨ માં આચાર્યપદ પ્રદાન થયું હતું. જ્યારે ગુરુએ તેમને મંત્રપુસ્તિકા અર્પણ કરવા માંડી ત્યારે અગ્યાર અંગના જાણ તેમણે **"શુદ્ધ ચારિત્ર એજ મંત્રપુસ્તિકા છે"** એમ જણાવીને તે મંત્રપુસ્તકા સ્વીકારી નહિ એટલે બીજા કોઇ યોગ્ય પાત્રના અભાવથી તે મંત્રપુસ્તિકાને જલશરણ કરવામાં આવી.

શ્રી સોમપ્રભસૂરિએ અપ્કાયની વિરાધના થવાના કારણે જલકુંકણ દેશમાં અને શુદ્ધ પાણીના દુર્લભપણાથી મરુદેશમાં સાધુઓનો વિહાર બંધ કરાવ્યો હતો.

કોઈએક વર્ષે બે કાર્તિક માસ હતા ત્યારે પહેલા કાર્તિક માસમાં થનારા અને અન્ય ગચ્છીય અગ્યાર આચાર્યોને નહીં જણાયેલ ભાવીકાળમાં થનારા ભીમપલ્લીના ભંગ-(ઉપદ્રવ)ને સ્વજ્ઞાનશક્તિથી જાણીને, પહેલા કાર્તિક માસની જ ચૌદશે ચોમાસી પ્રતિક્રમણ કરીને ત્યાંથી વિહાર કર્યો. પાછળથી તે પલ્લીનો ભંગ–નાશ થયો. જે આચાર્યો ગુરુવચન નહીં માનીને ત્યાં રહ્યા હતા તેઓ દુઃખી થયા.

તેમના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે છે.—

| | |
|---|---|
| યતિજિતકલ્પસૂત્ર | यत्राखिलेत्यादि સ્તુતિઓ |
| जिनेन येनेति સ્તુતિઓ | श्रीमद्धर्मेत्यादि સ્તુતિઓ |

તેમના (૧) શ્રી વિમળપ્રભસૂરિ, (૨) શ્રી પરમાણંદસૂરિ, (૩) શ્રી પદ્મતિલકસૂરિ ને (૪) શ્રી સોમતિલકસૂરિ એ નામના ચાર શિષ્યો હતા.

જે વર્ષે શ્રી ધર્મઘોષસૂરિનો સ્વર્ગવાસ થયો તે જ વર્ષે એટલે કે સં. ૧૩૫૭ માં શ્રી સોમપ્રભસૂરિએ શ્રી વિમળપ્રભને આચાર્ય પદ આપ્યું, પરન્તુ તેઓ અલ્પજીવી નીવડયા. ત્યારબાદ પોતાનું આયુષ્ય નજીકમાં જાણીને વિ. સં. ૧૩૭૩ માં શ્રી પરમાનંદસૂરિ અને સોમતિલકસૂરિ બન્નેને આચાર્ય બનાવ્યા અને ત્રણ માસને આંતરે વિ. સં. ૧૩૭૩ માં જ સોમપ્રભસૂરિ સ્વર્ગવાસી થયા. તે વખતે સ્તંભતીર્થમાં તેઓના જુદા વસતિસ્થાનને કારણે ત્યાં નજીકમાં રહેલા લોકોએ આકાશને ઝળહળાયમાન જોઇને કહ્યું કે—"આ લોકો(જૈનો)ના ગુરુને માટે સ્વર્ગમાંથી વિમાન આવ્યું." તે જ દિવસે કોઈએક નગરમાં, તીર્થ–યાત્રાને માટે નીકળેલા–ગયેલા કોઈએક દેવે જણાવ્યું કે—"તપાચાર્ય સૌધર્મ ઇંદ્રના સામાનિક દેવ તરીકે ઉત્પન્ન થયા છે" એવી હકીકત મેરુપર્વત પર હમણાં જ મેં દેવમુખથી સાંભળી છે.

શ્રી પરમાનંદસૂરિ પણ આચાર્ય તરીકે ચાર વર્ષ જીવ્યા.

શ્રી સોમપ્રભસૂરિની પાટે અડતાલીશમા પટ્ટધર શ્રી **સોમતિલકસૂરિ** થયા. તેઓનો વિ. સં. ૧૩૫૫ ના માહ માસમાં જન્મ, ૧૩૬૯ માં દીક્ષા અને ૧૩૭૩ માં આચાર્ય પદવી થઇ હતી. વિ. સં. ૧૪૨૪ મા વર્ષે તેઓ સ્વર્ગવાસી થયા હતા, એટલે તેમનું કુલ આયુષ્ય ૬૯ વર્ષનું હતું.

તેમના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે છે.

**બૃહન્નવ્ય ક્ષેત્રસમાસ સૂત્ર** **સત્તરિસયઠાણ પ્રકરણ**

**यत्राखिल० जय वृषभ० सस्ताशर्म० પ્રમુખ સ્તવનોની વૃત્તિ**

**श्री तीर्थराजः, चतुरर्था स्तुति ने वृत्ति शुभभावानत० श्रीमद् वीरं स्तुवे કમલબંધસ્તવ**

**शिवशिरसि० श्रीनाभिसंभव० श्रीशैवेय० વિગેરે ઘણા સ્તવનો**

શ્રી સોમતિલકસૂરિએ (૧) શ્રી પદ્મતિલકસૂરિ (૨) શ્રી ચંદ્રશેખરસૂરિ (૩) શ્રી જયાનંદસૂરિ અને (૪) શ્રી દેવસુન્દરસૂરિને અનુક્રમે આચાર્ય પદવી આપી હતી.

શ્રી પદ્મતિલકસૂરિ શ્રી સોમતિલકસૂરિથી ચારિત્રપર્યાયમાં મોટા હતા તેમજ એક વર્ષ આચાર્ય તરીકે જીવંત રહ્યા, પરંતુ તેઓ સમિતિ–ગુપ્તિ આદિ અષ્ટ પ્રવચનમાતા પાળવામાં વિશેષ પરાયણ રહેતા.

શ્રી ચંદ્રશેખરસૂરિનો વિ. સં. ૧૩૭૩ માં જન્મ, ૧૩૮૫ માં દીક્ષા, ૧૩૯૩ માં સૂરિપદ અને ૧૪૨૩ માં સ્વર્ગવાસ થયો હતો. તેમના રચેલા ગ્રંથોની યાદી આ પ્રમાણેઃ— **ઉષિતભોજન કથા, યવરાજર્ષિ કથા,** શ્રીમદ્સ્તંભનકહારબંધ વિ. સ્તવનો, જે સ્તવનો દ્વારા મંત્રિત ધૂળથી પણ ઉપદ્રવ કરતા ગરોળીથી લઈને મહાભયંકર સિંહ વિગેરે નાશ પામ્યા હતા.

શ્રી જયાનંદસૂરિનો વિ. સં. ૧૩૮૦ માં જન્મ થયો હતો ને ૧૩૯૨ માં આષાઢ શુદિ સાતમને શુક્રવારે ધારાનગરીમાં દીક્ષા લીધી હતી. તેમના વૃદ્ધ વડીલ ભાઇ સાજણ જયાનંદસૂરિને દીક્ષા લેવાનો આદેશ આપતા ન હતા ત્યારે દેવોએ સાજણને સમજાવ્યા બાદ તેમણે અનુમતિ આપી. વિ. સં. ૧૪૨૦ માં અણહીલપુર પાટણમાં ચૈત્ર શુદિ ૧૦ ને દિવસે તેમને આચાર્ય પદવી આપવામાં આવી હતી અને ૧૪૪૧ માં તેઓ સ્વર્ગે ગયા હતા. શ્રી **સ્થૂલભદ્રચરિત્ર** અને **देवाः प्रभोऽयं** વિગેરે સ્તવનો તેમના રચેલા છે.

## ૪૫ શ્રી દેવેન્દ્રસૂરિ

શ્રી જગચ્ચંદ્રસૂરિની પાટે શ્રી દેવેન્દ્રસૂરિ આવ્યા. તેઓનો જન્મ કયા દેશમાં અને કઇ જ્ઞાતિમાં થયો હતો તેનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી, પરંતુ તેઓનો વિહાર મોટે ભાગે માળવા અને ગુજરાત દેશમાં જ થયો છે તેથી અનુમાન કરી શકાય કે તે બંને દેશો પૈકી કોઇ એક દેશમાં તેઓનો જન્મ થયો હોય. તેમણે માળવા દેશમાં આવેલ ઉજ્જયિની નગરીમાં જિનભદ્ર શ્રેષ્ઠીના વિવાહને માટે તૈયાર થયેલ પુત્ર વીરધવલને લગ્નને અંગે મહોત્સવાદિના આરંભો થયેલા છતાં પ્રતિબોધી વિ. સં. ૧૩૦૨ માં દીક્ષા આપી હતી, જે પાછળથી વિદ્યાનંદસૂરિના નામથી પ્રસિદ્ધિ પામ્યા અને "વિદ્યાનંદ" એવા નામનું નવીન શ્રેષ્ઠ વ્યાકરણ રચ્યું. બાદ તે વીરધવળના નાના ભાઇ ભીમસિંહને પણ પ્રતિબોધ પમાડી દીક્ષા આપી હતી, જેઓ પાછળથી "ધર્મકીર્તિ" ઉપાધ્યાય તરીકે અને આચાર્ય પદપ્રદાન પછી "શ્રી ધર્મઘોષસૂરિ" એવા નામથી ઓળખાયા હતા. કહેવાય છે કે જ્યારે વિ. સં. ૧૩૨૩માં ને કોઇકના મતે વિ. સં. ૧૩૦૪ માં વિદ્યાનંદને સૂરિ પદવી અને ધર્મકીર્તિને ઉપાધ્યાય પદવી આપવામાં આવી હતી ત્યારે પ્રહ્લાદનપુર( પાલણપુર )ના મંદિરમાં મંડપમાંથી કંકુની વૃષ્ટિ થઈ હતી.

ક્રિયાઉદ્ધાર કરનાર જગચ્ચંદ્રસૂરિએ દેવેન્દ્રસૂરિને અતિશય પ્રતિભાવંત ને શક્તિશાળી જાણીને આચાર્ય પદ આપ્યું હતું અને પોતાના પદે સ્થાપન કર્યા હતા, કારણ કે તાજેતરના ક્રિયાઉદ્ધાર પછી ગચ્છનો બોજો ઉપાડવો સહેલો નહોતો. તેમના સહાયક તરીકે દેવભદ્રગણિના આગ્રહથી શ્રી વિજયચંદ્રસૂરિને પણ આચાર્ય પદવી આપવામાં આવી પરંતુ પાછળથી તેઓ શિથિલાચારી એવા અન્ય સાધુઓની શરમમાં તણાયા અને તેમના પોતાના આચારમાં શિથિલતા પ્રવેશી. સાધ્વાચાર માટે તેમણે કેટલીક જાતની છૂટછાટો મૂકી. તેમને અનુસરનારા શ્રાવકો મોટા ઉપાશ્રયમાં રહેતા હોવાથી "વૃદ્ધપોશાલિક" (વડીપોશાલ) અને દેવેન્દ્રસૂરિને અનુસરનારા "લઘુપોશાલિક" ( લઘુપોશાલ ) એવા નામથી ઓળખાવા લાગ્યા. વિજયચંદ્રસૂરિ વિદ્વાન તેમજ વિચક્ષણ હતા અને તેમણે દેવેન્દ્રસૂરિરચિત કૃતિઓમાં સારી સહાય કરી હતી, પરંતુ પાછળથી તેઓ દેવેન્દ્રસૂરિથી જુદા પડ્યા અને શિથિલાચારને ઉત્તેજન આપ્યું.

દેવેન્દ્રસૂરિ માત્ર વિદ્વાન્ જ હતા એટલું જ નહિ પરંતુ તેઓનું ચારિત્રનું પાલન પણ ઉત્કૃષ્ટ હતું તે આપણે તેમણે વિજયચંદ્રસૂરિના શિથિલાચારને નભાવી ન લીધો તે પરથી જાણી શકીએ છીએ. તેઓની વ્યાખ્યાનશક્તિ અદ્ભુત હતી મંત્રી વસ્તુપાળ જેવા શક્તિશાળી વિદ્વાન્ પણ તેમનું વ્યાખ્યાન સાંભળવા આવતા. તેમની સમજાવવાની અને રસ જમાવવાની શક્તિ પણ અલૌકિક હતી. ખંભાત શહેરમાં તેમની વ્યાખ્યાનસભામાં ૧૮૦૦ શ્રાવકો તો સામાયિક લઇને જ બેસતા હતા. તે વખતે જૈન ધર્મની સારી

જાહોજલાલી હતી. એકલા પ્રલ્હાદનપુરના જિનમંદિરમાં એક મુંઢા પ્રમાણ ચોખા અને સોળ મણ સોપારીની હંમેશની આવક થતી હતી. શ્રી દેવેન્દ્રસૂરિની શિષ્યસંતતિ પણ પ્રભાવિક ને ભવ્ય હતી. જ્યારે દેવેન્દ્રસૂરિથી વિજયચંદ્રસૂરિના અનુયાયી જુદા પડ્યા અને બંને પોતપોતાના મતનું સમર્થન કરવા માંડ્યા ત્યારે સંગ્રામ સોનીના પૂર્વજ, જેમને જૈનધર્મ પર અતિશય પ્રીતિ હતી, તેમને સંશય પેદા થયો કે-'આ સાચું કે તે સાચું?' તેને કયા ગચ્છની સેવા-ઉપાસના કરવી તેવી વિમાસણ થઈ ત્યારે રાત્રે દેવીએ આવી જણાવ્યું કે-"તમારે દેવેન્દ્રસૂરિના પરિવારની સેવા કરવી, કારણ કે ભવિષ્યમાં તે ગચ્છની સારી ઉન્નતિ થવાની છે."

દેવેન્દ્રસૂરિનું વિહારક્ષેત્ર બહુધા માળવા દેશ હતો અને તેમણે તે પ્રદેશમાં ઘણું ઉપયોગી કાર્ય કર્યું હતું. મેવાડનરેશ **સમરસિંહ** અને તેની માતા **જયતલ્લાદેવી** પર પણ તેની સારી પ્રભા હતી અને તેઓ બંને આચાર્યશ્રીના ભક્ત હતા. સૂરિજીના જ ઉપદેશથી સમરસિંહની માતા જયતલ્લાએ ચિતોડના કિલ્લામાં શામળીયા પાર્શ્વનાથજીનું મંદિર બંધાવ્યું હતું. એ ઉપરાંત સૂરિના પ્રતિબોધ અને પ્રેરણાથી સમરસિંહે સ્વરાજ્યમાં અમારી પળાવી હતી. આ ઉપરાંત મેવાડના રાણા પર પણ તેમનો કેટલો પ્રભાવ હતો તેના પુરાવા માટે એક જ ફરમાન ઉતારવું બસ થશે.

"स्वस्ति श्री एकलिंगजी परसादातु महाराजाधिराज महाराणाजी श्री कुंभाजी आदेसातु मेद्पाटरा उमराव थावोदार कामदार समस्त महाजन पंचाकस्य अप्रं आपणे अठे श्रीपूज तपगच्छ का तो देवेन्द्रसूरिजी का पंथ का, तथा पुनम्यागच्छ का हेमाचारजजी को परमोद है। धर्मज्ञान वतायो सो अठे आणांको पंथको होवेगा जाणीने मानागा, पूजागा। परथम (प्रथम) तो आगेसु ही आपणे गढकोट में नींवदे जद पहोला श्रीरिषभदेवजीरा देवराकी नोंव दैवाडे है, पूजा करे हे अवे अजु ही मानेगा। सिसोदा पगका होवेगा ने सरेपान (सुरापान) पीवेगा नहि और धरम मुरजाद में जीव राखणो या मुरजादा लोपगा जणीने महासत्रा (महासतियों) की आण है, और फेल करेगा जणीने तलाक है।

ગુરુના સ્વર્ગગમનથી તામ્રાવતીના **ભીમ** નામના શ્રાવકે બાર વર્ષ સુધી અન્નત્યાગ કર્યો હતો. (અન્ન સિવાય બીજી વસ્તુ જ ખોરાક તરીકે લીધી હતી) શ્રીમાન દેવેન્દ્રસૂરિ સંસ્કૃત તથા પ્રાકૃત ભાષાના પણ તેટલા જ પારંગત હતા તે તેમના તદ્વતદ્ વિષયક રચેલા ગ્રંથો જોતા જણાઈ આવે છે. દર્શનશાસ્ત્ર અને કર્મના સિદ્ધાંતોનું પણ તેમને સારું જ્ઞાન હતું અને તેથી તેમણે પાંચ નવ્ય * કર્મગ્રંથ સટીક બનાવ્યા. ટીકા મનોરંજક છે ને તેમાં કોઈ વિષય પડતો મૂક્યો નથી. તેમની ગ્રંથ રચના નીચે પ્રમાણે જણાય છે:—

* નવ્ય એટલા માટે કહેવાય છે કે જૂના કર્મગ્રંથ તો હતા તેને જ નવા સ્વરૂપમાં સુધારાવધારા સાથે ઉદ્ધર્યા. નામ પણ તેના તે જ એટલે (૧) કર્મવિપાક, (૨) કર્મસ્તવ, (૩) બંધસ્વામિત્વ, (૪) ષડશીતિ અને (૫) શતક એ પ્રમાણે રાખ્યાં છે. જૂના કર્મગ્રંથોની રચના શિવશ-

| | |
|---|---|
| શ્રાદ્ધદિનકૃત્ય સૂત્ર ને વૃત્તિ | સટીક પાંચ નવ્ય કર્મગ્રંથ |
| સિદ્ધપંચાશિકા સૂત્ર ને વૃત્તિ | ધર્મરત્ન પ્રકરણ બૃહદ્વૃત્તિ |
| સુદર્શન ચરિત્ર | ચૈત્યવંદનાદિ ભાષ્યત્રય |
| સિરિઉસહવદ્ધમાણ પ્રમુખ સ્તવ | (દેવવંદન, ગુરુવંદન ને પ્રત્યાખ્યાન ભાષ્ય) |
| સિદ્ધદંડિકા | વન્દારુવૃત્તિ ( વંદિત્તા સૂત્રટીકા ) |

ચત્તારિ અટ્ઠ દશ–ગાથા વિવરણ વિગેરે

આ ઉપરાંત તેમની વિશેષ પ્રવૃત્તિ ગ્રંથોને તાડપત્ર પર લખાવવાની હતી. તેમણે તેમજ તેના ગુરુબંધુ શ્રી વિજયચંદ્રસૂરિએ શ્રીમંત શ્રાવકોને ઉપદેશી "વાગ્દેવતા ભાંડાગાર" માટે તાડપત્રીય પ્રતો લખાવી હતી. શ્રી દેવેન્દ્રસૂરિ વિ. સં. ૧૩૨૭ માં માળવા દેશમાં જ કાળધર્મ પામ્યા.

## શ્રી વિજયચંદ્રસૂરિ

સંસારાવસ્થામાં તેઓ મંત્રી શ્રી વસ્તુપાળના ગૃહના હિસાબી–દફતરી હતા. પ્રસંગવશાત્ તેઓ મંત્રીના ગુન્હામાં આવ્યા અને તેમને કેદખાનામાં પૂરવામાં આવ્યા. દેવભદ્ર ઉપાધ્યાયને તેમના પ્રત્યે કરુણા ઉપજી અને તેમણે કહ્યું કે–"જો તું દીક્ષા લેવાનું કબૂલ કરે તો હું તને કારાગૃહમાંથી મુક્ત કરાવું." તેમણે દીક્ષા ગ્રહણ કરવાનું કબૂલતાં દેવભદ્રોપાધ્યાયે વસ્તુપાળને કહીને, કેદખાનામાંથી છોડાવી દીક્ષા આપી. તેમનામાં શક્તિ હતી પણ સાથોસાથ અભિમાની વૃત્તિ પણ હતી. અભિમાન માણસને આગળ વધવા દેતું નથી. અભિમાનની ઊંચી કક્ષાએ પહોંચેલા માનવને નીચી ગતિમાં ગબડાવ્યા છે.

તેઓ ધીમેધીમે શાસ્ત્ર-સિદ્ધાંતનો અભ્યાસ કરતા ગયા અને આગળ વધ્યા છતાં અભિમાન તો એમનું એમ જ રહ્યું. દેવભદ્ર ઉપાધ્યાયની ઇચ્છા તેમને આચાર્યપદ આપવાની હતી તેથી તેમણે જગચ્ચંદ્રસૂરિને તે માટે આગ્રહ કર્યો. મંત્રી વસ્તુપાળે વિજયચંદ્રની ખુમારીભરી લાગણી અને રહેણીકરણી તેમજ વર્તન જોતાં તેમ કરવાનો નિષેધ કર્યો છતાં દેવભદ્રોપાધ્યાયના આગ્રહને વશ થઇ તેમ જ શ્રી દેવેન્દ્રસૂરિના સહાયક થશે તેમ વિચારી જગચ્ચંદ્રસૂરિએ તેમને સૂરિપદવી આપી ત્યારબાદ કેટલાક વખત સુધી તો તેઓ દેવેન્દ્રસૂરિ પ્રત્યે વિનયવાળા રહ્યા; પરંતુ તેમની ચંચળ વૃત્તિ ડામાડોળ થવા લાગી.

આ સમયે શિથિલાચારનો વેગ વધતો જતો હતો. વિજયચંદ્રસૂરિ તે તરફ વળ્યા. સારાસારનો વિચાર કર્યા વિના જ તેઓ શિથિલાચારી અન્ય સાધુ સમુદાયમાં ભળ્યા અને પોતે તેનું ઉપરીપણું લીધું. શ્રી દેવેન્દ્રસૂરિને આ વાતની જાણ થઇ અને માળવામાંથી વિહાર કરી તેઓ ખંભાત નગરે આવ્યા. વિજયચંદ્રસૂરિ તેમને વાંદવા નિમિત્તે પણ ન ગયા. દેવેન્દ્રસૂરિએ કહેવરાવ્યું કે "બાર વર્ષ સુધી

---

ગંરવામી અને ચંદર્ષિ મહત્તર વિગેરે જુદા જુદા આચાર્યોએ કરી હતી. છઠ્ઠા કર્મગ્રંથમાં ૭૦ ગાથા હતી તેથી તે "સપ્તતિકા" કહેવાતો તેમાં પણ શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે ૧૯ ગાથા નવી ઉમેરી કુલ ૮૯ ગાથા કરી છે.

તમે એક જ સ્થાને એક જ ઉપાશ્રયમાં કેમ રહ્યા છો ?" ત્યારે જવાબમાં તેમણે જણાવ્યું કે–" અમે તો નિર્મમી અને નિરહંકારી છીએ." વિજયચંદ્રસૂરિએ લાગલાગટ બાર વર્ષ સુધી ખંભાતમાં વડી પોશાલ( ઉપાશ્રય )માં વાસ કર્યો એટલે માલવદેશ તરફથી આવેલા શ્રી દેવેન્દ્રસૂરિને લઘુ પોશાળમાં ઊતરવું પડ્યું. ત્યારથી વિજયચંદ્રસૂરિના સંપ્રદાયને "વૃદ્ધપૌશાલિક" અને શ્રી દેવેન્દ્રસૂરિની શિષ્યસંતતિને " લઘુપૌશાલિક " એવા નામથી ઓળખાવવામાં આવે છે. શ્રી વિજયચંદ્રસૂરિએ જે છૂટછાટો આપી હતી તે નીચે મુજબ હતી.

**(૧) સાધુએ વસ્ત્રની પોટલીઓ રાખવી**
**(૨) હંમેશ વિગય વાપરવાની છૂટ**
**(૩) વસ્ત્ર ધોવાની છૂટ**
**(૪) ગોચરીમાં ફળ–શાક ગ્રહણ કરવાની છૂટ**
**(૫) સાધુ સાધ્વીઓને નીવીના પચ્ચખ્ખાણમાં ઘૃત વાપરવાની છૂટ**
**(૬) સાધ્વીએ વહોરી લાવેલ આહાર સાધુને સ્વીકારવાની છૂટ**
**(૭) હંમેશ બે પ્રકારના પચ્ચખ્ખાણની છૂટ**
**(૮) ગૃહસ્થોને રાજી રાખવા તેમની સાથે પ્રતિક્રમણ કરવાની છૂટ**
**(૯) સંવિભાગને દિવસે તેને ઘેર વહોરવા જવાની છૂટ**
**(૧૦) લેપની સંનિધિ રાખવાની છૂટ**
**(૧૧) તરતનું જ ઊનું પાણી વહોરવાની છૂટ વિગેરે વિગેરે**

આવી જાતના વર્તનથી તેમની શક્તિઓ પ્રકાશમાં આવવાને બદલે અવરાઇ ગઇ. તેમની કોઇ સ્વતંત્ર કૃતિ જાણમાં નથી પણ તેમણે શ્રી દેવેન્દ્રસૂરિને સંશોધન આદિમાં તેમજ સુદર્શન ચરિત્રની રચનામાં સારી સહાય કરી હતી. આ ઉપરાંત તાડપત્ર પર પ્રતો લખાવવા માટે ઉપદેશ આપ્યો હતો. તેમના વજ્રસેન, પદ્મચંદ્ર ને ક્ષેમકીર્તિ નામના શિષ્યો હતા. ક્ષેમકીર્તિએ ભદ્રબાહુસ્વામીરચિત બૃહત્‌-કલ્પસૂત્ર પર વિશેષ વિવરણ કરવા માટે વિવૃત્તિ–વૃત્તિ રચી હતી.

## શ્રી વિદ્યાનંદસૂરિ

તેઓ માળવામાં આવેલ ઉજ્જૈન શહેરમાં રહેતા હતા. તેઓના પિતાનું નામ જિનભદ્ર હતું, અને તેમનું પોતાનું નામ વીરધવલ હતું. વીરધવલ શાંત પ્રકૃતિનો અને ઉમદા સ્વભાવનો હતો. યોગ્ય વય થતાં પિતાએ વિવાહ માટે પાણિગ્રહણ મહોત્સવ શરૂ કર્યો. દૈવયોગે આ જ સમયે શ્રી દેવેન્દ્રસૂરિ સાથે તેનો સંગમ–મેળાપ થયો અને તેની અદ્‌ભુત વ્યાખ્યાનશૈલીએ વીરધવળના મન પર અજબ અસર કરી. પારસમણિનો સંગ કોને પ્રતિભા નથી અપાવતો ? ગુરુઉપદેશના પ્રભાવે તેમણે લગ્ન નહીં કરતાં વિ. સં. ૧૩૦૨ માં સંયમ સ્વીકાર્યું. આ કંઇ જેવું તેવું કામ નહોતું. પોતાની જીવનનૌકાને તદ્દન ઊલટી જ રીતે વાળી હતી. સંસારસાગરમાં ડૂબવા કરતાં નિસ્તાર પામવાનું તેમણે પસંદ કર્યું હતું. પણ સમર્થ આત્માને શું શક્ય નથી ? ધીમે ધીમે તેમણે અધ્યયન શરૂ કર્યું અને વિશારદપણું પ્રાપ્ત કર્યું. દેવેન્દ્રસૂરિ સાથે વિહાર કરતાં કરતાં તેઓ પ્રલ્હાદનપુર આવ્યા ત્યારે ત્યાંના શ્રેષ્ઠીઓએ દેવેન્દ્રસૂરિને કોઇ પણ ઉત્તમ શિષ્યને આચાર્ય પદવી આપવાની પ્રાર્થના કરી. ત્યારે ગુરુએ વીરધવલને

સમર્થ ને પ્રભાવક જાણી, પોતાની પાટે સ્થાપી "વિદ્યાનંદસૂરિ" એ નામથી વિ. સં. ૧૩૨૩ (૧૩૦૪?)માં સૂરિપદ આપ્યું. તેમના નાના ભાઇ ધર્મકીર્તિ (પાછળથી ૪૬ મા પટ્ટધર શ્રી ધર્મઘોષસૂરિ)ને ઉપાધ્યાય પદ અર્પણ કર્યું. વિદ્યાનંદસૂરિની ચારિત્રશીલતા અપ્રતિમ અને ક્રિયાપરાયણ હતી અને તેથી જ્યારે તેમને આચાર્ય પદ આપવામાં આવ્યું ત્યારે પ્રલ્હાદન વિહારના મંડપમાં અંતરીક્ષમાંથી કુંકુમની વૃષ્ટિ થઇ હતી.

તેમણે પોતાના ગુરુ શ્રી દેવેન્દ્રસૂરિને ગ્રંથરચનામાં તેમજ સંશોધન આદિમાં સંપૂર્ણ સહાય કરી હતી. આ ઉપરાંત તેમણે પોતે 'વિદ્યાનંદ' એ નામનું નવીન જ વ્યાકરણ બનાવ્યું કે જે સર્વોત્તમ પુરવાર થયું હતું. તેમાં સૂત્રો થોડા સમાવ્યા હતા જ્યારે અર્થની અતિવ બહુલતા હતી. તેઓશ્રી દેવેન્દ્રસૂરિના સ્વર્ગવાસ બાદ તેરમે દિવસે જ વિદ્યાપુરમાં સ્વર્ગવાસી થયા હતા.

દેવેન્દ્રસૂરિએ પોતાને પાટે તેઓને સ્થાપ્યા હતા અને તેમણે દેવેન્દ્રસૂરિને કર્મગ્રંથની સ્વોપજ્ઞ ટીકા રચવામાં તેમજ તેના સંશોધનમાં સારી સહાય કરી હતી, પરંતુ તેઓના તાત્કાલિક સ્વર્ગવાસથી તેમના લઘુ બંધુ ધર્મકીર્તિ ઉપાધ્યાયને શ્રી **ધર્મઘોષસૂરિ** એવું નામ આપી આચાર્યપદે સ્થાપન કરવામાં આવ્યા.

## શ્રી ધર્મઘોષસૂરિ

તેઓશ્રી સંસારી પક્ષે વિદ્યાનંદસૂરિના લઘુ ભ્રાતા હતા. તેમનું સંસારીપણાનું નામ **ભીમકુમાર** હતું. પોતાના લગ્નમહોત્સવનો ત્યાગ કરી વિદ્યાનંદે દીક્ષા લીધા બાદ તપાગચ્છીય શ્રી દેવેન્દ્રસૂરિએ 'ભીમકુમાર'ને પણ પ્રતિબોધી દીક્ષા આપી હતી. ભાઇની સાથે જ અધ્યયન કરતાં તેઓ પણ સિદ્ધાંતના પારગામી થયા. જ્યારે વિદ્યાનંદસૂરિને પ્રલ્હાદનપુરમાં આચાર્ય પદવી આપવામાં આવી તે જ અવસરે 'ભીમકુમાર'ને **ધર્મકીર્તિ** એવું નામ આપી ઉપાધ્યાય પદ પ્રદાન કરવામાં આવ્યું. બાદ શ્રી દેવેન્દ્રસૂરિના સ્વર્ગવાસ પછી તેર દિવસને આંતરે જ શ્રી વિદ્યાનંદસૂરિ સ્વર્ગવાસી બનતાં, છ માસ વીત્યા બાદ તે જ ધર્મકીર્તિ ઉપાધ્યાયને **"શ્રી ધર્મઘોષસૂરિ"** એવા નામથી આચાર્યપદવી આપી દેવેન્દ્રસૂરિની પાટે સ્થાપવામાં આવ્યા.

તેમનામાં સચોટ વ્યાખ્યાનશૈલી ઉપરાંત ચમત્કારિક શક્તિ પણ હતી. આ ઉપરાંત નૈમિત્તિક જ્ઞાન પણ સારું હતું. પેથડ મંત્રીએ જ્યારે પરિગ્રહપરિમાણ વ્રત સ્વીકારવાની આકાંક્ષા જણાવી ત્યારે પોતાના જ્યોતિષજ્ઞાનના બળે ભવિષ્યમાં તે અતિવ ઋદ્ધિસંપન્ન થનાર છે એમ જાણીને તે વખતે તેને તે વ્રત સ્વીકારતાં અટકાવ્યો હતો. બાદ ધીમે ધીમે ગુરુના કથન મુજબ પેથડને અત્યંત સમૃદ્ધિ પ્રાપ્ત થઇ. ગુરુના ઉપદેશથી તેણે ચોરાશી જિનમંદિરો કરાવ્યા અને સાત જ્ઞાનભંડારો બનાવરાવ્યા. આ ઉપરાંત તેના દ્વારા બીજા પણ ધાર્મિક કાર્યો કરાવ્યા હતા. શ્રી ધર્મઘોષસૂરિના ઉપદેશની પેથડ પર એટલી સરસ અસર થઇ હતી કે બત્રીશ વર્ષની યુવાનવયે તેણે બ્રહ્મચર્ય વ્રત (ચતુર્થ વ્રત) અંગીકાર કર્યું હતું.

દેવપત્તનમાં પોતાના કોઇ શિષ્યની પ્રાર્થનાથી મંત્રગર્ભિત સ્તુતિ બનાવીને સમુદ્ર મારફત(જિનમંદિરમાં) રત્નાર્પણ (ભેટણું) કરાવ્યું હતું. આ ઉપરાંત વજ્રસ્વામીના પ્રભાવથી દૂર કરાયેલા અને મિથ્યાત્વી બનેલા શ્રી કપર્દી યક્ષને ફરી પ્રતિબોધી તેને શ્રી જિનબિંબનો અધિષ્ઠાયક બનાવ્યો હતો.

આ સમયે મંત્ર–તંત્રનું જોર કંઇક વિશેષ પ્રમાણમાં હતું. પોતાની શક્તિ બતાવવા કોઇ ને કોઇ કારણ ગોતી કઢાતું. એકદા કોઈ એક દુષ્ટ સ્ત્રીએ સાધુઓને કામણ કરેલાં વડાં ગોચરીમાં વહોરાવ્યા. ગુરુમહારાજને આ વાતની ખબર પડતાં તેનો ત્યાગ કરાવ્યો અને બીજે દિવસે પ્રભાતે જોયું તો તે વડાઓ ગુરુના મંત્ર–જાપના પ્રભાવે પત્થરના કટકા બની ગયા હતા. ગુરુમહારાજ વિહાર કરતાં કરતાં વિદ્યાપુર ગયેલા. ગુરુની વ્યાખ્યાનશૈલી તથા કંઠમાધુર્ય એટલાં સરસ હતાં કે હજારો લોકો વ્યાખ્યાન શ્રવણ કરવા આવતાં. અન્ય સંપ્રદાયી કેટલીક સ્ત્રીઓએ ગુરુમહારાજને પરાભવ પમાડવાની ઇચ્છા અને ઇર્ષ્યાથી ગુરુમહારાજના કંઠ મધ્યે સ્વશક્તિથી વાળનો ગુચ્છો ઉત્પન્ન કર્યો, કે જેથી સારો સૂર–અવાજ નીકળી શકે નહિ અને કંઠ કર્કશ બનતાં વ્યાખ્યાન-રસમાં ક્ષતિ પહોંચે. ગુરુએ તે સ્ત્રીઓની આ ચેષ્ટા જાણી એટલે સ્વશક્તિથી તે કેશગુચ્છ દૂર કરી તેઓ સર્વેને ત્યાં ને ત્યાં જ પાષાણસ્થાનની જેમ સ્થિર કરી દીધી, એટલે પરાભવ પમાડવાને બદલે પોતેજ પરાજિત થવાથી તે સ્ત્રીઓ શરમાઇ ગઇ અને પોતાનો છૂટકારો કરવા પ્રાર્થના કરી. પછી શ્રી સંઘના અતિવ આગ્રહથી " અમે તમારા ગચ્છને કદી પણ ઉપદ્રવ નહીં કરીએ " એવી પ્રતિજ્ઞા કરાવીને તેઓને મુક્ત કરી

વળી આ સમયે ધીમે ધીમે યતિઓનું જોર પણ વધતું જતું હતું. અમુક સ્થાનો તો તેમણે પોતાની ગાદી જેવા બનાવ્યા હતા. ઉજ્જયિનીમાં પણ એક યોગીનું અતિશય જોર હતું. કહો કે તેનું જ સામ્રાજ્ય હતું. તેની આજ્ઞા–રજા સિવાય કોઈ સાધુ ત્યાં સ્થિરતા કરી શકતા નહી. પટ્ટધર શ્રી ધર્મઘોષસૂરિને આ ન રુચ્યું. તેમણે સંવેગી સાધુઓનો વિહાર નિરાબાધિત કરવો હતો. તેઓ પોતાના પરિવાર સાથે ઉજ્જયિની આવી પહોંચ્યા. એક મ્યાનમાં બે તરવાર ન સમાઇ શકે એ ન્યાય પ્રમાણે યોગી અતિશય ક્રોધિત બન્યો અને ગુરુને કોઇ પણ પ્રકારે હેરાન કરવાનો નિશ્ચય કર્યો. ગોચરી માટે જતા સાધુઓને તે યોગી સામો મળ્યો અને કટાક્ષપૂર્વક પૂછ્યું: "કેમ તમારે અહીં રહેવું છે ? કેટલું રહેવું છે ?" સાધુઓએ જવાબ આપ્યો: " અમે અહીં સ્થિરતા કરવાના છીએ. તું શું કરીશ ? " એટલે તે યોગીએ સાધુઓને પોતાના દાંત દેખાડ્યા ત્યારે જવાબમાં સાધુઓએ પણ પોતપોતાની કોણી દેખાડી. પછી યોગી ચાલ્યો ગયો અને સાધુઓએ ઉપાશ્રયે આવી ગુરુને બધો વ્યતિકર કહી સંભળાવ્યો.

યોગીએ સ્વસ્થાને જઇને પોતાની મંત્રશક્તિદ્વારા જૈન ઉપાશ્રયમાં ઊંદરોનો મોટો સમૂહ

વિકુર્વ્યો. આ દેખાવથી અન્ય સાધુઓ ભયભીત થઇ આમતેમ દોડાદોડી કરવા લાગ્યા. ગુરુ તો રાહ જ જોઈ રહ્યા હતા. તેમને આવા પ્રસંગની જરૂર હતી. આવેલ સમયનો સદુપયોગ કરવા તેમણે નિશ્ચય કર્યો. ગુરુએ સ્વશિષ્યોને ભયરહિત બનાવવા માટે એક ઘડો મગાવી, ઘડાને વસ્ત્રોવડે ઢાંકી દઇ મંત્રજાપ કરવા માંડ્યો. જેમ જેમ જાપનું પ્રમાણ વધતું ગયું તેમ તેમ સ્વસ્થાને રહેલા યોગીને કષ્ટ વધવા લાગ્યું અને પછી તો છેવટે અતિશય વેદના સહન ન થવાથી તે તરત જ ગુરુના ચરણમાં આવી આળોટી પડ્યો ને પોતાના મદ-મત્સર માટે વિનયભાવે માફી માગી.

કોઇ એક નગરમાં શાકિનીઓના ભયથી રાત્રિએ ઉપાશ્રયના દરવાજા મંત્રીને બંધ કરવામાં આવતાં હતાં, જેથી શાકિની પ્રમુખનો ઉપદ્રવ ન થાય. એક વખત ગુરુ દરવાજા મંત્રવા ભૂલી ગયા એવામાં શાકિનીઓએ ઉપાશ્રયમાં પ્રવેશ કરી ગુરુની જ પાટ ઉપાડી, એટલે જાગૃત થયેલા ગુરુએ તેઓને પાટ સહિત ત્યાં ને ત્યાં જ સ્તંભિત કરી દીધી. પછી "કદી આવું નહિં કરીએ" એવી કબૂલાત આપ્યા પછી જ શાકિનીઓને મુક્ત કરી.

દૈવયોગે એકદા ગુરુને સર્પદંશ થયો. જેમ જેમ ઝેર ચડતું ગયું તેમ તેમ ગુરુને વચ્ચે વચ્ચે મૂર્છા આવી જવા લાગી. સકળ સંઘ એકઠો થઇ ગયો ને ઉપાયની વિચારણા કરવા લાગ્યો. ગમે તેટલા ઔષધોપચાર કરતાં પણ ઝેર ઊતર્યું નહી ત્યારે અતિ ગ્લાન બનેલા શ્રી સંઘે વિનયપૂર્વક ગુરુને જ તેના પ્રતિકારનો ઉપાય પૂછ્યો. ગુરુ તો પોતાના દેહપરત્વે નિર્મોહી હતા. તેમને ઔષધની પણ દરકાર નહીં હતી, છતાં શ્રી સંઘના અતિ આગ્રહ પછી ગુરુએ જણાવ્યું કે-"નગરના જૂના દરવાજા તરફથી કોઈ એક પુરુષ કાષ્ઠનો ભારો લઇને ચાલ્યો આવશે. તેના ભારાની મધ્યમાં વિષાપહારિણી એટલે ઝેરને દૂર કરનારી વેલ મળી આવશે. તે લાવી ઘસીને સર્પદંશના સ્થાન પર લગાડવાથી ઝેર ઉતરી જશે." ગુરુના ફરમાન મુજબ શ્રી સંઘે તપાસ કરાવી તો કહ્યા પ્રમાણે જ વેલ મળી આવી. પછી સૂચના મુજબ ક્રિયા કરી અને ઝેર પણ ઉતર્યું. પરંતુ એક વેલ માત્રનો ઉપયોગ કરાવવાથી ગુરુએ તેના પ્રતિકાર રૂપે છએ વિગયનો હંમેશને માટે તે સમયથી જ ત્યાગ કર્યો અને જિંદગી પર્યંત ફક્ત "જુવાર"નો જ આહાર લેવાની પ્રતિજ્ઞા કરી. તેમનું હૃદય દયાથી કેટલું દ્રવીભૂત હતું તેનો આ સચોટ અને અનુપમ દાખલો છે. પોતાના નિમિત્તે અસાધારણ સંયોગોમાં પણ વનસ્પતિનો ઉપયોગ થતાં તેમણે છ વિગયનો ત્યાગ કરી માત્ર તદ્દન સાદું ભોજન સ્વીકાર્યું. જૈન ધર્મની અહિંસા કેટલી અત્યુત્તમ છે તેનો પણ આ ઉત્કૃષ્ટ-અસાધારણ દાખલો છે. ગુરુમાં ફક્ત એકલી મંત્રશક્તિ હતી એટલું જ નહિં પણ સાથોસાથ સાહિત્યનો પણ સારામાં સારો બોધ હતો તે તેમણે કરેલી ગ્રંથરચનાથી જાણી શકાય તેમ છે. વળી તેઓ સારાં કાવ્યો અને સ્તુતિઓ પણ રચી શકતા.

કોઇ એક મંત્રીએ ગુરુદેવ સમક્ષ આવી, અભિમાનપૂર્વક અષ્ટ યમકવાળું કાવ્ય બોલી ગુરુને જણાવ્યું કે "અત્યારે આવું કાવ્ય બનાવનાર કોઇ નથી." એટલે ગુરુએ શાંતિથી કહ્યું

કે "કોઇ નથી એમ નહિ." ત્યારે તેણે કહ્યું કે 'હોય તો બતાવો.' ગુરુએ જણાવ્યું કે "અવસરે મળી આવશે."

ત્યારબાદ તે જ રાત્રિએ અષ્ટ યમકવાળી જય વૃષભ૦ નામની સ્તુતિ બનાવી, ભીંત પર લખી સવારે તે મંત્રીને બતાવી. તે મંત્રી ગુરુની આવી અસાધારણ શક્તિ જોઇ ઘણો જ વિસ્મિત થયો અને પ્રતિબોધ પામી તેમનો ઉપાસક બન્યો.

તપાગચ્છમાં જૈન સાહિત્ય, સંસ્કૃતિ અને કળામાં જે શિથિલતા પ્રવેશ પામી હતી તેને દૂર કરવા માટે શ્રી જગચ્ચંદ્રસૂરિ પછી તેમણે સારો પ્રયત્ન કર્યો હતો. તેઓ માંત્રિક વિદ્યાના સવિશેષ જાણ હતા છતાં, તેમણે પોતાના ચારિત્રમાં કદી પણ સ્ખલના આવવા દીધી નથી. એક વખત પૂરતાં વનસ્પતિના ઉપયોગ માત્રથી તેમણે કેવો કઠણ નિયમ સ્વીકાર્યો હતો તે જ તેમના વિશુદ્ધ ચારિત્રપાલનની પ્રતીતિરૂપ છે.

શાસનોન્નતિ માટે અતુલ પ્રયાસ કરી તેઓ વિ. સં. ૧૩૫૭ માં સ્વર્ગવાસી થયા. તેઓ પ્રખર મંત્રશાસ્ત્રી હતા. ઉપદેશ શૈલીદ્વારા અનેક પ્રભાવનાના કાર્યો કરવા ઉપરાંત તેમણે નૂતન સાહિત્યરચનાની દિશામાં પણ કામ કર્યું છે. તેમણે રચેલા ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

**સંઘાચાર ભાષ્ય**

**કાયસ્થિતિ ભવસ્થિતિસ્તવૌ**

**શસ્તાશર્મ૦ સ્તોત્ર**

**યૂયં યૂવાં ત્વમ્૦ શ્લેષ સ્તુતિ**

**સુઅધમ્મ સ્તવ.**

**ચતુર્વિંશતિ જિનસ્તવાઃ**

**દેવેંદ્રૈરનિશં૦ શ્લેષ સ્તોત્ર**

**જય વૃષભ૦ અષ્ટયમક સ્તુતિ વિગેરે**

## મંત્રીશ્વર પૃથ્વીધર ( પેથડ )

અવન્તિ પ્રદેશના **નમ્યાર** નામના દેશમાં **નાન્દુરી** નામની નગરીમાં ઊકેશ વંશનો દેદ નામનો દરિદ્રી વણિક વસતો હતો. તેને **વિમલશ્રી** નામની પત્ની હતી. દૈવયોગે દેદને કોઇ યોગીનો મેળાપ થતાં સુવર્ણરસની સિદ્ધિ પ્રાપ્ત થઈ. પછી તો તેના ઘરની રહેણીકરણી ને રીતભાત ફરી ગઇ. દરિદ્રતાને સ્થાને વૈભવ અને વિલાસે સ્થાન લીધું. જેને યાચના કરવા જવું પડતું હતું તેના જ ઘરેથી કોઇપણ યાચક ખાલી હાથે જવા ન લાગ્યો. આ બધી વસ્તુસ્થિતિ જોઇ દેદના કોઇ દ્વેષીએ રાજા પાસે ચાડી ખાધી. રાજાએ દેદને બોલાવી સાચી હકીકત જણાવવા કહ્યું. દેદ રાજાની નિષ્ઠા વિષે જાણતો હતો. એટલે જણાવ્યું કે-" મહારાજ! મારી પાસે કાંઇપણ નથી. મને નિધાન કે એવું કશું પ્રાપ્ત થયું નથી." રાજાએ આ વાત માની નહિ ને તેને તે જ સમયે કેદમાં પૂરવાનો હુકમ કર્યો. બરાબર આ જ વખતે દેદનો ચાકર તેને ભોજન માટે બોલાવવા રાજસભામાં આવ્યો. ચતુર ચાકર બધી વસ્તુસ્થિતિ પામી ગયો. દેદે પણ યુક્તિપૂર્વક વચનદ્વારા નોકર મારફત એવું કંઇક કહેવરાવ્યું કે જેથી તેની શાણી સ્ત્રી સર્વ સમજી શકે. દેદે કહેવરાવેલ વચનનો ભાવાર્થ રાજા સમજી શક્યો નહિ. ચાકરે આવી શેઠાણીને હકીકત કહી એટલે તે વિચક્ષણ વનિતા બધી સાર-સાર વસ્તુ લઇને ત્યાંથી નાશી ગઇ. રાજાએ પોતાના સેવકોને દેદના ગૃહની તપાસ કરવા હુકમ આપ્યો; પણ સેવકો વીલે મોઢે પાછા ફર્યા; કારણ કે ઘરમાં ચાર ખૂણા સિવાય કંઇપણ જોવામાં આવ્યું નહિ. આ બાજુ કેદમાં પડેલા દેદે

શ્રી સ્થંભન પાર્શ્વનાથની પ્રાર્થના કરી કે-"જો હું અહીંથી સહીસલામત નીકળું તો તમને સર્વાંગે આભૂષણ કરાવું." દૈવયોગથી તે ત્યાંથી છૂટયો અને પોતાની સ્ત્રીને આવી મળ્યો. પછી તેઓ ત્યાંથી વિદ્યાપુર નગરે ગયા, ત્યાંથી સ્તંભનપુર જઇ પોતાની ધારણા પ્રમાણે દેદીપ્યમાન આભૂષણોના સમૂહવડે શ્રી સ્તંભન પાર્શ્વનાથની મૂર્તિને અલંકૃત કરી.

ત્યાંથી તે દેવગિરિ ગયો. તે સમયે ઉપાશ્રય બંધાવવા માટે ભાંજગડ ચાલતી હતી. ધર્મસ્થાન બંધાવવામાં તે સ્થળે થતી ધર્મક્રિયામાં પોતાને પણ પુણ્યનો હિસ્સો મળે છે એવી ધારણાથી દેદે આગ્રહપૂર્વક ઉપાશ્રય બંધાવવાનું પોતાને માથે લીધું અને સારો ઉપાશ્રય બંધાવ્યો. પછી તેને શુભ સ્વપ્ને સૂચિત એક પુત્ર થયો, જેનું નામ પેથડ રાખવામાં આવ્યું. યોગ્યવયે તેને અભ્યાસસ્થળે મૂકવામાં આવ્યો. યૌવન પામતાં તેને **પ્રથમણી** નામની સ્ત્રી સાથે મહોત્સવપૂર્વક પરણાવવામાં આવ્યો, જેનાથી તેને ઝાંઝણ નામનો સુંદર ને બુદ્ધિમાન પુત્ર થયો.

લક્ષ્મીને ચપળા જાણી દેદ શ્રાવક તેનો છૂટથી દાનાદિકમાં ઉપયોગ કરવા લાગ્યો. તેવામાં ભાગ્યયોગે તેની પત્ની "વિમળશ્રી" મૃત્યુ પામી અને તે જાણે સંકેત ન કરતી ગઈ હોય તેમ થોડા જ સમયમાં દેદ શ્રેષ્ઠી પણ મૃત્યુને આધીન થયો. મરણસમયે દેદ પાસે વિશેષ દ્રવ્ય ન હતું પરંતુ મરતાં મરતાં તેણે પોતાના પુત્ર પેથડને બોલાવી "સુવર્ણસિદ્ધિ"નો આમ્નાય કહી બતાવ્યો-શીખવ્યો.

પિતાના મૃત્યુ બાદ પેથડે આમ્નાય પ્રમાણે જપ-ક્રિયા કરવા માંડી પણ તે તેને સફળ થઇ નહિ; કારણ કે કામઘટ, ચિંતામણિ, દક્ષિણાવર્ત શંખ અને કલ્પલતાદિ સર્વે દિવ્ય પદાર્થો કર્મની અનુકૂળતાએ અનુકૂળ અને પ્રતિકૂળતાએ પ્રતિકૂળ થાય છે. પિતાના મૃત્યુબાદ ધીમે ધીમે દારિદ્રય પેથડ સામે પ્રેમ બાંધવા લાગ્યું.

આ સમયે શ્રી ધર્મઘોષ નામના સૂરિ તે નગરમાં આવ્યા. તેની દેશના સાંભળી સૌ કોઇ જુદાજુદા વ્રત-નિયમો ગ્રહણ કરવા લાગ્યા. પેથડ પણ પોતાને ભાગ્યહીન સમજી ગુરુ સમક્ષ આવ્યો ને પોતાને પણ પરિગ્રહનું પરિમાણ કરાવવા કહ્યું. પેથડે અમુક રૂપિયા સુધીનું પરિમાણ રાખવા જણાવ્યું, પરંતુ ગુરુએ તેની હસ્તાદિ રેખા અને લલાટની વિશાળતા જોઇ, ભવિષ્યમાં પ્રતાપી ને ઉન્નતિશીલ પુરુષ થશે એમ જાણી તે વખતે પરિગ્રહપરિમાણ કરતાં અટકાવ્યો અને ધર્મક્રિયામાં વિશેષ તત્પર રહેવા સમજાવ્યો.

પુરુષના નશીબ આડું પાંદડું હોય છે એ ન્યાયે દેશાંતર ફરતાં તેને કંઇક દ્રવ્યની પ્રાપ્તિ થઇ, પણ હવે તેની ભાગ્યદિશા બદલાવાનો સમય આવી પહોંચ્યો હતો. તેને મંડપદુર્ગ તરફ જવાનું મન થયું અને તે તરફ તેણે પરિવાર સહિત પ્રયાણ કર્યું. શહેરના દરવાજામાં પ્રવેશ કરતાં તેણે ડાબી બાજુએ એક સર્પની ફણા પર શબ્દ કરતી અને નૃત્યક્રીડા કરતી દુર્ગા ( ચીબરી ) જોઇ. આ દૃશ્ય જોઇ પેથડે વિચાર્યું કે-"પ્રવેશ કરતી વખતે દુર્ગા ડાબી બાજુએ હોય તે સારું નથી તો આ સર્પને માથે નાચતી તો ક્યાંથી કલ્યાણકારક હોય ?" એટલે તે અપશુકન નિવારણાર્થે ત્યાં જ ઊભો રહી પ્રભાવિક નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો, તેટલામાં કોઇ એક જ્યોતિષી ત્યાં આવી ચડયો અને પેથડને ત્યાં ઊભેલો-રાહ જોતો જોઇ તેનું કારણ પૂછયું. ત્યારે પેથડે તેને પોતાના મનની શંકાની વાત કહી સંભળાવી એટલે જોશીએ ખુલાસો કરતાં કહ્યું કે-"તમારી સમજણ વિચાર વગરની છે. આ શ્રેષ્ઠ શુકન છે. જો તમે તે સમયે જ નગરમાં પ્રવેશ કર્યો હોત તો આ સમગ્ર માલવ દેશના છત્રધારી રાજા થાત, પણ તમે તે શુકનનું અપમાન કરવાથી રાજા તો નહિં, પણ ધનવાન, પ્રતિભાશાળી અને પ્રતિષ્ઠાસંપન્ન તો જરૂર થશો જ."

શહેરમાં પ્રવેશ કરી યોગ્ય સમયે પેથડે રાજમહેલ પાસે જ એક દુકાન કરી. તેમાં અનાજ તથા જુદી જુદી જાતના કરિયાણા રાખી વેપાર કરવા લાગ્યો. એકદા એક આભીરી (ભરવાડણ) ઘીનો ઘડો લઇ તેની દુકાને વેચવા આવી અને ઇંઢોણી સહિત ઘડો નીચે મૂકયો. જેમ જેમ પેથડ ઘડામાંથી ઘી કાઢવા લાગ્યો તેમ તેમ તે અખૂટ જણાવા લાગ્યું. પેથડને આશ્ચર્ય થયું. દશ શેરના ઘડામાંથી દશ શેર જેટલું ઘી તો નીકળી ચૂકયું હતું છતાં ઘડો તો ભરેલો જ હતો. તેણે વિચાર્યું કે–ઇંઢોણીમાં ચિત્રવેલી હોવી જોઇએ. તેણે બારીકાઈથી જોઇ તેના ખાત્રી કરી લીધી. વાણીયાને વધુ શીખવવાનું ન હોય. તેણે મનમાં વિચાર કરી વાળ્યો ને આભીરીને મોં–માગ્યા પૈસા આપી ઈંઢોણી સહિત ઘડો લઈ લીધો. "ચિત્રવેલી"ના પ્રભાવથી ઘી અખૂટ થયું અને તેથી પેથડને પૈસાની પ્રાપ્તિ પણ સારી થઇ.

તે શહેરનો રાજા જયસિંહદેવ જ્યારે જમવા બેસતો ત્યારે તેની દાસી એક વાટકી લઇને ઘી લેવા આવતી અને પેથડ તેને ઘી જોખી આપતો. પેથડના પુત્ર ઝાંઝણને આ બનાવ ગમતો નહિં.

એકદા પેથડ ઝાંઝણને બેસારીને ભોજન કરવા ગયો તેવામાં પેલી દાસી ઘી લેવા આવી. ઝાંઝણને લાગ્યું કે રાજા હમેશાં વેચાતું લઇને ઘી ખાય તે ઠીક નહિં તેથી શિખામણ દેવાની યુક્તિ શોધી કાઢી. તેણે દાસીને ઘી આપવાની ના પાડી. દાસીએ રાજાને વાત કહી એટલે રાજાએ ક્રોધે ભરાઇ પેથડને બોલાવ્યો. પેથડે જવાબમાં જણાવ્યું કે–"હું દુકાને હાજર નહોતો. મારા પુત્રને ખબર હશે." રાજાએ ઝાંઝણને બોલી મંગાવ્યો. ઝાંઝણને તો બનાવની ખાત્રી જ હતી એટલે તે નિર્ભય રીતે ત્યાં ગયો અને યુક્તિપૂર્ણ જવાબ આપી રાજાને ઊલટો વિશેષ પ્રીતિવાળો કર્યો. વધુમાં તેણે જણાવ્યું કે–'હું ઊભો થઇને ઘી દેવા ગયો, તેવામાં છીંક આવી તેથી મને શંકા ઉદ્ભવી કે ઘીમાં ગરલ વિગેરે કંઇ પડયું હશે. વળી આપ તો અવંતીના ધણી છો અને હમેશાં ઘી વેચાતું લઇને ખાવ છો એવી અપકીર્તિ થાય તે પણ મને ઠીક લાગતું નથી. અમારા જેવાના ઘરે પણ પાંચ–પંદર દિવસ સુધી ચાલે તેટલું ઘી હોય છે ત્યારે આપ જેવા દેશાધિપતિને માટે આ યોગ્ય ન કહેવાય. શત્રુ વિગેરેએ આવીને કિલ્લો રુંધ્યો હોય ત્યારે ઘી આદિ ન હોવાના કારણે "આગ લાગે ત્યારે કૂવો ખોદવા" જેવું થાય.' ઝાંઝણના આવાં યુક્તિપૂર્ણ વચન સાંભળી રાજાએ પેથડ તથા ઝાંઝણને વિશેષ સન્માન આપ્યું ને આવા બુદ્ધિશાળી તેમજ રાજ્યની ચીવટવાળા વણિક પોતાના પ્રધાનપદે હોય તો કેવું સારું એમ વિચારી પેથડને પોતાના પ્રધાનપદે સ્થાપ્યો. પેથડે ઝાંઝણને ઢીલ્લી ગામના **ભીમ** શ્રેષ્ઠીની **સૌભાગ્યદેવી** નામની કન્યા સાથે મહોત્સવપૂર્વક પરણાવ્યો.

જયસિંહદેવનું પરાક્રમ વિખ્યાત હતું તેથી કાન્યકુબ્જના રાજાની કન્યા પરણાવવા માટે મંત્રીઓ તે કન્યાને લઇને માળવા આવ્યા. રાજાને પોતાના આગમનનો હેતુ કહી સંભળાવી તેમના આપેલા ઊતારામાં રહ્યા. એક વખત માળવાધિપતિ સ્નાન કરવા બેઠો અને શરીરે અભ્યંગ થતું હતું તેમાંથી એક તેલનું બિંદુ પૃથ્વી પર પડયું તેને આંગળીવડે લઇને રાજાએ પોતાના અંગ પર લગાડયું. આ જોઇને કાન્યકુબ્જના મંત્રીઓ રાજાની કૃપણતા માટે મનમાં ખેદ પામવા લાગ્યા. પોતાના રાજાએ આવા કંજુસ નૃપને જમાઈ તરીકે પસંદ કેમ કર્યો હશે એમ વિચારી કંઇક ગ્લાન પણ થયા. રાજાએ તેઓના મુખભાવ પરથી વસ્તુ જાણી તેના પ્રતિકારનો ઉપાય ગોઠવ્યો. મંત્રી પેથડને બોલાવી કહ્યું કે–" મને આજે એક સ્વપ્નું આવ્યું છે અને તે સ્વપ્નાનુસાર એક મોટો કુંડ કરાવી, તેને ઘીથી સંપૂર્ણ ભરાવી અશ્વોને સ્નાન કરાવો." પેથડે ઘેર જઈ ચિત્રલતાની ઈંઢાણી પર રહેલા ઘડામાંથી નીકળતા ઘી લઇ જઇને કુંડ સંપૂર્ણ ભરાવી દીધો અને રાજહુકમ પ્રમાણે અશ્વશાળાના અશ્વોને તેમાં

સ્નાન કરાવી તે બધું ઘી બ્રાહ્મણોને આપી દીધું. આ જોઇ કાન્યકુબ્જના મંત્રીઓ વિસ્મય પામ્યા એટલે રાજાએ પ્રસંગને અનુસરીને કહ્યું કે–" અમે એક તેલનું બિંદુ પણ નકામું જવા દેતા નથી અને પ્રસંગ પ્રાપ્ત થયે સેંકડો મણ ઘીનો વ્યય કરતાં પણ પાછી પાની કરતા નથી." આ પ્રમાણે રાજાનું ચાતુર્ય જોઇ તેઓ સંતોષ પામ્યા અને પોતાના રાજાની પુત્રી પરણાવી વિદાય થયા.

રાજાએ નગરજનો પાસેથી ઘી મંગાવવાની સૂચના કરી હતી છતાં પેથડે પોતાના ઘરનું જ બધું ઘી વાપર્યું છે એમ જ્યારે જાણ્યું ત્યારે તે ઘણો જ ખુશી થયો. ભરસભામાં તેની ઘણી પ્રશંસા કરી, પણ ઘુવડ કદી સૂર્યના તેજને સહન કરી શકે નહિં તેમ શાકંભરીનો ગોગાદે નામનો માંડલિક રાજા પેથડની પ્રશંસા સાંભળી શક્યો નહિ. તે પેથડનો પ્રતિસ્પર્ધી હતો અને તેની રાજા પર વધતી જતી લાગવગ તે જોઇ શક્યો નહિ. તેને તેની ઇર્ષ્યા ઉપજી અને તેને હેરાન કરવા રાજાના કાન ભંભેર્યા–" રાજન્! પેથડના ઘરમાં કૃષ્ણ ચિત્રલતા છે અને તેના પ્રભાવથી જ તેણે ઘીનો કુંડ પૂરી દીધો હતો. આવી ઉત્તમ વસ્તુ તો રાજગૃહે જ શોભે.' રાજાએ ન્યાયાન્યાયનો વિચાર કર્યા વિના જ પેથડને બોલાવી તે કૃષ્ણ ચિત્રવેલીની માગણી કરી. રાજાને કેમ ના પડાય એમ વિચારી પેથડે રાજાને તે સુપ્રત કરી. એટલે તેની પરીક્ષા કરવા માટે રાજા નદીએ ગયો. ચિત્રવેલીના તંતુમાં પણ એવો ગુણ હોય છે કે તે નદીના પ્રવાહમાં સામે પૂર ચાલે છે. રાજાએ તંતુ જળમાં મૂકતાં જ તે સર્પરૂપ થઇ ગઇ અને કોઇ તેને પકડવા સમર્થ થઇ શક્યું નહીં અને આ રીતે રાજાએ ચિત્રલતા ગુમાવી દીધી.

હજી પેથડનું ભાગ્ય જોર કરતું હતું. પિતાની આપેલી સુવર્ણસિદ્ધિની વિદ્યા હજી તેના મગજમાં જ હતી. આબૂ પર્વત પર જઇ સુવર્ણસિદ્ધિ કરવી હતી. રાજાની આજ્ઞા લઇ તે ત્યાં ગયો અને તેના પુણ્યપ્રભાવથી તેને તરત જ સુવર્ણસિદ્ધિ કરવાની ઔષધિ પ્રાપ્ત થઇ. તેના પ્રભાવથી તેણે ઘણા લોહનું સોનું કર્યું. તેને હવે દ્રવ્ય પ્રત્યેનો અસંતોષ રહ્યો નહિ પરંતુ ધર્મઘોષસૂરિએ પૂર્વે સીંચેલા ધાર્મિક સંસ્કારોએ તેને આ સમયે સાવચેત–જાગૃત કર્યો.

સુવર્ણપ્રાપ્તિની ક્રિયામાં છકાયના જીવોની કરેલી વિરાધના માટે તેને પશ્ચાત્તાપ થયો અને તેને પરિણામે હવે પછી જિંદગી પર્યંત તેવો પ્રયોગ ન કરવાની મન સાથે ગાંઠ વાળી. પોતાને પ્રાપ્ત થયેલ દ્રવ્યસમૂહથી તેણે જિનમંદિરો કરાવવા માંડ્યા. માંડવગઢમાં જ અઢાર લાખ ખર્ચીને સુવર્ણના કળશ અને ધ્વજાદંડ સહિત શત્રુંજયાવતાર નામનું મહાન જિનમંદિર કરાવ્યું. આ ઉપરાંત જુદા જુદા સ્થળોમાં ચોરાશી જિનપ્રાસાદો કરાવ્યા. આ બધા સ્થળોમાં દેવગિરિમાં મંદિર બંધાવવા માટે તેમણે જુદો જ રાહ અખત્યાર કર્યો હતો.

દેવગિરિમાં શ્રીરામ નામનો રાજા હતો અને તેને હેમાદ્રિ નામનો કૃપણ પ્રધાન હતો. દેવગિરિમાં બ્રાહ્મણોનું અતિશય જોર હતું અને તેઓ દેવગિરિમાં જૈનોનું એક પણ મંદિર થવા દેતા ન હતા. રાજા પાસે પણ તેની લાગવગ સારી હતી. પેથડે વિચાર કર્યો કે–" જો હેમાદ્રિને સાધવામાં આવે તો કાર્ય સરળ થાય."તેણે ઓંકારનગરમાં એક દાનશાળા ચાલુ કરી અને તેના ખર્ચ આપનાર તરીકે હેમાદ્રિનું નામ જાહેર કર્યું. લોકો સર્વ પ્રકારના સાધન–સામગ્રીવાળી તે દાનશાળાનો લાભ લઇ તેની અતિવ પ્રશંસા કરતા અને તેમાંય દાનશાળાના પ્રયોજક તરીકે હેમાદ્રિનું નામ સાંભળીને તો તેઓ આશ્ચર્યમાં જ ગરકાવ થઇ જતા; કારણ કે હેમાદ્રિની કૃપણતા જગજાહેર હતી અને તે આવી રીતે દાનશાળા કરે તે તો લોકોને મન આશ્ચર્યની અવધિ જ ગણાતી. ધીમે ધીમે હેમાદ્રિની પાસે આ વાત આવી. સાંભળીને તે તો વિચારમાં જ નિમગ્ન થઇ ગયો. તેણે વિચાર્યું સ્વકીર્તિની લાલસાથી તો ઘણા દાનશાળા

બંધાવે છે પણ પારકાને યશ-કીર્તિ અપાવવા માટે આવી રીતે મારા નામથી દાનશાળા કોણ ચલાવે છે ? તેને તપાસ કરવાની ઇચ્છા થઈ અને તે ત્યાં આવ્યો. તપાસ કરતાં મંત્રી પેથડનું બધું કાર્ય જણાયું એટલે તે બહુ પ્રમોદ પામ્યો અને પેથડને કંઇક માગણી કરવા કહ્યું.

પેથડને પોતાના સુખ-સંપત્તિ માટે કંઇ માગણી કરવાની ન હતી. તેને તો શાસનની પ્રભાવના કરવા દેવગિરિ નગરીના મધ્યમાં જિનચૈત્ય માટે પૃથ્વીની માગણી કરી. બ્રાહ્મણોનું જોર અને જૈનો પ્રત્યેના તેના દ્વેષથી આ કામ મુશ્કેલ છે એમ હેમાદ્રિ જાણતો હતો છતાં પેથડને હા પાડી અને બન્ને દેવગિરિ આવ્યા.

હેમાદ્રિ શ્રીરામને પ્રસન્ન કરી તેની પાસેથી "વરદાન" મેળવવા યોગ્ય સમયની રાહ જોઇ રહ્યો હતો કારણ કે અવસર વિના કાર્ય સિદ્ધ થતું નથી. એવામાં તે નગરમાં અશ્વો વેચાવા આવ્યા. રાજાએ મંત્રીની સલાહથી એક જાતિવંત અશ્વ ખરીદ્યો અને તેની પરીક્ષા નિમિત્તે તેના પર આરૂઢ થઇને બીજા અશ્વો સાથે તે નગર બહાર જવા નીકળ્યો. માર્ગમાં નદીનો મલિન પાણીવાળો પ્રવાહ આવ્યો એટલે તે જાતિવંત અશ્વ અટકી ગયો. રાજાએ ઘણી મહેનત કરી છતાં તે અશ્વ એક ડગલું પણ ચાલ્યો નહિ એટલે રાજાએ હેમાદ્રિને તેનું કારણ પૂછ્યું. હેમાદ્રિએ કહ્યું કે-" રાજન્! તેનું પૂછડું પેટ સાથે બાંધો તો તે ચાલશે." રાજાએ તેમ કરતાં તે અશ્વ આખો નદી-પ્રવાહ ઓળંગીને સામે કાંઠે ગયો; જ્યારે બીજા અશ્વ પાણીમાં થઇને ચાલ્યા ને સામે કિનારે પહોંચ્યા. પાછા વળતાં પણ તે જ પ્રમાણે જાતિવંત અશ્વ ઊડીને પહેલાની માફક પ્રવાહ ઓળંગી ગયો. રાજાએ આમ કરવાનું કારણ મંત્રીને પુછ્યું એટલે હેમાદ્રિએ જણાવ્યું કે-" રાજન્! આ અશ્વે એમ વિચાર્યું કે-મારું પૂછડું લાંબુ છે અને તે પાણી સાથે અથડાવાથી તે પૂછડાથી ઉછળેલા મેલા પાણીના બિંદુઓ મારા સ્વામીના વેષને દૂષિત કરે તેથી તે પહેલાં ચાલ્યો નહિ. પછી પૂછડુ બાંધી લેતા છાંટા ઊડવાનો ભય દૂર થયો અને પવન માફક ઊડીને પ્રવાહ ઓળંગી ગયો." રાજા મંત્રીની આવી અશ્વપરીક્ષાથી ઘણો જ પ્રસન્ન થયો અને વરદાન માગવા કહ્યું.

પ્રસંગ જોઇ હેમાદ્રિએ પોતાની વાત કહી સંભળાવી મનોહર ચૈત્ય બંધાવવા માટે જમીન માગી. રાજાએ વિના સંકોચે તે વાત સ્વીકારી લીધી. મંત્રી પેથડે પણ મનગમતી ભૂમિ જોઇ ત્યાં પાયો ખોદાવવા માંડ્યો. એક વાંસ ઊંડો પાયો ખોદાયો તો અત્યંત સ્વાદિષ્ટ જળ નીકળ્યું. આવું સ્વાદિષ્ટ જળ દેવગિરિના કોઇ કૂવા કે વાવોમાં ન હોતું. બ્રાહ્મણો તો લાગ જોઇ રહ્યા જ હતા, પણ રાજા તેમજ મંત્રીની બંનેની સહાય હોવાથી તે પેથડને ઉપદ્રવ કરી શકયા ન હતા, પણ તેના છિદ્રો જોઈ રહ્યા હતા. તેમાં વળી આ નિમિત્ત મળ્યું. તેઓ રાજા પાસે જઇ હકીકત જણાવી આવ્યા અને વધુમાં સાથેસાથ જણાવ્યું કે-" ત્યાં આપ મોટી વાવ કરાવો, તેથી અઢારે વર્ણ પાણી પીશે અને આપને એમનું પુણ્ય પ્રાપ્ત થશે." રાજાએ સવારે ખાત્રી કરીશ એમ જણાવી તેઓને વિદાય કર્યા. મંત્રી પેથડને આ વાતની ખબર પડી એટલે રાત્રિમાં ને રાત્રિમાં જ મીઠાની સેંકડો ગુણો મગાવી, તે જળમાં નાખી, હલાવી પાણીને ખારું બનાવી દીધું. સવારે રાજા આવી પાણી પીવે છે તેટલામાં તો ખારું લાગવાથી થૂ થૂ કર્યું અને ઇર્ષ્યા કરવા માટે ઊલટો બ્રાહ્મણોને સખ્ત ઠપકો આપ્યો. પછી પેથડે ત્યાં ઉન્નત પ્રાસાદ કરાવી શ્રી વીરજિનની ત્યાશી (૮૩) આંગળપ્રમાણની ભવ્ય મૂર્તિની પ્રતિષ્ઠા કરી.

અઢળક સંપત્તિ, સારી સત્તા, અને સર્વ વાતે સુખી છતાં મંત્રીની ધર્મપ્રત્યેની આસ્થા દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી જતી હતી. યથાશક્તિ વ્રત-તપ-જપ પણ કરવાનું તે ચૂકતો નહિ.

બત્રીશ વર્ષની ભરયુવાન વયમાં તેણે ચતુર્થ વ્રત (બ્રહ્મચર્ય વ્રત) સ્વીકાર્યું હતું. સર્વ પ્રકારના વિલાસના સાધનો હોવા છતાં ઇંદ્રિયવાસનાઓને જીતવી તે સુકર કાર્ય નથી. તે ચતુર્થ વ્રત કેવા સંયોગોમાં અને કેટલી આસ્થાપૂર્વક સ્વીકાર્યું હતું તેનું વૃતાંત જાણવા જેવું છે.

**તામ્રાવતી**ના **ભીમ** નામના શ્રાવકે, જેણે દેવેન્દ્રસૂરિના સ્વર્ગવાસથી ખેદ પામી બાર વર્ષ સુધી અન્નનો ત્યાગ કર્યો હતો (અન્ન સિવાય બીજી વસ્તુ વાપરીને નિર્વાહ ચલાવ્યો હતો), ચતુર્થવ્રતધારી સ્વધર્મી ભાઇઓને પહેરામણી તરીકે પાંચ પાંચ વસ્ત્ર સહિત એક *મડી મોકલી હતી. કુલ સાત સો મડી મોકલાણી તેમાં એક મડી પેથડ મંત્રીને પણ ભેટ તરીકે મોકલી. મંત્રીએ ચતુર્થ વ્રત ગ્રહણ કર્યું ન હોતું એટલે મડી પહેર્યા વિના જ તેને દેવગૃહમાં રાખી તે તેની યોગ્ય અર્ચના કરતો. પેથડની પત્ની પ્રથમણી વિચક્ષણ હતી. પોતાનો પતિ હમેશાં તે મડીની અર્ચા-પૂજાદિ કરતો તે તે જોતી. પહેલાં તો તેને આ વાતનું રહસ્ય સમજાયું નહિ પરંતુ તે માટે પ્રયત્ન કરતાં તેને વસ્તુસ્થિતિ સમજાણી. પોતાના સમર્થ અને પ્રતાપી પતિની સુવાસમાં વિશેષ વૃદ્ધિ કરવાની તેને જિજ્ઞાસા જાગી. પતિને સાનુકૂળ થવામાં પોતાનો આત્મભોગ અર્પવાનો પણ તેણે મન સાથે મક્કમ નિર્ણય કરી વાળ્યો. સાધર્મી બંધુએ મોકલેલ મડી ન પહેરાય તે ઠીક નહિ એવા આશયથી એકદા પ્રસંગ સાધી તેણે પતિને તે ન પહેરવાનું કારણ પૂછ્યું એટલે પેથડે ખુલાસો કરતાં જણાવ્યું કે-" આ કઇ વસ્તુ છે તેનો તેં કદાપિ વિચાર કર્યો છે? આ પરમ પવિત્ર વસ્તુ છે અને તેનો ઉપભોગ કરવા માટે આત્મભોગની, તેમજ દૃઢ નિશ્ચયની અનિવાર્ય આવશ્યકતા છે. એ બધું વિચાર્યા પછી જ હું આવું આચરણ કરી રહ્યો છું. આ મડી ચતુર્થવ્રતધારીને માટે પહેરામણીની વસ્તુ છે. હું બ્રહ્મચર્યવ્રતધારી નથી તેથી તે પહેરી શકતો નથી." તેની સ્ત્રી આ વચન સાંભળવાને તૈયાર જ હતી. તેણે કહ્યું કે-" હે સ્વામી! તમે તે વ્રત ગ્રહણ કરીને પણ આ મડી પહેરો તેમ હું ઇચ્છું છું." આ સાંભળી પેથડને ઘણો જ આનંદ પ્રગટ્યો અને બંનેએ સાથે યુવાન વયે ચતુર્થ વ્રત સ્વીકાર્યું.

શિયલના પ્રભાવથી કોણ અજાણ્યું છે? શીલના માહાત્મ્યથી જિનદાસ શ્રેષ્ઠી, સુદર્શન શ્રેષ્ઠી, ભીષ્મ પિતામહ, શ્રી સ્થૂલભદ્ર, ચરમ કેવળી શ્રી જંબૂસ્વામી અને વિજયશેઠ તેમજ વિજયાશેઠાણી પ્રમુખ અનેક નરરત્નો તથા મહિલા-મણિઓ પોતાની અમર નામના મૂકી ગયા છે. બધા વ્રતોમાં શિયલ વ્રત પાળવું અતિ દુષ્કર છે. શીલના માહાત્મ્યથી અગ્નિ પણ પાણી સદૃશ થઇ જાય છે અને તેને માટે સતી સીતાનો દાખલો મોજુદ છે. શીલના જ પ્રભાવથી કલાવતીને પોતાના કપાયેલા કાંડા પાછા મળ્યા હતા. શીલના આવા ઉત્કૃષ્ટ પ્રભાવથી પેથડ પણ વંચિત કેમ રહે? બ્રહ્મચર્યના પ્રભાવથી મંત્રીનો દેહ વિશેષ કાંતિમય બન્યો અને તેનું વસ્ત્ર મંત્રીને એક વખત અંગે લગાડવાથી રાણીનો દુષ્ટ જ્વર પણ શાંત થઇ ગયો હતો. આ ઉપરાંત રાજાના ગાંડા થયેલ હસ્તિને વશ કરવા માટે પણ પેથડના અંગવસ્ત્રની સહાય લેવી પડી હતી.†

પછી પેથડે શ્રી ધર્મઘોષસૂરિ સહિત શત્રુંજયની દબદબાભરી રીતે યાત્રા કરી અને ત્યાં પચીશ ધડી સુવર્ણની ઓળીવડે મુખ્ય જિનાલયને મંડિત કર્યું. તેના સંઘમાં સાત લાખ યાત્રિક ગણ, બાવન જિનમંદિરો, તેમજ અસંખ્ય નોકર ચાકરો હતા. તેની આ સંઘયાત્રામાં અગ્યાર લાખ

*એક જાતનું પીતાંબરી જેવું ઉત્તમ વસ્ત્ર.

†વિશેષ હકીકત જાણવા માટે " સુકૃતસાગર અને માંડવગઢનો મંત્રીશ્વર " જુઓ.

રૂપિયાનો વ્યય થયો હતો. ત્યારપછી તે રૈવતાચળ ( ગિરનાર+ ) ગયા. ત્યાં અલાઉદ્દીન બાદશાહનો માનીતો દિગંબર મતનો પૂર્ણ નામનો ધનિક શ્રેષ્ઠી યાત્રાર્થે આવ્યો હતો. પહેલાં તો પેથડ અને પૂર્ણ વચ્ચે તીર્થ કોનું છે તે બાબત વાદ ચાલ્યો અને સંઘપતિ થવાની પોતપોતાની ભાવના તેઓ બંનેએ જાહેર કરી. છેવટે વિવાદ અને લાંબી રકઝક પછી એવું ઠરાવવામાં આવ્યું કે જે વધુ સુવર્ણ આપે તે ઇંદ્રમાળ-તીર્થમાળ પહેરે અને તીર્થ તેનું ઠરે. બન્ને વચ્ચે બોલી બોલાતા પેથડે છપ્પન ધડી સુવર્ણના વ્યયથી ઇંદ્રમાળ પહેરી શ્વેતાંબર મતનો જય જયકાર વર્તાવ્યો.

એકદા ગુરુમહારાજને વંદન કરવા જતાં, વારંવાર "ગૌતમ" એવા નામવાળું શાસ્ત્ર પેથડના સાંભળવામાં આવતાં ગુરુમહારાજને તેનું નામ પૂછ્યું. ગુરુમહારાજે તેનું "ભગવતી સૂત્ર" એવું નામ જણાવી તેનું મહાત્મ્ય સમજાવ્યું. એટલે તેની તે સાંભળવાની ઇચ્છા થઇ. પછી "ગૌતમ" એવું નામ બોલાતાં એક એક સોનામહોર મૂકીને તે સૂત્ર સાંભળવા લાગ્યો. તે સૂત્ર સાદ્યંત સાંભળતાં છત્રીશ હજાર સોનામહોરનો વ્યય થયો. તે દ્રવ્યથી તેણે ભૃગુકચ્છ, દેવગિરિ, માંડવગઢ, આબૂ વિગેરે મોટાં નગરોમાં સાત જ્ઞાનભંડારો કરાવ્યા.

પેથડનો પુત્ર ઝાંઝણ પણ પ્રભાવશાળી ને વિચક્ષણ હતો. તેણે પિતાની મંત્રીપદવી સારી રીતે સાચવી અને રાજાનો પ્રેમ પણ પ્રાપ્ત કર્યો. પછી તે પણ સ્વગુરુ શ્રી ધર્મઘોષગુરુ સહિત શત્રુંજયની યાત્રાર્થે નીકળ્યો અને મહોત્સવપૂર્વક યાત્રા કરી. તેના સંઘમાં સપરિવાર એકવીશ આચાર્યો, બાર જિનમંદિરો, અઢી લાખ યાત્રિકસમુદાય, બાર સંઘપતિઓ, બાર હજાર ગાડાંઓ, ૫૦ હજાર પોઠીઆઓ, સામાન વહન કરનાર બારસો ખચ્ચરો, બારસો ઊંટ, બે હજાર ઘોડેસ્વારો, એક હજાર પાયદળ, તેમજ સેંકડો મશાલચી વિગેરે નોકર-ચાકરો હતા. શાસનની પ્રભાવના નિમિત્તે શ્રી શત્રુંજયના મુખ્ય જિનાલયથી આરંભીને રૈવતગિરિના શ્રી નેમિનાથ જિનપ્રાસાદ સુધી બાર યોજન લાંબી સુવર્ણમય ધ્વજા કરાવી. માર્ગમાં એક એક યોજન છેટે પહેરગીરો મૂકી ત્રીજા દિવસે તે ધ્વજા જિનાલયના શિખર પર ચઢાવી હતી. આ ધ્વજા કરાવવામાં તેને ચોપન ધડી સુવર્ણનો વ્યય થયો હતો.

કર્ણાવતીના રાજા સારંગદેવને ખુશી કરી છન્નુ રાજાઓને કેદખાનામાંથી મુક્ત કરાવ્યા હતા અને કર્પૂરને માટે તેના બંને હાથ ભેગા કરાવ્યા હતા. રાજાને એવો નિયમ હતો કે જમણો હાથ લાંબો કરવો નહિ. જ્યારે સારંગદેવ રાજા યાત્રાર્થે નીકળેલા ઝાંઝણના સંઘ-પડાવમાં આવ્યો ત્યારે ઝાંઝણે તેનો અતિવ સત્કાર કર્યો. પછી સન્માનાર્થે તાંબૂલ આપતાં રાજાએ એકદમ ઝુંટવી ડાબે હાથે લઈ લીધું. ઝાંઝણને રાજાના આવા વર્તનથી કંઇક આશ્ચર્ય થયું એટલે રાજસેવક પાસેથી તેનું કારણ જાણી લીધું. કોઇ પણ રીતે રાજાનું અભિમાન ઊતારવા તેણે મનમાં નિશ્ચય કરી એક યુક્તિ ગોઠવી. પછી પોતે અંદર જઇ ઘણું કર્પૂર લઇ આવ્યો અને તેની રાજાના હાથમાં ધાર કરી. રાજાનો ડાબો હાથ તો ભરાઇ ગયો અને કર્પૂર નીચે પડવા લાગ્યું એટલે રાજા સારંગદેવને નિરુપાયે જમણો હાથ લાંબો કરી ડાબા હાથની નીચે પડતું કર્પૂર ઝીલવા માટે રાખવો પડ્યો.

ઉપરોક્ત પિતા-પુત્રે સામાન્ય સ્થિતિમાંથી શ્રેષ્ઠ પદે પહોંચી, ધર્મ પર અતિવ આસ્થા રાખી અનેક સદ્કાર્યો કર્યાં હતાં. પોતાના પ્રધાનપદના અવસરે રાજાએ પ્રજા પાસેથી ઘી લેવાનો આદેશ કર્યો હતો છતાં પણ પેથડે ન્યાયાન્યાયની વિચારણા કરી તે બોજો પોતાના જ શિરે વહોરી લીધો હતો તે તેની પ્રજાવાત્સલ્યતા સૂચવે છે. શાસનની ઉત્તમ પ્રભાવના કરી તથા સારી સુવાસ ફેલાવી પેથડ સ્વર્ગે સીધાવ્યો.

+મૂળમાં શત્રુંજય જ જણાવેલ છે.

## ૪૭ શ્રી સોમપ્રભસૂરિ (બીજા)

**જન્મ વિ. સં. ૧૩૧૦ : દીક્ષા વિ. સં. ૧૩૨૧ : આચાર્યપદ વિ. સં. ૧૩૩૨ : સ્વર્ગવાસ વિ. સં. ૧૩૭૩ : સર્વાયુ ૬૩ વર્ષ :**

શ્રી ધર્મઘોષસૂરિની પાટે સુડતાલીશમા પટ્ટધર શ્રી **સોમપ્રભસૂરિ** થયા. તેઓ મહાજ્ઞાની ને શાસ્ત્રપારગામી હતા. તેમને અગ્યારે અંગો-સાર્થ કંઠાગ્રે હતા. તેઓ ચારિત્ર-પાલનમાં અતિ વિશુદ્ધિપરાયણ હતા. સ્વગુરુ ધર્મઘોષે તેમને શક્તિશાળી સમજીને જ્યારે મંત્રગર્ભિત પુસ્તિકા આપવા માંડી ત્યારે તેમણે જણાવ્યું કે—"શ્રુતજ્ઞાન એ જ મંત્ર પુસ્તિકા છે, મારે બીજી કોઇ મંત્ર પુસ્તિકાની જરૂર નથી" એમ જણાવી તેમણે તે પુસ્તિકા સ્વીકારી નહિ એટલે બીજા યોગ્ય પાત્રના અભાવમાં તે પુસ્તિકાને જળ-શરણ કરવામાં આવી.

તેઓ શુદ્ધ ક્રિયાપરાયણ પણ હતા અને તે કારણથી જળકુંકણ દેશમાં અપ્કાયની વિરાધના થવાના ભયથી તેમજ મરુધર દેશમાં શુદ્ધ-નિર્દોષ પાણીના અભાવને કારણે સાધુઓના વિહારનો નિષેધ કર્યો હતો.

આ ઉપરાંત તેઓ જ્યોતિષશાસ્ત્રનું પણ સારું જ્ઞાન ધરાવતા હતા. તેઓ ભીમપલ્લી-(હાલનું ડીસા કેમ્પથી આઠ કોસ દૂર આવેલ ભીલડી ગામ) માં ચાતુર્માસ રહ્યા ત્યારે જ્ઞાનબળથી જણાયું કે નજીકના વખતમાં આ પલ્લીનો નાશ થવાનો છે. તે વર્ષે બે કાર્તિક માસ હતા ને ચાતુર્માસ પૂર્ણ થાય તે અગાઉ પહેલા કાર્તિક વદિમાં આ પલ્લીમાં ઉપદ્રવ થશે-ભંગ થશે એમ જાણી તેઓ પ્રથમ કાર્તિક શુદિ ૧૫ મે ત્યાંથી વિહાર કરી ગયા. શાસ્ત્ર-નિયમાનુસાર બીજા કાર્તિક માસની ચૌદશે ચોમાસી પ્રતિક્રમણ કર્યા પછી વિહાર કરવો જોઈએ પણ આ ઉપદ્રવથી બચવા તેમણે એ માર્ગ સ્વીકાર્યો હતો. અન્ય ગચ્છીય આચાર્યો સાથે હતા. તેમને આ વાત જણાવી સમજાવવામાં આવ્યા છતાં કેટલા ન માન્યા અને ત્યાં જ રહ્યા જેને પરિણામે તેઓ દુઃખી થયા. તે પલ્લી બળીને ભસ્મ થઇ ગઇ. તેમણે ચિતોડમાં બ્રાહ્મણોની સભામાં જય મેળવ્યો હતો.

તેઓને શ્રી વિમળપ્રભસૂરિ, શ્રી પરમાણંદસૂરિ, શ્રી પદ્મતિલકસૂરિ અને શ્રી સોમતિલકસૂરિ એ નામના ચાર શિષ્યો હતા. જે વર્ષે શ્રી ધર્મઘોષસૂરિ સ્વર્ગવાસી થયા તે જ વર્ષમાં એટલે કે વિ. સં. ૧૩૭૩ માં શ્રી સોમપ્રભસૂરિએ શ્રી પરમાણંદસૂરિ તેમજ શ્રી સોમતિલકસૂરિને આચાર્ય પદ આપ્યું અને ત્રણ માસ પછી પોતે સ્વર્ગવાસી થયા.

એમ કહેવાય છે કે તેઓ સ્વર્ગવાસ પામ્યા તે સમયે ખંભાતનગરમાં તેમના ઉપાશ્રય નજીક સ્વર્ગથી વિમાન આવ્યું હતું, અને તેઓ કાળધર્મ પામીને સૌધર્મ દેવલોકમાં ઇંદ્રના સામાનિક દેવ તરીકે ઉપન્યા હતા. તેમણે આરાધના પયન્નો, જીતકલ્પસૂત્ર, યત્રાખિલ૦ સ્તુતિ, જિનેન યેન વિગેરે અઠાવીશ યમક સ્તુતિઓ રચી હતી.

## ૪૮ શ્રી સોમતિલકસૂરિ

જન્મ વિ. સં. ૧૩૫૫ માહ માસ : દીક્ષા વિ. સં. ૧૩૬૯ : આચાર્ય પદ વિ. સં. ૧૩૭૩ : સ્વર્ગગમન વિ. સં. ૧૪૨૪ : સર્વાયુ ૬૯ વર્ષ :

શ્રી સોમપ્રભસૂરિ(બીજા)ની પાટે શ્રી **સોમતિલકસૂરિ** આવ્યા. સોમપ્રભસૂરિએ પહેલા પોતાના વિમળપ્રભસૂરિ નામના શિષ્યને આચાર્યપદ આપી પટ્ટધર નીમ્યા હતા, પરંતુ તેઓ અલ્પજીવી નીવડવાથી શ્રી સોમતિલકસૂરિ અને પરમાનંદસૂરિ બંનેને સાથે આચાર્ય પદવી આપી પટ્ટધર નીમ્યા. તેમાં પણ પરમાનંદસૂરિનો સ્વર્ગવાસ વહેલો થવાથી શ્રી સોમતિલકસૂરિ પટ્ટધર તરીકે ચાલુ રહ્યા.

તેમના જીવનને લગતો વિશેષ વૃત્તાંત કયાં ય ઉપલબ્ધ થતો નથી, પણ સહિષ્ણુતા અને પોતાના વિશાળ વિચારોને કારણે તેઓ તેમના સમયમાં શ્રેષ્ઠ આચાર્યપણાની ખ્યાતિ પામ્યા હતા. તેઓ ગચ્છ–મમત્વથી પણ પર હતા અને તેને કારણે જ ખરતર ગચ્છીય શ્રી જિનપ્રભસૂરિએ પોતાના શિષ્યો માટે રચેલ ૭૦૦ નવીન સ્તોત્રો શ્રી સોમતિલકસૂરિને સમર્પણ કર્યાં હતાં.

તેમને (૧) શ્રી **પદ્મતિલકસૂરિ** (૨) શ્રી **ચંદ્રશેખરસૂરિ**, (૩) શ્રી **જયાનંદસૂરિ** ને (૪) શ્રી **દેવસુન્દરસૂરિ** નામના પ્રખર પ્રતાપી શિષ્યો હતા અને તેમને અનુક્રમે આચાર્ય પદ આપવામાં આવ્યું હતું.

વિશાળ વિચારો અને ઉન્નત ભાવના હોવા સાથે તેઓની સાહિત્યસેવા પણ ઓછી ન હતી. તેમણે ૩૮૭ ગાથાનો **બૃહન્નવ્યક્ષેત્રસમાસ, સપ્તતિશતસ્થાનક** આદિ ગ્રંથો અને પોતાના ગુરુએ રચેલ અઠ્ઠાવીશ યમક સ્તુતિઓ પર વૃત્તિ રચી છે. આ ઉપરાંત કેટલાક નૂતન સ્તોત્રોની રચના પણ કરી છે. તેઓ વિ. સં ૧૪૨૪માં સ્વર્ગવાસી થયા.

તેમના શિષ્ય શ્રી **ચંદ્રશેખરસૂરિ**નો જન્મ વિ. સં. ૧૩૭૩માં થયો હતો અને બાર વર્ષની ઉંમરે વિ. સં. ૧૩૮૫માં દીક્ષા લીધી હતી. વિ. સં. ૧૩૯૩માં આચાર્યપદ આપવામાં આવ્યું અને પચાસ વર્ષનું આયુષ્ય પાળીને વિ. સં. ૧૪૨૩માં તેઓ સ્વર્ગવાસી થયા. તેમણે **ઉષિતભોજન** કથા, **યવરાજર્ષિ** કથા, વગેરે કથાઓ અને **સ્તંભનકહારબંધ** ઇત્યાદિ સ્તવનો રચેલા છે.

બીજા શિષ્ય શ્રી **જયાનંદસૂરિ**નો જન્મ વિ. સં. ૧૩૮૦માં થયો હતો અને તેમણે પણ બાર વર્ષની વયે એટલે કે ૧૩૯૨માં અષાડ શુદિ સાતમના રોજ દીક્ષા સ્વીકારી હતી. વિ. સં. ૧૪૨૦માં અણહીલપુર પાટણમાં ચૈત્ર શુદિ ૧૦ના રોજ તેમને સૂરિપદ આપવામાં આવ્યું અને વિ. સં. ૧૪૪૧માં તેઓ સ્વર્ગવાસી બન્યા. તેમણે શ્રી **સ્થૂલ-**

ભદ્રચરિત્ર તેમજ દેવાः પ્રમોડ્યં વિગેરે સ્તવનોની રચના કરી છે. તેમના ઉપદેશથી મંત્રી પેથડે ગ્રંથલેખન, સંઘભક્તિ વિગેરે ધાર્મિક કાર્યો કર્યાં હતાં.

एगुणवण्णो सिरिदेव-सुंदरो ४९ सोमसुंदरो पण्णो ५० ।
मुनिसुंदरेगवण्णो ५१, बावण्णो रयणसेहरओ ५२॥ १६ ॥

तत्पट्टे श्रीदेवसुंदरसूरिः ।
तत्पट्टे श्रीसोमसुंदरसूरिः ।
तत्पट्टे श्रीमुनिसुंदरसूरिः ।
तत्पट्टे श्रीरत्नशेखरसूरिः ।

**ગાથાર્થઃ—ઓગણપચાશમા શ્રી દેવસુંદરસૂરિ, પચાસમા શ્રી સોમસુંદરસૂરિ, એકાવનમા શ્રી મુનિસુંદરસૂરિ અને બાવનમા પટ્ટધર તરીકે શ્રી રત્નશેખરસૂરિ થયા. १६**

व्याख्या—४९ एगुणवण्णोत्ति–श्रीसोमतिलकसूरिपट्टे एकोनपंचाशत्तमः **श्रीदेवसुन्दरसूरिः**। तस्य वि० षण्णवत्यधिके त्रयोदशशत १३९६ वर्षे जन्म, चतुर्वर्षाधिके चतुर्दशशत १४०४ वर्षे व्रतं महेश्वरग्रामे, विंशत्यधिके १४२० अणहिल्लपत्तने सूरिपदं। यं पत्तने गुंगडीसरःकृतस्थितिः प्रधानतरयोगिशतत्रयपरिवृतो मंत्रतंत्रादिसमृद्धिमंदिरं स्थावरजंगमविषापहारी जलानलव्यालहरिभयभेत्ता अतीतानागतादिवस्तुवेत्ता राजमंत्रिप्रमुखबहुजनबहुमानपूजितः **उदयीपा** योगी प्रजासमक्षं स्तुतिं कुर्वाणः प्रकटितपरमभक्तिडंबरः साडंबरं वंदितवान् । तदनु च संघाधिपनरिआर्यैर्वंदनकारणं पृष्टः स योगी उवाच—" पद्माऽक्षदंडपरिकरचिह्नैरुपलक्षयुगोत्तमगुरवस्त्वया वंदनीया " इति दिव्यज्ञानशक्तिमतः कणयरीपाऽभिधानस्वगुरोर्वचसा वंदित " इति ।

श्रीदेवसुन्दरसूरीणां च श्रीज्ञानसागरसूरयः, श्रीकुलमंडनसूरयः, श्रीगुणरत्नसूरयः, श्रीसोमसुंदरसूरयः, श्रीसाधुरत्नसूरयश्चेति पंचशिष्यास्तत्र श्रीज्ञानसागरसूरीणां वि० पंचाधिके चतुर्दशशत १४०५ वर्षे जन्म, सप्तदशाधिके १४१७ दीक्षा, एकचत्वारिंशदधिके १४४१ सूरिपदं, षष्ठ्यधिके १४६० स्वर्गः। स च चतुर्थः। तदुक्तं गुर्वावल्यां ( श्लो० ३३८, ३३९ )

खरतरपक्षश्राद्धो, मंत्रिवरो गोवलः सकलरात्रिम् ।
अनशनसिद्धो भक्त्या–ऽगुरुकर्पूरादिभोगकरः ॥ १ ॥

ईषन्निद्रामाप्याऽपश्यत्स्वप्ने सुदिव्यरूपधरान् ।
तानिति वदतस्तुर्ये, कल्पे स्मः शक्रसमविभवाः ॥ २ ॥ युग्ममिति ॥

तत्कृता ग्रंथाश्च—श्रीआवश्यकौघनिर्युक्त्याद्यनेकग्रंथावचूर्णयः, श्रीमुनिसुव्रतस्तव-घनौघनवखण्डपार्श्वनाथस्तवादि च ॥

श्रीकुलमण्डनसूरीणां च वि० नवाधिके चतुर्दशशते १४०९ जन्म, सप्तदशाधिके १४१७ व्रतं, द्विचत्वारिंशदधिके १४४२ सूरिपदं, पंचपंचाशदधिके १४५५ स्वर्गः ॥ सिद्धान्तालापकोद्धारः विश्वश्रीधरेत्यादिअष्टादशारचक्रबंधस्तव–गरीयो० हारबंधस्तवादयश्च तत्कृतग्रन्थाः ।

श्रीगुणरत्नसूरीणां चासाधारणो नियमः । तदुक्तम् ( गु० श्लो० ३८१ )

जगदुत्तरो हि तेषां, नियमोऽवष्टंभरोपविकथानां ।
आसन्नां मुक्तिरमां, वरति चरित्रादिनैर्मल्यात् ॥ १ ॥ इति

तत्कृताश्च ग्रंथाः—क्रियारत्नसमुच्चयः, षड्दर्शनसमुच्चयबृहद्वृत्त्यादयः ॥
श्रीसाधुरत्नसूरीणां कृतिर्यतिजीतकल्पवृत्त्यादिकेति ॥ छ ॥

५० पण्णोत्ति—श्रीदेवसुंदरसूरिपट्टे पंचाशत्तमः श्रीसोमसुन्दरसूरिः । तस्य वि० त्रिंशदधिके चतुर्दशशते १४३० वर्षे मा० व० चतुर्दश्याम् शुक्रे जन्म, सप्तत्रिंशदधिके १४३७ व्रतं, पञ्चाशदधिके १४५० वाचकपदं, सप्तपञ्चाशदधिके १४५७ सूरिपदं ॥ यमष्टादशशत १८०० साधुपरिकरितं सत्क्रियापरायणं महामहिमालयं गुरुं दृष्ट्वा रुष्टैर्द्रव्यलिंगिभिरेकः पंचशतद्रविणदानेन सशस्त्रः पुमांस्तद्वधायोदीरितः । स च दुर्धिया वसतौ प्रविष्टो यावदनुचितकरणाय यतते तावच्चन्द्रोद्योते जाते सति निद्रालुभिरपि श्रीगुरुभी रजोहरणेन प्रमृज्य पार्श्वं परावर्तितं तद् दृष्ट्वाऽहो निद्रायामपि क्षुद्रप्राणिकृपापरमेनमपराध्य “ कस्यां गतौ मे गति ”रिति विचारणया परलोकभीतो गुरुपादयोर्निपत्य “ क्षमध्वं मेऽपराध ”मिति वचसा गुरुं प्रबोध्य निजव्यतिकरं कथितवान् । सोऽपि गुरुभिर्मधुरवाचा तथोदीरितो यथा प्रव्रजित इति वृद्धवचः ॥

तथा यस्य ज्ञानवैराग्यनिधेर्गुणगणप्रतीतिः परपक्षेऽपि प्रतीता । तदुक्तं गुरुगुणरत्नाकरे ( सर्ग २, श्लोक ६२ )—

आकर्ण्य यद्गुणगणं गृहिणः प्रहृष्टा, लेखेन दुष्कलततीरतिदूरदेशात् ।
विज्ञप्य केऽपि कतिनः परपक्षभाजोऽ–प्याऽऽलोचनां जगृहुरास्यकजेन येषां ॥१॥ इति

तत्कृतिश्च–योगशास्त्रोपदेशमालाषडावश्यकनवतत्त्वादिबालावबोधभाष्यावचूर्णि–कल्याणकस्तोत्रादिनीति ।

तच्छिष्यास्तु—१ श्रीमुनिसुन्दरसूरिः, २ कृष्णसरस्वतीविरुदधारक–श्रीजयसुन्दरसूरिः, ३ महाविद्याविडंबनटिप्पनकारक–श्रीभुवनसुन्दरसूरिः, ४ कण्ठगतैकादशांगीसूत्रधारकदीपावल्किाकल्पादिकारक–श्रीजिनसुन्दरश्चेति चत्वारः। तैः परिकरितो राणपुरे श्रीधरणचतुर्मुखविहारे ऋषभाद्यनेकशतबिंबप्रतिष्ठाकृत् ॥ अनेकभव्यप्रतिबोधनादिना प्रवचनमुद्भाव्य वि० नवनवत्यधिकचतुर्दशशत १४९९ वर्षे स्वर्गभाक्।

५१ मुनिसुन्दरेगवण्णोत्ति—श्रीसोमसुन्दरसूरिपट्टे एकपंचाशत्तमः श्रीमुनिसुन्दरसूरिः। येनानेकप्रासादपद्मचक्रषट्कारकक्रियागुप्तकाऽर्धभ्रमसर्वतोभद्रमुरजसिंहासनाऽशोकभेरीसमवसरणसरोवराऽष्टमहाप्रातिहार्यादिनव्यत्रिशतीबंधतर्कप्रयोगाद्यनेकचित्राक्षरद्वयक्षरपंचवर्गपरिहाराद्यनेकस्तवमय-"त्रिदशतरंगिणी" नामधेयाष्टोत्तरशतहस्तमितो लेखः श्रीगुरूणां प्रेषितः॥ चातुर्वैद्यवैशारद्यनिधिरुपदेशरत्नाकरप्रमुखग्रन्थकारकः॥ स्तंभतीर्थे दफरखानेन "वादिगोकुलसंड" इति भणितः दक्षिणस्यां "कालीसरस्वती"ति प्राप्तविरुदः, अष्टवर्षगणनायकत्वानंतरं वर्षत्रिकं "युगप्रधानपदव्युदयी" ति जनैरुक्तः, अष्टोत्तरशत १०८ वर्तुलिकानादोपलक्षकः, बाल्येऽपि सहस्राभिधानधारकः, संतिकरमिति समहिमस्तवनकरणेन योगिनीकृतमार्युपद्रवनिवारकः चतुर्विंशतिवार २४ विधिना सूरिमंत्राराधकः॥ तेष्वपि चतुर्दशवारं यदुपदेशतः स्वस्वदेशेषु चंपकराजदेपाधारादिराजभिरमारिः प्रवर्तिता। सीरोहीदिशि सहस्रमल्लराजेनाऽप्यमारिप्रवर्तने कृते येन तिड्डुकोपद्रवो निवारितः।

श्रीमुनिसुन्दरसूरेर्वि० षट्त्रिंशदधिके चतुर्दशशत १४३६ वर्षे जन्म, त्रिचत्वारिंशदधिके १४४३ व्रतं, षट्षष्ट्यधिके १४६६ वाचकपदं, अष्टसप्तत्यधिके १४७८ द्वात्रिंशत्सहस्र ३२००० टंकव्ययेन वृद्धनागरीयसं० देवराजेन सूरिपदं कारितं, त्र्युत्तरपंचदशशत १५०३ वर्षे का० शु० प्रतिपत् १ दिने स्वर्गभाक्॥

५२ वावण्णोत्ति–श्रीमुनिसुन्दरसूरिपट्टे द्विपंचाशत्तमः श्रीरत्नशेखरसूरिः। तस्य वि० सप्तपंचाशदधिके चतुर्दशशत १४५७ वर्षे क्वचिद्वा द्विपंचाशदधिके १४५२ जन्म, त्रिषष्ट्यधिके १४६३ व्रतं, त्र्यशीत्यधिके १४८३ पण्डितपदं, त्रिनवत्यधिके १४९३ वाचकपदं, द्व्युत्तरे पंचदशशते १५०२ वर्षे सूरिपदं, सप्तदशाधिके १५१७ पोषवदिषष्ठीदिने ६ स्वर्गः। स्तंभतीर्थे बांबीनाम्ना भट्टेन "बालसरस्वती"ति नाम दत्तं॥

तत्कृता ग्रंथाः—१ श्राद्धप्रतिक्रमणवृत्ति, २ श्राद्धविधिसूत्रवृत्तिः, ३ आचारप्रदीपश्चेति।

तदानीं च लुंकाख्याल्लेखकात् वि० अष्टाधिकपंचदशशते १५०८ वर्षे जिनप्रतिमोत्थापनपरं

लुंकामतं प्रवृत्तं ॥ तन्मते वेषधरास्तु वि० त्रयस्त्रिंशदधिकपंचदशशत १५३३ वर्षे जाताः। तत्र प्रथमो वेषधारी भाणाख्योऽभूदिति ॥ १६ ॥

**વ્યાખ્યાર્થ**:—શ્રી સોમતિલકસૂરિની પાટે ઓગણપચાસમા પટ્ટધર શ્રી **દેવસુંદરસૂરિ** થયા. તેમનો વિ. સં. ૧૩૯૬ માં જન્મ થયો હતો. મહેશ્વર ગામમાં વિ. સં. ૧૪૦૪માં તેમણે દીક્ષા લીધી હતી અને વિ. સં. ૧૪૨૦ માં અણહીલ્લપુરપાટણમાં આચાર્ય પદ આપવામાં આવ્યું હતું. તે જ અણહીલ્લપુરપાટણમાં **ગુંગડી** નામના સરોવર પર રહેનાર, ત્રણ સો ઉત્તમ યોગીથી પરવરેલ, મંત્ર-તંત્રાદિ સમૃદ્ધિના સ્થાનરૂપ, સ્થાવર તેમજ જંગમ વિષને દૂર કરનાર, પાણી, અગ્નિ, સર્પ, સિંહ આદિના ભયને ભેદનાર, ભૂતકાળ તેમજ ભવિષ્યકાળની વસ્તુઓનો જ્ઞાતા, રાજા, મંત્રીશ્વર પ્રમુખ ઘણા મનુષ્યોથી સન્માનિત અને પરમ ભક્તિભાવવાળા **ઉદયીપા** નામના યોગીએ પ્રજા સમક્ષ સ્તુતિ કરીને દેવસુન્દરસૂરિને શ્રી આડંબરપૂર્વક વાંદ્યા હતા. ત્યારબાદ સંઘના અગ્રેસર **નરી** વિગેરે શ્રેષ્ઠીઓએ તેમને વંદન કરવાનું કારણ પૂછ્યું એટલે તે યોગી બોલ્યો કે—"દિવ્ય શક્તિવાળા મારા **કણયરીપા** નામના ગુરુએ કહ્યું હતું કે—"તારે પદ્મ, અક્ષ, દંડ વિગેરે ચિહ્નોથી યુક્ત યુગશ્રેષ્ઠ—યુગપ્રધાનરૂપ ગુરુઓને વંદન કરવું." એટલે દેવસુંદરસૂરિને તે બધા લક્ષણોથી યુક્ત જાણીને મેં નમસ્કાર કર્યો છે.

શ્રી દેવસુંદરસૂરિને (૧) શ્રી જ્ઞાનસાગરસૂરિ, (૨) શ્રી કુલમંડનસૂરિ, (૩) શ્રી ગુણ-રત્નસૂરિ, (૪) શ્રી સોમસુંદરસૂરિ અને (૫) શ્રી સાધુરત્નસૂરિ, એ નામના પાંચ શિષ્યો હતા. તેમાં શ્રી જ્ઞાનસાગરસૂરિનો વિ. સં. ૧૪૦૫ માં જન્મ, ૧૪૧૭ માં દીક્ષા, વિ. સં. ૧૪૪૧ માં આચાર્ય પદ અને વિ. સં. ૧૪૬૦ માં સ્વર્ગવાસ થયો હતો. તેઓ કાળધર્મ પામીને ચોથે સ્વર્ગે ગયા એવો ગુર્વાવલીમાં ઉલ્લેખ સાંપડે છે. ( શ્લો० ૩૩૮ અને ૩૩૯ )

જ્યારે ગુરુમહારાજે અણશણ આદર્યું ત્યારે ભક્તિથી આખી રાત્રિ અગરુ અને કર્પૂર વિગેરે ધૂપને ઉવેખતો ખરતરગચ્છીય શ્રાવક **ગોવલ** નામના શ્રેષ્ઠ મંત્રીએ તે સમયે કઇંક નિદ્રા આવવાને લીધે સ્વપ્નમાં દિવ્યરૂપ ધારી ગુરુમહારાજને "અમે ચોથા દેવલોકમાં ઈંદ્રસામાનિક દેવ થયા છીએ" એમ કહેતા સાંભળ્યા હતા.

તેમના રચેલા ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

**આવશ્યકસૂત્ર, ઓઘનિર્યુક્ત્યાદિ** અનેક ગ્રંથની અવચૂરી, શ્રી મુનિસુવ્રત-સ્વામી સ્તવન અને घनौघनवखण्डपार्श्वनाथस्तव વિગેરે.

બીજા શ્રી કુળમંડનસૂરિનો વિ. સં. ૧૪૦૯માં જન્મ, વિ. સં. ૧૪૧૭માં દીક્ષા, વિ. સં. ૧૪૪૨ માં સૂરિપદ અને વિ. સં. ૧૪૫૫ માં સ્વર્ગવાસ થયો હતો. તેમણે સિદ્ધાંતાલાપકોદ્ધાર, વિશ્વશ્રીધર૦ ઈત્યાદિ અઢાર ચક્રબંધ સ્તવ તેમજ ગરીય અને હારબંધ સ્તવાદિ રચ્યા હતા.

ત્રીજા શ્રી ગુણરત્નસૂરિનો ઉત્કૃષ્ટ નિયમ ( વિષયકષાયાદિનું દમન ) હતો ( ગુર્વાવલી શ્લોક ૩૮૧ ). તે માટે કહ્યું છે કે—અહંકાર, રોષ, વિકથા વિગેરે ઉપરનો તેમનો સંયમ ઉત્કૃષ્ટ હતો અને તેમની ચારિત્રની એટલી બધી વિશુદ્ધિ હતી કે લોકો તેમને આસન્નભવી કહેતા હતા. મોક્ષરૂપી લક્ષ્મી તેમની પાસે દાસી જેવી જણાતી હતી.

તેમના કરેલા ગ્રંથોમાં ક્રિયારત્નસમુચ્ચય, ષડ્દર્શનસમુચ્ચય બૃહદ્વૃત્તિ વિગેરેનો સમાવેશ થાય છે.

ચોથા શ્રી સાધુરત્નસૂરિની કૃતિ યતિજીતકલ્પવૃત્તિ છે.

શ્રી દેવસુંદરસૂરિની પાટે પચાસમા પટ્ટધર શ્રી સોમસુંદરસૂરિ થયા. તેમનો વિ. સં. ૧૪૩૦ ના માહ વદિ ૧૪ ને શુક્રવારે જન્મ, વિ. સં. ૧૪૩૭ માં દીક્ષા, વિ. સં. ૧૪૫૦ માં વાચકપદ અને વિ. સં. ૧૪૫૭ માં આચાર્ય પદ પ્રદાન થયું હતું. તેમને અઢારસો સાધુથી પરિવરેલ અને સત્ક્રિયાપરાયણ તેમજ અતિવ મહિમાવાળા જાણીને કોપિત થયેલા યતિવર્ગે પાંચ સો દ્રવ્ય આપવાવડે કરીને કોઇ એક સશસ્ત્ર (હથિયારબંધ) પુરુષને શીખવીને ગુરુના વધને માટે મોકલ્યો. તે દુષ્ટ પુરુષ ઉપાશ્રયમાં પ્રવેશીને જોવામાં તે દુષ્ટ કાર્ય કરવા ઉદ્યુક્ત થાય છે તેવામાં ચંદ્રના પ્રકાશમાં, ઊંઘમાં પણ પડખું ફેરવતાં ગુરુને રજોહરણવડે પ્રમાર્જન કરતા જોયા એટલે "ઊંઘમાં પણ સૂક્ષ્મ જંતુઓ પ્રત્યે ગુરુ કેટલા જીવદયાતત્પર છે એમ વિચારી આમનો અપરાધ કરીને મારી કઈ ગતિ થશે ?" એમ વિચારતાં પરલોકથી ભય પામેલા તે પુરુષે ગુરુના ચરણમાં પડી " મારો અપરાધ માફ કરો " એમ કહી માફી માગી. પછી ગુરુને પોતાનો બધો વૃતાંત કહી સંભળાવ્યો. ગુરુએ પણ તેને મીઠી વાણીથી એવો સમજાવ્યો કે તેણે પાછળથી દીક્ષા લીધી એવી લોકોક્તિ છે.

જ્ઞાન તેમજ વૈરાગ્યના સમુદ્ર સરખા તેમના ગુણોની પ્રતિતી ( પ્રતિષ્ઠા ) અન્ય ગચ્છમાં પણ જામી હતી. ગુરુગુણરત્નાકરમાં કહ્યું છે કેઃ—

જેમના ગુણસમૂહને સાંભળીને હર્ષ પામેલા એવા અન્ય ગચ્છીય વિવેકી ગૃહસ્થોએ

દૂરદેશાવરથી પણ પોતાના પાપકાર્યો–નિંદ્ય કાર્યોને પત્રદ્વારા જણાવીને તેમના મુખકમળથી ફરમાવાએલી આલોચના ( પ્રાયશ્ચિત્ત ) સ્વીકારી હતી.

**યોગશાસ્ત્ર, ઉપદેશમાળા, ષડાવશ્યક, નવતત્ત્વ બાલાવબોધ, ભાષ્યાવચૂર્ણી** તેમજ **કલ્યાણ સ્તોત્ર** વિગેરે તેમની કૃતિઓ છે.

તેમના ( ૧ ) શ્રી મુનિસુંદરસૂરિ, ( ૨ ) " કૃષ્ણસરસ્વતી " બિરુદને ધારણ કરનાર શ્રી જયસુંદરસૂરિ, ( ૩ ) મહાવિદ્યાવિડંબનટિપ્પન રચનાર શ્રી ભુવનસુંદરસૂરિ તેમજ ( ૪ ) અગ્યાર અંગોના જ્ઞાતા અને દીવાલીકલ્પના રચનાર શ્રી જિનસુંદરસૂરિ વિગેરે શિષ્યો હતા. તે શિષ્યોથી પરિવરેલા શ્રી સોમસુંદરસૂરિએ **રાણકપુર**માં **ધન (ધરણ)**શ્રેષ્ઠીકૃત ચૌમુખવિહારમાં ઋષભજિનેશ્વર આદિ અનેક બિંબોની પ્રતિષ્ઠા કરાવી હતી. અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડીને અને શાસનનો ઉદ્યોત કરીને તેઓ વિ. સં. ૧૪૯૯ માં સ્વર્ગવાસી થયા.

શ્રી સોમસુંદરસૂરિની પાટે એકાવનમા પટ્ટધર શ્રી **મુનિસુંદરસૂરિ** થયા. તેમણે અનેક પ્રાસાદો, કમળ, ચક્ર, ષટ્કારક, ક્રિયાગુપ્તક, અર્ધભ્રમ, સર્વતોભદ્ર, મુરજ, સિંહાસન, અશોક, ભેરી, સમવસરણ, સરોવર, આઠ મહાપ્રાતિહાર્યાદિ નવીન ત્રણસો રચનાવાળા અને તર્ક–પ્રયોગાદિ અનેક ચિત્રાક્ષર, દ્વયક્ષર, પાંચ વર્ગનો પરિહાર વિગેરે અનેક સ્તવમય શ્રી " **ત્રિદશતરંગિણી** " નામની એક સો આઠ હાથ ( ૧૦૮ ) લાંબી પત્રિકા લખીને ગુરુને મોકલી હતી. ચાર પ્રકારની વિદ્યામાં વિચક્ષણ તેમણે **ઉપદેશરત્નાકર** પ્રમુખ ગ્રંથોની રચના કરી હતી. **દફતરખાને** તેમને શ્રી સ્તંભતીર્થે " **વાદિગોકુલષંઢ** " એવું બિરુદ આપ્યું હતું, તેમજ દક્ષિણ દેશમાં તેમણે " **કાલીસરસ્વતી** " નામનું બિરુદ મેળવ્યું હતું. તેઓ આઠ વર્ષ ગણનાયક અને પછીના ત્રણ વર્ષ યુગપ્રધાન તરીકે કહેવાયા હતા. તેઓ પોતાની આસપાસ થનારા ૧૦૮ અવાજને પૃથક્ પૃથક્ જાણનારા હતા. બાળવયથી જ હજાર અવધાન કરનાર હતા. યોગિનીએ કરેલા મરકીના ઉપદ્રવની શાન્તિ માટે મહિમાયુક્ત **સંતિકરં** સ્તવની તેમણે રચના કરી; તેમજ વિધિપૂર્વક ચોવીશ વાર સૂરિમંત્રની આરાધના કરી. તેમાં ય પણ ચૌદ વાર ચંપકરાજ વિગેરે રાજાઓએ પોતપોતાના દેશમાં ગુરુના ઉપદેશથી અમારી પ્રવર્તાવી હતી. આ ઉપરાંત શીરોહી દેશના રાજા સહસ્રમલ્લે પણ અમારી પ્રવર્તાવી અને તેથી ગુરુએ તેના દેશમાં તીડનો ઉપદ્રવ શાન્ત કર્યો હતો.

શ્રી મુનિસુંદરસૂરિનો ૧૪૩૬ માં જન્મ, વિ. સં. ૧૪૪૩ માં દીક્ષા, વિ. સં.

૧૪૬૬ માં વાચકપદ મળ્યું હતું. જ્યારે વિ. સં. ૧૪૭૮ માં આચાર્ય પદ પ્રદાન થયું ત્યારે વડનગરના વાસી શા દેવરાજે ૩૨૦૦૦ ટંક( એક જાતનું નાણું )નો વ્યય કરીને મહોત્સવ કર્યો હતો. તેઓ વિ.સં. ૧૫૦૩ માં કાર્તિક શુદિ ૧ ને દિવસે સ્વર્ગવાસી થયા.

શ્રી મુનિસુંદરસૂરિની પાટે બાવનમા પટ્ટધર તરીકે **શ્રી રત્નશેખરસૂરિ** થયા. તેઓનો વિ. સં. ૧૪૫૭ અને કેટલાકના મતે વિ. સં. ૧૪૫૨ માં જન્મ થયો હતો. વિ. સં. ૧૪૬૩ માં દીક્ષા, વિ. સં. ૧૪૮૩ માં પંડિત પદ, વિ. સં. ૧૪૯૩ માં વાચક પદ, વિ. સં. ૧૫૦૨ આચાર્ય પદ અને વિ. સં. ૧૫૧૭ માં પોષ વદિ છઠ્ઠે સ્વર્ગવાસ થયો હતો. " **બાંબી** " નામના પંડિતે ખંભાતમાં તેમને " **બાલસરસ્વતી** " એવું બિરુદ આપ્યું હતું.

**શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ, શ્રાદ્ધવિધિસૂત્ર વૃત્તિ, આચારપ્રદીપ** વિગેરે ગ્રંથોની તેમણે રચના કરી હતી.

આ સમયે વિ. સં. ૧૫૦૮ માં લુંકા નામના લેખકથી ( લહીયાથી ) જિન-પ્રતિમાનું ઉત્થાપન કરનાર **લુંકા** મત પ્રચલિત થયો.

તેમનામાં વેષધારી સાધુઓ તો વિ. સં. ૧૫૩૩ માં થયા અને તેમાં " **ભાણા** " નામનો સૌથી પ્રથમ વેષધારી થયો હતો.

## ૪૯. શ્રી દેવસુંદરસૂરિ.

જન્મ વિ. સં. ૧૩૯૬: દીક્ષા વિ. સં. ૧૪૦૪: સૂરિપદ વિ. સં. ૧૪૨૦:

**શ્રી** દેવસુંદરસૂરિ શ્રી સોમતિલકસૂરિની પાટે આવ્યા. તેમનો કયા ગામમાં જન્મ થયો હતો અને તેમની કૌટુંબિક હકીકત કેવી હતી તેને લગતી વિગત મળી શકતી નથી, પરંતુ તેમણે વિ. સં. ૧૪૦૪માં મહેશ્વર ગામમાં દીક્ષા લીધી હતી અને તેમને વિ. સં. ૧૪૨૦માં અણહીલપુર પાટણમાં મહોત્સવપૂર્વક આચાર્ય પદવી આપવામાં આવી હતી.

તેમના શરીર પરના ચિહ્નો તથા લક્ષણો ઉત્તમ પ્રકારના હતા અને તેથી તેમની પ્રતિભા સર્વત્ર પડતી. એકદા ત્રણસો યોગીના પરિવારવાળા **ઉદયીપા** નામના યોગીએ પ્રગટપણે શ્રી દેવસુંદરસૂરિની બહુમાનયુક્ત સ્તુતિ કરી હતી. કોઇ ભક્તે તેનું કારણ પૂછતાં ઉદયીપા યોગીએ જણાવ્યું હતું કે–"મારા ગુરુ કણયરીપાએ મને જણાવ્યું હતું કે 'પદ્મ, અક્ષ, દંડ, પરિકર વિગેરે લક્ષણોથી જે યુક્ત હોય તેને તારે વંદન કરવું' એ વચનાનુસાર તે તે સર્વ લક્ષણોથી યુક્ત આ સૂરિવરને જોઇને મેં વંદન કર્યું છે." આટલો પ્રભાવ સૂરિજી જૈનેતર સમાજમાં પણ વિસ્તારી શકયા હતા. તેમનો શિષ્યસમુદાય

સારો અને સંગઠિત હતો. તેમના મુખ્ય શિષ્યો (૧) શ્રી જ્ઞાનસાગરસૂરિ, (૨) શ્રી કુલમંડનસૂરિ, ( ૩ ) શ્રી ગુણરત્નસૂરિ, (૪)શ્રી સોમસુંદરસૂરિ અને ( ૫ ) શ્રી સાધુરત્નસૂરિ હતા. તેઓ સર્વ વિચક્ષણ અને શક્તિશાળી હતા. તેઓએ પણ સાહિત્યની સમૃદ્ધિ કરવામાં પોતપોતાનો ફાળો આપેલો નજરે પડે છે.

દેવસુંદરસૂરિજીની પ્રભાવિક તરીકેની પ્રખ્યાતિ ઉપરાંત બીજી કારકીર્દી પુસ્તકલેખન સંબંધની છે. પહેલાં પુસ્તકો ઘણું કરીને તાડપત્રો પર જ લખવાની પ્રથા હતી, પરંતુ આ. શ્રી દેવસુંદરસૂરિજીના સમયમાં આ પ્રથામાં જાણવાજોગ ફેરફાર થયો. તાડપત્રોની પ્રાપ્તિ ક્યાં તો દુર્લભ થઇ પડી હશે અગર તો કાગળની પ્રવૃત્તિ વધી ગઇ હશે–ગમે તે હો પરંતુ આ સૈકામાં તાડપત્રોનું સ્થાન કાગળોએ લીધું અને તાડપત્ર પર લખાયેલાં જે જૂનાં ગ્રંથો હતા તે સર્વની નકલ કાગળ પર કરવામાં આવી. ગુજરાત અને રાજપુતાનાના ભંડારોનો જીર્ણોદ્ધાર એ સમયમાં એક સાથે થયો. આમાં ગુજરાતના ખંભાત તેમજ પાટણના ભંડારના ગ્રંથોનું કાગળ પરનું સંસ્કરણ શ્રી દેવસુંદરસૂરિ અને તેમના પટ્ટશિષ્ય શ્રી સોમસુંદરસૂરિએ ઉપાડી લઇ સંપૂર્ણ કર્યું, જ્યારે જેસલમેરના શાસ્ત્રોનો ઉદ્ધાર ખરતરગચ્છીય શ્રી જિનભદ્રસૂરિ અને તેમની મંડળીએ કર્યું.

શાંતિપૂર્વક શાસનની પ્રભાવના કરી તેઓશ્રી સ્વર્ગવાસ પામ્યા.

## શ્રી જ્ઞાનસાગરસૂરિ

તેમનો વિ. સં. ૧૪૦૫ માં જન્મ, વિ. સં. ૧૪૧૭ માં બાર વર્ષની વયે દીક્ષા, વિ. સં. ૧૪૪૧માં આચાર્યપદ અને વિ. સં. ૧૪૬૦ માં સ્વર્ગવાસ થયો હતો. તેમના જીવનને લગતો વિશેષ વૃતાંત ઉપલબ્ધ થતો નથી. ગુર્વાવલીમાં એમ જણાવવામાં આવ્યું છે કે તેઓ કાળધર્મ પામીને ચોથા દેવલોકમાં દેવપણે ઉપન્યા હતા.

તેમણે વિ. સં. ૧૪૪૦ માં **આવશ્યક સૂત્ર** પર **અવચૂરિ**, ૧૪૪૧ માં **ઉત્તરાધ્યયન** સૂત્ર પર **અવચૂરિ** તેમજ **ઓઘનિર્યુક્તિ** પર **અવચૂરિ** રચી હતી. આ ઉપરાંત શ્રી મુનિસુવ્રતસ્તવ અને ધનૌ(ઘોઘા)મંડન શ્રીનવખંડાપાર્શ્વનાથ સ્તવ રચ્યાં હતાં.

## શ્રી કુળમંડનસૂરિ

તેમનો વિ. સં. ૧૪૦૯ માં જન્મ, આઠ વર્ષની ઉમરે ૧૪૧૭ માં દીક્ષા, વિ. સં. ૧૪૪૨ માં આચાર્ય પદ અને વિ. સં. ૧૪૫૫ માં સ્વર્ગગમન થયું હતું. તેમનું કુલ આયુષ્ય છેંતાલીશ વર્ષનું હતું. તેમના જીવનને લગતો વૃતાંત મળી શકતો નથી પણ તેમની સાહિત્ય કૃતિઓની યાદી નીચે મુજબ છે—

**વિચારામૃત સંગ્રહ**, ૨૫ અધિકારવાળા આલાપકવાળું **સિદ્ધાન્તાલાપકોદ્ધાર**, પ્રજ્ઞાપના સૂત્ર તેમજ પ્રતિક્રમણ સૂત્ર પર અવચૂરિ તથા વિશ્વશ્રીધર૦ અને ગરિયો૦ હારબંધ સ્તવ

## શ્રી ગુણરત્નસૂરિ.

ગુણરત્નસૂરિનું ચારિત્ર અતિ નિર્મળ હતું અને તેથી તેમના સંબંધમાં કહેવાતું કે તેમણે મોક્ષ-



ચૌદસો ને ચુમાલીશ સ્તંભવાળું રાણકપુરજીનું
"ત્રૈલોક્યદીપક" ભવ્ય જિનાલય

આનંદ પ્રેસ—ભાવનગર.

લક્ષ્મીને દાસી સમાન બનાવી હતી. તેમણે અભિમાન, રોષ, વિકથા આદિ ગુણશ્રેણીથી નીચે પાડનારા દોષો પર ઘણો જ કાબૂ જમાવ્યો હતો. દર્શન તથા તર્કના પ્રદેશમાં સ્વૈરવિહાર કરનારા અમુક ગણ્યાગાંઠ્યા વિદ્વાનોમાં તેમની ગણત્રી કરી શકાય તેમ છે. તેમણે ગ્રંથો સારા પ્રમાણમાં રચ્યા છે. જેમાંનાં બે ગ્રંથો મહાન છેઃ એક વ્યાકરણના વિષયને લગતો છે જ્યારે બીજો દર્શન સંબંધે છે **ક્રિયારત્નસમુચ્ચય** એ વ્યાકરણને લગતો છે અને તેમાં સિદ્ધહૈમવ્યાકરણમાંથી ઘણા જ અગત્યના ધાતુઓ લઈ તેના દશ ગણના ગણવાર રૂપો આપ્યા છે. તેની રચના સં. ૧૪૬૬ માં કરી હતી બીજો ગ્રંથ હરિભદ્રસૂરિકૃત ષડ્દર્શનસમુચ્ચય પર **તર્કરહસ્ય દીપિકા** નામની ટીકા છે. આ બે ગ્રંથો ઉપરાંત કલ્પાન્તર્વાચ્ય, સપ્તતિકા પર અવચૂરિ, કર્મગ્રંથો પર અવચૂરિ, (૧) આતુર પ્રત્યાખ્યાન (૨) ચતુઃશરણ (૩) સંસ્તારક અને (૪) ભક્તપરિજ્ઞા એ નામના ચારે પયન્ના પર અવચૂરિ, ક્ષેત્રસમાસ પર અવચૂરિ નવતત્ત્વ પર અવચૂરિ, વિગેરે ગ્રંથોની તેમણે રચના કરી હતી.

## ૫૦. શ્રી સોમસુંદરસૂરિ

**જન્મ વિ. સં. ૧૪૩૦ : વિ. સં. ૧૪૩૭ દીક્ષા : ૧૪૫૦ વાચક પદ :**
**૧૪૫૭ સૂરિપદ : સ્વર્ગવાસ વિ. સં. ૧૪૯૯ : સર્વાયુ ૬૯ વર્ષ :**

પાલનપુરમાં સજ્જન નામે શ્રેષ્ઠીને માલ્હણુ દેવી નામની ભાર્યાથી સોમ (ચંદ્ર) સ્વપ્નથી સૂચિત વિ. સં. ૧૪૩૦ માં **સોમ** નામનો પુત્ર થયો હતો. જન્મથી જ તેનામાં સારા લક્ષણો હતા અને માત્ર સાત વર્ષની ઉમ્મરે જ માતાપિતાની સંમતિપૂર્વક દીક્ષા સ્વીકારી હતી. તેમનું **સોમસુંદર** નામ રાખવામાં આવ્યું. તેમના દીક્ષાગુરુ શ્રીમાન્ જયાનંદસૂરિ હતા. બાળવયમાં જ તેમણે શાસ્ત્રાધ્યયન શરૂ કર્યું અને વધુ અભ્યાસ માટે તેમને જ્ઞાનસાગરસૂરિની સાનિધ્યમાં સોંપ્યા. ધીમે ધીમે તેઓ એટલા પારંગત થયા કે વિ. સં. ૧૪૫૦ માં તેમને ઉપાધ્યાય પદ અર્પણ કરવામાં આવ્યું. બાદ વિ. સં. ૧૪૫૭ માં માત્ર સત્તાવીશ વર્ષની વયે **નરસિંહ** શેઠે કરેલા અદ્ભુત મહોત્સવપૂર્વક શ્રી દેવસુંદરસૂરિએ તેમને આચાર્ય પદ આપ્યું.

આ સમયે પદ–પ્રદાનનો મોટો મહોત્સવ પ્રવર્તતો અને શ્રાવકો પણ એટલા ભક્તિવાળા અને પ્રભાવનાશીલ હતા કે આવા મહોત્સવોમાં છૂટે હાથે દ્રવ્યવ્યય કરતા. આ. શ્રી. સોમસુંદરસૂરિના ઘણા શિષ્યોને માટે જુદા જુદા પદપ્રદાન સમયે આવા મહોત્સવો કરવામાં આવ્યા હતા. સોમસુંદરસૂરિના આધિપત્યમાં તીર્થયાત્રાઓ પણ ઘણી કરવામાં આવી હતી અને તેમના હાથે ઘણે સ્થળે પ્રતિષ્ઠા પણ થઇ હતી ધરણા(ધના)શાહે બંધાવેલ પ્રખ્યાત ને અતિ વિશાળ રાણકપુરના પ્રાસાદની પ્રતિષ્ઠા આ જ સોમસુંદરસૂરિએ વિ. સં. ૧૪૯૬ માં કરી હતી.

ઇડરરાજ્યના માન્ય **ગોવીંદ** નામના શ્રાવકે સંઘપતિ થઇને સોમસુંદરસૂરિના આધિપત્ય નીચે શત્રુંજય, ગિરનાર તથા સોપારક તીર્થની યાત્રા કરી હતી. પછી તારં-

ગાજી તીર્થ પર આવી શ્રી અજિતનાથ જિનેશ્વરનું મોટું બિંબ આરાસણની ખાણના ખાસ શ્રેષ્ઠ આરસમાંથી કોતરાવી સોમસુંદરના હાથે સં. ૧૪૭૯ માં પ્રતિષ્ઠિત કર્યું હતું.

દેવકુલપાટક( દેલવાડા, ઉદેપુરથી ૧૭ માઇલ દૂર )માં આચાર્યશ્રી બે ત્રણ વખત પધાર્યા હતા અને દરેક વખતે ભવ્ય સ્વાગત થવા ઉપરાંત પદ–પ્રદાન મહોત્સવો થયા હતા. તેઓનું વિહારક્ષેત્ર ઘણું વિસ્તૃત હતું અને તીર્થયાત્રાઓ પણ સારા પ્રમાણમાં કરી હતી. તેમના ઉપદેશથી જુદા જુદા ગૃહસ્થોએ જુદે જુદે સ્થળે પ્રતિષ્ઠા, જીર્ણોદ્ધારાદિ શુભ કાર્યો કર્યાં હતાં. શિલ્પકલા પર પણ તેમણે પૂરતું ધ્યાન આપ્યું હતું.

આ સમયે દિગંબરોનો મત પ્રચારમાં વૃદ્ધિ પામ્યો હતો અને એમ કહેવાય છે કે આ શ્રી સોમસુંદરસૂરિના સમયમાં ઇડર નગરમાં દિગંબરીય ભટ્ટારકોની ગાદી સ્થપાઈ હતી. આ સમયે મુસલમાનોનું જોર પણ વધતું જતું હતું અને સમયસૂચકતા વાપરી જૈનોએ દીલ્હીથી આવતા સૂબા સાથે મૈત્રી સાધી લીધી હતી. સોમસુંદરસૂરિના સમયમાં ગ્રંથો તાડપત્રીય પાના પરથી કાગળ પર લખાવવામાં આવ્યા અને તે માટે તેમણે સ્વગુરુ દેવસુન્દરસૂરિને સારી સહાય કરી હતી. તે ઉપરાંત પોતાના શાસનકાળમાં પણ આગમોને કાગળ પર લખાવ્યા હતા.

શ્રી સોમસુંદરસૂરિ પટ્ટધર બન્યા પછી તેઓએ ગચ્છની સારસંભાળ કરવા માંડી. કુશળ સેનાનાયકની જેમ તેમણે વેષધારી અને અસમર્થ સાધુઓને માટે તાત્કાલિક ઇલાજો લીધા. ચૈત્યવાસનું જોર વધતું જતું હતું તે માટે તેમજ ગચ્છમાં અનેક રીતે અનિષ્ટો વધતાં જતાં હતાં તે દૂર કરવા માટે તેમણે દીર્ઘ વિચાર કરી નીચેના નિયમો (સાધુમર્યાદાપટ્ટક ) સંવિગ્ન સાધુઓ માટે તૈયાર કર્યા અને તે પ્રમાણે અનુસરવાની આજ્ઞા આપી.

## નિયમો

૧. જ્ઞાન આરાધન હેતે મારે હમેશાં પાંચ ગાથા મોઢે કરવી અને ક્રમવાર પાંચ ગાથાનો અર્થ ગુરુ સમીપે ગ્રહણ કરવો.

૨. બીજાને ભણવા માટે હમેશાં પાંચ ગાથા મારે લખવી અને ભણનારાઓને ક્રમવાર પાંચ પાંચ ગાથા મારે ભણાવવી.

૩. વર્ષા ઋતુમાં મારે પાંચસો ગાથાનું, શિશિર ઋતુમાં આઠસો ગાથાનું અને ગ્રીષ્મ ઋતુમાં ત્રણસો ગાથાનું સજ્ઝાયધ્યાન કરવું.

૪. નવપદ નવકારમંત્રનું એક સો વાર સદા રટણ કરું.

૫. પાંચ શક્રસ્તવવડે હમેશાં એક વખત દેવવંદન કરું અથવા બે વખત, ત્રણ વખત કે પહોરે પહોરે યથાશક્તિ આળસ રહિત દેવવંદન કરું.

૬. દરેક અષ્ટમી ચતુર્દશીને દિવસે સઘળાં દેરાસરો જુહારવા, તેમજ સઘળા મુનિજનોને વાંદવા. બાકીના દિવસે એક દેરાસરે તો અવશ્ય જવું.

૭. હમેશાં વડીલ સાધુને નિશ્ચે ત્રિકાળ વંદન કરું અને બીજા ગ્લાન તેમ જ વૃધ્ધાદિક મુનિજનોનું વૈયાવચ્ચ યથાશકિત કરું.

૮. ઇર્યાસમિતિ પાળવા માટે સ્થંડિલ માત્રું કરવા જતાં અથવા આહારપાણી વહોરવા જતાં રસ્તામાં વાર્તાલાપ વિગેરે કરવાનું છોડી દઉં.

૯. યથાકાળ પુંજ્યા-પ્રમાર્જ્યા વગર ચાલ્યા જવાય તો, અંગપડિલેહણા પ્રમુખ સંડાસા પડિલેહ્યા વગર બેસી જવાય તો અને કટાસણા (કાંબળી) વગર બેસી જવાય તો પાંચ ખમાસમણ દેવા અથવા પાંચ નવકારમંત્રનો જાપ કરવો.

૧૦. ભાષાસમિતિ પાળવા માટે ઉઘાડે મુખે બોલું જ નહિ, તેમ છતાં ગફલતથી જેટલી વાર ઉઘાડે મુખે બોલી જાઉં તેટલી વાર ઇરિયાવહિપૂર્વક એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરું.

૧૧. આહારપાણી કરતાં તેમ જ પ્રતિક્રમણ કરતાં અને ઉપધિની પડિલેહણા કરતાં કોઇ મહત્ત્વના કાર્ય વગર કોઇને કદાપિ કાંઇ કહું નહિં. ( બોલું નહીં )

૧૨. એષણાસમિતિ પાળવા માટે નિર્દોષ પ્રાસુક જળ મળતું હોય ત્યાં સુધી પોતાને ખપ છતાં ધોવણવાળું જળ, અણુગળ ( અચિત્ત ) જળ અને જરવાણી ( ઝરેલું પાણી ) લઉં નહિ.

૧૩. આદાનનિક્ષેપણાસમિતિ પાળવા માટે પોતાની ઉપધિ પ્રમુખ પુંજી-પ્રમાર્જીને ભૂમિ પર સ્થાપન કરું તેમજ ભૂમિ ઉપરથી લઉં. પુંજવા-પ્રમાર્જવામાં ગફલત થાય તો ત્યાં જ નવકાર ગણું.

૧૪. દાંડો પ્રમુખ પોતાની ઉપધિ જ્યાં ત્યાં મૂકી દેવાય તો તે બદલ એક આયંબિલ કરું અથવા ઊભા ઊભા કાઉસ્સગ્ગ મુદ્રાએ રહી એક સો ગાથાનું સજ્ઝાયધ્યાન કરું.

૧૫. પારિઠાવણીઆસમિતિ પાળવા માટે સ્થંડિલ, માત્રું કે ખેલાદિક( શ્લેષ્માદિક )નું ભાજન પરઠવતાં કોઇ જીવનો વિનાશ થાય તો નિવિ કરું અને સદોષ આહારપાણી પ્રમુખ વહોરીને પરઠવતાં આયંબિલ કરું.

૧૬. સ્થંડિલ, માત્રું વિગેરે કરવાના કે પરઠવવાના સ્થાને " અણુજાણહ જસ્સુગ્ગહો " પ્રથમ કહું અને પરઠવ્યા પછી ત્રણ વાર " વોસિરે " કહું.

૧૭. મનગુપ્તિ, વચનગુપ્તિ પાળવા માટે મન અને વચન રાગાકુળ થાય તો હું એકેક નિવિ કરું અને કાયકુચેષ્ટા થાય તો ઉપવાસ કે આયંબિલ કરું.

૧૮. અહિંસા વ્રતે પ્રમાદાચરણથી મારાથી બેઇંદ્રિય પ્રમુખ જીવની વિરાધના થઇ જાય તો તેની ઇંદ્રિયો જેટલી નિવિ કરૂં. સત્ય વ્રતે ક્રોધ, લોભ, ભય અને હાસ્યાદિકને વશ થઇ જૂઠું બોલી જાઉં તો આયંબિલ કરૂં.

૧૯. અસ્તેય વ્રતે પહેલી ભિક્ષામાં આવેલા જે ઘૃતાદિક પદાર્થો ગુરૂમહારાજને દેખાડયા વિનાના હોય તે વાપરૂં નહીં અને દાંડો, તરપણી વિગેરે બીજાની રજા વગર લઉં કે વાપરૂં નહીં અને લઉં કે વાપરૂં તો આયંબિલ કરૂં.

૨૦. બ્રહ્મવ્રતે એકલી સ્ત્રી સાથે વાર્તાલાપ ન કરૂં અને સ્ત્રીઓને સ્વતંત્ર ભણાવું નહી. પરિગ્રહવિરમણવ્રતે એક વરસ ચાલે એટલી ઉપધિ રાખું, પણ તેથી વધારે રાખું નહિ. પાત્રા કાચલાં પ્રમુખ પંદર ઉપરાંત ન જ રાખું. રાત્રિભોજનવિરમણવ્રતે અશન, પાન, ખાદિમ, સ્વાદિમનો લેશમાત્ર સંનિધિ રોગાદિક કારણે પણ કરૂં નહિ.

૨૧. મહાન રોગ થયો હોય તો પણ ક્વાથનો ઉકાળો ન પીઉં તેમજ રાત્રે પાણી પીઉં નહિ. સાંજે છેલ્લી બે ઘડીમાં જળપાન ન કરૂં.

૨૨. સૂર્ય નિશ્ચે દેખાતે છતે જ ઉચિત અવસરે સદા જળપાન કરી લઉં અને સૂર્યાસ્ત પહેલાં જ સર્વ આહારનાં પચ્ચખ્ખાણ કરી લઉં અને અણાહારી ઔષધનો સંનિધિ પણ ઉપાશ્રયમાં રાખું રખાવું નહિ.

૨૩. તપાચાર યથાશક્તિ પાળું એટલે છઠ્ઠાદિક તપ કર્યો હોય તેમ જ યોગ વહન કરતો હોઉં તે વિના અવગ્રહિત ભિક્ષા લઉં નહિ.

૨૪. લાગલાગાં બે આયંબિલ કે ત્રણ નિવિ કર્યા વગર હું વિગય (દૂધ દહીં ઘી પ્રમુખ) વાપરું નહિ અને વિગય વાપરૂં તે દિવસે ખાંડ પ્રમુખ સાથે મેળવીને નહીં ખાવાનો નિયમ જાવજ્જીવ પાળું.

૨૫. ત્રણ નિવિ લાગોલાગ થાય તે દરમિઆન તેમજ વિગય વાપરવાના દિવસે નિવિયાતાં ગ્રહણ ન કરૂં; તેમ જ બે દિવસ લાગટ કોઇ તેવા પુષ્ટ કારણ વિના વિગય વાપરૂં નહિ.

૨૬. દરેક આઠમ ચૌદશને દહાડે શક્તિ હોય તો ઉપવાસ કરૂં, નહી તો તે બદલ બે આયંબિલ કે ત્રણ નિવિ કરી આપું.

૨૭. દરરોજ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવગત અભિગ્રહ ધારણ કરૂં, કેમકે તેમ ન કરૂં તો પ્રાયશ્ચિત્ત આવે એમ જીતકલ્પમાં કહ્યું છે.

૨૮. વીર્યાચાર યથાશકિત પાળું એટલે હમેશાં પાંચ ગાથાદિકનો અર્થ ગ્રહણ કરી મનન કરૂં.

૨૯. આખા દિવસમાં સંયમમાર્ગમાં પ્રમાદ કરનારાઓને હું પાંચ વાર હિતશિક્ષા આપું અને સર્વ સાધુઓને એક માત્રક પરઠવી આપું.

૩૦. દરરોજ કર્મક્ષય અર્થે ચોવીશ કે વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરૂં અથવા તેટલા પ્રમાણનું સજ્ઝાયધ્યાન કાઉસ્સગ્ગમાં રહી સ્થિરતાથી કરૂં.

૩૧. નિદ્રાદિક પ્રમાદવડે મંડળીમાં બરાબર વખતે હાજર ન થઇ શકાય તો એક આયંબિલ કરૂં ને સર્વ સાધુઓની વૈયાવચ્ચ કરૂં.

૩૨. સંઘાડાદિકનો કશો સંબંધ ન હોય તો પણ બાળ કે ગ્લાન સાધુપ્રમુખનું પડિલેહણ કરી આપું; તેમજ તેમના ખેલ પ્રમુખ મળની કુંડી પરઠવવા વિગેરે કામ પણ યથાશક્તિ કરી આપું.

૩૩. ઉપાશ્રયમાં પેસતાં નિસ્સિહિ અને નીકળતાં આવસ્સહિ કહેવી ભૂલી જાઉં તો તેમ જ ગામમાં પેસતાં નિસરતાં પગ પુંજવા વિસરી જાઉં તો યાદ આવે તે જ સ્થળે નવકાર મંત્ર ગણું.

૩૪-૩૫. કાર્યપ્રસંગે વૃધ્ધ સાધુઓને 'હે ભગવન્! પસાય કરી' અને લઘુ સાધુને 'ઇચ્છકાર' એટલે તેમની ઇચ્છાનુસારે કરવાનું કહેવું ભૂલી જાઉં તો તેમજ સર્વત્ર જ્યારે જ્યારે ભૂલ પડે ત્યારે ત્યારે 'મિચ્છામિ દુક્કડં' એમ કહેવું જોઇએ તે વિસરી જાઉં તો જ્યારે સાંભરી આવે અથવા કોઇ હિતસ્વી સંભારી આપે ત્યારે તત્કાળ નવકાર મંત્ર ગણું.

૩૬. વડીલને પૂછ્યા વગર વિશેષ વસ્તુ લઉં-દઉં નહિ અને વડીલને પૂછીને જ સર્વ કાર્ય કરું પણ પૂછ્યા વગર કરું નહિ. વિગેરે વિગેરે.

સોમસુંદરસૂરિને ઘણા સમર્થ શિષ્યો હતા તે પૈકી (૧) **શ્રી મુનિસુંદરસૂરિ** (૨) "કૃષ્ણસરસ્વતી" બિરુદધારક **શ્રી જયસુંદર**(જયચંદ્ર)**સૂરિ** (૩) "મહાવિદ્યા" પર વિવૃત્તિ અને તે પર ટિપ્પન રચનાર શ્રી **ભુવનસુન્દરસૂરિ** અને (૪) **જિનસુંદરસૂરિ** મુખ્ય હતા. શ્રી સોમસુંદરસૂરિએ **યોગશાસ્ત્ર** બાલાવબોધ, **ઉપદેશમાળા** બાલાવબોધ, **ષડાવશ્યક** બાલાવબોધ, **નવતત્ત્વ** બાલાવબોધ, **ચૈત્યવંદન ભાષ્યાવચૂરિ**, **કલ્યાણ સ્તવ**, **નેમિનાથ નવરસફાગ**, **આરાધનાપતાકા** બાલાવબોધ, **ષષ્ટિશતક** બાલાવબોધ રચેલ છે.

ઉપરના મુખ્ય શિષ્યો ઉપરાંત તેમને જિનમંડન, જિનકીર્તિ, સોમદેવ, સોમજય, વિશાળરાજ, ઉદયનંદી, શુભરત્ન વિગેરે વિગેરે અન્ય વિદ્વાન શિષ્ય-પ્રશિષ્યો પણ હતા.

તેઓ વિ. સં. ૧૪૯૯ માં સ્વર્ગે સીધાવ્યાં.*

## કૃષ્ણસરસ્વતી શ્રી જયસુન્દરસૂરિ (જયચંદ્રસૂરિ)

ઇડરવાસી શ્રીવત્સના ભાઇ ગોવિંદે કોઈ યોગ્ય શિષ્યને આચાર્યપદ-પ્રદાન માટે સોમસુંદરસૂરિને વિનતિ કરી ત્યારે તેણે કરેલા મહોત્સવપૂર્વક શ્રી જયસુન્દર વાચકને આચાર્ય પદવી આપવામાં આવી હતી. તેમની અધ્યયનશક્તિ સારી હતી તેથી ગુરુએ નૂતન શિષ્યોને અભ્યાસ કરાવવા માટેનું કાર્ય તેમને સોંપ્યું હતું. "**કાવ્યપ્રકાશ**" અને "**સમ્મતિતર્ક**" જેવા ગ્રંથોની વાચના તેઓ આપતા. તેમણે વિ. સં. ૧૫૦૫ ના વૈશાખ શુદિ ૫ ના દિવસે દેલવાડામાં શ્રી અભિનંદનસ્વામીની પ્રતિષ્ટા કરાવી હતી, જે પ્રતિમા હાલમાં આઘાટ(આહડ)ના જિનમંદિરમાં છે. કેટલાકો એમ પણ જણાવે છે કે જયસુન્દરસૂરિને બદલે જયચંદ્રસૂરિ નામ વધારે ઠીક છે. તેમની વિદ્વત્તાને કારણે તેમને **કૃષ્ણસરસ્વતી-કૃષ્ણ વાગ્દેવતા** એવું બિરુદ પ્રાપ્ત થયું હતું. તેમણે **પ્રત્યાખ્યાન સ્થાન વિવરણ** અને

* શ્રી સોમસુંદરસૂરિનું વિગતવાર સંપૂર્ણ જીવન જાણનારે તેમના શિષ્ય પ્રતિષ્ઠાસોમે રચેલું **સોમસૌભાગ્ય કાવ્ય** જોવું.

**સમ્યક્ત્વ કૌમુદી, પ્રતિક્રમણ વિધિ** આદિ ગ્રંથો રચ્યાં છે. એમના જ ઉપદેશથી અણહીલપુર પાટણના શ્રીમાલી **પર્વત** નામના શ્રેષ્ઠીએ એક લક્ષ પ્રમાણ ગ્રંથો લખાવ્યા હતા જેમાંથી પિંડનિર્યુક્તિ વૃત્તિની પ્રત વીરમગામના ભંડારમાં વિદ્યમાન છે.

### શ્રી ભુવનસુન્દરસૂરિ

જ્યારે આચાર્ય શ્રી સોમસુંદરસૂરિ બીજી વાર દેલવાડા આવ્યા ત્યારે **નીંબ** નામના શ્રાવકની અત્યાગ્રહભરી વિનતિથી ભુવનસુન્દર વાચકને આચાર્યપદ આપવામાં આવ્યું હતું. **કુલાર્ક** નામના યોગાચાર્યે શબ્દનું અશાશ્વતપણું બતાવવા સોળ અનુમાનો પર "**મહાવિદ્યા**" નામની એક દશ શ્લોકી ગ્રંથની રચના કરેલ તેના પર **ચિરંતન** નામના ટીકાકારે વૃત્તિ રચી હતી. ભુવનસુંદરસૂરિએ તેના પર વિવૃત્તિ રચી અને તે વિવૃત્તિ પર "**મહાવિદ્યાવિડંબન**" ટિપ્પણ-વિવરણ રચ્યું છે. "**પરબ્રહ્મોત્થાપન**" નામનો વાદનો ગ્રંથ અને **વ્યાખ્યાનદીપિકા** પણ તેમના રચેલા ગ્રંથો છે.

### શ્રી જિનસુન્દરસૂરિ

તેમને મહુવામાં ગુણરાજ નામના શ્રેષ્ઠીના આગ્રહથી આચાર્ય પદવી આપવામાં આવી હતી. તેમણે વિ. સંવત ૧૪૮૩ માં "**દીપાલિકા કલ્પ**"ની રચના કરી હતી. તેમના શિષ્ય શ્રી ચારિત્રરત્ન ગણિએ "**દાનપ્રદીપ**" નામનો ગ્રંથ વિ. સં. ૧૪૯૯ માં ચિતોડમાં પૂર્ણ કર્યો હતો.

## ૫૧. શ્રી મુનિસુન્દરસૂરિ

**જન્મ. વિ. સં. ૧૪૩૬ : દીક્ષા વિ. સં. ૧૪૪૩ : વાચક પદ વિ. સં. ૧૪૬૬ :**
**સૂરિપદ વિ. સં. ૧૪૭૮ : સ્વર્ગગમન વિ. સં. ૧૫૦૩ : સર્વાયુ ૬૭ વર્ષ :**

વિ. સં. ૧૪૩૬ માં તેમનો જન્મ થયો હતો અને માત્ર સાત વર્ષની ઉમ્મરે તેમણે દીક્ષા લીધી હતી. કયા નગરમાં કયા માબાપને પેટે તેમનો જન્મ થયો હતો તેને લગતી વિગત મળી શકતી નથી પણ તેઓ અદ્ભુત શક્તિશાળી અને અપૂર્વ સ્મરણશક્તિવાળા હતા. તેઓ એક સાથે જુદી જુદી એક હજાર બાબતો પર ધ્યાન આપી શકતા અને તેને કારણે તેઓ "**સહસ્રાવધાની**" તરીકે પ્રખ્યાતિ પામ્યા હતા. આ ઉપરાંત તેઓનું આગમોનું જ્ઞાન પણ અગાધ હતું અને તેથી રંજિત થઈને દક્ષિણ દેશના કવિઓએ તેમને "**કાલીસરસ્વતી**"* એવું બિરુદ આપ્યું હતું. વળી ખંભાતના સુબા **દફરખાને** તેમને "**વાદીગોકુળષંઢ**" એવી પદવી એનાયત કરી હતી. તેનો અર્થ એ થાય છે કે વાદીઓરૂપી ગોકુલમાં તેઓ પતિ-સ્વામી જેવા હતા.

વિ. સં. ૧૪૭૮ માં મુનિસુન્દરસૂરિના આચાર્ય પદ-પ્રદાન સમયે દેવરાજ નામના

* સરસ્વતી દેવીનો વર્ણ શ્વેત છે અને મુનિસુન્દરસૂરિનો વર્ણ શ્યામ હશે તેથી સરસ્વતી શ્યામ વર્ણ ધરીને આવી હશે એવી કલ્પના કરીને આવું બિરુદ આપવામાં આવ્યું હોય તેમ સમજાય છે.

શ્રેષ્ઠીએ ૩૨૦૦૦ ટંકનો વ્યય કરીને મહોત્સવ કર્યો હતો. બાર વર્ષની ઉમ્મરે તેમણે ન્યાય, વ્યાકરણ અને કાવ્ય એ ત્રણે વિષયોનો પરિચય આપતો "ત્રૈવેદ્ય ગોષ્ઠી' નામનો ગ્રંથ રચ્યો હતો જે તેમની અગાધ જ્ઞાનશક્તિનો સબળ અને સચોટ પુરાવો છે.

તેમણે સૂરિમંત્રનું ચોવીશ વખત સ્મરણ કર્યું હતું અને છઠ્ઠ તેમજ અઠ્ઠમ આદિ તપસ્યાને કારણે **પદ્માવતી** આદિ દેવીઓ પ્રત્યક્ષ થતી તેમજ સહાય કરતી હતી. દેલવાડામાં થયેલ મરકીનો ઉપદ્રવ શાન્ત કરવા તેમણે મહિમાપૂર્ણ "संकतिरं" સ્તવની રચના કરી હતી અને શીરોહી દેશમાં ઉત્પન્ન થયેલ તીડના ઉપદ્રવને શાન્ત કર્યો હતો જેને લીધે ત્યાંના સહસ્રમલ્લ નામના રાજાએ પોતાના દેશમાં 'અમારી' પ્રવર્તાવી હતી. આ ઉપરાંત અન્ય રાજાઓને ઉપદેશ આપી પોતપોતાના નગરોમાં અમારીની ઉદ્ઘોષણા કરાવી હતી.

તેમનું સુંદરમાં સુંદર કાર્ય "ત્રિદશતરંગિણી" નામનો વિજ્ઞપ્તિ-પત્ર છે. આ વિજ્ઞપ્તિ-પત્ર તેમણે સ્વગુરુ દેવસુંદરસૂરિ પર મોકલ્યો હતો. તે એટલો વિસ્તૃત અને સુંદર હતો કે જગતભરના વિજ્ઞપ્તિ-પત્રના સાહિત્યમાં તેનું સ્થાન અજોડ છે. તે લગભગ એક સો આઠ ( ૧૦૮ ) હાથ લાંબો હતો. તેમાં એક એકથી ચઢે તેવા પ્રાસાદો, ચક્ર, પદ્મ, સિંહાસન, અશોક, ભેરી, પ્રાતિહાર્યાદિ અનેક ચિત્રોમય શ્લોકો હતા અને જુદી જુદી જાતના વૃત્તો લખવામાં આવ્યા હતા. તે "ત્રિદશતરંગિણી" માં ત્રણ સ્તોત્ર અને એકસઠ તરંગો હતા. તે આખો વિજ્ઞપ્તિ-પત્ર હાલમાં ઉપલબ્ધ થતો નથી પણ ત્રીજા સ્તોત્રનો "ગુર્વાવલી" નામનો પાંચસો પદ્યનો એક વિભાગ માત્ર મળે છે, જેમાં ચરમ જિનપતિ શ્રી મહાવીરસ્વામીથી તેમના સમય સુધીના તપગચ્છના આચાર્યોનું સંક્ષેપમાં વર્ણન છે. ત્રીજા સ્તોત્રનો આ એક વિભાગ આટલો બધો વિસ્તૃત છે તો ત્રણે સ્તોત્ર સાથેનો તે વિજ્ઞપ્તિ-પત્ર કેટલો વિશાળ હશે તેનો કાંઇક ખ્યાલ આવી શકશે. તેમાં અર્થગાંભીર્ય પણ અતિવ હતું. આવો પ્રૌઢ અને મોટો વિજ્ઞપ્તિ-પત્ર કોઇએ લખ્યાનું હજી સુધી જાણવામાં આવ્યું નથી. આ ઉપરાંત તેમણે નીચેના ગ્રંથોની રચના કરી હતી.

| | |
|---|---|
| અધ્યાત્મ કલ્પદ્રુમ | શાંતરસ ભાવના |
| ઉપદેશરત્નાકર સ્વોપજ્ઞવૃત્તિ સહિત | જિનસ્તોત્ર રત્નકોષ |
| જયાનંદ ચરિત્ર* | સંતિકર સ્તોત્ર |
| મિત્ર ચતુષ્ક કથા | સીમંધર સ્તુતિ |
| પાક્ષિક સત્તરી | અંગુલ સત્તરી* |

* કેટલાકો આ બંને કૃતિઓ ૪૦ મા પટ્ટધર શ્રી મુનિચંદ્રસૂરિના નામ પર ચઢાવે છે.

| | |
|---|---|
| વનસ્પતિ સત્તરી | તપાગચ્છ પટ્ટાવલી |
| યોગશાસ્ત્ર (ચતુર્થ પ્રકાશનો બાળાવબોધ) | ( ગુર્વાવલી ઉપરાંત ) |
| | ત્રૈવેદ્યગોષ્ઠી |

આ પ્રમાણે સાહિત્યસૃષ્ટિમાં સારું વાવેતર કરી તેઓશ્રી શાસનની પ્રભાવના કરવાપૂર્વક વિ. સં. ૧૫૦૩ માં સ્વર્ગવાસી બન્યા.

## પર. શ્રી રત્નશેખરસૂરિ

જન્મ વિ. સં. ૧૪૫૭ (૧૪૫૨): દીક્ષા વિ. સં. ૧૪૬૩: પંડિત પદ વિ. સં. ૧૪૮૩: વાચકપદ વિ. સં. ૧૪૯૩: આચાર્યપદ વિ. સં. ૧૫૦૨: સ્વર્ગવાસ વિ. સં. ૧૫૧૭: સર્વાયુ: ૬૦ વર્ષ:

મુનિસુંદરસૂરિની માટે શ્રી રત્નશેખરસૂરિ આવ્યા. તેઓ વિદ્વાન હતા એટલું જ નહિં, પરંતુ પ્રખર અભ્યાસી ને સાથોસાથ વાદી પણ હતા. યૌવન વયે તેમણે દક્ષિણના વાદીઓને વાદમાં પરાસ્ત કર્યા હતા. આ ઉપરાંત તેમની વાદ કરવાની શક્તિથી રંજિત થઈ ખંભાતના **બાંબી** નામના વિદ્વાને તેમને " **બાલસરસ્વતી** "નું બિરુદ આપ્યું હતું.

દેવગિરિના (હાલનું દૌલતાબાદ) રહીશ મહાદેવ શ્રેષ્ઠીની વિનતિથી મોટા મહોત્સવપૂર્વક તેમના વાચકપદનો મહોત્સવ કરવામાં આવ્યો હતો. ચોપન વર્ષ લગભગના પોતાના દીક્ષાપર્યાયમાં તેમણે વિસ્તૃત વિહાર કરી શાસનની સારી શોભા વધારી હતી. આ ઉપરાંત સાહિત્યની દિશામાં તેમણે શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર પર " **અર્થદીપિકા** " નામની ટીકા, શ્રાદ્ધવિધિ સૂત્ર પર " **વિધિકૌમુદી** " નામની ટીકા તેમજ ષડાવશ્યકવૃત્તિ રચી છે. આ ઉપરાંત " **આચારપ્રદીપ** " નામનો ૪૦૬૫ શ્લોકપ્રમાણનો સ્વતંત્ર ગ્રંથ રચ્યો છે, તેમજ **પ્રબોધચંદ્રોદય** વૃત્તિ અને **હૈમવ્યાકરણ** પર અવચૂરિ તેમણે રચી હોવાનો ઉલ્લેખ સાંપડે છે.

તેમના શિષ્યો પૈકી સોમદેવે વિ. સં. ૧૫૦૪ માં " **કથામહોદધિ** " નામનો કથાગ્રંથ ગદ્ય-પદ્યમાં રચ્યો છે તેમાં હરિષેણકૃત કર્પૂરપ્રકરમાં સૂચિત ૧૫૭ કથાઓ છે. આ ઉપરાંત સોમદેવગણિકૃત જિનપ્રભસૂરિના " **સિદ્ધાંતસ્તવ** " પરની ટીકા લભ્ય છે. રત્નશેખરસૂરિએ રાણકપુરમાં ધરણ સંઘપતિએ કરેલા મહોત્સવપૂર્વક તેમને આચાર્ય પદ આપ્યું હતું.

### લુંકા મતોત્પત્તિ

ગુજરાતના પાટનગર અમદાવાદમાં "**લુંકા**" નામનો દશાશ્રીમાળી લહીયો રહેતો હતો. "**જ્ઞાનજી**" નામના યતિના ઉપાશ્રયમાં પુસ્તકો લખી તે પોતાની આજીવિકા ચલાવતો હતો. લખતાં લખતાં કોઈ

એક પુસ્તકના સાત પાના લખવા મૂકી દીધા તેથી પુસ્તક લખાવનારાએ તેનું કારણ પૂછ્યું ત્યારે "લુંકાએ" ઉલટો કલહ કર્યો. પરસ્પર બોલાચાલી વધી જતાં લોકોએ તેનું તાડન કરી ઉપાશ્રયમાંથી કાઢી મૂક્યો.

પછી "લુંકા" એ લખમશી નામના કારભારીની સહાય માગી અને તેની નિશ્રામાં રહી પોતાનો નવીન પંથ વિ. સં. ૧૫૦૮ માં શરૂ કર્યો.

તેણે ચાલુ પરંપરામાં પણ કેટલોક વિરોધ દાખવ્યો. જિનપ્રતિમાનો નિષેધ કર્યો અને સાથોસાથ પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાનાદિ આવશ્યક ક્રિયાઓ કરવામાં તેમજ દાનાદિકમાં માન્યતા ન રાખી. દયા એ ધર્મ છે અને હિંસામાં અધર્મ છે એવું મંતવ્ય પ્રચલિત કરી જે જે ક્રિયામાં અંશ માત્ર પણ હિંસા થાય તે તે ક્રિયાઓને અસ્વીકાર્ય જણાવી. લગભગ આ જ અવસરે પાદશાહનો **પીરોજખાન** નામનો માનીતો સૂબો મંદિરો અને ઉપાશ્રયો તોડી નાખી જૈનમતની કદર્થના કરતો હતો તે સંયોગનો સવિશેષ લાભ લઇ લોંકાશાહે પોતાના મતની સારી રીતે પ્રરૂપણા કરી.

રાજકીય અંધાધુંધી અને રાજ્ય ખટપટને કારણે કેટલાક પ્રાંતોમાં વિહાર અટકી પડ્યો હતો. સાધુઓમાં શિથિલતા પ્રવેશી હતી. નાના-મોટાની મર્યાદાઓ પ્રાયઃ ઓછી થવા લાગી હતી. સાધુઓ ગૃહસ્થોનો વધુ પરિચય કરવા લાગ્યા અને તેને કારણે "अतिपरिचयादवज्ञा" એ નિયમ પ્રમાણે આદરભાવ ઓછો થવા લાગ્યો. પુસ્તકો અને વસ્ત્રોના સંગ્રહથી આગળ વધી કોઇકોઇ સ્થળે દ્રવ્ય રાખવા સુધીની પ્રવૃત્તિ આગળ વધી હતી. સાધુઓની આવી જાતની ક્રિયાઓથી શ્રાવકવર્ગમાં મોટો ખળભળાટ ઉત્પન્ન થયો તેથી આ પરિસ્થિતિનો લાભ લઇ, સાધુઓની શિથિલતા તેમજ કલેશોને આગળ કરી લુંકાએ પોતાના નવીન મતનો જોરશોરથી પ્રચાર કર્યો. જે દેશોમાં સાધુઓ જઈ શકતા નહિં ત્યાં જઇને તેણે હજારો લોકોને મૂર્તિપૂજાથી વિમુખ બનાવ્યા.

બાદ લુંકાએ પોતાની માન્યતાને અનુકૂળ એકત્રીશ સૂત્રો માન્યા અને તે એકત્રીશ સૂત્રોમાં પણ જ્યાં જ્યાં જિનપ્રતિમાનો અધિકાર આવતો હતો ત્યાં ત્યાં પોતાના મનઃકલ્પિત અર્થ કર્યો. આવશ્યકસૂત્રને તો તેણે કપોલકલ્પિત નવું જ બનાવ્યું. આમ પોતાના મતના પ્રચાર માટે તેણે પચીશ વર્ષ સુધી વિશેષ મહેનત કરી પરંતુ તેના પંથમાં કોઇ ભળ્યું નહિ. છેવટે વિ. સં. ૧૫૩૩ માં શીરોહી પાસેના અરઘટ્ટપાટકનો રહેવાસી પ્રાગ્વાટ જ્ઞાતિનો ભાણા નામનો શખ્સ તેને મળ્યો. અને ગુરુના આપ્યા વિના સ્વયં સાધુનો વેષ પહેરી લીધો. ઢુંઢક નામ ધરાવી મૂઢ લોકોને જૈન ધર્મથી ભ્રષ્ટ કરવા માંડયા અને જિનપ્રતિમાનું ઉત્થાપન શરૂ કર્યું. વિ. સં. ૧૫૬૮ માં તેનો શિષ્ય રૂપજી થયો. ત્યારબાદ વિ. સં. ૧૫૭૮ જીવાજી અને ૧૫૮૭ માં વૃદ્ધ વરસિંહ શિષ્ય થયા.

લોંકાશાહે પોતે દીક્ષા લીધી નહિ, પરંતુ તેના ઉપદેશથી બીજાઓ દીક્ષા લઈ "ઋષિ" કહેવાણા.

૧૫૭૦ માં "**બીજા**" નામના વેષધરે પોતાના નામથી "**બીજા**" નામનો મત પ્રચલિત કર્યો.

આ જ લોંકામતમાંથી સંવત ૧૭૦૯ માં સુરતનિવાસી વોરા વીરજીની કુલાંબાઇએ ખોળે લીધેલ "**લવજી**"એ "**ઢુંઢીયા**" પંથની વિશેષ શરૂઆત કરી.*

* જુઓ ગચ્છમત પ્રબંધ પૃ. ૧૫૦

**तेवण्णो पुण लच्छी–सायर सूरीसरो मुणेअव्वो ५३ ।**
**चउवण्णु सुमइ साहू ५४, पणवण्णो हेमविमलगुरू ५५ ॥ १७ ।**

**तत्पट्टे श्रीलक्ष्मीसागरसूरिः ।**
**तत्पट्टे श्रीसुमतिसाधुसूरिः ।**
**तत्पट्टे श्रीहेमविमलसूरिः ।**

**ગાથાર્થ:**—ત્રેપનમા શ્રી લક્ષ્મીસાગરસૂરિ, ચોપનમા શ્રી સુમતિસાધુસૂરિ અને પંચાવનમા પટ્ટધર તરીકે શ્રી હેમવિમળસૂરિ થયા. ૧૭

व्याख्या—५३ तेवण्णोत्ति–श्रीरत्नशेखरसूरिपट्टे त्रिपंचाशत्तमः **श्रीलक्ष्मीसागरसूरिः** ।

तस्य वि० चतुष्षष्ठ्यधिके चतुर्दशशत १४६४ वर्षे भाद्र०वदि द्वितीयादिने जन्म, सप्तत्यधिके १४७७ दीक्षा, षण्णवत्यधिके १४९६ पंन्यासपदं, एकाधिके पंचदशशत १५०१ वर्षे वाचकपदं, अष्टाधिके १५०८ सूरिपदं, सप्तदशाधिके १५१७ गच्छनायकपदं ॥

५४ चउवण्णुत्ति—श्रीलक्ष्मीसागरसूरिपट्टे चतुष्पंचाशत्तमः **श्रीसुमतिसाधुसूरिः** ।

५५ पणवण्णोत्ति—श्रीसुमतिसाधुसूरिपट्टे पंचपंचाशत्तमः **श्रीहेमविमलसूरिः** ।

यः क्रियाशिथिलसाधुसमुदाये वर्तमानोऽपि साध्वाचाराननतिक्रान्तः । यतो ब्रह्मचर्येण निष्परिग्रहतया च सर्व्वजनविख्यातो महायशस्वी संविग्नसाधुसान्निध्यकारी । यद्दीक्षिता यन्निश्रितास्च बहवः साधवः क्रियापरायणा आसन् । एतच्चिह्नं समुदायानुरोधेन क्षमाश्रमणादिविहृतं पक्वान्नादिकं नात्मना भुक्तवान् ।

ऋ०हाना—ऋ० श्रीपति–ऋ० गणपतिप्रमुखा लुङ्कामतमपास्य श्रीहेमविमलसूरिपार्श्वे प्रव्रज्य तन्निश्रया चारित्रभाजो बभूवांसः ।

सद्युम्नं कंचिद् व्रतिनं ज्ञात्वा गणान्निष्काशयामास ।

न च तेषां क्रियाशिथिलसाधुसमुदायावस्थाने चारित्रं न संभवतीति शंकनीयं, एवं सत्यपि गणाधिपतेश्चारित्रसंभवात् ।

यदागमः—साले नामं एगे एरण्डपरिवारेत्ति ।

तदानीं वि० द्वाषष्ठ्यधिकपंचदशशते १५६२ वर्षे " संप्रति साधवो न दृग्पथमायाती–" त्यादिप्ररूपणापरकटुकनाम्नो गृहस्थात् त्रिस्तुतिकमतवासितोत्**कटुक**नाम्ना **मतोत्पत्तिः** । तथा

वि० सप्तत्यधिकपंचदशशत १५७० वर्षे लुङ्कामतान्निर्गत्य **वीजा**ख्यवेषधरेण **"वीजामती"** नाम्ना मतं प्रवर्तितं ॥ तथा वि० द्विसप्तत्यधिकपंचदशशत १५७२ वर्षे नागपुरीयतपागणान्निर्गत्य उपाध्यायपार्श्वचंद्रेण स्वनाम्ना मतं प्रादुष्कृतमिति ॥ १७ ॥

**વ્યાખ્યાર્થ**:—શ્રી રત્નશેખરસૂરિની પાટે ત્રેપનમા શ્રી **લક્ષ્મીસાગરસૂરિ** થયા.

તેમનો વિ. સં. ૧૪૬૪ માં ભાદરવા વદિ બીજે જન્મ, વિ. સં. ૧૪૭૭ માં દીક્ષા, વિ. સં. ૧૪૯૬ માં પંન્યાસપદ, વિ. સં. ૧૫૦૧માં વાચકપદ, વિ. સં. ૧૫૦૮માં આચાર્યપદ અને વિ. સં. ૧૫૧૭માં ગચ્છનાયકની પદવી પ્રાપ્ત થઈ હતી.

શ્રી લક્ષ્મીસાગરસૂરિની પાટે ચોપનમા **શ્રી સુમતિસાધુસૂરિ** થયા.

શ્રી સુમતિસાધુસૂરિની પાટે પંચાવનમા પટ્ટધર શ્રી **હેમવિમલસૂરિ** થયા.

તેઓ શિથિલાચારી સાધુ–સમુદાયની વચ્ચે રહેવા છતાં પણ સાધ્વાચારનું ઉલ્લંઘન કરનાર ન હતા જેથી બ્રહ્મચર્યના પ્રભાવથી તેમજ નિષ્પરિગ્રહપણાથી તેઓ મહાયશસ્વી, સર્વત્ર પ્રસિદ્ધ અને અનેક સંવિજ્ઞ સાધુઓના પરિવારવાળા થયા. તેમના દીક્ષિત થયેલ અને તેમને આશ્રયીને રહેલા ઘણા સાધુઓ ક્રિયાપરાયણ બન્યા, અને તેની સાબિતી તરીકે સમુદાયનો આગ્રહ હોવા છતાં પણ અન્ય સાધુઓદ્વારા લવાયેલ પકવાનાદિ પોતાની જાતે વાપરતા નહિ.

ઋષિ હાના, ઋષિ શ્રીપતિ અને ઋષિ ગણપતિ પ્રમુખ ઘણા ઋષિઓએ લુંકા મતનો ત્યાગ કરીને શ્રી હેમવિમળસૂરિજી પાસે ચારિત્ર અંગીકાર કર્યું હતું.

કોઈ એક સાધુને કંચન(દ્રવ્ય)યુક્ત જાણીને તેને ગચ્છ બહાર કરવામાં આવ્યો હતો.

ક્રિયા–શિથિલ મુનિઓની સાથે રહેવા છતાં પણ હેમવિમલસૂરિના ચારિત્ર સંબંધી શંકા કરવાની જરૂર નથી, કારણ કે ગણનાયક હોવાથી તેઓ શુધ્ધ ચારિત્રધારી હતા. વળી સિધ્ધાંતમાં કહ્યું પણ છે કે—

એરંડાથી વીંટળાયેલ એક શાલવૃક્ષ પણ પ્રશંસાપાત્ર છે.

"હાલમાં સાધુઓ જણાતા નથી" એવી પ્રરૂપણા કરનાર કટુક નામના ગૃહસ્થે વિ. સં. ૧૫૬૨ માં ત્રણ થોયની વાસનાયુક્ત કડવો મત (કડવામતી) પ્રચલિત કર્યો. ત્યારબાદ વિ. સં. ૧૫૭૦ માં બીજા નામના વેષધરે લુંકા મતનો ત્યાગ કરીને પોતાનો "બીજામતી" નામનો મત પ્રચલિત કર્યો. તેમજ વિ. સં. ૧૫૭૨ માં નાગપુરીય તપગચ્છમાંથી નીકળીને ઉપાધ્યાય પાર્શ્વચંદ્રે પોતાના નામનો નવીન મત (પાર્શ્વચંદ્ર ગચ્છ) શરૂ કર્યો.

## ૫૩. શ્રી લક્ષ્મીસાગરસૂરિ

**જન્મ વિ. સં. ૧૪૬૪ : દીક્ષા વિ. સં. ૧૪૭૭ (૧૪૭૦?) પંન્યાસપદ વિ. સં. ૧૪૯૬ : વાચકપદ વિ. સં. ૧૫૦૧ : આચાર્યપદ વિ. સં. ૧૫૦૮ : પટ્ટધર વિ. સં. ૧૫૧૭ : સ્વર્ગવાસ વિ. સં. ૧૫૪૭ : સર્વાયુ ૮૩ વર્ષ :**

ઉમાપુરમાં તેમણે શ્રી મુનિસુંદરસૂરિ પાસે દીક્ષા લીધી હતી. સોમચારિત્રગણિએ "ગુરુગુણરત્નાકર" કાવ્યમાં શ્રી લક્ષ્મીસાગરસૂરિનું જીવનચરિત્ર આપ્યું છે તેમાં તેમણે જણાવ્યું છે કે-"તેમણે વિ. સં. ૧૪૭૦ માં એટલે કે માત્ર ૭ વર્ષની વયે જ દીક્ષા અંગીકાર કરી હતી; જ્યારે પટ્ટાવલીમાં ૧૩ વર્ષની વયે દીક્ષા લીધાનો ઉલ્લેખ કર્યો છે. બાલ્યવય છતાં તેમણે એકાગ્ર ચિત્તે શાસ્ત્રાધ્યયન શરૂ કર્યું અને સિદ્ધાંત-ચર્ચાની બાબતમાં વાદીઓને પણ પરાસ્ત કરી ચકિત કર્યા. આ ઉપરાંત બાળવયમાં જ જીર્ણ-દુર્ગમાં મહીપાળ રાજાને રંજિત કર્યો હતો. વિવાહપ્રજ્ઞપ્તિના યોગવહનથી ગણિપદ પ્રાપ્ત કર્યા બાદ વિ. સં. ૧૪૯૬ માં સોમસુંદરસૂરિએ દેવગિરિથી આવેલા શાહ **મહાદેવે** કરેલા મહોત્સવપૂર્વક તેમને પંન્યાસપદ અર્પણ કર્યું હતું. બાદ વિ. સં. ૧૫૦૧ માં મુંડસ્થળમાં મુનિસુંદરસૂરિએ વાચક પદ-પ્રદાન કર્યું હતું અને તે સમયે સંઘપતિ **ભીમે** મોટો મહોત્સવ કર્યો હતો.

બાદ ધીમે ધીમે તેમની શક્તિ ખીલતી ગઈ. તેમની વૃત્તિ હમેશાં શાંતપરાયણ હતી. નકામા-નિરર્થક ઝઘડા તેમને પસંદ પડતા નહિ, તેમજ કોઈ જાતનો તેમનો હઠાગ્રહ પણ નહોતો. વિ. સં. ૧૫૧૭ માં ગચ્છનાયક થયા પછી ખંભાત નગરમાં શ્રી રત્નમંડન અને સોમદેવસૂરિજી સાથે ગચ્છમેળ કર્યો, એટલે જુદા જુદા પક્ષ બંધાઈ ગયા હતા તેને એકમેક કરવા માટે સારો પ્રયત્ન કર્યો.

તેમનું વિહારક્ષેત્ર ગુજરાત ઉપરાંત મરુદેશ તથા માળવ દેશ પણ હતો. તેને પરિણામે ઘણા શ્રીમંત શ્રાવકો તેમના ભક્તો હતા અને તેમના દ્વારા પ્રતિષ્ઠાદિ શુભ કાર્યો કરાવ્યાં હતાં. ગિરિપુર( ડુંગરપુર )ના ઉકેશ જ્ઞાતિના શાહ **સાલ્હે** ૧૨૦ મણ પીત્તળની જિનમૂર્તિ કરાવી તેની અન્ય જિનબિંબો સાથે પ્રતિષ્ઠા કરાવી હતી. દક્ષિણમાં આવેલ દેવગિરિના શાહ મહાદેવે શત્રુંજયની યાત્રા કર્યા બાદ લાટપલ્લિ વિગેરે સ્થાનોમાં વાચક, મહત્તરા પદનો પુષ્કળ દ્રવ્યના વ્યયપૂર્વક મહોત્સવ કર્યો હતો. માંડવગઢવાસી સંઘપતિ **ચંદ્રસાધુ** ( ચાંદાશાહે ) ૭૨ કાષ્ઠમય જિનાલયો અને ધાતુના ૨૪ જિનના પટ્ટો કરાવીને તેની પ્રતિષ્ઠા ગુરુમહારાજદ્વારા કરાવી હતી. આ ઉપરાંત વિ. સં. ૧૫૩૩માં અકમી( પુર )ના ઉકેશવંશીય સોની **ઇશ્વર** અને **પતા** એ નામના બંને ભાઈઓએ ઇડરના ભાણુ રાજાએ દુર્ગ પર કરાવેલ જિનમંદિર કરતાં પણ ઉત્તુંગ જિનપ્રાસાદ કરાવી શ્રી અજિતનાથ પ્રભુના બિંબ સાથે અનેક પ્રતિમાઓની શ્રી લક્ષ્મીસાગરસૂરિદ્વારા પ્રતિષ્ઠા કરાવી હતી.

તેમણે વિ. સં. ૧૫૨૨ માં ગચ્છપરિધાપનિકા મહોત્સવ કરી ઘણા સાધુઓને આચાર્યપદ, વાચકપદ, પંડિતપદ વિગેરે પદો અર્પણ કર્યાં હતાં. *ગુરુગુણરત્નાકર કાવ્યમાં જણાવ્યું છે કે–શ્રી લક્ષ્મીસાગરસૂરિની નિશ્રામાં નીચે પ્રમાણે આચાર્યો, ઉપાધ્યાયો તેમજ હજારો મુનિવરો હતા, જે ઉપરથી સમજાશે કે ગચ્છનાયકને કેટલી જોખમદારી અને જવાબદારી ભોગવવી પડતી હશે.

| આચાર્ય શિષ્યસંખ્યા | ઉપાધ્યાય શિષ્યસંખ્યા | સાધુઓ |
|---|---|---|
| (૧) શ્રી સુધાનંદસૂરિ (૨૯) | (૧)મહોપાધ્યાયશ્રી મહીસમુદ્ર(૨૯) | (૧) રાજતિલક |
| (૨) શ્રી શુભરત્નસૂરિ (૧૪)[૧૮?] | (૨) ઉપા. શ્રી લબ્ધિસમુદ્ર (૩૧) | (૨) શુભતિલક |
| (૩) શ્રી સોમજયસૂરિ (૨૫) | (૩) ,, શ્રી અમરનન્દી (૨૭) | (૩) અભયતિલક |
| (૪) શ્રી જિનસોમસૂરિ (૧૫) | (૪) ,, શ્રી જિનમાણિક્ય (૩૧) | (૪) સિદ્ધાન્તવિવેક |
| (૫) શ્રી જિનહંસસૂરિ (૩૯) | (૫) ,, શ્રી ધર્મહંસ (૧૨) | (૫) ભુવનવિવેક |
| (૬) શ્રી સુમતિસુંદરસૂરિ (૫૩) | (૬) ,, શ્રી આગમમંડન (૧૨) | (૬) જયરુચિ |
| (૭) શ્રી સુમતિસાધુસૂરિ (૫૭) | (૭) ,, શ્રી ઇન્દ્રહંસ (૦) | (૭) સિદ્ધાન્તરુચિ |
| (૮) શ્રી રાજપ્રિયસૂરિ (૧૨) | (૮) ,, શ્રી ગુણસોમ (૧૧) | (૮) પ્રભારાજ |
| (૯) શ્રી ઇન્દ્રનન્દીસૂરિ (૧૧) | (૯) ,, શ્રી અનંતહંસ (૧૨) | (૯) મેરુરાજ |
| | (૧૦) ,, શ્રી સંઘસાધુ (૧૪) | (૧૦) સુધાભૂષણ |
| | (૧૧ થી ૧૫) બીજા પાંચ ઉપાધ્યાયો | (૧૧) દેવભૂષણ |
| | એમ પંદર ઉપાધ્યાયોના ૨૮૪ શિષ્યો | (૧૨) પ્રતિષ્ઠાકલ્યાણ |
| | | (૧૩) જયકલ્યાણ |
| | | (૧૪) સુમતિશ્રુત |
| | | (૧૫) મુનિકીર્તિ |
| | | વિગેરે વિગેરે |

આ ઉપરાંત પોતપોતાના નામને છેડે મૂર્તિ, આનંદ, પ્રમોદ, નંદી, રત્ન, મંડન, નંદન, વર્ધન, લાભ, ધર્મ, સોમ, હેમ, ક્ષેમ, ઉદય, માણિક્ય, જય, વિજય, સુંદર, ચારિત્ર, સમુદ્ર, શેખર વિગેરે નિશાનીવાળા હજારો સાધુઓ તેમની આજ્ઞામાં હતા.

વળી લાવણ્યસમય, જે એક સારા જૈન કવિ થઇ ગયા છે અને જેમનો વિ. સં. ૧૫૨૧ માં અમદાવાદમાં જન્મ થયો હતો તેમણે વિ. સં. ૧૫૨૯ માં પાટણમાં શ્રી લક્ષ્મીસાગરસૂરિ પાસે પ્રવ્રજ્યા અંગીકાર કરી હતી.

* શ્રી સોમદેવસૂરિના શિષ્ય શ્રી ચારિત્રહંસના શિષ્ય શ્રી સોમચારિત્રે આ કાવ્ય વિ. સં. ૧૫૪૧ માં રચ્યું છે, જેમાં શ્રી લક્ષ્મીસાગરસૂરિના જીવનને લગતો વૃતાંત છે. વિસ્તારથી વાંચનાના ઇચ્છકે તે કાવ્ય જોવું.

શ્રી લક્ષ્મીસાગરસૂરિએ પોતે કોઇ પણ નૂતન ગ્રંથની રચના કરી હોય એવું જણાતું નથી. કેટલાકો જણાવે છે કે તેમણે " **વસ્તુપાળ રાસ** " રચ્યો છે. શાસનની શોભા વધારી તેમ જ ગચ્છ–ભેદ મીટાવવા અથાગ પરિશ્રમ સેવી તેઓ વિ. સં. ૧૫૪૭ માં સ્વર્ગવાસી થયા.

## ૫૪. શ્રી સુમતિસાધુસૂરિ

શ્રી લક્ષ્મીસાગરસૂરિની પાટે ચોપનમા પટ્ટધર તરીકે શ્રી સુમતિસાધુસૂરિ આવ્યા. તેમના જીવનને લગતો વિશેષ વૃતાંત ઉપલબ્ધ થઇ શકતો નથી. ઇડરના રાજા ભાણના મંત્રી કોઠારી **શ્રીપાલે** તેમના આચાર્યપદ–પ્રદાન સમયે મહોત્સવ કર્યો હતો. તેઓ ૧૫૪૫ થી ૧૫૫૧ સુધી ગચ્છનાયકપદે રહ્યા હોય તેમ જણાય છે. આ સમયે સાધુઓમાં શિથિલાચારે કંઇક વધુ પ્રમાણમાં પ્રવેશ કર્યો હતો છતાં પણ પોતે જિંદગીપર્યંત પાંચે પર્વમાં–તિથિમાં આયંબિલ કરતા. વટવલ્લિ નગરમાં શ્રી શામળા પાર્શ્વનાથની સમીપે ત્રણ મહિના પર્યંત વિધિપૂર્વક સૂરિમંત્રની આરાધના કરી હતી; અને કોઇ પણ એક સફેદ વસ્તુના ભોજનદ્વારા આયંબિલ તપ કરવાથી અધિષ્ઠાયક દેવ તેમને પ્રત્યક્ષ થયા હતા.

પછી પોતે મંડપદુર્ગમાં પધાર્યા અને શા જાઉજીએ અનર્ગળ દ્રવ્યના વ્યયપૂર્વક ગુરુનો પુર–પ્રવેશ કરાવ્યો. બાદ તે જ જાઉજીને પ્રતિબોધ પમાડીને અગ્યાર શેર વજનની સુવર્ણની પ્રતિમા અને બાવીશ શેર વજનની રૂપાની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી.

તેઓનો શિષ્યસમુદાય ઘણો વિસ્તૃત હતો. તેઓએ પોતાના પટ્ટ પર શ્રી હેમવિમળસૂરિને સ્થાપ્યા કે જેમનાથી **વિમળગચ્છ**ની શાખા શરૂ થઈ.

## ૫૫. શ્રી હેમવિમળસૂરિ

તેમના જીવનને લગતી વિશેષ હકીકત પણ ઉપલબ્ધ થતી નથી. એમના સમયમાં સાધુઓનો શિથિલાચાર અતિશય વૃદ્ધિ પામ્યો હતો, છતાં પણ નિઃસ્પૃહપણાથી તેમજ બ્રહ્મચર્યના અખંડ પાલનથી તેઓશ્રી પોતાની પ્રતિષ્ઠા સાચવી શક્યા હતા અને તેમની ખ્યાતિ પણ સંઘમાં સારી હતી. તેમના પરિવારમાં અગર તો તેમની આજ્ઞામાં ઘણા સંવેગી સાધુઓ ક્રિયાપરાયણ હતા, પરંતુ જે કેટલાકો શાસ્ત્રમર્યાદાથી ચ્યૂત થયા હતા તેઓને તેઓએ ગચ્છ–બહિષ્કૃત કર્યાં હતાં. તેઓનો ગચ્છનાયક થયાનો સંવત ૧૫૫૨ છે અને તેમના શિષ્ય શ્રી આનંદવિમળસૂરિએ પાટ સંભાળી લીધી તે દરમ્યાનના વચગાળાના લાંબા સમય સુધી તેઓને ગચ્છની સારસંભાળ કરવી પડતી. તેમનામાં વ્યાખ્યાનશક્તિ તેમજ શાસ્ત્રનું રહસ્ય સચોટપણે સમજાવવાની શક્તિ સારી હતી અને તેને જ પરિણામે લુંકામતવાળા **ઋષિ હાના, ઋષિ શ્રીપતિ** તેમજ **ઋષિ ગણુપતિ**એ પોતાના મતનો ત્યાગ કરીને શ્રી હેમવિમળસૂરિ પાસે શુદ્ધ સંવેગી માર્ગ સ્વીકાર્યો હતો. હેમ-

વિમળસૂરિથી વિમળ શાખાની શરૂઆત થઈ. તેઓ સુવિખ્યાત ઉપદેષ્ટા ઉપરાંત સારા કવિ પણ હતા તેમણે મૃગાપુત્રની સજ્ઝાય રચેલી છે. સાહિત્યની દિશામાં સૂયગડાંગસૂત્ર પર તેમની દીપિકા હોવાનો ઉલ્લેખ સાંપડે છે. તેમણે પોતાની પાટ પર શ્રી આણંદ વિમળસૂરિને સમર્થ જાણી સ્થાપ્યા અને વિ. સં. ૧૫૮૪ માં સ્વર્ગવાસી થયા. તેમના પ્રશિષ્ય હંસધીરે "હેમવિમળસૂરિ ફાગ" રચ્યો છે.

## કડવામતી

નાડલાઈમાં નાગર જ્ઞાતિનો કડવો નામનો વણિક હતો. પાછળથી તે જૈન થયો. બાદ કાર્ય-પ્રસંગે અમદાવાદ આવતાં વિ. સં. ૧૫૧૪ માં તેને આગમિક ગચ્છના પંન્યાસ શ્રી હરિકીર્તિ સાથે સંસર્ગ થયો. હરિકીર્તિ એકલા જ ક્રિયાપૂર્વક રહેતા હતા. તેમની પાસે શાસ્ત્રાધ્યયન કરી દીક્ષા લેવાનું કડવાને મન થયું એટલે હરિકીર્તિએ "શાસ્ત્રમાં નિર્દિષ્ટ કરેલા શુદ્ધ ગુરુ આ કાળમાં દેખાતા નથી અને તેથી શાસ્ત્રોક્ત દીક્ષા મળશે નહિ" એમ કહ્યું ત્યારે શ્રાવકના જ વેષે છતાં સાધુધર્મપરાયણ રીતે તેણે જુદા જુદા ક્ષેત્રોમાં વિહાર કરવો શરૂ કરી અને લોકોને પ્રતિબોધી પોતાના પક્ષમાં લીધા અને સ્વમતની પુષ્ટિ કરી. આ મતની મુખ્ય માન્યતા એ છે કે-'વર્તમાનકાળે શુદ્ધ સાધુઓ નજરે પડતા નથી.' આ ઉપરાંત ત્રણ થોઈની માન્યતા શરૂ કરી. મૂર્તિપૂજાનો તેઓ નિષેધ કરતા નથી. આ મતની ઉત્પત્તિ વિ. સં. ૧૫૬૨ માં થઈ અને વિ સં. ૧૫૬૪ માં કડવાનું મૃત્યુ નીપજ્યું. આ મતને માનનારા લોકો વીસનગર, થરાદ અને અમદાવાદ આદિ નગરોમાં હાલ પણ વિદ્યમાન છે.

## બીજામતી ( વીજામતી )

વિ. સં ૧૫૭૦ માં લુંકામતમાંથી નીકળીને વીજા (બીજા) નામના વેષધારીએ પોતાનો સ્વતંત્ર મત ચલાવ્યો. શ્વેતામ્બર મૂર્તિપૂજક પક્ષમાંથી લુંકા અને બીજામતી નીકળ્યા પછી પરસ્પર સારું ઘર્ષણ થવા લાગ્યું. ખરતર અને તપગચ્છ વચ્ચે પણ વૈમનસ્ય વધી ગયું અને એક બીજાને ખોટા ઠરાવવા માટે પુસ્તકોની પણ ખોટી રચના થતી. ઉપાધ્યાય શ્રી ધર્મસાગરે તપગચ્છ સિવાયના બીજા બધા મતો ખોટા છે તે સાબિત કરવા માટે નવીન પુસ્તક રચી ઉગ્ર આપવામાં ઘણા પ્રહારો કર્યા. છેવટે તપગચ્છના નાયક શ્રી વિજયદાનસૂરિએ વધી પડેલ ક્લેશ-કુસંપના અગ્નિને શાંત પાડવા તેમના રચેલા "કુમતિગતકુદ્દાલ" નામના ગ્રંથને જળશરણ કરાવ્યો

## પાયચંદ ગચ્છ

વિ. સં ૧૫૭૨ માં પાર્શ્વચંદ્રે નાગોરી તપાગચ્છના શ્રી સાધુરત્નસૂરિ પાસે દીક્ષા લીધા બાદ કેટલીક જુદી સામાચારી પ્રરૂપી અને પોતાના પક્ષના સમર્થન માટે સારો પ્રચાર કર્યો. તેમને માનનારા પાયચંદ ગચ્છીય કહેવાયા. તેઓ પણ મૂર્તિપૂજામાં માનનારા છે.

सुविहिअमुणिचूडामणि, कुमयतमोमहणमिहिरसममहिमो ।
आणंदविमलसूरी-सरो अ छावण्णट्टधरो ॥ १८ ॥

तत्पट्टे श्री आणंदविमलसूरिः ।

ગાથાર્થઃ—શ્રી હેમવિમળસૂરિની પાટે સુવિહિત મુનિઓમાં ચૂડામણિ (મુગટ) સમાન અને કુમત-મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન પ્રકાશવાળા છપ્પનમા પટ્ટધર શ્રી આણંદવિમળસૂરિ થયા. ૧૮

**व्याख्या**—५६ सुविहिअत्ति–श्रीहेमविमलसूरिपट्टे षट्पंचाशत्तमपट्टधरः सुविहित–मुनिचूडामणि—कुमततमोमथनसूर्यसममहिमा **श्रीआणंदविमलसूरिः** ।

तस्य च वि० सप्तचत्वारिंशदधिके पंचदशशत १५४७ वर्षे इलादुर्गे जन्म, द्विपंचाशदधिके १५५२ व्रतं, सप्तत्यधिके १५७० सूरिपदं ॥

तथा यो भगवान् क्रियाशिथिलबहुयतिजनपरिकरितोऽपि संवेगरंगभावितात्मा जिनप्रतिमा-प्रतिषेध—साधुजनाभावप्रमुखोत्सूत्रप्ररूपणप्रबलजलप्लाव्यमानं जननिकरमवलोक्य करुणा-रसावलिप्तचेतो गुर्वाज्ञया कतिचित् संविग्नसाधुसहायो वि० द्व्यशीत्यधिकपंचदशशत १५८२ वर्षे शिथिलाचारपरिहाररूपक्रियोद्धरणयानपात्रेण तमुद्धृतवान्, अनेकानि चेभ्यानामिभ्यपुत्राणां च शतानि कुटुंबधनादिमोहं संत्याज्य प्रव्राजितानि ॥

" यो वादे जयी स नगरादौ स्थास्यति नाऽन्य " इति सुराष्ट्राधिपतिनामांऽकितलेख-मादाय सुराष्ट्रे साधुविहारनिमित्तं यदीयश्रावकः सुरत्राणदत्तपर्यस्तिकावाहनः पातसाहिप्रदत्त-" **मलिकश्रीनगदल** " विरुदः सा० **तूणसिंहाख्यः** श्रीगुरूणां विज्ञप्तिं कृत्वा संप्रतिभूपतिरिव पंन्यास**जगर्षि**प्रमुखसाधुविहारं कारितवान् ।

तथा जेसलमेर्वादिमरुभूमौ जलदौर्लभ्याद्दुष्करोऽयमिति धिया श्रीसोमप्रभसूरिभिर्यो विहारः प्रतिषिद्ध आसीत् सोऽपि व्यवहारः कुमतव्याप्तिभिया तत्रत्यजनानुकंपया च भूयो लाभहेतवे पुनरप्यनुज्ञातः । तत्रापि प्रथमं **लघुवया** अपि शीलेन श्रीस्थूलभद्रकल्पो वैराग्यनिधिर्निःस्पृहा-वधिर्यावज्जीवं जघन्यतोऽपि षष्ठतपोऽभिग्रही पारणकेऽप्याऽऽचाम्लादितपोविधायी महोपाध्यायश्री-**विद्यासागरगणि**र्विहृतवान् । तेन च जेसलमेर्वादौ खरतरान्, मेवातदेशे च बीजामतीप्रभृतीन्, मौर-व्यादौ ( मौर्व्यादौ ) लुङ्कादीन् प्रतिबोध्य सम्यक्त्वबीजमुप्तं सदनेकधावृद्धिमुपागत-मद्याऽपि प्रतीतं ॥

तथा पार्श्वचन्द्रव्युद्ग्राहिते **वीरमग्रामे** पार्श्वचन्द्रमेव वादे निरुत्तरीकृत्य भूयान् जनो जैन-धर्म्मं प्रापितः । एवं मालवकेऽप्युज्जयिनीप्रभृतिषु । किं बहुना ? संविग्नत्वादिगुणैर्यत्कीर्तिपताका पुनरद्यापि सज्जनवचोवातेनेतस्तत उद्धूयमाना प्रवचनप्रासादशिखरे समुल्लसति ।

क्रियोद्धारकरणानन्तरं च श्रीआणंदविमलसूरयश्चतुर्दश १४ वर्षाणि जघन्यतोऽपि नियततपोविशेषं विहाय षष्टतपोऽभिग्रहिण: चतुर्थषष्ठाभ्यां विंशतिस्थानकाराधनाद्यनेकविकृष्टतप:-कारिणश्च वि० षण्णवत्यधिकपंचदशशत १५९६ वर्षे चैत्रसितसप्तम्यामाजन्मातिचारांद्यालोच्या-ऽनशनं विधाय च नवभिरुपवासैरहम्मदावादनगरे स्वर्गं विभूषयामासुः ॥ १८ ॥

વ્યાખ્યાર્થઃ—શ્રી હેમવિમળસૂરિની પાટે ગીતાર્થ મુનિઓમાં મુગટ સમાન અને મિથ્યાત્વરૂપી અંધકારનું મથન કરવામાં ( નાશ કરવામાં ) સૂર્ય સમાન તેજસ્વી શ્રી આણંદવિમળસૂરીશ્વરજી છપ્પનમા પટ્ટધર થયા.

તેઓનો વિ. સં. ૧૫૪૭ માં ઈલાદુર્ગમાં જન્મ થયો હતો. તેમણે વિ. સં. ૧૫૫૨ માં ચારિત્ર અંગીકાર કર્યું હતું અને વિ. સં. ૧૫૭૦ માં તેમને આચાર્ય પદ આપવામાં આવ્યું હતું.

જિનમૂર્તિનો નિષેધ, સાધુ પ્રત્યે અરુચિ વિગેરે ઉત્સૂત્ર-પ્રરૂપણારૂપ જળ-રાશિમાં ડૂબતા જનસમૂહને જોઈને પોતે ક્રિયાશિથિલ ઘણા યતિઓથી પરિવરેલ હોવા છતાં વૈરાગ્ય રંગથી ભરપૂર હૃદયવાળા અને કરુણારસ(દયા)થી યુક્ત ચિત્ત-વાળા તેમણે ગુરુની આજ્ઞાથી કેટલાક સંવિગ્ન સાધુઓની સહાયદ્વારા વિ. સં. ૧૫૮૨ માં શિથિલાચારના ત્યાગરૂપ ક્રિયોદ્ધાર સમાન વહાણ—નૌકાદ્વારા ઉદ્ધાર કર્યો અને અનેક શ્રેષ્ઠીઓ તેમજ શ્રેષ્ઠીપુત્રોને કુટુંબપરિવાર, ધન વિગેરે પરનો મોહ દૂર કરાવીને દીક્ષા આપી.

" જે કોઇ વાદમાં જીત મેળવે તે જ (મારા) નગર વિગેરે સ્થાનોમાં રહી શકે; બીજા નહી. " એવો સૌરાષ્ટ્રાધિપતિનો લેખ લઇને, સૌરાષ્ટ્ર દેશમાં સંવિગ્ન સાધુઓનો વિહાર કરાવવાને માટે, સુલતાને જેને બેસવાને માટે પાલખીનું વાહન આપેલું હતું એવા તથા પાદશાહે જેને " મલિકશ્રીનગદલ " નામનું બિરુદ અર્પણ કર્યું છે તેવા શા " તુણસિંહ " નામના ભક્ત શ્રાવકે ગુરુમહારાજ-ને પ્રાર્થના કરીને સંપ્રતિ મહારાજાની માફક પંન્યાસ જગર્ષિ વિગેરે સાધુ-મુનિરાજેનો સોરઠદેશમાં વિહાર કરાવ્યો હતો.

તેમજ જેસલમેર વિગેરે મરુભૂમિમાં પાણીના દુર્લભપણાને કારણે સાધુ-વિહાર દુષ્કર જાણીને શ્રી સોમપ્રભસૂરિ(૪૭ મા પટ્ટધર)એ તે તે દેશોમાં વિહાર કરવાનો જે નિષેધ કર્યો હતો તેને અંગે તે તે દેશોમાં મિથ્યાત્વ વધી જવાના ભયથી, ત્યાં રહેતા લોકો પરની અનુકંપા-દયાથી તેમજ અતિવ લાભ થવાના કારણથી શ્રી આણંદ-

વિમળસૂરિએ તે પ્રદેશમાં વિહાર કરવાની છૂટ આપી એટલે નાની ઉમ્મર હોવા છતાં શીલથી શ્રી સ્થૂલભદ્ર સરખા, વૈરાગ્યના ભંડાર, અત્યંત નિઃસ્પૃહી, જિંદગી પર્યંત જઘન્ય તપ તરીકે છઠ્ઠ તપના અભિગ્રહવાળા, અને પારણે પણ આયંબિલ કરનાર મહોપાધ્યાય **શ્રી વિદ્યાસાગર** ગણિએ સૌથી પ્રથમ તે પ્રદેશમાં વિહાર કર્યો. તેમણે જેસલમેર વિગેરે પ્રદેશોમાં ખરતરોને, મેવાત (મેવાડ) દેશમાં બીજામતીવાળાઓને તેમજ મોરબી આદિ સ્થળોમાં લુંકામતવાળાઓને પ્રતિબોધ પમાડીને સમકિતરૂપી બીજનું વાવેતર કર્યું, જે અનેક પ્રકારે વૃદ્ધિ પામેલું અત્યારે પણ પ્રતીત થાય છે.

પાર્શ્વચંદ્ર નામના મુનિએ વીરમગામવાસીઓને પોતાના પક્ષમાં આકર્ષ્યા ત્યારે શ્રી આણંદવિમળસૂરિવરે પાર્શ્વચંદ્રને જ વાદમાં પરાજિત કરીને ઘણા લોકોને શુદ્ધ જૈન માર્ગ ગ્રહણ કરાવ્યો હતો. એ જ પ્રમાણે માલવ દેશમાં ઉજ્જયિની પ્રમુખ શહેરોમાં ઉત્સૂત્રભાષીઓને વાદમાં પરાજિત કરીને લોકોને શુદ્ધ માર્ગ બતાવ્યો હતો. વધારે શું કહેવું ? શુદ્ધ સંવેગીપણું વિગેરે ગુણોને કારણે જે કીર્તિરૂપ ધ્વજા તેમને પ્રાપ્ત થઈ હતી તે સંતપુરુષના વચનરૂપી પવનવડે આમતેમ હલાવાતી-ધ્રૂજાવાતી શાસનરૂપી મહેલના શિખરે અદ્યાપિ પર્યંત ફરફરે છે.

ક્રિયોદ્ધાર કર્યા બાદ આણંદવિમળસૂરિ ચૌદ વર્ષ સુધી જઘન્યથી અમુક નિર્ણીત તપ વિશેષ નહીં કરતાં માત્ર છઠ્ઠ તપના અભિગ્રહધારી રહ્યા હતા, અર્થાત્ ચૌદ વર્ષ સુધી છઠ્ઠની તપશ્ચર્યા કરી હતી. બાદ ચોથ અને છઠ્ઠભક્તદ્વારા વિંશતિ(વીશ)સ્થાનક પદની આરાધના વિગેરે અનેક પ્રકારનો ઉત્કૃષ્ટ તપ કરીને વિક્રમ સંવત્ ૧૫૯૬ ના ચૈત્ર શુદિ ૭ ના દિવસે જન્મથી પ્રારંભીને દરેક અતિચારોની આલોચના કરી નવ દિવસના ઉપવાસપૂર્વક અનશણ કરીને અહમદાવાદ નગરને વિષે સ્વર્ગે સીધાવ્યા.

## ૫૬. શ્રી આણંદવિમળસૂરિ

જન્મ વિ. સં. ૧૫૪૭ : દીક્ષા વિ. સં. ૧૫૫૨ : ઉપાધ્યાયપદ વિ. સં. ૧૫૬૮ : આચાર્યપદ વિ. સં. ૧૫૭૦ : ક્રિયોદ્ધાર વિ. સં. ૧૫૮૨ : ગચ્છનાયક વિ. સં. ૧૫૮૩ : સ્વર્ગગમન વિ. સં. ૧૫૯૬ : સર્વાયુ ૪૯ વર્ષ:

શ્રી હેમવિમળસૂરિની પાટે છપ્પનમા પટ્ટધર તરીકે તેઓશ્રી આવ્યા. તેમનો વિ. સં. ૧૫૪૭ માં **ઇલાદુર્ગ–ઈડર** નગરમાં જન્મ થયો હતો. તેમના પિતાનું નામ **મેઘાજી** અને માતાનું નામ **માણેકદેવી** હતું. તેમનું સંસારીપણાનું નામ **વાઘજીકુંવર** પાડવામાં

આવ્યું હતું અને કિશોર વયમાં ઉચિત અભ્યાસ માટે તેમને અધ્યાપકને સોંપવામાં આવ્યા હતા. ગ્રામાનુગ્રામ વિહાર કરતાં શ્રીમદ્ હેમવિમળસૂરીશ્વર ઇડર પધાર્યા અને તેમના ઉપદેશામૃતના પાનથી વાઘજીકુંવરનો આત્મા તૃપ્તિ પામવા સાથે હર્ષોન્વિત બન્યો. તે સમયે તો હેમવિમળસૂરિ અન્યત્ર વિહાર કરી ગયા અને અમુક સમય પછી પાછા ઈડર પધાર્યા. આ સમયે સો કરતાં વાઘજીકુંવરને સવિશેષ આનંદ થયો. પૂર્વ સંસ્કારના યોગે તેમની મનોવૃત્તિ ધાર્મિક સંસ્કાર તરફ ઢળતી ગઈ હતી તેમાં ગુરુના ઉપદેશામૃતથી પુષ્ટિ મળી.

પ્રસંગ મળતાં તેમણે માતાપિતાને પોતાની દીક્ષાની ભાવના જાહેર કરી. લાડમાં ઉછરેલા પુત્રની આ વાત ઘડીભર તો પુત્રવત્સલ માતાએ સાચી માની નહીં, પરંતુ પુત્રનો અત્યાગ્રહ અને મક્કમ મન જોયા પછી માતાપિતાએ તેમને સમજાવવા માટે અનેક ઉપાયો યોજ્યા. સંયમની કઠિનતા અને શરીરની સુકુમારતા દર્શાવી ગૃહસ્થ ધર્મ પાળવા સૂચવ્યું. વળી લઘુ વય છે માટે મોટો થયા પછી વાત એમ જણાવી વાત ઉડાવવા પ્રયત્ન કર્યો પણ જેને અમૃતરસના પાનની ઇચ્છા થઇ હોય તે સમુદ્રના ખારા જળપાનથી કદાપિ રીઝે ! છેવટે માતપિતાએ રજા આપી અને વિ. સં. ૧૫૫૨ માં માત્ર પાંચ વર્ષની વયે જ તેમણે હેમવિમળસૂરીશ્વર પાસે સંયમ સ્વીકાર્યું. તેમનું **અમૃતમેરુ** એવું નામ રાખવામાં આવ્યું. ખરેખર તેમના નામ પ્રમાણે તેમની જીહ્વામાં-વાણીમાં અમૃતના આસ્વાદ જેવો ભાસ થતો.

ગુરુની નિશ્રામાં ધીમે ધીમે અભ્યાસ કરતાં તેમણે વ્યાકરણ, ન્યાય, કાવ્ય વિગેરેમાં અને છએ દર્શનના શાસ્ત્રોમાં પારંગતપણું પ્રાપ્ત કર્યું. તેમનું જ્ઞાનધ્યાન તેમજ શક્તિ જોઇ ગુરુમહારાજે સં. ૧૫૬૮ માં લાલપુર નગરમાં તેમને ઉપાધ્યાયપદથી વિભૂષિત કર્યા. આ મહોત્સવ સમયે સંઘવી ધીરાજી નામના શેઠે સારો ખર્ચ કર્યો હતો.

હવે તેઓ સ્વતંત્ર રીતે ગ્રામાનુગ્રામ વિહાર કરવા લાગ્યા. તેઓની શક્તિ સર્વ પ્રકારે ખીલી ઊઠી હતી. તેમની શાસ્ત્ર-તત્ત્વ સમજાવવાની શૈલી જ અનોખી હતી. એ પ્રમાણે ભવ્ય જીવો પર ઉપકાર કરતાં અને શાસનશોભા વધારતાં તેઓશ્રી સ્થંભન તીર્થે આવ્યા. ગુરુમહારાજ વયોવૃદ્ધ થઈ જવાથી અહીં જ બિરાજતા હતા. આ સમયે સંઘની વિનતિથી તેમને વિ. સં. ૧૫૭૦માં આચાર્યપદથી અલંકૃત કરવામાં આવ્યા અને આનંદ-વિમળસૂરિ એવું નામ ધારણ કર્યું. આ આચાર્યપદ-પ્રદાન સમયના મહોત્સવનો ખર્ચ જીવરાજ સોનીએ કર્યો હતો.

વિ. સં. ૧૨૦૦ માં તપગચ્છના ઉધ્ધાર પછી ત્રણ સો વર્ષના ગાળા દરમિયાન સાધુસંસ્થામાં શિથિલતાએ સારા પ્રમાણમાં પ્રવેશ કર્યો હતો અને કેટલાક સ્વ-સ્વ મંતવ્યની પુષ્ટિ અર્થે જુદા જુદા મતો-ગચ્છો સ્થાપન કરીને નિરંકુશ જેવા બની ગયા હતા. અગાઉના વૃત્તાંતથી આપણે જાણીએ છીએ કે આ સોળમા જ શતકમાં લુંકા,

બીજામતી, કડવામતિ, પાર્શ્વચંદ્ર વિગેરે અનેક ગચ્છો અસ્તિત્વમાં આવ્યા હતા અને પોતપોતાની મનસ્વાવતી રીતે સૌ કોઈ સ્વતંત્ર રીતે વર્તતા હતા. આવી જ પ્રવૃત્તિ આમ ને આમ ચાલુ રહે તો સમાજ છિન્નભિન્ન થઇ જાય અને કયું સાચું અને કયું ખોટું તેની વિચારણા પણ મુશ્કેલીવાળી બને.

એકદા એકાંતમાં શાસનની ચિંતા કરતાં ગુરુમહારાજને વિચાર ઉદ્ભવ્યો કે આત્મીય કર્તવ્યથી ચ્યૂત થઈ લોકોને અન્યગચ્છીઓ વિભ્રમમાં નાખે છે, ભગવાન મહાવીરે પ્રરૂપેલા શુદ્ધ-નિષ્કલંક ધર્મને પોતાના સુખ-સગવડની ખાતર વિપરીત રૂપે જણાવવામાં આવે છે, ત્યાગના ઓઠા નીચે સમાજને આ લોકો છેતરી રહ્યા છે તે છતી શક્તિએ સહન તો ન જ કરવું જોઇએ. આચાર્યપદની જોખમદારી સવિશેષ છે. ગચ્છની અખંડિતતા જાળવી રાખવી એ મારું કર્તવ્ય છે અને એટલા ખાતર મારે લોકોને ઉન્માર્ગેથી પાછા વાળવા જ જોઇએ. પોતાના મનમાં આ પ્રમાણે નિર્ણય કરી તેમણે તે હકીકત ગુરુમહારાજને જણાવી. તેઓશ્રી આ હકીકત સાંભળી અત્યંત હર્ષિત થયા અને તેમની શક્તિ માટે વિશ્વાસ હોવાથી તેમને **ક્રિયોદ્ધાર** કરવા માટે રજા આપી.

પછી પોતાની સાથે દૃઢ વિચારવાળા ૫૦૦ સાધુઓને લઇને વિ. સં. ૧૫૮૨ માં ચાણસ્મા પાસે આવેલ **વડાવળી** ગામમાં ક્રિયોદ્ધાર કર્યો અને તેને કારણે પોતે વયોવૃદ્ધ થયા હોવાથી ગુરુમહારાજે આણંદવિમળસૂરિને વિ. સં. ૧૫૮૩ માં ગચ્છનાયકપદે-પટ્ટધરપદે સ્થાપ્યા.

## માણિભદ્રની ઉત્પત્તિ

વિ. સં. ૧૫૮૪ માં હેમવિમળસૂરિના કાળધર્મ બાદ તેઓશ્રી વિહાર કરતાં કરતાં માળવામાં પધાર્યા, અને ઉજ્જયિની નગરી પાસેની **ક્ષીપ્રા** નદીના **"ગંધર્વસ્મશાન"** માં કાઉસગ્ગ ધ્યાને રહ્યા. આ સમયે તેમની અચળતા અને પરિષહ સહન કરવાની શક્તિ વિષે એક જાણવાજોગ પ્રસંગ બન્યો. તે નગરીમાં માણેકચંદ નામનો શ્રેષ્ઠી રહેતો હતો. પહેલાં તો તે જૈનધર્મપરાયણ હતો પણ યતિવર્ગની શિથિલતા અને નિષ્ક્રિયતા જોયા પછી તેની શ્રદ્ધા ધર્મ પરથી ઊઠી ગઇ અને સાધુસમાજને તે ઘૃણાની નજરે જોવા લાગ્યો. આમ છતાં માણેકચંદની માતા પ્રભુ મહાવીરના શાસન પ્રત્યે અચળ ભક્તિભાવવાળી હતી. ગુરુમહારાજે આ અવસરે એક માસની તપશ્ચર્યાનો આરંભ કર્યો એટલે તેની માતાએ માણેકચંદને આજ્ઞા કરી કે-'પારણાના અવસરે ગુરુને આપણે ઘેર તેડી લાવજે.' માણેકચંદને માતા પ્રત્યે એટલો પૂજ્યભાવ હતો કે તે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નહિ. પારણાને દિવસે તે ગુરુને તેડી લાવવા ગયો તો ખરો પણ તેની કુતુહલ અને ઘૃણાસ્પદ બુદ્ધિએ એક ટીખળ કર્યું. ગુરુની પરીક્ષા કરવા માટે તેણે સ્મશાનમાં અગ્નિ સળગાવીને સૂરિ-

જીની દાઢી પાસે ધરી એટલે દાઢી સળગતાં ગુરુદેવનું મુખ દાઝયું છતાં પણ પવનથી પર્વતો કંપે નહિ તેમ ગુરુના મુખ પર રંચ માત્ર પણ ફેરફાર ન થયો. માણેકચંદથી આ કાર્ય થતાં તો થઇ ગયું પણ પછી તેના પસ્તાવાનો પાર ન રહ્યો. આવું કાર્ય કરવા છતાં ગુરુને તેના પર કરુણાભાવ જ ઉપજ્યો; કારણ કે તેઓ મોહની વિલક્ષણતા અને કષાયોની કુટિલતા સમજતા હતા. ગુરુના આવા વાત્સલ્યથી ઊલટો તે વધુ શરમીંદો બન્યો. આપણામાં કહેવત છે કે-વેરીને વશ કરવા માટે પ્રેમ એ જ સર્વોત્તમ વશીકરણ છે. પછી માણેકચંદ ગુરુનો ભક્ત બન્યો અને પોતાના અપરાધ બદલ માફી માગી.

માણેકચંદ વ્યાપારાર્થે પાલી રહેતો હતો તેથી તે ગુરુને આગ્રહ કરી પાલી તેડી ગયો. ત્યાંના ચાતુર્માસ દરમિયાન શત્રુંજય માહાત્મ્ય સાંભળવામાં આવતાં તે તીર્થની યાત્રા કરવાની તેની ભાવના જાગૃત થઈ અને ઉત્કૃષ્ટ ભાવનાના યોગમાં ને યોગમાં તાત્કાલિક પ્રતિજ્ઞા પણ લઇ લીધી કે જ્યાંસુધી ગિરિરાજના દર્શન ન થાય ત્યાંસુધી અન્ન-પાણી કંઇ પણ લેવું નહિં. સંઘયાત્રા માટે તરત જ પ્રયાણ શરૂ કર્યું પણ તે સમયે રેલ્વે જેવા ઝડપી સાધનો ન હતા. દિવસો વ્યતીત થવા લાગ્યા અને માણેકચંદને ઉપવાસો ઉપર ઉપવાસો થવા લાગ્યા. ઉપવાસનો સાતમો દિવસ થવા આવ્યો છતાં તેઓ માત્ર સિદ્ધપુર નજીક મગરવાડામાં પહોંચ્યા. આ સમયે ત્યાં આગળ વસતી ન હતી. ઝાડીની ગાઢ ઘટાથી ભયંકર જંગલ જેવું હતું. ત્યાં ભિલ્લ લોકોએ સંઘ પર હુમલો કર્યો અને તેમાં માણેકચંદ શેઠને પ્રાણઘાતક પ્રહાર લાગવાથી શુભ ભાવપૂર્વક શત્રુંજયના ધ્યાનમાં જ મૃત્યુ પામીને તે વ્યંતર નિકાયમાં માણિભદ્ર નામના દેવ થયા.

દિવસે દિવસે ગચ્છ-મમત્વ વધતું જતું હતું. ખરતર તેમ જ તપાગચ્છના સાધુઓ વચ્ચે કદાગ્રહ વધી પડયો હતો અને येन केन प्रकारेण એક બીજા અન્ય ગચ્છીય સાધુઓનો પરાભવ કરવામાં રક્ત રહેતા. કહેવાય છે કે આ મમત્વે એવું જોર પકડયું કે તેના મદમાં કાર્યાકાર્યનું પણ ભાન ન રહ્યું. ખરતરગચ્છીય સાધુઓએ ભૈરવની આરાધના કરી તેના દ્વારા તપાગચ્છીય લગભગ ૫૦૦ સાધુઓનો સંહાર કરાવ્યો. આ નિર્દય સમાચાર સાંભળતાં જ આણંદવિમળસૂરિનું મન ખિન્ન બન્યું. તપગચ્છની સારસંભાળનો બોજો પોતાને શિર હોવાથી આવા કૃત્યોની ઉપેક્ષા કરી શકાય તેમ ન હતું. પોતે પોતાનો પાલણપુર તરફ વિહાર લંબાવી મગરવાડાની ઝાડીમાં વાસ કર્યો. રાત્રિએ ધ્યાનસ્થ અવસ્થા સમયે માણિભદ્ર દેવ તેમની સમક્ષ પ્રગટ થયો અને આજ્ઞા ફરમાવવા જણાવ્યું. ગુરુમહારાજે ખરતરગચ્છીય યતિઓના જુલમોની વાત કહી બતાવી તેવા સીતમોનું નિવારણ કરવાનું કહ્યું. માણિભદ્રે શાસનભક્તિને અંગે તે કથન સ્વીકાર્યું પણ સાથોસાથ માગણી કરી કે તપગચ્છના દેરાસરો તેમ જ ઉપાશ્રયમાં મારી મૂર્તિની સ્થાપના કરવામાં આવે.

ગુરુએ તેનું વચન સ્વીકાર્યું ને તે વાતની સાક્ષીરૂપે અત્યારે પણ કેટલાક સ્થળોએ માણિભદ્રની મૂર્તિની સ્થાપના જોવામાં આવે છે.

આનંદવિમળસૂરીશ્વરજીને માટે ક્રિયોદ્ધાર કરવા માત્રથી સંતોષ પકડી શાન્ત રહેવાનું સર્જાયું નહોતું. અન્ય કેટલાક યતિ વિગેરેના સ્વચ્છંદાચારને કારણે જૈનેતર વિદ્વાનો જૈન શાસન પર આક્ષેપ કરતા અને કોઇ કોઈ વાર તો વાદ પણ શરૂ થતા. પરન્તુ એક શક્તિશાળી પટ્ટધર તરીકે આચાર્યશ્રી આણંદવિમળસૂરીશ્વરજી તે બધાને પહોંચી વળતા. આ ઉપરાંત નીચેનું એક બીજું મહત્ત્વનું કાર્ય તેમણે તેમના જીવન દરમિયાન કર્યું.

સુડતાલીશમા પટ્ટધર શ્રી સોમપ્રભસૂરિએ પોતાના શાસનકાળ દરમિયાન મારવાડ આદિ પ્રદેશોમાં શુદ્ધ જળના અભાવથી સાધુઓનો વિહાર બંધ કરાવ્યો હતો. આનો લાભ લઈ કેટલાક કુમતવાદીઓએ ત્યાં પોતાનું પરિબળ જમાવ્યું હતું. આણંદવિમળસૂરીશ્વરજીને આં ન રુચ્યું, કારણ કે જો આવી ને આવી પ્રથા પ્રચલિત રહે તો ભવિષ્યમાં તે તે ક્ષેત્રોમાં તપાગચ્છીય શુદ્ધ માર્ગ ભયમાં આવી પડે અને કુમતવાદીઓનું અતિશય જોર વધી જાય. લોકો તો ગતાનુગતિક આચરણવાળા હોય છે. તેઓ કયો માર્ગ સાચો છે તેની ઊંડી ગવેષણા–ચોકસાઇ કરવા તરફ પ્રાયે બેદરકાર હોય છે, એમ વિચારી તેમણે અનેક કષ્ટોનો સામનો કરી મારવાડમાં વિહાર શરૂ કરાવ્યો. સૂર્યનો પ્રકાશ થતાં જેમ ખજુઓ ઝાંખો પડી જાય તેમ શુદ્ધ ક્રિયામાર્ગનો તેમ જ સત્ય ઉપદેશનો પ્રચાર થતાં મિથ્યાત્વીઓની બીછાવેલી જાળ ધીમે ધીમે નાશ પામવા લાગી અને લોકોએ પુનઃ શુદ્ધ જૈન ધર્મનો સ્વીકાર કર્યો. આણંદવિમળસૂરિએ જેસલમેર તરફ પોતાના વિદ્વાન શિષ્ય **વિદ્યાસાગર**ને મોકલ્યા જ્યાં તેમણે ખરતરગચ્છના સાધુઓ સાથે વાદ કરી તેમને પરાજિત કર્યા. આ વિદ્યાસાગર ઉપાધ્યાય ઉત્કૃષ્ટ શીલવાન ગણાતા હતા. જિંદગી પર્યંત ઓછામાં ઓછા તપ તરીકે તેમને છઠ્ઠનો અભિગ્રહ હતો અને પારણાના દિવસે પણ આયંબિલ જ કરતા. જેસલમેર ઉપરાંત મેવાડ દેશમાં વીજામતીઓને, અને મોરબી વિગેરે ગામોમાં લુંકામતવાળાઓનો તેમણે વાદમાં પરાજય કર્યો હતો.

શ્રી આણંદવિમળસૂરીશ્વરજી આવી રીતે શાસનશોભા વધારી રહ્યા હતા છતાં શાસનના મુખ્ય અંગભૂત જિનપ્રતિમા વિષે તેમનું દુર્લક્ષ્ય નહોતું. ક્રમે ક્રમે તેમણે ભક્ત શ્રાવકોને પ્રતિબોધી અજયમેરુ, સાંગાનયર, જેસલમેર, મંડોવર, નાગોર, નાડલાઈ, સાદડી, શીરોહી, પાલીતાણા, જુનાગઢ, પાટણ, રાધનપુર, અમદાવાદ, મહેસાણા, કાવી, ગંધાર, કપડવંજ, ઇડર, ખંભાત આદિ અનેક સ્થળોએ પ્રતિષ્ઠા તેમ જ અંજનશલાકાઓ કરાવી હતી. સાધુવિહારના અભાવે જેસલમેરમાં ૬૪ જિનપ્રાસાદો બંધ થઇ ગયા હતા અને કુમતવાદીઓએ ત્યાં કાંટા નખાવ્યા હતા તે બધા જિનમંદિરોને પોતે સ્વપ્રયાસથી ઉઘડાવ્યા ને લોકોને જિનપૂજાપરાયણ બનાવ્યા.

સૌરાષ્ટ્રના અધિપતિ સૂરત્રાણે એવો આદેશ ફરમાવ્યો હતો કે જે વાદમાં જીત મેળવી શકે તેઓએ જ મારી હકુમતના પ્રદેશમાં વિચરવું. આ ઉપરથી પાદશાહના માનીતા **તૃણુસિંહ** નામના આણંદવિમળસૂરિના ભક્ત શ્રાવકે ગુરુને સમર્થ જાણી ભવ્ય લોકોના ઉપકારને માટે સૌરાષ્ટ્રમાં વિચરવા તેમને વિજ્ઞપ્તિ કરી. પરિણામે ગુરુએ પોતાના **પં. જગર્ષિ** પ્રમુખ શિષ્યોને સૌરાષ્ટ્રમાં વિહાર કરવા માટે આજ્ઞા કરી. પંન્યાસ જગર્ષિએ છ-વિગયનો ત્યાગ કર્યો હતો. તેમણે સૌરાષ્ટ્રમાં આવી સૂરત્રાણ પર સારો પ્રભાવ પાડ્યો અને જૈન શાસનની જાહોજલાલી વધારી.

વિહાર કરતાં કરતાં સૂરિજી શ્રી શત્રુંજય તીર્થે પધાર્યા. ત્યાંના જીર્ણ પ્રાસાદોને જોઇ તેના ઉદ્ધાર માટે તેમને ભાવના જાગૃત થઇ. આ સમયે ચિતોડગઢના રહેવાસી ઓશવાળ **કરમાશા** ત્યાં આવ્યા હતા. તેઓ ગુરુના પરમ ભક્ત હતા. ગુરુએ તેમને પોતાની ઇચ્છા કહી સંભળાવી અને જીર્ણોદ્ધારનું મહત્ત્વ સમજાવ્યું. પરિણામે ગુરુના ઉપદેશથી કર્માશાએ વિ. સં. ૧૫૮૭ માં ગિરિરાજ શ્રી શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કર્યો.

તેમની શાસનધગશ અને ઉપદેશશૈલી પ્રભાવિક હતી. જુદા જુદા શ્રેષ્ઠીપુત્રો, રાજકુમારો તેમ જ અન્ય જનસમૂહને પ્રતિબોધી તેમણે ૫૦૦ ભવ્ય જીવોને પ્રવ્રજ્યા અંગીકાર કરાવી હતી. તે સમયે તેમની આજ્ઞામાં ૧૮૦૦ સાધુઓ વિચરતા હતા.

આ સિવાય તેમની ત્યાગપરાયણ વૃત્તિ પણ ઓછી ન હતી. દીક્ષા લીધા પછી અનેક નિમિત્તે ભિન્ન ભિન્ન પ્રકારનો તપ કર્યો હતો, પરંતુ ક્રિયોદ્ધાર કર્યા બાદ ચૌદ વર્ષ સુધી તો છઠ્ઠ તપની તપશ્ચર્યા કરી હતી.

વિહાર કરતાં કરતાં તેઓ રાજનગર (અમદાવાદ) આવી પહોંચ્યા. સૂરિજીનું શરીર ધીમે ધીમે અશક્ત બનતું જતું હતું. તેમને જણાયું કે પોતાનું આયુષ્ય અલ્પ છે. શરીરમાં વ્યાધિએ જોર જમાવ્યું. રાજનગરના સંઘે અનેક ઉપચારો કરાવ્યા પણ કારી ન ફાવી. છેવટે ગુરુશ્રીએ અણશણ સ્વીકાર્યું અને નવમે ઉપવાસે નિજામપુરામાં વિ.સં. ૧૫૯૬ ના ચૈત્ર શુદિ ૭ના પ્રાતઃકાળમાં તેઓ સ્વર્ગવાસી થયા. તેઓ મહાતપસ્વી, ક્રિયોદ્ધારક અને સુવિહિતશિરોમણિ હતા. તેમના શિષ્યો-પ્રશિષ્યો પણ પ્રભાવક ને સમર્થ થયા હતા. તેમના શિષ્ય વાનરઋષિએ ( વિજયવિમળે ) સં. ૧૬૨૨ પહેલાં ગચ્છાચાર પયન્ના પર ટીકા લખી હતી. આ સિવાય બીજા શિષ્યોએ પણ સારી સાહિત્યપ્રવૃત્તિ કરી હતી.

ક્રિયોદ્ધાર કર્યો બાદ વિ. સં. ૧૫૮૩માં પાટણમાં રહીને તેમણે સાધુઓ માટે પાંત્રીસ બોલનો નિયમ બહાર પાડ્યો જે અનુસાર સાધુઓએ પોતાના આચાર-વિચાર પાળવાના હતા. તે બોલોની-નિયમોની યાદી નીચે મુજબ છેઃ—

૧ ગુરુની આજ્ઞાપૂર્વક વિહાર કરવો.
૨ વણિક સિવાય બીજાને દીક્ષા દેવી નહી.
૩ ગીતાર્થની નિશ્રાએ મહાસતીને ( સાધ્વીને ) દીક્ષા દેવી.
૪ ગુરુમહારાજ દૂર હોય અને અન્ય ગીતાર્થ પાસે કોઇ દીક્ષા લેવા

આવે તો તેની પરીક્ષા કરી વેષ પલટાવવો પણ ગુરુ પાસે વિધિપૂર્વક દીક્ષા દેવરાવીને યોગ વહેવરાવવા.

૫ પાટણમાં ગીતાર્થનો સંઘાડો (સમૂહ) રહે, ચોમાસામાં બીજે નગરે છ છ ઠાણા અને ગામડામાં ત્રણ ત્રણ ઠાણા ચોમાસુ રહે.

૬ ગુરુમહારાજ દૂર હોય તો કાગળથી આજ્ઞા મગાવવી.

૭ મહાત્માએ પણ એકલા વિહાર ન કરવો.

૮ કોઇ સાધુ એકલો વિહાર કરતો આવે તો માંડલે કોઇને ન બેસારવો.

૯ બીજ, પાંચમ, આઠમ, એકાદશી, ચૌદશ, અમાવાસ્યા અને પૂર્ણિમા એમ એક મહિનામાં બાર દિવસ વિગય ન વહોરવી. અને ઉપવાસ, આયંબિલ, નીવી યથાશક્તિ તપ કરવો.

૧૦ તિથિ વધે (બે હોય) ત્યારે એક દિવસ વિગય ન વહોરવી.

૧૧ પાત્રાને રોગાન ન દેવો.

૧૨ પાત્રા કાળાં-કાટુળાં કરવાં. (શોભીતા ન કરવા)

૧૩ યોગ વહ્યા વિના સિદ્ધાંત ન વાંચવા.

૧૪ એક સામાચારીના સાધુ કોઇ વાર બીજે ઉપાશ્રયે રહ્યા હોય તો ગીતાર્થ પાસે આવી, વાંદણા દઇ, શય્યાતર ગૃહ પૂછી વહોરવા જ

૧૫ દિવસમાં આઠ થોયવાળાં દેવ એક વાર વાંદવા.

૧૬ દિવસ મધ્યે ૨૫૦૦) સજ્ઝાયધ્યાન કરવું જોઇએ. પણ ન બને તો જઘન્ય ૧૦૦) સજ્ઝાયધ્યાન તો જરૂર કરવું.

૧૭ વસ્ત્ર, પાત્ર, કાંબલ, વિગેરે ઉપગરણો પોતે ઉપાડવાં, ગૃહસ્થ પાસે ઉપડાવવા નહી.

૧૮ વરસ મધ્યે ધોણી એક કરવી; બીજી ધોણી ન કરવી ( વસ્ત્ર બે વાર ન ધોવાં )

૧૯ પોસાલમાંહિ કોઇએ જવું નહિ.

૨૦ પોસાલે ભણવા પણ ન જવું.

૨૧ એક સહસ્ર શ્લોક કરતાં વધુ લહીઆ પાસે ન લખાવવું.

૨૨ દ્રવ્ય અપાવી કોઇએ ભટ્ટ (બ્રાહ્મણ) પાસે ન ભણવું.

૨૩ જે ગામે ચોમાસુ રહ્યા હોય ત્યાં ચોમાસાના પારણે (ચોમાસું ઉતર્યે) વસ્ત્ર વહોરવું ન કલ્પે.

૨૪ અકાળ સજ્ઝાયે આયંબિલ કરવું.

૨૫ એકાસણું સદૈવ કરવું.

૨૬ છટ્ઠાદિકને પારણે ગુરુ કહે તેવો તપ કરવો.

૨૭ પારિઠાવણીયાગારેણં ન કરવું.

૨૮ આઠમ, ચૌદશ, અંજવાળી પાંચમ-એમ પાંચ તિથિએ ઉપવાસ કરવા.

૨૯ આઠમ ચૌદશે વિહાર ન કરવો.

૩૦ નીવીમાં એક નિવિયાતાંથી વધારે ન લેવું.

૩૧ ચોરાશી ગચ્છમાંહેલા કોઇપણ મહાત્માને ગુરુના કહ્યા વિના ન રાખવો.

૩૨ ગુરુને પૂછ્યા વિના નવી અરૂપણા-નવી સામાચારી ન શરૂ કરવી.

૩૩ નવો નિવાસસ્થાન ન ધારવો.

૩૪ કોરૂં લુગડું ન વાપરવું.

૩૫ કોરા માંહે ગોડીઆ ભરવા, અટાંણુ સાલુ ગીતા રહાથલી ન વાપરવા.

सिरिविजयदाणसूरी, पट्टे सगवण्णए ५७ अ अडवण्णे ।
सिरिहीरविजयसूरी ५८, संपइ तवगणदिणिंदसमा ॥ १९ ॥

तत्पट्टे श्रीविजयदानसूरिः ।
तत्पट्टे श्रीहीरविजयसूरिः ।

ગાથાર્થઃ—શ્રીઆણંદવિમળસૂરિની પાટે સત્તાવનમા પટ્ટધર શ્રી વિજયદાનસૂરિ થયા અને તેમની પાટે તપગચ્છરૂપી ગગનમાં સૂર્યસમાન શ્રી હીરવિજયસૂરિ અઠ્ઠાવનમા પટ્ટધર થયા. ૧૯

व्याख्या—५७ सिरिविजयत्ति–श्रीआनन्दविमलसूरिपट्टे सप्तपंचाशत्तमः श्रीविजयदानसूरिः । येन भगवता स्तंभतीर्थाऽ–हम्मदावाद–पत्तन–महीशानक–गन्धारबंदिरादिषु महामहोत्सवपुरस्सरमनेकजिनबिंबशतानि प्रतिष्ठितानि ॥

यदुपदेशमवाप्य सूरत्राणमहिमूदमान्येन मंत्रिगलराजाऽपरनामकमलिकश्रीनगदलेनाऽश्रुतपूर्वी षाण्मासीं शत्रुंजयमुक्तिं कारयित्वा सर्वत्र कुंकुमपत्रिकाप्रेषणपुरस्सरसम्मीलिताऽनेकदेश–नगर–ग्रामादिसंघसमेतेन श्रीशत्रुंजययात्रा, मुक्ताफलादिना श्रीशत्रुंजयवर्धापनं श्रीभरतचक्रिवच्चक्रे ।

तथा यदुपदेशपरायणैर्गांधारीय सा० रामजी, अहम्मदावादसत्क सं० कुंअरजीप्रभृतिभिः शत्रुंजये चतुर्मुखाऽष्टापदादिप्रासादा देवकुलिकाश्च कारिताः । उज्जयन्तगिरौ जीर्णप्रासादोद्धारश्च॥

तथा सूर्यस्येव यस्योदये तारका इवोत्कटवादिनोऽदृश्यतां प्रापुः ।

यो भगवान् सिद्धांतपारगामी अखण्डितप्रतापाज्ञोऽप्रमत्तया रूपश्रिया च श्रीगौतमप्रतिमो गूर्जर–मालव–मरुस्थली–कुंकुणादिदेशेष्वशेषेष्वप्रतिबद्धविहारी पष्ठाऽष्टमादितपः कुर्वन्नपि यावज्जीवं घृताऽतिरिक्तविकृतिपंचकपरिहारी मादृशामपि शिष्याणां श्रुतादिदाने वैश्रमणाऽनुकारी अनेकवारैकादशांगपुस्तकशुद्धिकारी । किं बहुना ? तीर्थंकर इव हितोपदेशादिना परोपकारी सर्वजनप्रतीतः ॥

तस्य वि० त्रिपंचाशदधिके पंचदशशत १५५३ वर्षे जामलास्थाने जन्म, द्वाषष्ठ्यधिके १५६२ दीक्षा, सप्ताशीत्यधिके १५८७ सूरिपदं, द्वाविंशत्यधिकषोडशशत १६२२ वर्षे वटपल्यामनशनादिना सम्यगाराधनपुरस्सरं स्वर्गः ॥

५८ अडवण्णेत्ति–श्रीविजयदानसूरिपट्टेऽष्टपञ्चाशत्तमाः श्रीहीरविजयसूरयः । किं विशिष्टाः ? संप्रति तपागच्छे आदित्यसदृशास्तदुद्योतकत्वात् । तेषां विक्रमतः त्र्यशीत्यधिके पञ्चदशशतवर्षे १५८३ मार्गशीर्षशुक्लनवमीदिने प्रह्लादनपुरवास्तव्य ऊकेशज्ञातीय

सा० कुंराभार्यानाथीगृहे जन्म, षण्णवत्यधिके १५९६ कार्तिकबहुलद्वितीयायां २ पत्तन-नगरे दीक्षा, सप्ताऽधिके षोडशशतवर्षे १६०७ नारदपुर्यां श्रीऋषभदेवप्रासादे पण्डितपदम् । अष्टाधिके १६०८ माघशुक्लपञ्चमीदिने नारदपुर्यां श्रीवरकाणकपार्श्वनाथसनाथे श्रीनेमिनाथ-प्रासादे वाचकपदम् । दशाधिके १६१० सीरोहीनगरे सूरिपदम् ॥

तथा येषां सौभाग्यवैराग्यनिःस्पृहतादिगुणश्रेणेरेकमपि गुणं वचोगोचरीकर्तुं वाचस्पति-रप्यचतुरः । तथा स्तम्भतीर्थे येषु स्थितेषु तत्रत्य श्रद्धालुभिः टङ्कानामेका कोटिः प्रभावनादि-भिर्व्ययीकृता । येषां चरणविन्यासे प्रतिपदं सुवर्णटङ्करूप्यनाणकमोचनं पुरतश्च मुक्ताफलादिभिः स्वस्तिकरचनं प्रायस्तदुपरि च रौप्यकनाणकमोचनं चेत्यादि संप्रत्यपि प्रत्यक्षसिद्धम् ॥

येश्च सीरोह्यां श्रीकुन्थुनाथबिम्बानां प्रतिष्ठा कृता । तथा नारदपुर्यामनेकानि जिन-बिम्बानि प्रतिष्ठानि । तथा स्तम्भतीर्थाऽहम्मदावादपत्तननगरादौ अनेकटङ्कलक्षव्ययप्रकृष्टा-भिरनेकाभिः प्रतिष्ठाभिः सहस्रशो बिम्बानि प्रतिष्ठितानि । येषां च विहारादौ युगप्रधान-समानाऽतिशयाः प्रत्यक्षसिद्धा एव ॥

तथाऽहम्मदावादनगरे लुङ्कामताऽधिपतिः ऋषिमेघजीनामा स्वकीयमताऽऽधिपत्यं "दुर्गतिहेतु"रिति मत्वा रज इव परित्यज्य पञ्चविंशतिमुनिभिः सह सकलराजाधिराजपाति-साहि-श्रीअकब्बरराजाज्ञापूर्वकं तदीयाऽऽतोद्यवादनादिना महामहपुरस्सरं प्रव्रज्य यदीय-पादाम्भोजसेवापरायणो जातः । एतादृशं च न कस्याऽप्याऽऽचार्यस्य श्रुतपूर्वम् ।

किञ्च । येषामशेषसंविग्नसूरिशेखराणामुपदेशात् सहस्रशो गजानां लक्षशो वाजिनां गूर्जर–मालव–विहार–अयोध्या–प्रयाग–फतेहपुर–दिल्ली–लाहुर–मुलतान–क्याबिल–अजमेर–बङ्गालाद्यभिधानानामनेकदेशसमुदायात्मकानां द्वादशसूबानां चाऽधीश्वरो महाराजाधिराजशिरः-शेखरः पातिसाहिश्रीअकब्बरनरपतिः स्वकीयाखिलदेशेषु षाण्मासिकाऽमारिप्रवर्तनं, जीजयाऽ-भिधानकरमोचनं च विधाय सकललोकेषु जाग्रत्प्रभावभवनं श्रीमज्जिनशासनं जनितवान् । तद्‌-व्यतिकरो विस्तरतः श्रीहीरसौभाग्यकाव्यादिभ्योऽवसेयः । समासतस्त्वेवम् ।

एकदा कदाचित् प्रधानपुरुषाणां मुखवार्त्तया श्रीमद्‌गुरूणां निरुपमशमदमसंवेगवैराग्यादि-गुणगणश्रवणतश्चमत्कृतचेतसा पातिसाहि–श्रीअकब्बरेण स्वनामाङ्कितं फुरमानं प्रेष्याऽतिबहु-मानपुरस्सरं गन्धारबंदिरात् दिल्लीदेशे आगराख्यनगरासन्नश्रीफतेपुरनगरे दर्शनकृते समा-कारिताः सन्तोऽनेकभव्यजनक्षेत्रेषु बोधिबीजं वपन्तः श्रीगुरवः क्रमेण विहारं कुर्वाणाः विक्रमत एकोनचत्वारिंशदधिकषोडशशतवर्षे १६३९ ज्येष्ठबहुलत्रयोदशीदिने तत्र संप्राप्ताः । तदानीमेव

च तदीय प्रधानशिरोमणि–शेप(ख)श्रीअबलफजलाख्यद्वारा उपाध्यायश्रीविमलहर्षगणिप्रभृत्यनेक-मुनिनिकरपरिकरिता: श्रीसाहिना समं मिलिता: । तदवसरे च श्रीमत्साहिना सादरं स्वागतादि पृष्ट्वा स्वकीयास्थानमण्डपे समुपवेश्य च परमेश्वरस्वरूपं, धर्मस्वरूपं च कीदृशं च कथं च परमेश्वर: प्राप्यत इत्यादि धर्मगोचरो विचार: प्रष्टुमारेभे । तदनु श्रीगुरुभिरमृतमधुरया गिराऽष्टादशदोष-विधुरपरमेश्वरपञ्चमहाव्रतस्वरूपनिरूपणादिना तथा धर्मोपदेशो ददे यथा आगराद्रङ्गतोऽजमेर-नगरं यावदध्वनि प्रतिक्रोशं कूपिकोपेतमनारान्विधाय स्वकीयाखेटककलाकुशलताप्रकटनकृते प्रतिमनारं शतशो हरिणविषाणारोपणविधानादिना प्राग् हिंसादिकरणरतिरपि स भूपतिर्दयादान-यतिसङ्गतिकरणादिप्रवणमति: सञ्जात: ।

ततोऽतीवसन्तुष्टमनसा श्रीसाहिना प्रोक्तम्–यत् पुत्रकलत्रधनस्वजनदेहादिषु निरीहेभ्य: श्रीमद्भ्यो हिरण्यादिदानं न युक्तिमत् । अतो यस्मदीयमन्दिरे पुरातनं जैनसिद्धान्तादिपुस्तकं समस्ति, तद्गृहीत्वाऽस्माकमनुग्रहो विधेय: । पश्चात् पुन: पुनराग्रहवशात् तत्समादाय श्रीगुरुभि: आगरा-ख्यनगरे चित्कोशतयाऽमोचि । तत्र साधिकप्रहरं यावद्धर्मगोष्ठीं विधाय श्रीमत्साहिना समनुज्ञाता: श्रीगुरवो महताडम्बरेण उपाश्रये समाजग्मु: । तत: सकलेऽपि लोके प्रवचनोन्नति: स्फोतिमती सञ्जाता ।

तस्मिन् वर्षे आगराख्यनगरे चतुर्मासककरणान्तरं सुरीपुरे श्रीनेमिजिनयात्राकृते समागतै: श्रीगुरुभि: पुरातनयो: श्रीऋषभदेव–नेमिनाथसम्बन्धिन्योर्महत्यो: प्रतिमयोस्तदानीमेव निर्मित-श्रीनेमिजिनपादुकायाश्च प्रतिष्ठा कृता । तदनु आगराख्यनगरे सा० मानसिंह कल्याणमल्लकारितश्री-चिन्तामणिपार्श्वनाथादिबिम्बानां प्रतिष्ठा शतश: सुवर्णटङ्कव्ययादिना महामहेन निर्मिता । तत्तीर्थं च प्रथितप्रभावं सञ्जातमस्ति ।

तत: श्रीगुरव: पुनरपि फतेपुरनगरे समागत्य श्रीसाहिना साकं मिलिता: । तदवसरे च प्रहरं यावद्धर्मप्रवृतिकरणानन्तरं श्रीसाहिरवदत् यत् श्रीमन्तो मया दर्शनोत्कण्ठितेन दूरदेशादा-कारिता: । अस्मदीयं च न किमपि गृह्यते । तेनाऽस्मत्सकाशात् श्रीमद्भि: सचित्तं याचनीयं येन वयं कृतार्था भवाम: । तत् सम्यग् विचार्य श्रीगुरुभिस्तदीयाऽखिलदेशेषु पर्युषणापर्वसत्काऽष्टाह्निका-याममारिप्रवर्तनं बन्दिजनमोचनं चाऽयाचि, ततो निर्लोभताशान्ततात्यतिशयितिगुणगणातिचमत्कृत-चेतसा श्रीसाहिना अस्मदीयान्यपि चत्वारि दिनानि समधिकानि भवन्त्विति कथयित्वा स्ववशीकृत-देशेषु श्रावणबहुलदशमीत: आरभ्य भाद्रपदशुक्लषष्ठीं यावदमारिप्रवर्तनाय द्वादशदिनामारिसत्कानि काञ्चनरचनाञ्चितानि स्वनामाङ्कितानि षट् फुरमानानि त्वरितमेव श्रीगुरूणां समर्पितानि । तेषां व्यक्ति:–प्रथमं गूर्जरदेशीयं, द्वितीयं मालवदेशसत्कं, तृतीयं अजमेरदेशीयं, चतुर्थं दिल्लीफतेपुरदेश-सम्बन्धि, पञ्चमं लाहुरमुल्तानमण्डलसत्कम्, श्रीगुरूणां पार्श्वे रक्षणाय षष्ठं देशपञ्चक–

सम्बन्धि साधारणं चेति । तेषां तु तत्तद्देशेषु प्रेषणेनाऽमारिपटहोद्घोषणवारिणा सिक्ता सती पुराऽज्ञायमाननामाऽपि कृपावल्ली सर्वत्राऽऽर्याऽनार्यकुलमण्डपेषु विस्तारवती बभूव ।

तथा बन्दिजनमोचनस्याऽप्यङ्गीकारपुरस्सरं श्रीसाहिना श्रीगुरूणां पार्श्वादुत्थाय तदैवाऽनेकगव्यू तमिते डाबरनाम्नि महासरसि गत्वा साधुसमक्षं स्वहस्तेन नानाजातीयानां देशान्तरीयजन प्राभृतीकृतानां पक्षिणां मोचनं चक्रे । तथा प्रभाते कारागारस्थबहुजनानां बन्धनभञ्जनमप्यकारि । एवमनेकशः श्रीमत् साहेर्मिलनेन श्रीगुरूणां धरित्रीमरुमण्डलादिषु श्रीजिनप्रासादोपाश्रयाणामुपद्रवनिवारणायानेकफुरमानविधापनादिना प्रवचनप्रभावनादिप्रभावो यो लाभोऽभवत् स केन वर्णयितुम् शक्यते ? ।

तदवसरे च संजातगुरुतरगुरुभक्तिरागेण मेडतीय सा० सदारंगेण मार्गणगणेभ्यो भूतिमद्गजदानद्विपशदऽश्वदानलक्षप्रासादविधानादिना, दिल्लीदेशे श्राद्धानां प्रतिगृहं सेरद्वयप्रमाणखण्डलम्भनिकानिर्माणादिना च श्रीजिनशासनोन्नतिश्चक्रे । तथैका प्रतिष्ठा सा० थानसिंघकारिता । अपरा च सा० दूजणमल्लकारिता श्रीफतेपुरनगरेऽनेकटङ्कलक्षव्ययादिना महामहोत्सवोपेता विहिता । किञ्च—

प्रथमचातुर्मासिकमागराख्यद्रङ्गे, द्वितीयं फतेपुरे, तृतीयमभिरामाबादे, चतुर्थं पुनरप्यागराख्ये चेति चतुर्मासीचतुष्टयं तत्र देशे कृत्वा गूर्जरदेशस्थश्रीविजयसेनप्रभृतिसंघस्याऽऽग्रहवशात् श्रीगुरुचरणा धरित्रीपवित्रीकरणप्रवणान्तःकरणाः श्रीशेषूजी—श्रीपाहूजी—श्रीदानीआराऽभिधपुत्रादिप्रवरपरिकराणां श्रीमत्साहिपुरन्दराणां पार्श्वे फुरमानादिकार्यकरणतत्परानुपाध्यायश्रीशान्तिचंद्रगणिवरान् मुक्त्वा, मेडतादिमार्गे विहारं कुर्वाणा नागपुरे चतुर्मासीं विधाय क्रमेण सीरोहीनगरे समागताः । तत्रापि नवीनचतुर्मुखप्रासादे श्रीआदिनाथादिबिम्बानाम् , श्रीअजितजिनप्रासादे श्रीअजितजिनादिबिम्बानां च क्रमेण प्रतिष्ठाद्वयं विधाय अर्बुदाचले यात्रार्थं प्रस्थिताः, तत्र विधिना यात्रां विधाय यावद्धरित्रीदिशि पादावधारणं विदधति तावत् महारायश्रीसुलतानजीकेन सीरोहीदेशे पुरा कराऽतिपीडितस्य लोकस्य अथ पीडां न विधास्यामि, मारिनिवारणं च करिष्यामीत्यादिविज्ञप्तिं स्वप्रधानपुरुषमुखेन विधाय श्रीगुरवः सीरोह्यां चतुर्मासीकरणायाऽत्याग्रहात् समाकारिताः । पश्चात् तद्राजोपरोधेन, तद्देशीयलोकानुकम्पया च तत्र चतुर्मासीं विधाय क्रमेण रोहसरोतरामार्गे विहारं कुर्वन्तः श्रीपत्तननगरं पावितवन्तः । अथ पुरा श्रीसूरिराजैः श्रीसाहिहृदयाऽऽलवालरोपिता कृपालतोपाध्यायश्रीशान्तिचंद्रगणिभिः स्वोपज्ञकृपारसकोशाख्यश्रावणजलेन सिक्ता सती वृद्धिमती बभूव । तदभिज्ञानं च श्रीमत्साहिजन्मसम्बन्धी मासः, श्रीपर्युषणापर्वसत्कानि द्वादशदिनानि, सर्वेऽपि रविवाराः, सर्वसंक्रान्तितिथयः, नवरोजसत्को मासः, सर्वे

ईदीवासराः, सर्वे मिहरवासराः, सोफीआनकवासराश्चेति षाण्मासिकामारिसत्कं फुरमानं, जीजी-आभिधानकरमोचनसत्कानि फुरमानानि च श्रीमत्साहिपार्श्वात् समानीय धरित्रीदेशे श्रीगुरूणां प्राभृतीकृतानीति । एतच्च सर्वजनप्रतीतमेव । तत्र नवरोजादिवासराणां व्यक्तिस्तत्फुरमानतोऽव-सेया । किञ्च, अस्मिन् दिल्लीदेशविहारे श्रीमद्गुरूणां श्रीमत्साहिप्रदत्तबहुमानतः निष्प्रतिमरू-पादिगुणगणानां श्रवणवीक्षणतश्चानेकम्लेच्छादिजातीया अपि सद्यो मद्यमांसाशनजीवहिंसनादिरतिं परित्यज्य सद्धर्मकर्मासक्तमतयः, तथा केचन प्रवचनप्रत्यनीका अपि निर्भरभक्तिरतयः अन्यपक्षीया अपि कक्षीकृतसद्भूतोद्भूतगुणततयश्चाऽऽसन् । इत्याद्यनेकेऽवदाताः षड्दर्शनप्रतीता एव ।

तथा श्रीपत्तननगरे चतुर्मासककरणादनु विक्रमतः षट्चत्वारिंशदधिकषोडशशत १६४६ वर्षे स्तम्भतीर्थे सा० तेजपालकारिता सहस्रशो रुप्यकव्ययादिनाऽतीवश्रेष्ठां प्रतिष्ठां विधाय श्री-जिनशासनोन्नतिं तन्वानाः श्रीसूरिराजो विजयन्ते ॥ १९ ॥

*વ્યાખ્યાર્થ*:—શ્રી આનંદવિમળસૂરિની પાટે સત્તાવનમા પટ્ટધર તરીકે શ્રી **વિજયદાનસૂરિજી** થયા હતા કે જેમણે ખંભાત, અમદાવાદ, પાટણ, મહેસાણા, ગંધાર બંદર વિગેરે શહેરોમાં મહોત્સવપૂર્વક અનેક જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી.

વળી જેમના ઉપદેશથી સુલતાન મહમદના માનીતા **ગલરાજ** અથવા મલિક શ્રી **નગદલ** નામના મંત્રીદ્વારા કદી નહીં સાંભળેલી એવી શત્રુંજય તીર્થની છ મહિના સુધી કરમુક્તિ કરાવીને સર્વ સ્થળે કુંકુમપત્રિકા મોકલવાથી એકત્ર થયેલ અનેક દેશ તથા નગરના શ્રી સંઘ સહિત મુક્તાફળ ( મોતી ) વિગેરે દ્વારા શ્રી શત્રુંજયને વધાવીને ભરતચક્રીની માફક યાત્રા કરી હતી.

તેમજ તેમના ઉપદેશથી ગંધાર બંદરના રહીશ શા રામજીએ તથા અમદાવાદના શા કુંવરજી વિગેરે શ્રેષ્ઠીઓએ શત્રુંજય તીર્થ પર ચોમુખજી, અષ્ટાપદ વિગેરે જિનાલયો તેમજ દેરીઓ કરી હતી. આ ઉપરાંત ગિરનાર પર્વત પર જીર્ણ જિનાલયનો ઉદ્ધાર કરાવ્યો હતો.

આ ઉપરાંત, સૂર્યોદય થતાં જેમ તારાઓ વિલુપ્ત થઈ જાય તેમ તેમના સમયમાં પ્રખર વાદીઓ પણ અદ્રશ્ય થઈ ગયા હતા.

તેઓ સિદ્ધાંતના જ્ઞાતા, અખંડિત આજ્ઞાવાળા, અત્યંત તેજસ્વી શરીરાકૃતિને કારણે ગૌતમસ્વામી સરખા, ગુજરાત, માળવા, મારવાડ, કુંકણ વિગેરે દેશોમાં અસ્ખલિતપણે વિચર-નારા, છઠ્ઠ તેમજ અઠ્ઠમ વિગેરે તપશ્ચર્યા કરવા છતાં પણ ઘી સિવાયની બાકીની પાંચ

વિગયોનો જિંદગી પર્યંત ત્યાગ કરનારા, મારી જેવા (શ્રી ધર્મસાગર ઉપાધ્યાય) શિષ્યોને આગમાધ્યયન કરાવવામાં કુબેર સરખા, અનેક વાર અગિયાર અંગની શુદ્ધિ કરનારા, વધારે તો શું કહીએ ? તીર્થંકર પરમાત્માની પેઠે હિતવચનનો ઉપદેશ આપવાવડે કરીને પરોપકારપરાયણ તેઓશ્રી સર્વ સ્થળે પ્રસિદ્ધિ પામ્યા હતા.

તેઓનો વિ. સં. ૧૫૫૩ માં **જામલા**માં જન્મ થયો હતો. તેમણે વિ. સં. ૧૫૬૨ માં દીક્ષા લીધી હતી, જ્યારે વિ. સં. ૧૫૮૭ માં તેમને આચાર્યપદ–પ્રદાન કરવામાં આવ્યું હતું. વિ. સં. ૧૬૨૨માં વટપલી(વડાવલી)માં અણશણ સ્વીકારીને સમ્યગ્ આરાધનપૂર્વક તેઓશ્રી સ્વર્ગવાસી થયા હતા.

શ્રી વિજયદાનસૂરિની પાટે અઠ્ઠાવનમા પટ્ટધર તરીકે **શ્રી હીરવિજયસૂરિ** થયા. તેઓ કેવા પ્રભાવશાલી હતા ? તેઓ આધુનિક કાળે ( શ્રી ધર્મસાગર ઉપાધ્યાયના સમયે ) તપગચ્છમાં સંયમરૂપી પ્રકાશને કારણે સૂર્ય સરખા તેજસ્વી છે. તેમનો પ્રહ્લાદનપુરનિવાસી ઊકેશ જ્ઞાતીય શા **કુરાની નાથી** નામની સ્ત્રીની કૂખે વિ. સં. ૧૫૮૩ માં માગશર માસની શુદિ નવમીને દિવસે જન્મ થયો હતો. વિ. સં. ૧૫૯૬ માં કાર્તિક વદિ બીજને દિવસે પાટણ શહેરમાં તેમણે પ્રવ્રજ્યા અંગીકાર કરી હતી. વિ. સં. ૧૬૦૭ માં નારદપુરી( નાડોલ )માં શ્રી ઋષભજિનપ્રાસાદમાં પંડિત પદ પ્રાપ્ત કર્યું હતું. અને વિ. સં. ૧૬૦૮ ના માહ શુદિ પાંચમને દિવસે નારદપુરીમાં શ્રીવરકાણા પાર્શ્વનાથના તીર્થસ્થાનની નજીકમાં શ્રી નેમિનાથજિનાલયમાં વાચકપદ આપવામાં આવ્યું હતું. બાદ વિ. સં. ૧૬૧૦ માં શીરોહી નગરમાં આચાર્યપદ–પ્રદાન કરવામાં આવ્યું હતું.

તેમના ભાગ્ય, વૈરાગ્ય તેમજ નિઃસ્પૃહતા આદિ ગુણશ્રેણીમાંથી એક પણ ગુણનું વર્ણન કરવાને બૃહસ્પતિ પણ શક્તિમાન થઈ શકે તેમ નથી. તેઓ જ્યારે ખંભાત નગરમાં રહ્યા ત્યારે તે સમયે શ્રદ્ધાળુ ભકતોએ પ્રભાવના વિગેરે કાર્યોમાં એક કરોડ ટંકનો ખર્ચ કર્યો હતો. વળી જે સ્થળે તેમના પગલા કરાવવામાં આવતાં તે સ્થળે તેમના દરેક પગલે પગલે સોનાનો ટંક અથવા રૂપાનાણું મૂકવામાં આવતું, તેમના સમક્ષ મુકતાફલ (મોતી) વિગેરેનો સાથીઓ કરવામાં આવતો અને તે સાથીયા પર રૂપાનાણું મૂકવામાં આવતું, જે રિવાજ અદ્યાપિ પર્યંત પ્રચલિત રહ્યો છે.

તેમણે શીરોહીમાં શ્રીકુંથુનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી હતી, નારદીપુરમાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી તેમજ ખંભાત, અમદાવાદ, પાટણ વિગેરે નગરોમાં

લાખો ટંકના વ્યયપૂર્વક પ્રતિષ્ઠા મહોત્સવો કરાવીને હજારો જિનપ્રતિમાઓની સ્થાપના કરી હતી. તેઓના વિહારમાં યુગપ્રધાનની માફક અનેક પ્રકારના અતિશયો–ચમત્કારો પણ થતા હતા.

આ ઉપરાંત અમદાવાદ નગરમાં લુંકામતના સ્વામી મેઘજી નામના ઋષિ પોતાના મતને દુર્ગતિના કારણરૂપ માનીને, તે મતનો ધૂળની માફક ત્યાગ કરીને સમ્રાટ અકબ્બરની આજ્ઞાપૂર્વક તેમણે આપેલા બેંડવાજા વિગેરે વાજીંત્રોદ્વારા મહોત્સવપૂર્વક પચીશ મુનિઓ સાથે શુદ્ધ સંવેગી દીક્ષા સ્વીકારીને શ્રી હીરવિજયસૂરીશ્વરના ચરણકમળની સેવા કરનાર–ઉપાસક બન્યા હતા. આવી પ્રભાવશાલી હકીકત કોઇપણ આચાર્યના સંબંધમાં સાંભળવામાં આવી નથી.

વળી સમસ્ત સંવેગી સાધુઓના મુકુટ સમાન તે શ્રી હીરવિજયસૂરીશ્વરજીના ઉપદેશથી હજારો હાથી અને લાખો અશ્વોના આધપતિ, ગુર્જર, માળવા, બિહાર, અયોધ્યા, પ્રયાગ, ફતેહપુર, દીલ્હી, લાહોર, મુલતાન, કાબૂલ, અજમેર અને બંગાળ વિગેરે અનેક દેશોના બાર સૂબાઓના પણ સ્વામી મહારાજાધિરાજ પાદશાહ શ્રીઅકબરે પોતાના સમગ્ર પ્રદેશમાં ૭ મહિના સુધી 'અમારી' પ્રવર્તાવીને તેમજ 'જીજીયાવેરો' નામનો કર માફ કરીને સમસ્ત વિશ્વભરમાં પ્રગટપ્રભાવિક શ્રી જૈન શાસનનો પ્રભાવ વિસ્તાર્યો હતો. આને લગતો વિસ્તૃત હેવાલ હીરસૌભાગ્યકાવ્ય વિગેરે ગ્રંથોથી જાણી લેવો. સંક્ષેપથી ટૂંક હેવાલ નીચે પ્રમાણે છેઃ–

કોઇએક વખતે પોતાના પ્રધાન પુરુષોના મુખથી શ્રી હીરવિજયસૂરીશ્વરના અદ્ભુત શમ, દમ, સંવેગ, વૈરાગ્ય વિગેરે ગુણો સાંભળવાથી ચમત્કાર પામેલા અકબર બાદશાહે રાજમુદ્રાવાળું ફરમાન મોકલીને દિલ્હી દેશમાં આગ્રાની નજીક આવેલ ફતેપુર શહેરમાં દર્શન કરવાના નિમિત્તે ગંધાર બંદરથી મહોત્સવપૂર્વક બોલાવ્યા. એટલે રસ્તામાં અનેક ભવ્યજીવોરૂપી ક્ષેત્રમાં સમકિતરૂપ બીજનું આરોપણ કરતાં શ્રી હીરવિજયસૂરિ અનુક્રમે વિહાર કરતાં કરતાં વિ. સં. ૧૬૩૯ના જેઠ માસની વદિ તેરશે ત્યાં આવી પહોંચ્યા. પછી તેજ દિવસે ઉપાધ્યાય શ્રી વિમળહર્ષ ગણિ આદિ અનેક મુનિસમૂહથી પરિવરેલા ગુરુશ્રી, બાદશાહના મંત્રીવર અબુલફજલ શેખદ્વારા બાદશાહ અકબરને મળ્યા, એટલે તે સમયે સમ્રાટ અકબરે તેમની સુખશાતા પૂછીને, પોતાના સભામંડપમાં બેસારીને પરમેશ્વરનું સ્વરૂપ, ધર્મનું સ્વરૂપ કેવું હોય તેમજ પરમાત્મા-પદની પ્રાપ્તિ કઈ રીતે થઈ શકે વિગેરે ધર્મ સંબંધી વિચારો પૂછવા લાગ્યા. એટલે ગુરુમહારાજે અમૃતમય વાણીથી

અઢાર દોષથી રહિત પરમેશ્વરનું સ્વરૂપ તેમજ પંચમહાવ્રત આદિનું સ્વરૂપ સમજાવવાપૂર્વક એવો ધર્મબોધ કર્યો કે આગરા શહેરથી પ્રારંભીને અજમેર સુધીના માર્ગમાં દરેક એક–એક ગાઉએ કૂવા–વાવ સહિત મીનારાઓ બનાવીને પોતાની શીકાર સંબંધીની કુશળતા બતાવવાની ખાતર દરેક મિનારે પોતે હણેલા સેંકડો હરણીયાઓના શીંગડાઓને લટકાવીને હિંસાદિ ક્રિયામાં પહેલા જે આસક્ત હતો તે બાદશાહ અકબર દયાવાળો, દાનપરાયણ અને સાધુજનની સોબતવાળો બન્યો.

બાદ અતિવ સંતોષ પામેલા પાદશાહે કહ્યું કે–' પુત્ર, સ્રી, ધન અને કુટુંબીજનો વિગેરેમાં આસક્તિ રહિત આપને સુવર્ણ વિગેરેનું દાન દેવું યોગ્ય નથી, તેથી અમારા મહેલમાં જે જૈન સિદ્ધાંતના પ્રાચીન પુસ્તકો છે તે સ્વીકારીને અમારા ઉપર મહેરબાની કરો.' એવી રીતે વારંવાર આગ્રહ કર્યો ત્યારે ગુરુમહારાજે તે પુસ્તકો આગ્રા નગરના જ્ઞાનભંડારમાં મૂકયા. પછી એક પ્રહોરથી વધુ સમય પર્યન્ત ધર્મચર્ચા કરીને બાદશાહે રજા આપેલા ગુરુશ્રી મહોત્સવપૂર્વક ઉપાશ્રયે પધાર્યા. ત્યારબાદ સમગ્ર વિશ્વમાં જિનશાસનની ઉન્નતિ અતિશય ઉજ્જ્વળ બની.

તે વર્ષે આગ્રા શહેરમાં ચાતુર્માસ કર્યા પછી શૌરીપુરનગરમાં શ્રી નેમિનાથ ભગવંતની યાત્રા માટે આવેલા સૂરીશ્વરે શ્રી ઋષભજિન તેમજ શ્રી નેમિનાથ ભગવંતની પ્રાચીન મોટી પ્રતિમાઓની તેમજ તે જ સમયે બનાવાયેલ શ્રી નેમિજિનની પાદુકા–પગલાંની પ્રતિષ્ઠા કરી. ત્યારબાદ આગ્રા નગરમાં **શા. માનસિંહ કલ્યાણમલે** કરાવેલ શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ વિગેરે જિનબિંબોની સેંકડો સુવર્ણ ટંકના ખર્ચપૂર્વક મહોત્સવ કરીને પ્રતિષ્ઠા કરી હતી. તે તીર્થ ત્યારથી પ્રગટ પ્રભાવવાળું બન્યું છે.

ત્યારબાદ ગુરુમહારાજ ફરી વાર ફતેપુર નગરે આવીને બાદશાહને મળ્યા. તે સમયે એક પહોર સુધી ધર્મગોષ્ઠી કર્યા બાદ બાદશાહ બોલ્યો કે–"આપના દર્શનના અભિલાષી મેં આપને દૂર દેશથી અત્રે બોલાવ્યા છે, પરંતુ આપ તો અમારું કંઈ પણ આતિથ્ય સ્વીકારતા નથી, છતાં પણ આપને પસંદ પડે તેવી માગણી આપે કરવી જોઇએ કે જેથી અમે કૃતકૃત્ય થઇએ." એટલે યોગ્ય અવસર વિચારીને ગુરુમહારાજે સમસ્ત દેશમાં પર્યુષણાપર્વની અઠ્ઠાઈમાં અહિંસાની ઉદ્‌ઘોષણા કરવાનું તેમજ કેદીઓનો છૂટકારો કરવાનું કહ્યું ત્યારે સૂરિના આવા નિર્લોભીપણાથી તેમજ સરલ સ્વભાવ વિગેરે ગુણસમૂહથી ચિત્તમાં ચમત્કાર પામેલા બાદશાહે "અમારા તરફથી પણ ચાર દિવસ વધારે થાઓ " એમ બોલીને પોતાને આધીન સમગ્ર દેશોમાં શ્રાવણ વદિ દશમથી પ્રારંભીને ભાદરવા શુદિ છઠ્ઠ સુધી

એટલે બાર દિવસ પર્યંત 'અમારી' પળાવવા માટે પોતાના નામની સુવર્ણ મુદ્રાવાળા (છાપવાળા) છ ફરમાનો બાદશાહે તરતજ ગુરુમહારાજને સમર્પણ કર્યા. તે છ ફરમાનો આ પ્રમાણે—

પહેલું ગુજરાત દેશનું, બીજું માલવા દેશનું, ત્રીજું અજમેર પ્રાંતનું, ચોથું દીલ્હી તેમજ ફતેપુર નગરનું, પાંચમું લાહોર તેમજ મુલતાનાદિ શહેરોનું અને છઠું પાંચે દેશ સંબંધી ગુરુની પાસે રાખવાનું–એમ છ ફરમાનો સૂરિજીને સુપ્રત કર્યાં. આ પ્રમાણે તે તે દેશોમાં ફરમાનો મોકલવાથી અમારી–પડહની ઉદ્‌ઘોષણારૂપી પાણીથી સીંચાયેલી અને પહેલાં નહિં જણાયેલી કૃપાવલ્લી (કૃપારૂપી વેલ) આર્ય અને અનાર્ય કુળરૂપી મંડપો( દેશો )માં વિસ્તારવતી બની અર્થાત્ વિકસિત થઈ એટલે કે તે ફરમાનોને કારણે આર્ય અને અનાર્ય દેશોમાં પણ અમારી પાળવામાં આવી.

આ ઉપરાંત બંદીખાને પડેલા લોકોનો પણ છુટકારો કરવાનું વચન સ્વીકારીને પાદશાહ ગુરુ પાસેથી ઊભો થયો અને તે જ સમયે અનેક ગાઉના વિસ્તારવાળા ડાબર નામના મહાસરોવરે જઈને, દેશાવરોના લોકોએ ભેટણાં તરીકે અર્પણ કરેલા જુદી જુદી જાતના પક્ષીઓનો સાધુ–મુનિરાજો સમક્ષ પોતાના હાથે જ છૂટકારો કર્યો. તેમજ પ્રાતઃકાળે કેદખાનામાં પડેલા ઘણા બંદીજનોને મુક્ત કર્યાં. આ પ્રકારે પાદશાહ સાથે મેળાપ કરવાથી પૃથ્વીપીઠ ઉપર શ્રી જિનમંદિર, ઉપાશ્રય વિગેરે સ્થળોના ઉપસર્ગને દૂર કરવા માટે ફરમાનો મેળવવાપૂર્વક શ્રી જૈનશાસનની અનેક પ્રકારે પ્રભાવનારૂપ જે લાભ થયો તેનું વર્ણન કરવાને કોણ શક્તિમાન થઈ શકે ?

વળી ગુરુના ગુણમાહાત્મ્યથી ભક્તિભાવવાળા મેડતાનગરના વાસી શા સદારંગે યાચકસમૂહને હાથી, ઘોડા અને લાખો રૂપિયાના દાન દેવાવડે તેમજ દિલ્હી દેશમાં દરેક શ્રાવકબંધુને ઘરે બશેર–બશેર મીઠાઇ આપીને શ્રી જૈન શાસનની ઉન્નતિ કરી હતી. શ્રી ફતેપુરનગરમાં લાખો ટંકના વ્યયપૂર્વક મહોત્સવાદિ કરીને શા થાનાસંઘે એક અને શા દૂજણમલ્લે બીજી પ્રતિષ્ઠા કરાવી હતી.

આગ્રામાં પહેલું, ફતેપુરમાં બીજું, અભિરામાબાદમાં ત્રીજું અને ચોથું ફરી વાર આગ્રામાં–એ રીતે ચાર ચાતુર્માસ તે દેશમાં કરીને ગુર્જર દેશમાં રહેલા શ્રી વિજયસેનસૂરીશ્વર વિગેરે સંઘના આગ્રહથી પોતાના ચરણકમળથી પૃથ્વીને પાવન કરતા તેઓ શ્રી શ્રીશેખુજી, શ્રીપાહુજી, શ્રીદાનીઆર વિગેરે નામવાળા પુત્ર–પરિવારવાળા પાદશાહની પાસે ફરમાન વિગેરે કાર્ય કરાવવામાં તત્પર શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાયને મૂકીને, મેડતા વિગેરે શહેરોના માર્ગદ્વારા વિહાર કરતાં કરતાં નાગપુરે ચાતુર્માસ કરીને અનુક્રમે શીરોહી નગરે આવી ...

ત્યાં અનુક્રમે નવીન બનેલ ચૌમુખ પ્રાસાદમાં શ્રી આદિજિન વિગેરે બિંબોની તેમજ શ્રીઅજિતનાથ જિનાલયમાં શ્રી અજિતનાથ આદિ પ્રતિમાઓની એમ બે પ્રતિષ્ઠા કરીને યાત્રા નિમિત્તે આબૂતીર્થે ગયા. ત્યાં વિધિપુરસ્સર યાત્રા કરીને જેવામાં વિહાર માટે તૈયારી કરે છે તેવામાં " શીરોહી દેશમાં અગાઉ કરથી કંટાળી ગયેલા લોકોનો કર લઇશ નહિ તેમજ હિંસા બંધ કરાવીશ " એ પ્રમાણે મહારાજા સુલતાનજીએ પોતાના પ્રધાન પુરુષોદ્વારા વિજ્ઞપ્તિપૂર્વક કહેવરાવીને શીરોહી નગરમાં જ ચાતુર્માસ કરવાને માટે અત્યંત આગ્રહપૂર્વક ગુરુને બોલાવ્યા એટલે તે રાજાના અતિવ આગ્રહથી તેમજ તે નગરમાં રહેનારા લોકો પરની કરુણાને કારણે ત્યાં આગળ ચાતુર્માસ કર્યા બાદ રોહસરોતરાના માર્ગે વિહાર કરતાં કરતાં તેઓશ્રીએ અનુક્રમે પાટણ આવી પહોંચ્યા.

આ બાજુ ગુરુમહારાજે પાદશાહના હૃદયરૂપી કયારામાં રોપેલીકૃપારૂપી વેલડીને પાદશાહની પાસે રહેલા શ્રી શાંતિચંદ્ર ઉપાધ્યાયે પોતાના જ રચેલા **કૃપારસકોશ** નામના ગ્રંથના સંભળાવવારૂપી જલથી અતિ પલ્લવિત કરી અથવા પાદશાહના હૃદયને ધર્મરંગથી અતિવ વાસિત કર્યું. એને પરિણામે પાદશાહનો જન્મ થયેલો તે મહિનો, શ્રી પર્યુષણ પર્વના બારે દિવસો, બધા રવિવારો, બધી સંક્રાંતિ તિથિઓ, નવરોજ માસ, બધા ઇદના દિવસો, બધા મિહર દિવસો અને સોફીઆન દિવસો—આ પ્રમાણે છ માસ લગભગ અમારી પાળવા માટે ફરમાન, તેમજ " જીજીયાવેરો " નામનો કર માફ કરતું ફરમાન પાદશાહ પાસેથી પ્રાપ્ત કરીને ભેટણા તરીકે તેમણે ગુરુમહારાજને પાલનપુર નગર મોકલાવ્યું. અર્થાત્ સ્વશક્તિથી શાંતિચંદ્ર ઉપાધ્યાયે છ માસ સુધી અમારી પળાવવાના તેમજ " જીજીયાવેરો " માફ કરાવવાના ફરમાનો મેળવ્યાં. આ બધી હકીકત લોકપ્રસિદ્ધ છે. નવરોજ વિગેરે દિવસોનું સ્પષ્ટીકરણ તે ફરમાનદ્વારા જાણી લેવું.

દિલ્હી દેશમાં પાદશાહે આપેલા બહુમાનને કારણે અપ્રતિમ રૂપ વિગેરે ગુણસમૂહના ધારક શ્રી ગુરુમહારાજનો ઉપદેશ સાંભળવાથી, તેમજ સૂરિજીના દર્શનથી મ્લેચ્છ વિગેરે જાતિના લોકોએ મદ્ય,માંસભક્ષણ તથા જીવહિંસાદિ કાર્યનો ત્યાગ કરીને શુદ્ધ માર્ગનું અવલંબન લીધું. તેમજ કેટલા શાસનના શત્રુઓ હતા તેઓ પણ સંપૂર્ણ ભક્તિભાવવાળા બન્યા અને અન્યપક્ષીય (ગચ્છીય) લોકો પણ તેમના પ્રત્યે ગુણાનુરાગી બન્યા.

પછી પાટણનગરમાં ચાતુર્માસ કર્યા બાદ વિ. સં. ૧૬૪૬માં ખંભાત તીર્થમાં શા તેજપાલે કહેલા હજારો રૂપિયાના વ્યયપૂર્વક અતિ ઉત્તમ પ્રતિષ્ઠા કરીને શ્રી જૈન શાસનની પ્રભાવના કરતા તે શ્રી હીરવિજયસૂરીશ્વર વિજયવંત વર્તે છે.

## ૫૭. શ્રી વિજયદાનસૂરિ

**જન્મ વિ. સં. ૧૫૫૩ : દીક્ષા વિ. સં. ૧૫૬૨ : સૂરિપદ વિ. સં. ૧૫૮૭ : સ્વર્ગવાસ વિ. સં. ૧૬૨૨ : સર્વાયુ ૬૯ વર્ષ:**

તેઓનો જામલા નામના ગામમાં જન્મ થયો હતો. વિ. સં. ૧૫૬૨ માં માત્ર નવ વર્ષની ઉમ્મરે તેમણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી. સંવેગી સાધુઓ માટે આ સમય કટોકટીનો હતો. જુદા જુદા ગચ્છ, મત અને વાડાને કારણે ઠેકઠેકાણે શિથિલતા વધતી જતી હતી. આ. શ્રી. આનંદવિમળસૂરિએ આવા કટોકટીના સમયમાં ક્રિયોદ્ધાર કર્યો પણ આ મહાન્ કાર્યમાં તેમને જોઈએ તેટલો સાથ ન મળ્યો; છતાં પણ પુરુષાર્થથી અને સ્વશિષ્યોની સામર્થ્યતાથી ઘણો સુધારો કરી નાખ્યો. પોતાના શિષ્યો પૈકી દાનસૂરિને સમર્થ અને શક્તિશાળી જાણી તેમણે તેમને પોતાની પાટે સ્થાપ્યા.

ગુરુના અવસાન બાદ પણ વિજયદાનસૂરિએ તેમણે વાવેલા બીજને સિંચન કર્યું અને સંયમ–સુધારણારૂપી વૃક્ષને વિશેષ નવપલ્લવિત બનાવ્યું. આ ઉપરાંત તેમણે બીજું મહત્ત્વનું કામ એ કર્યું કે એકબીજા ગચ્છો વચ્ચે વૈમનસ્વ દૂર કરવા ભગીરથ પ્રયત્નો કર્યા અને સૌ કોઈની શાન્તિ જળવાઈ રહે તેટલા માટે સ્વશિષ્ય ઉપાધ્યાય શ્રી ધર્મસાગરરચિત "**કુમતિમતકુદ્દાલ**" જેવા ગ્રંથને જળશરણ કરાવ્યો તેમજ "સાત બોલ" ની આજ્ઞા કાઢી. એક બીજા મતવાળાને પરસ્પર અથડામણમાં ઉતરતાં કે વાદવિવાદ કરતાં અટકાવ્યા અને "જેમ ચાલે છે તેમ ચાલવા" દેવા માટેની જાહેરાત કરી.

જેમ સાધુ–સમાજમાં પણ અવ્યવસ્થા અને શૈથિલ્ય જામ્યું હતું તેવી જ રીતે તેમનો સમય પણ રાજકીય અંધાધુંધીનો હતો. હિંદુ રાજાઓ પરસ્પર ઈર્ષ્યાભાવ કેળવી સંગઠન–શક્તિને છિન્નભિન્ન કરી રહ્યા હતા. આ અમોલી તકનો લાભ લઈ મોગલો ધીમે ધીમે પગપેસારો કરતાં કરતાં સમસ્ત ભારતને હાથ કરવા માગતા હતા. મોગલો પોતાની સત્તા જમાવવા,નિર્દયતા પણ વાપરતા અને દેવળો–મંદિરો સુદ્ધાંનો નાશ કરતા. શ્રી વિજયદાનસૂરિને શાસનના પટ્ટધર તરીકે આ બાજુ પણ લક્ષ આપવું પડતું અને જ્ઞાનભંડારો કે જિનપ્રતિમાઓના રક્ષણ માટે પૂરતી કાળજી રાખવી પડતી. વિજયદાનસૂરિની દીક્ષા બાદ કેટલાક સમય પછી મોગલોએ ધીમે ધીમે પોતાની જડ મજબૂત કરી અને રાજકીય આંધીનો જમાનો પણ ઓછો થવા લાગ્યો.

તેઓશ્રી જગદ્ગુરુ વિજયહીરસૂરિ જેવા શિષ્યને કેળવનાર વ્યક્તિ હતા. તેમની શાસન–દાઝ અપૂર્વ હતી અને ઐક્ય માટેની તેમની ઝંખના અહોનિશ જાગૃત જ રહેતી. શાસનને ઉન્નત સ્થિતિએ મૂકી વિ. સં. ૧૬૨૨ ના વૈશાખ શુદિ ૧૨ ના દિવસે વડાવલી ( પાટણથી પંદર માઇલ દૂર ) ગામે તેઓશ્રી સ્વર્ગવાસી થયા. તેમણે કોઈ પણ ગ્રંથની નૂતન રચના કરી હોય તેવું જાણવામાં આવ્યું નથી.

## ૫૮. શ્રી હીરવિજયસૂરિ.

**જન્મ વિ. સં. ૧૫૮૩ : દીક્ષા વિ. સં. ૧૫૯૬ : પંડિત પદ વિ. સં. ૧૬૦૭ : વાચક પદ વિ. સં. ૧૬૦૮ : આચાર્ય પદ વિ. સં. ૧૬૧૦ : સ્વર્ગવાસ વિ. સં. ૧૬૫૨ : સર્વાયુ ૬૯ વર્ષ:**

શ્રી સોમસુંદરસૂરિ જેવા પ્રભાવક પુરુષની જન્મભૂમિ તરીકે પ્રખ્યાતિ પામેલ પાલનપુરમાં વિ. સં. ૧૫૮૩ ના માગશર શુદિ નવમીના દિવસે ખીમસરા ગોત્રીય અને ઓશવાળ વંશીય **કુંરાશાહ**ને ત્યાં તેમનો જન્મ થયો હતો. માતાનું નામ **નાથીબાઇ** હતું અને તેમનું "**હીરજી**" એવું નામ પાડવામાં આવ્યું. હીરજીના જન્મ પહેલાં નાથીબાઇએ **સંઘજી, સુરજી** અને **શ્રીપાલ** નામના ત્રણ પુત્રો તેમ જ **રંભા, રાણી** અને **વિમલા** નામની ત્રણ પુત્રીઓ એમ છ સંતાનોને જન્મ આપ્યો હતો. હીરજી જેવા પુણ્યવંત પુત્રના જન્મથી કુંરાશાહની ભાગ્યદેવીએ કંઇક જોર કર્યું, અને "પુત્રના લક્ષણ પારણામાંથી જણાય" એ કહેવત અનુસાર હીરજી બાલ્યાવસ્થાથી જ તેજસ્વી, લક્ષણવાન અને સ્નેહાળ સ્વભાવનો બન્યો.

અનુક્રમે વૃદ્ધિ પામતાં પાંચ વર્ષની વયે કુંરાશાહે હીરજીને વ્યવહારિક જ્ઞાન-પ્રાપ્તિ માટે શાળાએ મૂકયો, અને ધાર્મિક જ્ઞાન-પ્રાપ્તિ માટે સાધુ-સંસર્ગ કરાવવા માંડ્યો. તીક્ષ્ણ બુદ્ધિ, એકાગ્ર મન અને જ્ઞાન-પિપાસાને કારણે માત્ર બાર વર્ષની ઉમ્મરે જ હીરજી ધાર્મિક જીવનપરાયણ બન્યો. તેના ધાર્મિક આચાર-વિચાર અને રહેણીકરણી ઉપરથી કુટુંબી જનોને જણાયું કે—હીરજી તેજસ્વી ને વિદ્વાન સંત થશે.

કુદરતને પણ કઇંક એવું જ ગમતું હશે. ભાગ્યયોગે થોડો સમય વીત્યો તેવામાં હીરજીના માતાપિતા સ્વર્ગવાસી થયા. સજ્જન પુરુષો ગમેતેવા પ્રસંગમાંથી પણ બોધ લ્યે છે તેમ હીરજીને આ બનાવથી સંસારની અસારતા તેમજ અનિત્યતાનું ભાન થયું. તેનો વિરક્તભાવ વૃદ્ધિ પામ્યો. બાદ હીરજીની બે બહેનો વિમળા અને રાણી જે પાટણ રહેતી હતી તે પાલણપુર આવીને હીરજીને પાટણ તેડી ગઈ.

પાટણમાં આ વખતે ક્રિયોદ્ધારક આનંદવિમળસૂરિજીના પટ્ટધર શ્રી વિજયદાનસૂરિ બિરાજતા હતા. હીરજી હમેશાં વંદન કરવા અને વ્યાખ્યાન-શ્રવણ નિમિત્તે ઉપાશ્રયે જવા લાગ્યો. વિજયદાનસૂરિના ઉપદેશે તેના કોમળ હૃદય-પટ પર અસર કરી અને હીરજીએ દીક્ષા લેવાનો મનમાં જ નિરધાર કરી વાળ્યો. પ્રસંગ સાધી બહેનને પણ પોતાનો અભિપ્રાય જણાવ્યો. બહેન સમજુ અને શાણી હતી. પ્રાણી માત્રના કલ્યાણની ઊંચી હદ એ દીક્ષા છે એમ તે જાણતી હતી તેથી તેણે દીક્ષા લેવાનો નિષેધ પણ ન કર્યો તેમ જ ખુલ્લા શબ્દોમાં અનુમતિ પણ ન આપી; પરન્તુ છેવટે બહેનને સમજાવી વિ. સં. ૧૫૯૬ ના કાર્તિક વદ ૨ ને સોમવારના દિવસે હીરજીએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી

અને તેમનું "હીરહર્ષ" એવું નામ રાખવામાં આવ્યું. હીરજીની સાથે બીજા આઠ જણાએ દીક્ષા લીધી. ધીમે ધીમે શાસ્ત્રાભ્યાસ કરતાં તેઓ સંયમ ધર્મમાં પ્રવીણ બન્યા.

હવે ગુરુને તેમને ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ કરવાની ભાવના થઈ. આધુનિક સમયમાં જેમ ન્યાયશાસ્ત્ર માટે બંગાળ અને વ્યાકરણ માટે કાશીને કેન્દ્રસ્થાન માનવામાં આવે છે તેવી રીતે તે સમયે દક્ષિણમાં ન્યાયશાસ્ત્રના વિચક્ષણ વિદ્વાનો રહેતા હતા. ગુરુ–આજ્ઞાથી ધર્મસાગર અને રાજવિમળને સાથે લઈને હીરહર્ષ મુનિ દેવગિરિ (દોલતાબાદ) ગયા. ત્યાં કેટલોક કાળ રહી "ચિંતામણિ" વિગેરે ન્યાયશાસ્ત્રના કઠિનમાં કઠિન ગ્રંથોનો અભ્યાસ કર્યો. અભ્યાસ કરી આવ્યા બાદ તેમની શક્તિ તેમજ યોગ્યતા જોઈ વિ. સં. ૧૬૦૭ માં નાડલાઇ(મારવાડ)માં પંડિતપદ અને વિ. સં. ૧૬૦૮ માં તે જ નગરમાં વાચક–ઉપાધ્યાય પદ આપ્યું. બાદ વિ. સં. ૧૬૧૦ માં શીરોહીમાં ચાંગા મહેતાએ કરાવેલ મહોત્સવપૂર્વક આચાર્ય પદ–પ્રદાન કરવામાં આવ્યું અને તેમનું **શ્રી હીરવિજયસૂરિ** એવું નામ સ્થાપવામાં આવ્યું.

આચાર્ય પદવી થઇ ગયા પછી તેઓ વિહાર કરી પાટણ આવ્યા અને ત્યાં તેમનો પાટમહોત્સવ કરવામાં આવ્યો, જે પ્રસંગે સૂબા શેરખાનના મંત્રી ભણશાલી **સમરથે** અતુલ દ્રવ્ય વાપર્યું. વિ. સં. ૧૬૨૨ ના વૈશાખ શુદિ ૧૨ ના રોજ **વડાવલી**-( પાટણથી પંદર માઇલ દૂર )માં ગુરુમહારાજ વિજયદાનસૂરિનો સ્વર્ગવાસ થતાં તેમના શિર પર ગચ્છની સારસંભાળનો ભાર આવી પડ્યો.

વિક્રમની સોળમી શતાબ્દિમાં ભારતમાં અને ખાસ કરીને ગુજરાત પ્રાંતમાં અરાજકતાનું સામ્રાજ્ય જામ્યું હતું. સૂબાઓ લગભગ સ્વતંત્ર જેવા બની ગયા હતા અને કોઇ પણ પ્રકારે પ્રજાને હેરાન કરવી એ જ તેઓનો મનસૂબો રહેતો. આવી અસર સત્તરમા સૈકામાં પણ ચાલુ હતી. કાચા કાનને કારણે સૂબાઓ વગરવિચાર્યે હુકમો કરતા. પ્રજાની સાથોસાથ સંત–સજ્જન પુરુષને પણ હેરાન કરવામાં તેઓ પાછું વાળી જોતા નહિ. શ્રીમાન્ હીરવિજયસૂરિજીને પણ આવા કેટલાંક કષ્ટદાયક પ્રસંગોમાંથી પસાર થવું પડ્યું હતું.

એક વખત સૂરિજી વિહાર કરતાં કરતાં ખંભાત પધાર્યા. ત્યાં **રત્નપાલ** દોશી નામના ગૃહસ્થનો **રામજી** નામનો ત્રણ વર્ષનો પુત્ર વ્યાધિની વ્યથાથી પીડિત થતો હતો. રત્નપાળ ગુરુના પ્રભાવથી વાકેફ હતો. તેણે ગુરુજીને વિજ્ઞપ્તિ કરી કે–"હે મહારાજ! આ મારા પુત્રને જો આપ નિરોગી બનાવશો તો હું તે તમને સુપ્રત કરી દઈશ." બાદ ગુરુજી ત્યાંથી વિહાર કરી ગયા અને ભાગ્યાનુયોગે રામજી દિવસે દિવસે નિરોગી બનવા લાગ્યો. પછી તો તેને તદ્દન આરામ થઈ ગયો. જ્યારે રામજી આઠ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે આચાર્યશ્રી પુનઃ ખંભાત પધાર્યા અને રત્ન-

પાલ પાસે તેના કહેવા મુજબ રામજીની માંગણી કરી. કાર્ય સરી જવાથી રત્નપાલની વૃત્તિ ફરી ગઇ હતી તેથી ઊલટો તે ગુરુ સાથે કલેશ કરવા લાગ્યો. તલમાં તેલ ન હોવાથી ગુરુએ તે વાત પડતી મૂકી, પણ રત્નપાલ હજુ નિશ્ચિંત થયો ન હતો. લાગવગ પહોંચાડી ખંભાતના સૂબા **શીતાબખાનને** તેણે જણાવ્યું કે–'હીરવિજયસૂરિ આઠ વર્ષના બાળકને સાધુ બનાવવા ચાહે છે.' કાચા કાનના સૂબાએ હીરવિજયસૂરિ અને બીજા સાધુઓને પકડી લાવવા વોરંટ કાઢયું. આ ઉપદ્રવમાંથી બચવા સૂરિજીને તેવીશ દિવસ સુધી ગુપ્તપણે સંતાઇ રહેવું પડ્યું હતું.

× × ×

વિ. સં. ૧૬૩૦ માં જ્યારે સૂરિજી બોરસદમાં હતા ત્યારે **કર્ણ** ઋષિના ચેલા **જગમાલ** ઋષિએ આવી તેમની પાસે ફરિયાદ કરી કે–' મને મારા ગુરુ પોથી આપતા નથી તો તમે તે અપાવો.' ગુરુએ જણાવ્યું કે–' તારા ગુરુ તારામાં લાયકાત નહીં જોતા હોય તેથી નહીં આપતા હોય, તેમાં તકરાર કરવાની જરૂર નથી.' તેને વિશેષ સમજાવવામાં આવ્યો. છતાં તે સમજ્યો નહિ ત્યારે તેને "ગચ્છબહાર" કર્યો. આથી જગમાલ ઊલટો સૂરિજી પ્રત્યે વિશેષ વિદ્વેષી બન્યો અને ત્યાંથી પેટલાદ જઇ ત્યાંના હાકેમને હીરવિજયસૂરિ સંબંધી કેટલીક બનાવટી વાતો કહી. હાકેમ ચીડાયો અને સૂરિજીને પકડવા માટે સીપાઇઓ મોકલ્યા. સીપાઇઓ બોરસદ આવ્યા પણ કાર્ય સિદ્ધ થયું નહિ એટલે ફરી વાર ઘોડેસ્વાર લઇને આવ્યા, છતાં પણ નિષ્ફળતા જ મળી. શ્રાવકોએ ઘોડેસ્વારોને "દામનીતિ" થી સમજાવી લીધા એટલે તે ઊલટા જગમાલની વિરુદ્ધ થઇ ગયા. પણ જગમાલ આટલેથી અટકે તેમ ન હતો. તે સમ્રાટ અકબર સુધી પહોંચ્યો અને તેને જેમ તેમ સમજાવી સૂબા સાહિબખાન ઉપર ફરમાન લખાવી લાવ્યો, પરન્તુ **ભાનુકલ્યાણ** અને **માનસિંઘને** આ હકીકતની જાણ થતાં જ તેમણે અકબરને સાચી સમજ પાડી અને જગમાલની વિરુદ્ધ ફરમાન લખાવી લીધું અને ત્વરાથી તે ફરમાન જગમાલ ગુજરાત પહોંચ્યા અગાઉ ગંધાર મોકલી આપ્યું. પરિણામે જગમાલ સૂરિજીને કંઇ નુકશાન કરી શકયો નહિ અને જ્યારે સૂરિજીને અકબર પાસે જવાનું થયું ત્યારે તેની પ્રાર્થના પરથી તેને પુનઃ ગચ્છમાં દાખલ કરવામાં આવ્યો.

× × ×

સૂરિજી વિહાર કરી **કુણગેર** ( પાટણથી ત્રણ ગાઉ દૂર ) આવ્યા અને ત્યાં જ ચોમાસું કર્યું. આ વખતે "**સોમસુંદર***" નામના એક આચાર્ય પણ ત્યાં જ ચોમાસું રહ્યા હતા. પર્યુષણા વીત્યા પછી ત્યાં ઉદયપ્રભસૂરિ× આવી ચઢ્યા અને

---

* પચાસમા પટ્ટધર શ્રી સોમસુંદર સમજવા નહિ. આ સોમસુંદર કોઇ બીજા જ જણાય છે.

× આ ઉદયપ્રભસૂરિ શિથિલાચારી હોવાનું અનુમાન થાય છે, કારણ કે ચોમાસાની અંદર એક ગામથી બીજે ગામ વિહાર કરી શકાય નહીં.

હીરવિજયસૂરિને કહેવરાવ્યું કે–" તમે સોમસુંદરસૂરિને ખામણાં કરો તો અમે પણ તમને ખામણાં કરીએ." સૂરિજીએ પ્રત્યુત્તર વાળ્યો કે–' અમારા ગુરુજીએ નથી કર્યાં તો મારાથી કેમ થઇ શકે ? ' સૂરિજીના આવા જવાબથી તે સાધુઓ તેમની ઇર્ષ્યા કરવા લાગ્યા અને ઉપદ્રવ કરવાના બહાનાથી પાટણના સૂબા કલાખાનને મળી જણાવ્યું કે–' હીરવિજયસૂરિએ વરસાદ અટકાવ્યો છે. ' બુદ્ધિવાળો માનવી તે સાચું માની શકે નહિ પણ પાટણનું આધિપત્ય ભોગવનાર કલાખાને તે સાચું માન્યું અને ગુરુને પકડી લાવવા માટે સો ઘોડેસ્વારો રવાના કર્યા. ઘોડેસ્વારો કુણગેરની ચારે તરફ ફરી વળ્યા. સૂરિજી રાતોરાત ત્યાંથી નીકળી ગયા અને વડાવલીના રહીશ તોલા ધામીની સહાયથી વડાવલી પહોંચ્યા. ઘોડેસ્વારો કુણગેરમાં તપાસ કરી સૂરિજીના પગલે–પગલે વડાવલી આવી પહોંચ્યા. ત્યાં પણ ખૂબ તપાસ કરી છતાં ય ગુરુનો પત્તો લાગ્યો નહીં એટલે સ્વારો પાટણ પાછા ચાલ્યા ગયા. આ ઉપદ્રવમાંથી બચવા ગુરુને ત્રણ માસ પર્યન્ત ભોંયરામાં ગુપ્તપણે રહેવું પડયું હતું.

× × ×

વિ. સં. ૧૬૩૬ માં તેઓશ્રી અમદાવાદ આવ્યા. ત્યાંના હાકેમ શિહાબખાનને કોઇએ ભંભેર્યો કે–' હીરસૂરિએ વરસાદ રોકી રાખ્યો છે. ' શિહાબખાને તરત જ હીરવિજયસૂરિને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું ત્યારે તેમણે જણાવ્યું કે–' અમે વરસાદને શા માટે બાંધી લઇએ ? વરસાદના અભાવમાં લોકોને શાન્તિ મળે નહીં અને લોકોને શાન્તિ ન હોય તો અમને ક્યાંથી શાન્તિ પ્રાપ્ત થાય ? " આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તેવામાં અમદાવાદના જૈન ગૃહસ્થ કુંવરજી ત્યાં જઇ પહોંચ્યા અને સૂબાને જૈન સાધુઓનાં પવિત્ર આચાર–વિચાર તેમજ સંયમ–પાલનની હકીકતથી વાકેફ કર્યો. શ્રેષ્ઠીની સમજાવટથી સૂબાએ સૂરિજીને ઉપાશ્રયે જવાની છૂટ આપી. આ હર્ષદાયક પ્રસંગે લોકોને દાન આપવામાં આવ્યું. દાન આપતાં આપતાં એક તુરકી શખ્સ સાથે કુંવરજી શેઠને બોલાચાલી થઇ. તુરકી સીપાઇએ સૂરિજીને પુનઃ ફસાવવાના ઇરાદાથી આઠ દિવસ બાદ કોટવાલ પાસે જઇ કાન ભંભેર્યો. કોટવાલે શિહાબખાનને વાત કરી. ખાને ગુસ્સે થઇ સૂરિજીને પકડવા સિપાઇઓ મોકલ્યા. સીપાઇઓએ ઝવેરીવાડામાં આવી સૂરિજીને પકડ્યા. સીપાઇઓ સૂરિજીને જ્યારે લઇ જવા લાગ્યા ત્યારે રાઘવ નામનો ગંધર્વ અને શ્રી સોમસાગર વચ્ચે પડ્યા. છેવટે હીરવિજયસૂરિને છોડાવ્યા અને સૂરિજી ઉઘાડે શરીરે ત્યાંથી નાસી છૂટ્યા. આ સમયે દેવજી નામના લોંકાએ તેમને આશ્રય આપ્યો હતો. કેટલાક દિવસો બાદ આ ધમાલ શાન્ત પડી અને સૂરિજી પુનઃ પ્રકટપણે વિહાર કરવા લાગ્યા. વિ. સં. ૧૬૩૬ નો છેલ્લો ઉપદ્રવ પતી ગયા પછી તેઓ ૧૬૩૭ નું ચાતુર્માસ બોરસદમાં રહ્યા. બાદ તેઓ ખંભાત પધાર્યા અને વિ. સં. ૧૬૩૮ ના મહા શુદિ ૧૩ ના રોજ સૂરિના હસ્તે સંઘવી ઉદયકરણે ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવી. પછી તેણે આબૂ–

ચિત્તોડની યાત્રા માટે સંઘ કાઢ્યો અને આ સંઘયાત્રા પછી ગુરુજી **ગંધાર** પધાર્યા.

હવે સમ્રાટ અકબર સાથે હીરવિજયસૂરિનો સંબંધ કેવી રીતે થયો તે પરત્વે કંઇક દૃષ્ટિપાત કરી લઈએ.

એક વખત બાદશાહ અકબર મહેલના ઝરૂખે બેસી નગરચર્યા જોઇ રહ્યો હતો તેવામાં તેના કાને વાજિંત્રનો અવાજ પડ્યો, તેથી તેણે પાસે ઊભેલા નોકરને પૂછ્યું કે–' આ શેનો અવાજ થાય છે ? ' જવાબમાં નોકરે જણાવ્યું કે–" **ચાંપા** નામની એક શ્રાવિકાએ છ મહિનાના ઉપવાસો કર્યા છે તેના બહુમાન ખાતર આ વાજિંત્રો વાગી રહ્યા છે. જૈનોના તે ઉપવાસો એવા હોય છે કે જ્યારે જરૂર પડે ત્યારે **માત્ર દિવસે જ** ગરમ પાણી સિવાય કોઇ પણ પદાર્થ મુખમાં નાખી ન શકાય." અકબર આ સાંભળી આશ્ચર્યમુગ્ધ બની ગયો. " છ મહિનાના ઉપવાસ " સંબંધી તેના મનમાં શંકા ઉત્પન્ન થઈ. તેણે વિચાર્યું કે મુસલમાનો એક મહિનાના રોજા કરે છે તેમાં ય પણ રાત્રે તો પેટ ભરીને ખાય છે તો આ માત્ર પાણી વાપરીને જ છ મહિનાના ઉપવાસ કેમ થઇ શકે ? સત્ય વસ્તુની સાબિતી ખાતર તેણે **મંગલ ચોધરી** અને **કમરૂખાનને** ચાંપા શ્રાવિકાને ત્યાં તપાસાર્થે મોકલ્યા.

તેઓ બંનેએ ત્યાં જઇને ચાંપાને પૂછપરછ કરી અને સાચી વસ્તુ નજરોનજર નીહાળી તેઓ બંને બાદશાહ પાસે પાછા આવ્યા. ચાંપાને લગતી હકીકત કહી સંભળાવી તેઓએ ઉમેર્યું કે–" આ બધો પ્રતાપ તેમના ગુરુ હીરવિજયસૂરિનો છે એમ ચાંપા શ્રાવિકા કહે છે." અકબરને આવા પ્રતાપી ગુરુજીના દર્શન કરવાની ઉત્કંઠા જાગી.

કેટલાક દિવસો બાદ એક મોટો વરઘોડો અકબરની દૃષ્ટિએ પડ્યો એટલે **ટોડરમલ્લને** તેણે પૂછ્યું કે–' આ શું છે ? ' ટોડરમલ્લે જણાવ્યું કે–' ચાંપા નામની શ્રાવિકાએ કરેલ છ મહિનાની તપશ્ચર્યા આજે પૂર્ણ થઈ છે અને તે હર્ષદાયક પ્રસંગ નિમિત્તે શ્રાવકોએ આ વરઘોડો ચઢાવેલ છે. ' ત્યારે રાજાએ પૂછ્યું કે ' શું તે બાઇ પણ આ વરઘોડામાં સામેલ છે ? ' ટોડરમલ્લે હા કહી અને તેવામાં વરઘોડો પણ રાજમહેલ સમક્ષ આવી પહોંચ્યો. બાદશાહે વિવેકી માણસોને મોકલી ચાંપાને આદરપૂર્વક પોતાના મહેલમાં બોલાવી અને તપશ્ચર્યાને લગતી હકીકત પૂછી. ચાંપાએ ફક્ત પોતાના ગુરુ શ્રી હીરવિજયસૂરિનો પ્રભાવ કહી બતાવ્યો. આ વાત સાંભળી અકબરની ગુરુ–દર્શનની ઉત્કંઠા વધુ બળવત્તર બની અને તરત જ **માનુ કલ્યાણ** અને **થાનસિંઘ રામજી** નામના બે જૈન ગૃહસ્થોને બોલાવી કહ્યું કે–" તમે હીરવિજયસૂરિને અહીં પધારવા માટે વિનતિપત્ર લખો, હું પણ એક જુદો પત્ર લખું છું."

શ્રાવકોએ સૂરિજી પર પત્ર લખ્યો અને અકબરે ગુજરાતના સૂબા શિહાબખાન

ઉપર પત્ર રવાના કર્યો, અને તેમાં ભારે આગતાસ્વાગતાપૂર્વક સૂરિજીને મોકલવા ફરમાન કર્યું.

બાદશાહ અકબરનો આ પત્ર જોઈ શિહાબખાન તો સ્તબ્ધ જ બની ગયો. પૂર્વે પોતે કરેલ ઉપદ્રવ તેને યાદ આવ્યો. પોતે કરેલ ભૂલ માટે તેને પસ્તાવો થવા લાગ્યો પણ ગતં ન શોચ્યં એમ સમજી બાદશાહના હુકમનો કેવી રીતે અમલ કરવો તે જ તે વિચારવા લાગ્યો. પછી અમદાવાદના પ્રસિદ્ધ ગૃહસ્થોને બોલાવીને આગ્રાના શ્રાવકોનો તેમજ બાદશાહનો ખરીતો વાંચી સંભળાવ્યો. જવાબમાં શ્રાવકોએ જણાવ્યું કે 'સૂરિજી હાલમાં **ગંધારમાં** બિરાજે છે, માટે ગંધાર જઈ અમે વિનતિ કરી આવીએ.'

અમદાવાદના ગૃહસ્થોની સૂચનાથી ખંભાતના કેટલાક ગૃહસ્થો સીધા ગંધાર પહોંચ્યા. અમદાવાદ અને ખંભાતના આગેવાન શ્રાવકોના આગમનથી સૂરિજીને આનંદ તો થયો પણ તેમના અચાનક આગમનનું શું કારણ હશે ? એવી શંકાએ પણ સાથોસાથ હૃદયમાં સ્થાન લીધું. બપોરના આહાર-પાણી કર્યા બાદ કેટલાક આગેવાનો તેમજ સૂરિજી એકાંતમાં વિચાર કરવા બેઠા. ગુરુજી પર વીતેલી વીતક-કથાઓથી સૌ કોઇ વાકેફ હતા અને અકબર બાદશાહના આ અચાનક આમંત્રણથી પણ સૌ કોઇ આશ્ચર્યમાં ગરકાવ પણ થઇ ગયા હતા. સર્વ પોતપોતાના મનમાં આવે તેવો અભિપ્રાય જણાવવા લાગ્યા. આ ચર્ચા દરમિયાનના બધા સમય સુધી સૂરિજી શાન્ત રહ્યા અને થતી ચર્ચા એકચિત્તે સાંભળવા લાગ્યા. ચર્ચાના અંતમાં છેવટે તેમણે જણાવ્યું કે-" પૂર્વાચાર્યોએ કેવળ શાસનની સેવા માટે માન-અપમાનની દરકાર કર્યા વગર જ રાજદરબારમાં પગ-પેસારો કરી રાજાઓને પ્રતિબોધ્યા હતા એટલું જ નહિ પરંતુ તેઓ દ્વારા શાસનહિતનાં અનેક કાર્યો કરાવ્યા હતા. લાખો મનુષ્યોને ઉપદેશ આપવામાં જે લાભ રહેલો છે તેના કરતાં પણ અધિક લાભ એક સમ્રાટને પ્રતિબોધવામાં છે, માટે બીજો કોઇ પણ પ્રકારનો વિચાર કરવો ત્યજી દઇ સમ્રાટ્ અકબર પાસે જવા માટે મારી સાથે સૌ સમ્મત થાઓ." સૂરિજીના ગંભીરાશયની અને અપૂર્વ હિંમતની શ્રાવકો પર શીઘ્ર અસર થઇ અને સૌ સૂરિજીના અભિપ્રાયને સમ્મત થયા.

માગશર વદિ ૭ ના દિવસે સૂરિજીએ વિહાર શરૂ કર્યો અને પહેલુ મુકામ **ચાંચોલમાં** કર્યું. ત્યાંથી **જંબુસર** થઇ ધુઆરણના આરે મહી નદી પાર કરી **વટાદરે** આવ્યા જ્યાં પંજાબનો સંઘ વાંદવા આવ્યો હતો આ ગામમાં રાત્રિના સમયે એક અજાયબીભર્યો બનાવ બન્યો. જ્યારે રાત્રિના સમયે ગુરુજી કંઇક જાગૃત અને કઇંક નિદ્રિત અવસ્થામાં હતા તેવામાં એક દિવ્યાકૃતિવાળી સ્ત્રી આવીને બોલી કે-'અકબર આપને ઘણો જ ચાહે છે માટે કોઇ પણ જાતની શંકા રાખ્યા સિવાય ત્યાં પધારો અને વીરશાસનની શોભા વધારો.' સૂરિજી વધુ પૂછે તે પહેલાં તો તે દિવ્ય સ્ત્રી અંતર્ધાન

થઇ ગઈ, પણ આ બનાવથી સૂરિજીનો ઉત્સાહ અતિવ વૃદ્ધિ પામ્યો. આગળ વિહાર લંબાવી **સોજીતરા, માતર** અને **બારેજા** આદિ સ્થળોએ થઇ તેઓ **અમદાવાદ** આવ્યા.

અમદાવાદના સંઘે અત્યંત આડંબરપૂર્વક પ્રવેશ-મહોત્સવ કર્યો. અહીંના સૂબા શિહાબખાનને સૂરિજીને મળવું અકારું થઇ પડયું, તેનો પગ ભારે થઇ ગયો; પરન્તુ ગમે તેમ તો ય સમ્રાટનો હુકમ માન્યા સિવાય ચાલે તેમ ન હતું. સૂરિજીને તેણે પોતાના દરબારમાં પધરાવ્યા અને મણિ, રત્ન, સુવર્ણ વિગેરેની ભેટ ધરી તે સ્વીકારવા પ્રાર્થના કરી. ગુરુજીએ પોતાનો નિઃસ્પૃહ ભાવ જતાવી જૈન સાધુના આચારવિચાર અને કંચન-કામિનીના ત્યાગની હકીકત સમજાવી. સૂરિજીના આ નિઃસ્પૃહભાવે તેમ જ ઉપદેશે શિહાબખાનના હૃદય પર સચોટ અસર કરી અને પોતાના પૂર્વકૃત કૃત્ય બદલ વિનીતભાવે માફી માગી. પછી તેણે અકબર પર એક લાંબો પત્ર લખ્યો જેમાં તેણે હીરવિજયસૂરિના ચારિત્રની તેમ જ સદ્ગુણોની ભારોભાર પ્રશંસા કરી હતી.

અમદાવાદમાં કેટલીક સ્થિરતા કર્યાબાદ તેઓશ્રી વિહાર કરતાં કરતાં **પાટણ** પધાર્યા. અહીંથી **વિમલહર્ષ** ઉપાધ્યાય વગેરે પાંત્રીશ સાધુઓએ સૂરિજીથી અલગ પડી આગળ વિહાર શરૂ કર્યો, અને સૂરિજી વિહાર કરતાં કરતાં જેટલા સમયે **સાંગાનેર** પધાર્યા તેટલા સમય દરમિયાનમાં તો તેઓ **ફતેહપુર સીકરી** પહોંચી પણ ગયા. અકબર પાસે પહેલાં પહોંચી જવામાં તેઓનો ઉદ્દેશ અકબરની હીરવિજયસૂરિ પ્રત્યેની નેમ જાણી લેવાની હતી એટલે ફતેહપુરમાં આવીને તરત જ તેમણે **થાનસિંગ** તથા **માનુ કલ્યાણ** પાસે જઇ અકબરને મળવા માટેની પોતાની જિજ્ઞાસા દર્શાવી. બાદ તેઓ અબુલ ફજલને મળ્યા અને તેના દ્વારા રાજાનો હેતુ જાણી લીધો. પછી બાદશાહને મળ્યા અને બાદશાહે હીરવિજયસૂરિના આ શિષ્યો પ્રત્યે અતિવ પ્રેમભાવ બતાવ્યો અને સિંહાસનથી ઊભા થઇ ગાલીચા બહાર જ્યાં ઉપાધ્યાયજી ઊભા હતા ત્યાં સામે ગયો. ઉપાધ્યાયે "ધર્મલાભ" રૂપ આશીર્વાદ આપ્યો અને અકબરે સૂરિજીના આગમનની પૃચ્છા કરી. ઉપાધ્યાયજીએ જણાવ્યું કે-'તેઓ ચાલુ વિહારમાં છે અને જેમ બને તેમ જલ્દી અત્રે આવી પહોંચશે.'

સાંગાનેરથી વિહાર કરતાં કરતાં સૂરિજી ફતેહપુર સીકરીથી છ ગાઉ દૂર **અભિરામાબાદ** આવી પહોંચ્યા. થાનસિંગ અને માનુ કલ્યાણે સૂરિજીના અપૂર્વ સ્વાગત માટે બાદશાહી રિયાસતનો બંદોબસ્ત કરી વાળ્યો અને વિ. સંવત ૧૬૩૯ના જ્યેષ્ઠ વદિ ૧૨ના દિવસે સૂરિજીએ ધામધૂમપૂર્વક ફતેહપુરમાં પ્રવેશ કર્યો.

જ્યેષ્ઠ વદિ ૧૩ને દિવસે બાદશાહ સાથે સૂરિજીની પહેલવહેલી મુલાકાત થઇ અને તે સમયે તેમની સાથે પંડિત અને વિચક્ષણ તેર સાધુઓ હતા. સૂરિમંડળને આવતું જોઈ બાદશાહ પોતાના મિત્રમંડળ સાથે ઊભો થઇ ગયો અને વિનયપૂર્વક કુશળ-મંગળના



સમ્રાટ્ અકબરે જગદ્ગુરુ વિજયહીરસૂરીશ્વરનો
કરેલ અપૂર્વ આદરસત્કાર

આનંદ પ્રેસ-ભાવનગર.

સમાચાર પૂછયા. પછી વિશેષ ધર્મચર્ચા કરવા માટે ચિત્રશાળાના એક કમરામાં પધારવા સમ્રાટે સૂરિજીને વિનતિ કરી એટલે તેઓ ચિત્રશાળા તરફ ચાલ્યા, પણ પ્રવેશદ્વાર આગળ આવતાં સુંદર બીછાવેલો ગાલીચો જોયો અને તરત જ થોભાઇ ગયા. સૂરિજીને અટકી ગયેલા જોઇ બાદશાહે તેનું કારણ પૂછયું એટલે ગુરુએ જણાવ્યું કે–' ગાલીચા પર પગ મૂકીને ચાલવાનો અમારો અધિકાર નથી.' બાદશાહને આવી વાતથી વિશેષ આશ્ચર્ય થયું અને કહ્યું કે–'ગાલીચો તદ્દન સ્વચ્છ છે. કોઈ પણ જીવ–જંતુ તેના પર નથી તો આપને આ ગાલીચા પર ચાલવામાં શી હરકત છે?' સૂરિજીએ કહ્યું કે–'અમારો સાધુઓનો એવો આચાર છે કે दृष्टिपूतं न्यसेत् पादम् અર્થાત્ જ્યાં ચાલવું અગર બેસવું હોય ત્યાં દૃષ્ટિથી જમીનને જોઇ લેવી જોઈએ.' સૂરિજીના આ કથનથી બાદશાહને મનમાં કંઇક હાસ્ય આવ્યું. આવા મનોહર સ્વચ્છ ગાલીચામાં જંતુઓ આવીને કયાંથી પેસી જતા હશે? એવો વિચાર કરતાં કરતાં જેવો તેણે ગાલીચાનો એક છેડો ઊંચો કર્યો કે તેની નીચે કીડીઓનો ઢગલો જોયો. બાદશાહ તો આ દૃશ્ય નીહાળી દંગ જ થઇ ગયો. ગુરુ પ્રત્યેના ભક્તિભાવમાં ઘણો જ વધારો થયો અને તે તેમને સાચા ફકીર માનવા લાગ્યો. પછી યોગ્ય આસન પર બેસીને ગુરુએ સામાન્ય ઉપદેશ આપ્યો અને પાછળથી ટૂંકમાં શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું. ધર્મોપદેશને અંતે અકબરને જણાયું કે–આચાર્યશ્રી એક પ્રતાપી અને પંડિત પુરુષ છે. પછી તેણે પોતા પાસે આવેલ પુસ્તકનો ભંડાર* મંગાવ્યો અને સૂરિજીને તે સ્વીકારવા આગ્રહ કર્યો. ગુરુજીએ જણાવ્યું કે–' અમો અમારાથી ઉઠાવાય તેટલાં જ પુસ્તકો સાથે રાખીએ છીએ. વળી જ્યાં જઈએ ત્યાં અમને પુસ્તક મળી રહે છે. વળી પુસ્તકોનો સંગ્રહ કરવાથી મમત્વભાવ બંધાઈ જાય છે માટે અમે તે સ્વીકારી શકશું નહિ.' બાદશાહને સૂરિજીની નિઃસ્પૃહતા માટે માન ઉપજ્યું પણ છેવટે અત્યંત આગ્રહથી સૂરિજીને તે સમર્પણ કર્યાં ત્યારે સૂરિજીએ જણાવ્યું કે–' આટલાં બધાં પુસ્તકો સાથે ફેરવવા તે ઠીક નહિ તેથી જો એને માટે એક ભંડાર બનાવવામાં આવે તો સારું.' બાદશાહ આ વાતથી અત્યંત રંજિત થયો અને થાનસિંઘને તાત્કાલિક જ્ઞાનભંડાર બનાવવા માટે કહેવામાં આવ્યું. છેવટે આગ્રામાં અકબરના નામથી જ એક જ્ઞાનભંડાર બનાવવામાં આવ્યો અને ત્યાં ઉપરોક્ત પુસ્તકો સંગ્રહવામાં આવ્યા.

ફતેહપુર સીકરીમાં થોડીક સ્થિરતા કરી સૂરિજી આગ્રા પધાર્યા અને ચાતુર્માસ પણ ત્યાં જ કર્યું. જ્યારે પર્યુષણના પવિત્ર દિવસો પાસે આવ્યા ત્યારે આગ્રાના શ્રાવકોએ વિચાર કર્યો કે સૂરિજીને બાદશાહ અત્યંત માન આપે છે તો પર્યુષણના આઠ દિવસ "અમારી" પાળવામાં આવે તો સારું. પછી પરસ્પર વિચાર કરી શ્રાવકો

* શ્રી હીરવિજયસૂરિ સમ્રાટ અકબરને મળ્યા તે અગાઉ નાગપુરીય તપગચ્છના પદ્મસુંદરગણિ નામના યતિ બાદશાહને મળ્યા હતા. તેઓ વાદી હતા. વાદમાં તેણે રાજસભા મધ્યે એક વાદીને પરાસ્ત કર્યો હતો. તેણે સમ્રાટને પોતાના પુસ્તકો અર્પણ કર્યાં હતાં, તે જ પુસ્તકો સમ્રાટે સૂરિજીને અર્પણ કર્યાં.

સિંધુનદીને કિનારે બાદશાહ પાસે પહોંચ્યા અને વાત કરી. બાદશાહે તરત જ આઠ દિવસનું ફરમાન પત્ર લખી આપ્યું અને આગ્રામાં આઠ દિવસ સુધી કોઇ પણ માણસ કોઇ પણ જીવની હિંસા ન કરે એવો હુકમ ફેરવવામાં આવ્યો.*

ચાતુર્માસ પૂર્ણ કરી સૂરિજી શૌરીપુરની યાત્રાએ ગયા. ત્યાંથી પાછા આગ્રે આવ્યા. પ્રતિષ્ઠાદિ કાર્યો કરી પુનઃ ફતેહપુર સીકરી પધાર્યા. આ પ્રસંગે ગુરુજીને બાદશાહ સાથે વધારે સમાગમ કરવાનો સમય મળ્યો હતો. બાદશાહના ખાસ માનીતા અબુલ ફઝલ સાથે સૂરિજીને ગાઢ મિત્રતા જામી હતી અને બંને વિદ્વાન હોઇ જ્ઞાન-ગોષ્ઠીમાં ઉભયને આનંદ ઉપજતો.

એકદા અબુલફઝલ અને હીરવિજયસૂરિ જ્ઞાન-ગોષ્ઠી કરી રહ્યા હતા તેવામાં અબુલ ફઝલના મહેલે બાદશાહ અચાનક આવી ચઢયો. પ્રસંગ સાધી અબુલ ફઝલે હીરવિજયસૂરિના અદ્ભુત જ્ઞાનની અત્યંત પ્રશંસા કરી. બાદશાહ પણ અત્યંત પ્રસન્ન થયો અને જણાવ્યું કે-' આપ આપના સમયનો ભોગ આપી અમારી ઉપર ઉપકાર કરી રહ્યા છો તો મારા લાયક કામ બતાવી મારું કલ્યાણ કરશો તો હું આપનો વધુ ઉપકાર માનીશ." '**અભયદાન**' જેવું એકે પુણ્ય નથી એમ સૂરિજી સારી રીતે સમજતા હતા તેથી તેમણે સમગ્ર પક્ષીઓને પાંજરામાંથી મુક્ત કરવા માટે માગણી મૂકી. રાજાએ અત્યંત હર્ષપૂર્વક તે માગણી સ્વીકારી અને પાંજરામાંથી સર્વ પશુ-પક્ષીઓને મુકત કર્યાં.

બાદશાહને પણ આ સમયે અવકાશ હતો એટલે ધર્મચર્ચા આગળ ચાલી અને પ્રસંગે પ્રસંગે વાતચીતમાં સૂરિજી અભયદાનનું મહત્ત્વ સમજાવતા ગયા. છેવટે પર્યુષણના આઠ દિવસમાં અકબરના સમગ્ર રાજ્યમાં " અમારી " પળાવવા માટે ઉપદેશ આપ્યો ત્યારે બાદશાહે પોતાના તરફથી ચાર દિવસ વધારી કુલ બાર દિવસ [ શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા શુદિ ૬ સુધી ]નું ફરમાન પત્ર લખી આપ્યું. તે ફરમાનની છ નકલો કરવામાં આવી જેમાંની (૧) ગુજરાત ને સૌરાષ્ટ્ર, (૨) દિલ્હી, ફતેપુર વગેરેમાં (૩) અજમેર, નાગપુર વિગેરેમાં, (૪) માળવા અને દક્ષિણ દેશમાં (૫) લાહોર તથા મુલતાનમાં મોકલવામાં આવી અને છઠ્ઠી નકલ સૂરિજીને સોંપવામાં આવી.

સૂરિજી ફતેહપુર સીકરીમાં રહ્યા ત્યાં સુધીમાં બાદશાહ સાથે અનેક વખત મુલાકાત થઇ અને તે દરમ્યાન જુદા-જુદા વિષયોને અંગે બાદશાહ સાથે ચર્ચા કરી તેને સત્ય વસ્તુનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું. બાદશાહ આથી અતિ રંજિત થયો અને તેના બદલા તરીકે એક મોટી સભા ભરી સૂરિજીને "જગદ્ગુરુ" ના બિરુદથી વિભૂષિત કર્યા. આ પદ-પ્રદાનની ખુશાલીમાં રાજાએ અનેક જનોને અભયદાન પણ આપ્યું.

---

* **હીરસૌભાગ્ય કાવ્ય** અને જગદ્ગુરુ**કાવ્યમાં** આ સંબંધી હકીકત આપવામાં આવી નથી જ્યારે " **હીરવિજયસૂરિ રાસ** " માં ઋષભદાસ કવિ પાંચ દિવસની અમારી પળાવ્યાનું જણાવે છે.

એક દિવસે બીરબલને સૂરિજીની જ્ઞાન-શક્તિ માપવાની ઇચ્છા થઇ. બાદશાહની રજા માગી બીરબલે ગુરુજીને પ્રશ્ન કર્યો કે-

**બીરબલ**-મહારાજ ! શું શંકર સગુણ હોઇ શકે ?

**સૂરિજી**-હા, શંકર સગુણ છે.

**બીરબલ**—હું તો માનું છું કે શંકર નિર્ગુણ જ છે.

**સૂરિજી**—ના, એમ ન હોઈ શકે. તમે શંકરને ઈશ્વર માનો છો ?

**બીરબલ**—જી હા.

**સૂરિજી**—ઇશ્વર જ્ઞાની છે કે અજ્ઞાની ?

**બીરબલ**—ઇશ્વર જ્ઞાની છે.

**સૂરિજી**—જ્ઞાની એટલે ?

**બીરબલ**—જ્ઞાનવાળો.

**સૂરિજી**—ઠીક, જ્ઞાન ગુણ છે કે નહિ ?

**બીરબલ**—હાજી, જ્ઞાન ગુણ છે,

**સૂરિજી**—જો તમે જ્ઞાનને ગુણ માનતા હો તો ઈશ્વર-શંકર " **સગુણ** " છે, એમ તમારે માનવું જ જોઇએ અને તે તમારા પોતાના શબ્દોથી જ સિદ્ધ થાય છે.

**બીરબલ**—મહારાજ ! ખરેખર મને પ્રતીત થઇ કે ઈશ્વર-શંકર સગુણ છે.

બાદ બાદશાહ સાથેની એક વધુ મુલાકાત દરમિયાન સૂરિજીના શાંત ઉપદેશામૃતથી બાદશાહના અંતરમાં કોમળતાનો સંચાર થયો અને સૂરિજીને કંઇક માગણી કરવા અત્યંત આગ્રહપૂર્વક કહ્યું ત્યારે સૂરિજીએ લોકો પાસેથી લેવાતો **જીજીયાવેરો** અને તીર્થસ્થાનોમાં લેવાતું **મૂંડકું** લેવાનું બંધ કરવા કહ્યું. બાદશાહે તે બંને વાત સ્વીકારી.

આવી રીતે કલ્પનામાં ન હોય તેવી ફલ-પ્રાપ્તિ થઇ, પણ ગુજરાતમાંથી શ્રી વિજયસેનસૂરિના પત્રો ઉપર પત્રો આવવા લાગ્યા કે-" આપ હવે ગુજરાતમાં પધારો. " સૂરિજીએ પણ વિચાર્યું કે એક સ્થળમાં વધું વખત રહેવું ઇષ્ટ નહિ. પછી પ્રસંગ જોઇ બાદશાહને પોતાની વિહારની ઇચ્છા જણાવી ત્યારે બાદશાહે તેમને ત્યાં જ રોકવા અત્યંત આગ્રહ કર્યો પણ સૂરિજીએ વસ્તુસ્થિતિ સમજાવી અને વિજયસેનસૂરિને તેમની પાસે મોકલવા કબુલાત આપી. બાદશાહે વિજયસેનસૂરિ આવી પહોંચે તે દરમિયાનના સમય માટે કોઈ એક સારા વિદ્વાન્ શિષ્યને મૂકી જવા પ્રાર્થના કરી એટલે સૂરિજીએ **શાંતિચંદ્રજીને** ત્યાં જ રાખ્યા.

શાંતિચંદ્રજી પણ કંઈ કમ ન હતા. તેઓ મહાવિદ્વાન અને ધારી અસર કરે તેવા હતા. તેમનામાં એક સો આઠ અવધાન કરવાની શક્તિ હતી. બાદશાહ અકબર સાથે સંસર્ગ સધાયા પહેલાં પણ તેમણે ઘણા રાજા–મહારાજાઓને પોતાની વિદ્વત્તાથી ચકિત કર્યા હતા. તેમણે ધર્મચર્ચા દરમિયાન બાદશાહને અત્યંત રંજિત કર્યો અને પરિણામે **બાદશાહનો જે માસમાં જન્મ થયો હતો તે આખો મહિનો, રવિવારના દિવસો, સંક્રાંતિના દિવસો, નવરોજના દિવસો**—વિગેરે દિવસોમાં કોઈએ પણ જીવહિંસા ન કરવી એવા હુકમો બાદશાહદ્વારા કઢાવ્યા. તેમણે कृपारसकोश નામનું ૧૨૮ શ્લોકનું નૂતન કાવ્ય બનાવ્યું જેમાં બાદશાહે કરેલાં દયાળુ કાર્યોનું વર્ણન કરવામાં આવ્યું છે.

જ્યારે સૂરિજીએ ગુજરાત તરફ વિહાર કર્યો ત્યારે હિન્દુસૂર્ય મહારાણા પ્રતાપે સૂરિજીને મેવાડમાં પધારવા અને ધર્મોપદેશ આપવાની અરજ કરતો એક પત્ર લખ્યો હતો, જે નીચે મુજબ છે. તે પત્ર જૂની મેવાડી ભાષામાં છે અને જૈન ઇતિહાસના અન્વેષણમાં નવું અજવાળું પાડે તેમ છે.

" स्वस्तश्री मगसुदानग्र महासुभस्थानै सरव ओपमालाअंक भट्टारकजि महाराजश्री हीरबजेसूरजि चरणकुमला अणे स्वस्तश्री वजेकटक चांवडरा डेरा सुथाने महाराजाधिराज श्रीराणा प्रतापसिंघजी ली. पगे लागणो वंचसी। अठारा समाचार भला है आपरा सदा भला छाईजे। आप वडा है, पूजनीक हैं, सदा करपा राखे जीसु ससह ( श्रेष्ठ ) रखावेगा अप्रं आपरो पत्र अणा दनाम्हे आया नहीं सो करपा कर लपावेगा। श्रीवडा हजुररी वगत पदारवो हुवो जीमें अठासुं पाछा पदारता पातसा अकब्रजीने जेनाबादम्हे ग्रानरा प्रतिबोद दीदो जीरो चमत्कार मोटो बताया जीवहसा ( हिंसा ) छुरकली ( चिडिया ) तथा नामपपेरु ( पक्षी ) वेती सो माफ कराई जीरो मोटो उपगार किदो सो श्री जेनरा ध्रममें आप असाहीज अदोतकारी अबार कीसे ( समय ) देखता आपजु फेर वे न्हीं आवी पूरव हीदुसस्थान अत्रवेद गुजरात सुदा चारु दसा म्हे धरमरो वडो अदोतकार देखाणो, जठा पछे आपरो पदारणो हुवो न्हीं सो कारण कही वेगा पदारसी आगे सु पटाप्रवाना कारणरा दस्तुर माफक आप्रे हे जी माफक तोल मुरजाद सामो आवो सा वतरेगा श्री बडाहजुररी वषत आप्री मुरजाद सामो आवारी कसर पडी सुणी सो काम कारण लेखे भूल रहा वेगा जीरो अदेसो नहीं जाणेगा। आगेसु श्रीहेमाआचारजीने श्री राजम्हे मान्या हे जीरो पटो करदेवाणो जि माफक अरो पगरा भटारपगादीप्र आवेगा तो पटा माफक मान्या जावेगा। श्रीहेमाचारजी पेलां श्री वडगच्छरा भट्टारपजीने वडा कारणसुं श्रीराजम्हे मान्या जि माफक आपने आपरा पगरा गादी प्रपाटहवी तपगच्छराने मान्या जावेगारी सुवाये देसम्हे आप्रे गच्छरो देवरो तथा उपासरो वेगा जीरो मुरजाद श्रीराजसु धा दुजा गच्छरा भटारप आवेगा सो राषेगा श्रीसमरणध्यान देव जात्रा जठे साद करावसी भूलसी नहीं ने वेगा पदारसी। प्रवानगी पंचोली गोरो समत १६३५ रा वर्प आसोज सुद ५ गुरुवार।

શાંતિચંદ્રજીના બાદશાહ પાસેથી વિદાય થવા પછી જગતચંદ્રજી તથા સિદ્ધિચંદ્રજીએ એ સ્થાન સંભાળી લીધું અને બાદશાહને ધર્મમાં અતિવ દૃઢ કર્યો. પ્રસંગોપાત બંને મુનિવરોએ વિજયસેનસૂરિની પ્રશંસા કરી અને પરિણામે બાદશાહને હીરવિજયસૂરિએ આપેલી કબુલાતનું પુનઃ સ્મરણ થઇ આવ્યું. તેણે વિજયસેનસૂરિને મોકલવા માટે સૂરિજી પર વિજ્ઞપ્તિ-પત્ર લખ્યો અને તેના પરિણામે વિ. સં. ૧૬૪૯ ના માગશર શુદિ ૩ ના દિવસે વિજયસેનસૂરિએ બાદશાહને મળવા માટે પ્રયાણ કર્યું. અનેક ગ્રામ-નગરોમાં વિહાર કરતાં કરતાં તેઓએ સં. ૧૬૪૯ ના જેઠ શુદિ ૧૨ ને દિવસે લાહોરમાં પ્રવેશ કર્યો.

થોડા જ સમયમાં વિજયસેનસૂરિએ બાદશાહ પર સારી છાપ પાડી, પરન્તુ જૈન ધર્મના દ્વેષી બ્રાહ્મણોથી આ સહ્યું જતું ન હતું. તેમણે સૂરિજીની પ્રતિષ્ઠા અને પ્રતિભા હલકી પાડવા યુક્તિઓ રચવા માંડી. " જૈનો ઇશ્વરને માનતા જ નથી " એવી જાતનું બાદશાહના કાનમાં ઝેર રેડવામાં આવ્યું. પરિણામે બંને પક્ષો વચ્ચે વિવાદસભા ગોઠવવામાં આવી અને વિજયસેનસૂરિની અકાટ્ય યુક્તિઓ, દલીલો અને શાસ્ત્રપ્રમાણો પાસે પ્રતિપક્ષી પક્ષ ઝંખવાણો પડી ગયો. આ પ્રમાણે શ્રી વિજયસેનસૂરિની અદ્ભુત વિદ્વત્તા અને શક્તિથી રંજિત થઇ બાદશાહે તેમને " સૂરિસવાઇ " નું બિરુદ આપ્યું.

હીરવિજયસૂરિની માફક વિજયસેનસૂરિએ પણ અહિંસા માટે ઘણું કર્યું. ગાય, ભેંસ, બળદ અને પાડા વિગેરે મૂક પ્રાણીઓની હિંસાનો તેમજ અપુત્રીયાનું ધન ગ્રહણ કરવાનો નિષેધ કરાવ્યો.

હીરવિજયસૂરિએ સમ્રાટના સૂબાઓ મહારાવ સુરતાન, સુલતાન હબીબુલ્લાહ, આઝમખાન, કાસિમખાન, સુલતાન મુરાદ વિગેરે પર સારો પ્રભાવ પાડ્યો અને તેમાંના કેટલાકોએ તો સૂરિજી સાથે અમુક અમુક ધાર્મિક વિષયને અંગે ચર્ચા પણ કરી. સૂરિજીએ તેમને સત્ય વસ્તુસ્થિતિ સ્પષ્ટ રીતે સમજાવી અને જીવદયા વિગેરેના કેટલાંક ધાર્મિક કાર્યો તેમના દ્વારા કરાવ્યાં.

હીરવિજયસૂરિએ સમ્રાટ અકબરને પ્રતિબોધી જે શાસન-પ્રભાવના કરી હતી તેની સાથેસાથ શાસનનું મુખ્ય અંગ સાધુ-સમુદાય માટે પણ પ્રયત્નશીલ રહ્યા હતા. તેઓ ગચ્છનાયક હોવાથી તેમને શિરે મહાન્ જવાબદારી હતી. તેમણે પ્રયત્નપૂર્વક મૂર્તિપૂજાની સિદ્ધિ કરી બતાવી અને તેથી લોંકા નામના ગૃહસ્થે કાઢેલા મતના સાધુઓ તે મતની દીક્ષા ત્યજી દઇ પુનઃ સંવેગી બની મૂર્તિપૂજક સંપ્રદાયમાં ભળ્યા. લોંકા મતના મેઘજી ઋષિએ ત્રીશ સાધુઓની સાથે તપાગચ્છની આમ્નાય વિ. સં. ૧૬૨૮માં સ્વીકારી અને આ પ્રસંગને અનુલક્ષીને અમદાવાદમાં મહાન્ મહોત્સવ કરવામાં આવ્યો હતો. મેઘજી ઋષિનું નામ બદલીને ઉદ્યોતવિજય રાખવામાં

આવ્યું. આ ઉપરાંત ખાનદાન કુટુંબના ઘણા નબીરા તેમજ ગૃહસ્થોએ સૂરિજી પાસે દીક્ષા લીધી. બાદશાહ અકબર પાસે જેતાશાહ નામનો નાગોરી ગૃહસ્થ રહેતો હતો તેણે પણ સૂરિજી પાસે દીક્ષા સ્વીકારી હતી. આ પ્રસંગને અંગે તો સૂરિજીનો મહિમા વધુ વિસ્તૃત બન્યો. તેમનું નામ જિતવિજયજી રાખવામાં આવ્યું અને તેઓ "બાદશાહી યતિ" એવા નામથી પ્રસિદ્ધિ પામ્યા. સૂરિજીએ સ્વહસ્તે એકસો સાઠ શિષ્યોને દીક્ષા આપી અને પોતાની જિંદગી પર્યંત એકસો સાઠ વ્યક્તિઓને પંડિત પદ તેમજ સાતને ઉપાધ્યાય પદ અર્પણ કર્યું. તેઓશ્રી લગભગ બે હજાર સાધુઓ અને ૩૦૦૦ સાધ્વીઓના નાયક હતા. આ શિષ્યસમૂહ પૈકી શ્રી વિજયસેનસૂરિ, શાંતિચંદ્ર ઉપાધ્યાય, ભાનચંદ્ર ઉપાધ્યાય, પદ્મસાગર, કલ્યાણવિજય વાચક, સિદ્ધિચંદ્ર, સોમવિજય વિગેરે મુખ્ય શિષ્યો હતા.

સૂરિજીના ભક્ત શ્રાવકો પણ મહાન્ સમૃદ્ધિશાળી અને રાજ્યમાં સારી પ્રતિષ્ઠા ધરાવનાર ગૃહસ્થો હતા. ગુરુના એક જ બોલે તેઓ લાખો રૂપિઆનો વ્યય કરતાં અચકાતાં નહિ. સૂરિજીના ઉપદેશથી કેટલાક સ્થાનોએ જિનમંદિરો કરાવવામાં આવ્યા અને બીજા નૂતન ધર્મોપયોગી સ્થળો થયા. તેમણે શીરોહી, શૌરીપુર, આથા, ખંભાત, પાટણ, ઊના, દેલવાડા, શ્રી સિદ્ધાચળજી, અમદાવાદ આદિ સ્થળોમાં પ્રતિષ્ઠાઓ કરાવી તેમજ અનેક સ્થળે જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. મુસલમાનોના અગાઉના જુલમને કારણે ઘણાંખરાં સ્થાનોનાં જિનમંદિરો નાશ પામ્યા હતા તેને દુરસ્ત કરાવી નૂતન બનાવવાની દિશામાં પણ તેમણે સારી રીતે પ્રવૃત્તિ કરી હતી.

અનેક જુદા જુદા ગ્રામ–નગરોમાં વિહાર તેમજ ચાતુર્માસાદિ કરી તેઓશ્રી પાટણ પધાર્યા અને શ્રી સિદ્ધાચલની યાત્રા માટે સંઘ કઢાવ્યો. સ્થળે સ્થળે સંઘનો ભવ્ય સત્કાર થયો અને જ્યારે સંઘે પાલીતાણામાં પ્રવેશ કર્યો ત્યારે જુદા જુદા સ્થળોએથી બે લાખ માનવમેદની એકત્ર થયેલ. આ સંઘમાં એક હજાર સાધુઓ સામેલ થયા હતા.

સિદ્ધાચળની યાત્રા કરી સૂરિજી દીવ ગયા અને વિ. સં. ૧૬૫૧ નું ચાતુર્માસ ઊનામાં કર્યું. અહીં તેમની તબીયત લથડી અને ઉનાના સંઘે વિહાર ન કરવા દીધો. વ્યાધિ વધતો ગયો અને પગે સોજા સુદ્ધાં ચડી આવ્યા. શ્રાવકોએ ઔષધોપચાર માટે અતીવ આગ્રહ કર્યો પણ સૂરિજીએ સ્પષ્ટ ના જ પાડી. આ સમયે વિજયસેનસૂરિ બાદશાહની પાસે લાહોર હતા. તેમને બોલાવી લાવવા માટે ધનવિજયજીએ વિહાર કર્યો, પણ પંથ કાંઈ થોડો ન હતો. ઊના અને લાહોર વચ્ચેનું અંતર અતિશય હતું. વિજયસેનસૂરિનો ગુરુમહારાજની સાથે મેળાપ થાય તે અસંભવિત જેવું મનાતું હતું. પર્યુષણ પર્વ પણ આવી પહોંચ્યા. આ સ્થિતિમાં પણ સૂરિજીએ કલ્પસૂત્રનું વ્યાખ્યાન વાંચ્યું, પરન્તુ તેના પરિશ્રમથી શરીર વધારે શિથિલ થયું અને પરિણામે તેઓશ્રી વિ. સં. ૧૬૫૨ ના ભાદરવા શુદિ ૧૧ ને દિવસે સમાધિપૂર્વક ઊનામાં જ સ્વર્ગવાસી થયા.

દીવ તથા ઊનાના શ્રી સંઘે દબાદબાપૂર્વક માંડવી તયાર કરી અને અગ્નિસંસ્કાર કર્યો. ઋષભદાસ કવિ આ પ્રસંગને અનુલક્ષીને જણાવે છે કે-જે દિવસે હીરવિજયસૂરિનું સ્વર્ગગમન થયું તે જ રાત્રે અગ્નિસંસ્કારવાળા સ્થાનમાં અનેક પ્રકારના નાટારંભ થતાં પાસેના ખેતરમાં સૂતેલી વ્યક્તિઓએ સાંભળ્યા હતા. વળી જ્યાં અગ્નિસંસ્કાર કર્યો તે વાડીના તમામ આંબાઓ પર અકાળે કેરીઓ આવેલી જોવામાં આવી. ભાદરવા મહિનામાં કેરી ક્યાંથી હોય ? શ્રાવકોએ તે કેરીઓ ઉતારી લીધી અને જુદા જુદા શહેરોના અગ્રગણ્ય શ્રાવકો તેમજ અબ્બુલફઝલ અને સમ્રાટ અકબર પાસે તે મોકલવામાં આવી.

વિવિધ દિશામાં કાર્ય કરવાનું હોવા છતાં તેમજ ગચ્છનાયક પદની મહત્ત્વની જવાબદારી છતાં તેઓ સાધુધર્મમાં અત્યંત દૃઢ અને સ્થિર રહ્યા હતા. તેઓના સંબંધમાં તેવા બે-ચાર દાખલા આલેખશું તો તે અનુચિત નહિં જ ગણાય.

સૂરિજી અમદાવાદના કાળુપુરના ઉપાશ્રયમાં આવ્યા અને શ્રાવકોને ઉપદેશ દેવા બેસવાને માટે તૈયાર કરાવેલ નવા ગોખમાં બેસવા માટે શ્રાવકોની આજ્ઞા માગી. આવા પ્રકારની રજા માટેની આજ્ઞા સાંભળી શ્રાવકો અત્યંત આશ્ચર્ય પામ્યા અને જણાવ્યું કે: 'મહારાજ સાહેબ ! અમને પૂછવાની કંઇ જરૂર નથી એ ગોખ તો આપને બેસવા માટે જ તૈયાર જ કર્યો છે.' પ્રત્યુત્તરમાં ગુરુશ્રીએ જણાવ્યું કે: 'ત્યારે તો તે અમને કલ્પે જ નહિ, કારણ કે અમારા નિમિત્તે તૈયાર કરેલ કોઇ પણ વસ્તુ અમારા ઉપયોગમાં લઇ શકાય જ નહિ.' પછી તેઓશ્રીએ ત્યાં રાખેલ લાકડાની પાટ પર બેસી શ્રાવકોને ધર્મોપદેશ આપ્યો.

× × ×

એક ગૃહસ્થે એકદા સાધુઓને ગોચરીમાં ખીચડી વહોરાવી. સાધુઓએ આણેલી ખીચડી ફક્ત એકલા સૂરિજીએ જ ખાધી. બીજા સાધુઓ આહાર-પાણી વાપરી હજુ નિવૃત થયા નહિ તેવામાં તો જે ગૃહસ્થે ખીચડી વહોરાવી હતી તે ઉપાશ્રયમાં એકદમ આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે: 'આજે મારાથી મોટો અનર્થ થઇ ગયો છે. મારા ઘરેથી જે ખીચડી આપ વહોરી લાવ્યા છો તે એકદમ ખારી છે, માટે મને માફ કરો.' સાધુઓ તો આ સાંભળી સ્તબ્ધ જ થઇ ગયા, કારણ કે તે ખીચડી તો સૂરિજીએ જ વાપરી હતી છતાં તેઓએ તેના ખારાપણા માટે લેશમાત્ર ઉચ્ચાર પણ કર્યો ન હતો. સૂરિજીએ જિહ્વાઇંદ્રિય પર કેટલો કાબૂ મેળવ્યો હતો તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે. બીજી બાબતો પર સમભાવ રાખવાવાળા-કેળવવાવાળા હજારો મનુષ્યો મળી આવે છે પરંતુ રસેંદ્રિયજિત્ તો વિરલ જ હોય છે.

× × ×

જ્યારે સૂરિજી ઊનામાં હતા ત્યારે તેમની કમ્મરમાં એક ગુમડું થયું. વેદના

ઘણી થતી હતી છતાં સમભાવપૂર્વક શાંતિથી તે સહન કરતા હતા. તેઓ સમજતા હતા કે કોઇ પણ વ્યાધિ એ પાપપ્રકૃતિનું જ પરિણામ છે માટે "હાય વોય" કરવાથી કંઈ વેદના શાંત થતી નથી. ઉલટું તે "હાય વોય" જ નવાં કર્મો ઉપાર્જન કરાવે છે. એવામાં બન્યું એવું કે એક ભક્તિવાન શ્રાવક, સૂરિજીએ સંથારો કર્યો ત્યારે ભક્તિ કરવા આવ્યો. તેણે હાથમાં સોનાનો વેઢ પહેર્યો હતો તેની અણી પેલા ગુમડાની અંદર પેસી ગઈ. આથી તો ગુરુજીને ક્ષત ઉપર ક્ષાર જેવું દુઃખ થયું. લોહી પણ નીકળ્યું અને વેદનામાં વધારો થયો છતાં સૂરિજીએ અરેકારો પણ કર્યો નહીં કે તે શ્રાવકને કંઇ કહ્યું પણ નહિ. પ્રાતઃકાળમાં સોમવિજયજીએ ગુરુના કપડાં લોહીલુહાણ થયેલા જોઇને વસ્તુસ્થિતિ પારખી, ને પેલા ગૃહસ્થ પાસે ખેદ પ્રદર્શિત કર્યો, ત્યારે સૂરિજીએ શાંત વાણીમાં કહ્યું કે: 'પૂર્વાચાર્યોએ સહન કરેલા પરિતાપો પાસે આ કષ્ટ-દર્દ કઈ ગણત્રીમાં છે?'

× × ×

સૂરિજીનો ગુરુભક્તિનો ગુણ પણ પ્રશંસનીય હતો. ગુરુઆજ્ઞાને તેઓ સર્વસ્વ માનતા. એકદા વિજયદાનસૂરિએ તેમના પર પત્ર લખી જલ્દી પોતાની પાસે આવવા જણાવ્યું. પત્ર મળતાં જ સૂરિજીએ પ્રયાણ કર્યું. તે દિવસે તેમને છઠ્ઠનું પારણું હતું છતાં તે કર્યા વિના જ વિહાર કર્યો. શ્રાવકોએ પારણું કરવા માટે એકાદ કલાક રોકાવાની પ્રાર્થના કરી પણ સૂરિજીએ જણાવ્યું કે: "ગુરુદેવની આજ્ઞા જલ્દી આવવાની છે, માટે મારાથી એક ઘડી પણ રોકાઈ શકાય નહી." ગુરુ પાસે પહોંચતા વિજયદાનસૂરિએ પૂછ્યું કે: 'આટલા જલ્દી કેમ આવ્યા?' સૂરિજીએ જણાવ્યું કે: 'આપની આજ્ઞા જલ્દી આવવાની હતી તેથી મારાથી ઘડીનો પણ વિલંબ કરી શકાય જ નહી.' ત્યારબાદ જ્યારે ગુરુજીએ જાણ્યું કે છઠ્ઠનું પારણું કર્યા વિના જ હીરવિજયસૂરિ અત્રે આવવા રવાના થયા હતા ત્યારે તેમની પ્રસન્નતાનો પાર ન રહ્યો.

× × ×

સૂરિજીમાં રહેલા અનેક ગુણો પૈકી ગુણાનુરાગતાનો ગુણ સૌથી વિશેષ વર્ણનીય અને મહત્ત્વતાભર્યો છે. લાખો જૈનોનું તેઓ આધિપત્ય ભોગવતા હતા, બેથી અઢી હજાર સાધુઓ તેમની નીશ્રામાં હતા, રાજા-મહારાજાઓને પ્રતિબોધવાની શક્તિ ધરાવતા હતા અને સમ્રાટ અકબર જેવા પણ જેમને માનની નજરે જોતા હતા તેવી ઊંચી હદે પહોંચેલા હોવા છતાં તેઓ કોઇ પણ મનુષ્યમાં રહેલા ગુણની પ્રશંસા કે મહત્તા પ્રકાશ્યા વિના રહેતા નહિ.

સૂરિજીના શિષ્ય સમુદાયમાં **અમરવિજયજી** નામના એક સાધુ હતા. તેઓ ત્યાગી, વૈરાગી અને મહાન્ તપસ્વી ઉપરાંત નિર્દોષ આહાર લેવા પ્રત્યે અત્યંત લક્ષ્યવાળા હતા. એવું બનતું કે ત્રણ-ચાર ઉપવાસ કર્યા હોય છતાં પણ જો શુદ્ધ આહારની પ્રાપ્તિ ન થાય

તો ઉપરાઉપરી ઉપવાસ જ કરતાં. હીરવિજયસૂરિ તેમની આવી ત્યાગવૃત્તિ ઉપર મુગ્ધ બન્યા. એક વખત બધા સાધુઓ આહાર-પાણી કરવા બેઠા હતા તે સમયે સૂરિજીએ અમરવિજયજીને કહ્યું કેઃ ' મહારાજ ! આજ તો આપ આપના હસ્તથી જ મને આહાર આપો. ' કેટલી બધી લઘુતા ! ગુણી પ્રત્યે કેટલો બધો અનુરાગ !

હીરવિજયસૂરિના જીવનની સાર્થકતા સંબંધમાં જેટલું લખીએ તેટલું ઓછું છે. બધું વૃત્તાંત આલેખતા એક મોટો ગ્રંથ જ કરવો પડે. શુદ્ધ ચારિત્ર-પાલન, ઉપદેશક વૃત્તિ અને ગચ્છસંભાળની અદ્ભુત શક્તિ હોવા છતાં તેમનામાં ત્યાગવૃત્તિ પણ કંઇ કમ ન હતી. તેઓ હમેશાં ગણત્રીની જ વસ્તુઓ વાપરતા. તેમણે પોતાની જિંદગી દરમ્યાન નીચે પ્રમાણે તપસ્યા કરી હતી.

એકાશી અઠ્ઠમ, સવાબસો છઠ્ઠ, છત્રીસો ઉપવાસ, બે હજાર આયંબિલ, બે હજાર નીવી. આ ઉપરાન્ત વીશ સ્થાનકની વીશ વાર આરાધના કરી, જેમાં ચારસો આયંબિલ અને ચારસો ચોથ ભક્ત કર્યા. સૂરિમંત્રનું ધ્યાન-આરાધન કરવા માટે ત્રણ મહિના ધ્યાનમાં રહ્યા અને તે ત્રણ મહિના ઉપવાસ, આયંબિલ અને નીવી તેમ જ એકાસણા આદિમાં જ વ્યતીત કર્યા. જ્ઞાનની આરાધના કરવા માટે પણ તેમણે બાવીશ મહિના તપશ્ચર્યા કરી હતી. ગુરુભક્તિતપમાં પણ તેમણે તેર મહિના પર્યન્ત છઠ્ઠ, અઠ્ઠમ, ઉપવાસ, આયંબિલ અને નીવી આદિ કર્યાં હતાં.

આ બધા વિવેચન પછી સૂરિજીની વિદ્વત્તાના સંબંધમાં પણ કંઇક નોંધવું આવશ્યક થઇ પડશે. તેમના બનાવેલા ગ્રંથો—શાન્તિનાથ રાસ, દ્વાદશજિન વિચાર, મૃગાવતી ચરિત્ર, જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા, અંતરીક્ષ પાર્શ્વનાથ સ્તવ વિગેરે પૈકી હાલમાં થોડાંક જ ઉપલબ્ધ થાય છે, પરન્તુ તેમણે કરેલા કાર્યો તરફ દૃષ્ટિપાત કરતાં તેમની વિદ્વત્તાના સંબંધમાં વિશેષ લખવાની જરૂર રહેતી નથી.

હીરવિજયસૂરિ એક જબરજસ્ત પ્રભાવક થયા. સમગ્ર સત્તરમા શતક પર તેમનો તેમજ તેમના સમર્થ શિષ્યોનો સારો પ્રભાવ પડ્યો હતો. હીરવિજયસૂરિ માટે તેમના સમયમાં અનેક સંસ્કૃત અને ગુજરાતી કાવ્યો રચાયાં છે. ખરેખર શ્રી હીરવિજયસૂરિએ જૈન ધર્મની ઉન્નતિ કરી ધર્મરૂપી મહેલ ઉપર કીર્તિનો કળશ ચઢાવ્યો હતો.*

*સૂરિજીના જીવનના વિશેષ પરિચય માટે જુઓ નીચેના ગ્રંથો—

| | |
|---|---|
| સૂરીશ્વર ને સમ્રાટ, | ખંભાતની તીર્થમાળા |
| હીરવિજયસૂરિ રાસ, | હીરવિજયસૂરિ કથા પ્રબંધ |
| લાભોદય રાસ | હીરસૌભાગ્ય કાવ્ય |
| કર્મચંદ્ર ચોપાઇ | જગદ્ગુરુ કાવ્ય |
| કૃપારસ કોશ | જૈન રાસમાળા ભાગ ૧ લો |

વિજય પ્રશસ્તિ કાવ્ય

सिरिविजयसेणसूरि-प्पमुहेहिं अणेगसाहुवग्गेहिं ।
परिकलिआ पुहविअले, विहरन्ता दिंतु मे भद्दं ॥ २० ॥

५९ तत्पट्टे श्री विजयसेनसूरिः ।

ગાથાર્થઃ-શ્રી વિજયસેનસૂરિ પ્રમુખ અનેક સાધુવર્યોથી પરિવરેલ, અને પૃથ્વીતળ પર વિચરતા શ્રી હીરવિજયસૂરીશ્વરજી મને કલ્યાણ આપો-મારું કલ્યાણ કરો. ૨૦.

व्याख्या-सिरित्ति--ते च श्रीहीरविजयसूरयः संप्रति ५९ विजयसेनसूरिप्रभृत्यनेकसाधुभिः परिकलिताः पृथ्वीतले विहारं कुर्वाणा मे मम भद्रं प्रयच्छन्तु ॥ २० ॥

इति महोपाध्यायश्रीधर्मसागरगणिविरचिता
श्रीतपागच्छपट्टावलीसूत्रवृत्तिः समाप्ता ॥ छ ॥

तथा चेयं श्रीहीरविजयसूरीणां निर्देशात् उपाध्याय श्रीविमलहर्षगणि- उपाध्याय श्री कल्याणविजयगणि-उपाध्याय श्रीसोमविजयगणि-पं० लब्धिसागरगणिप्रमुखगीतार्थैः संभूय संवत् १६४८ वर्षे चैत्रबहुलषष्ठी शुक्रे अहम्मदावादनगरे श्रीमुनिसुंदरसूरिकृतगुर्वावली-जीर्णपट्टावली-दुष्षमासंघस्तोत्रयंत्राद्यनुसारेण संशोधिता । तथापि यत्किंचित् शोधनार्हं भवति तत्मध्यस्थगीतार्थैः संशोध्यं ॥

किंचाऽस्याः पट्टावल्याः शोधनात्प्राग् बहव आदर्शाः संजाताः सन्ति ते चास्योपरि संशोध्य वाचनीया न त्वन्यथेति श्रीमत्परमगुरूणामनुशिष्टिरिति ॥

वाचकशिरोवतंसश्रीकल्याणविजयगणि
तत् शिष्य महोपाध्याय गणि
तत् शिष्य गणि ज्ञानविजयेन लिपीकृता ।

पट्टपरंपरएणं वायगसिरिधम्मसायरगुरुहिं ।
परिसंखाया सिरिमंतसूरिणो दिन्तु सिद्धिसुहं ॥ २१ ॥

इयं गाथा शिष्यकृता । छः ॥ छः ॥

વ્યાખ્યાર્થઃ-ઓગણસાઠમા પટ્ટધર શ્રી વિજયસેનસૂરિ પ્રમુખ અનેક સાધુવર્યોથી પરિવરેલ અને પૃથ્વી પર વિહાર કરતા શ્રી વિજયહીરસૂરીશ્વરજી મહારાજ મારું કલ્યાણ કરો. ૨૦.

## મહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિરચિત
## શ્રીતપાગચ્છપટ્ટાવલી સૂત્રવૃત્તિ સંપૂર્ણ

આચાર્ય શ્રી વિજયહીરસૂરીશ્વરજીના આદેશથી ઉપાધ્યાય શ્રી **વિમળહર્ષ** ગણિ, ઉપાધ્યાય શ્રી કલ્યાણવિજયગણિ, ઉપાધ્યાય શ્રી સોમવિજયગણિ, તથા પંન્યાસ લબ્ધિસાગરગણિ વિગેરે ગીતાર્થોએ વિ. સંવત્ ૧૬૪૮ના **ચૈત્ર વદિ છઠ્ઠ ને શુક્રવારના** દિને શ્રી અમદાવાદ નગરમાં એકત્ર થઇને **આ તપાગચ્છ પટ્ટાવલી** શ્રી મુનિસુંદરસૂરિકૃત ગુર્વાવલી, જીર્ણ પટ્ટાવલી તેમજ દુષ્ષમાસંઘસ્તોત્રયંત્ર વિગેરેને અનુસારે તપાસેલ છે; છતાં પણ કંઈ તપાસવા–શોધવા યોગ્ય વસ્તુ હોય તો તટસ્થ–પક્ષપાત વિનાના–ગીતાર્થોએ તે તપાસવું.

આ પટ્ટાવલીના સંશોધન પૂર્વે ઘણી પટ્ટાવલીઓ લખાએલ છે તે બધી આ પટ્ટાવલીને લક્ષમાં રાખીને વાંચવી, આ પટ્ટાવલીથી અલગ પાડવી નહિ એવો શ્રીમાન ગુરુમહારાજનો આદેશ છે.

વાચકશિરોમણિ શ્રીમાન્ કલ્યાણવિજયગણિના પ્રશિષ્ય શ્રી જ્ઞાનવિજય ગણિએ બરાબર વિચારીને આ પ્રત લખી છે.

વાચક શ્રી ધર્મસાગર ગુરુવડે પટ્ટધરોની પરંપરાના ક્રમથી ગણત્રી કરાયેલા શ્રીમાન સૂરિવર્યો મને સિદ્ધિસુખ–મોક્ષસુખ આપો. આ છેલ્લી ગાથા ઉપાધ્યાય શ્રી ધર્મસાગરના કોઇ શિષ્યે રચેલી જણાય છે. ૨૧.

## ૫૯. શ્રી વિજયસેનસૂરિ

*જન્મ વિ. સં. ૧૬૦૪ : દીક્ષા વિ. સં. ૧૬૧૩ : પંડિતપદ વિ. સં. ૧૬૨૬ : આચાર્ય પદ વિ. સં. ૧૬૨૮ : સ્વર્ગવાસ વિ. સં. ૧૬૭૧ : સર્વાયુ ૬૭ વર્ષ :*

તેઓ મારવાડના નાડલાઈ ગામના રહેવાસી હતા. તેમના પિતાશ્રીનું નામ કર્માશાહ અને માતુશ્રીનું નામ **કોડિમદે** હતું. તેમનું પોતાનું સંસારાવસ્થાનું અભિધાન **જેસિંઘ** હતું અને તેઓ રાજા **દેવડની** પાંત્રીશમી પેઢીએ થયેલ મનાય છે. વિ. સં. ૧૬૦૪ના ફાગણ શુદિ પુનમના રોજ તેમનો જન્મ થયો હતો. તેમણે વિ. સં. ૧૬૧૩ના જ્યેષ્ઠ શુદિ ૧૧ના રોજ પોતાની માતા સાથે સૂરત શહેરમાં શ્રી વિજયદાનસૂરિ પાસે દીક્ષા અંગીકાર કરી હતી અને પછી તુરત જ શ્રી વિજયદાનસૂરિએ તેમને હીરવિજયસૂરિને તેમના શિષ્ય તરીકે સોંપ્યા હતા.

ક્રમશઃ શાસ્ત્રાભ્યાસ કરતાં કરતાં તેઓ પ્રખર પંડિત બન્યા અને વિ. સં. ૧૬૨૬માં ખંભાતમાં તેમને **પંડિતપદ** અર્પણ કરવામાં આવ્યું. બાદ વિ. સં. ૧૬૨૮માં આચાર્ય પદ–પ્રદાન કર્યું ત્યારે **મૂળા** શેઠ અને **વીપા** પારેખે સારો મહોત્સવ કર્યો હતો. તેમના સમર્થ ગુરુ વિજયહીરસૂરીશ્વરજીના ઘણા ગુણો તેમનામાં ઊતર્યા હતા. લગભગ તેઓ સ્વગુરુ જેવા જ સમર્થ અને પ્રતાપી હતા. જ્યારે હીરવિજયસૂરીશ્વરજી સમ્રાટ અકબર પાસે ફતેપુર સીક્રી ગયા અને ત્યારબાદ પણ આસપાસના શહેરોમાં ચાતુર્માસ રહ્યા તે બધા સમય દરમિયાન તેમણે ગચ્છની જવાબદારી સંભાળી લીધી હતી, અને ગુજરાતમાં રહી સારી રીતે શાસનોન્નતિ કરી હતી. જ્યારે હીરવિજયસૂરિ ગુજરાત તરફ આવવા નીકળ્યા ત્યારે તેમણે બાદશાહને જણાવેલું કે'–તમને ઉપદેશ આપવા માટે–તમારી સાથે ધર્મચર્ચા કરવા માટે–મારા પટ્ટ શિષ્ય શ્રી વિજયસેનસૂરિને મોકલીશ.'

સમ્રાટ્ અકબર પાસે જવાની ગુરુશ્રીની આજ્ઞા થતાં જ વિહાર કરતાં તેઓશ્રી પાટણ વિગેરે નગરોમાં થઇને, આબૂ તીર્થની યાત્રા કરીને શીરોહી આવી પહોંચ્યા. શીરોહીના સુરત્રાણે પણ તેમનો અતીવ આદરસત્કાર કર્યો. ત્યારબાદ રાણકપુર, વરકાણા તીર્થની યાત્રા કરી, સ્વજન્મભૂમિ નાડોલ થઇને વિહાર કરતાં તેઓ લુધીયાણા આવ્યા. ત્યાં સમ્રાટ અકબરને પણ માન્ય શેખ અબુલફજલનો ભાઇ ફૈઝી સૂરિજીને મળ્યો. લુધિયાણામાં સૂરિજીએ આઠ અવધાનો કરી બતાવ્યા તે જોઇ ફૈઝી અતીવ આશ્ચર્ય પામ્યો અને લાહોર બાદશાહ પાસે જઇને તેણે વિજયસેનસૂરિના ઘણાં વખાણ કર્યાં. અને જ્યારે તેઓશ્રીએ લાહોરમાં સં. ૧૬૪૯ના જેઠ શુદિ બારશે પ્રવેશ કર્યો ત્યારે સમ્રાટ અકબરે બાદશાહી સરંજામથી તેમનો અતીવ આદરસત્કાર કર્યો. તેમણે સમ્રાટ પાસે સ્વગુરુની ઊણપ જણાવા દીધી નહિ. અકબર તેમની વિદ્વત્તાથી અતીવ રંજિત થયો અને તેમના ઉપદેશથી જીવદયાના કેટલાક વધુ ફરમાનો કાઢ્યા

એકદા પ્રસંગ જોઈ સૂરિજીએ સમ્રાટને છ વસ્તુનો નિષેધ કરવાનો ઉપદેશ આપ્યો અને તેને પરિણામે સમ્રાટે તે હકીકત સાનંદ કબૂલ રાખી તેના ફરમાનો દેશભરમાં મોકલી આપ્યા. તે ફરમાનમાં નીચે મુજબ જણાવેલ હતું. (૧–૪) ગાય, બળદ, પાડા ને ભેંસની હિંસા ન કરવી, (૫) અપુત્રીયાનું દ્રવ્ય ન લેવું અને (૬) બંદીવાનોને ન પકડવા.

તેઓ વિદ્વાન્ હોવા સાથે સમર્થ વાદી પણ હતા. વિજયસેનસૂરિના સમ્રાટ પર વધતા જતાં પ્રાબલ્યને બ્રાહ્મણો સહન કરી શક્યા નહિ. તેઓ તેમને કોઇ પણ પ્રકારે પરાજિત કરવા માગતા હતા. પ્રસંગ જોઈ બ્રાહ્મણોએ અકબર પાસે વાત કાઢી કે જૈનો ઇશ્વરને માનતા જ નથી, સૂર્યનો દેવ તરીકે સ્વીકાર કરતા નથી અને ગંગાની પણ અવગણના કરે છે.

અકબરે વિજયસેનસૂરિને આ બાબતમાં પૂછતાં તેઓશ્રીએ જણાવ્યું કે-' રાજસભામાં સર્વજન સમક્ષ આ વસ્તુની ચર્ચા કરશું.' બાદ નિર્ણીત દિવસે તે વસ્તુ પરત્વે વાદ ચાલતાં વિજયસેનસૂરિએ સૌને નિરુત્તર કર્યો હતા.

વાદવિવાદ પ્રસંગે ઈશ્વરનું સ્પષ્ટ સ્વરૂપ સાંભળી બાદશાહ પોતે પણ આશ્ચર્યચકિત થઇ ગયો. સૂરિજીએ એક જ શ્લોકદ્વારા તેમના જ શાસ્ત્રોને શસ્ત્રરૂપે બનાવીને બ્રાહ્મણોને નિરુત્તર કર્યા હતા. તે શ્લોક નીચે પ્રમાણે હતો.

यं शैवाः समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्मेति मीमांसकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्तेति नैयायिकाः,
सोऽयं वो विदधातु वाञ्छितफलं त्रैलोक्यनाथो हरिः ॥

સૂર્યદેવના સ્વીકાર બાબત એવો જડબાતોડ શ્લોક કહ્યો કે જે સાંભળી બ્રાહ્મણવર્ગને મૌનનો આશરો લીધા સિવાય બીજો કોઇ માર્ગ જ ન રહ્યો. તે શ્લોક નીચે પ્રમાણે હતો.

अधाममधाममधामेदं वयमेव स्वचेतसि ।
यस्यास्तव्यसने प्राप्ते, त्यजामो भोजनोदके ॥

અને ગંગાની અવગણના બાબતનું નિરસન કરતાં સૂરિશ્રીએ જણાવ્યું કે ગંગાજળ વિના અમારાં પ્રતિષ્ઠાદિક કાર્યો અપૂર્ણ જ રહે છે અર્થાત્ જિનપ્રતિમા-પ્રતિષ્ઠાદિ કાર્યોમાં અમો ગંગાજળનો ઉપયોગ કરીએ છીએ.

વાદવિવાદની તેમજ સામા પક્ષને યુક્તિપૂર્વક નિરુત્તર કરવાની તેમની આવી શક્તિથી અતીવ હર્ષિત થઇ સમ્રાટ અકબરે તેમને " સૂરિસવાઇ "નું બિરુદ અર્પણ કર્યું હતું. આ ઉપરાંત તેમણે સૂરતમાં ભૂષણ નામના દિગંબરાચાર્યને શાસ્ત્રાર્થમાં નિરુત્તર કરી પરાજિત કર્યો હતો. વાદવિવાદ કરવાની શક્તિ ઉપરાંત નૂતન રચના માટેની અદ્ભુત કૌશલ્યતા માટે એક જ ઉદાહરણ બસ છે કે તેમણે યોગશાસ્ત્રના પ્રથમ જ શ્લોકના પાંચ સો અથવા તો સાત સો જેટલા અર્થો કરેલા છે.

તેમની ત્યાગવૃત્તિ અને નિઃસ્પૃહતા પણ તેવી જ પ્રશંસનીય હતી. ગુરુભક્તિ પણ અજોડ હતી. ગુરુની વ્યાધિની વાત સાંભળી સ્વગુરુના અંતિમ સમયે તેમની પાસે પહોંચી જવા શ્રમ કે સુખ-સગવડની પરવા કર્યા વિના તેમણે લાંબાં-લાંબાં વિહાર કર્યા; પરન્તુ ભાગ્યાનુયોગે તેઓ તેમને મળી શક્યા નહતા.

તેમણે પોતાનું સમગ્ર જીવન શાસનપ્રભાવના નિમિત્તે જ ગાળ્યું છે. તેમને વિશેષ ખ્યાતિનો મોહ ન હતો. તેમણે કાવી, ગંધાર, ચાંપાનેર, અમદાવાદ, ખંભાત અને પાટણ આદિ અનેક પુર-નગરોમાં લગભગ ચાર લાખ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી.

આ ઉપરાંત તારંગાજી, શંખેશ્વર, સિદ્ધાચળ, પંચાસર, રાણકપુર, આરાસણ આદિ તીર્થસ્થાનોના જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેમણે **સુમિત્ર રાસ** અને **સૂક્તાવલી** ગ્રંથ રચ્યાનો ઉલ્લેખ સાંપડે છે.

સડસઠ વર્ષનું આયુ ભોગવી તેઓશ્રી વિ. સં. ૧૬૭૧ના જ્યેષ્ઠ વદિ ૧૧ના રોજ ખંભાતની પાસે આવેલા અકબરપુરમાં સ્વર્ગવાસી થયા. તેમની અગ્નિસંસ્કારવાળી ભૂમિ પર ખંભાતના **સોમજી શાહે** સ્તૂપ કરાવ્યો હતો. બાદશાહ જહાંગીરે તેમના સ્તૂપને માટે દસ વીઘા જમીન અર્પણ કરી હતી.*

* વિજયસેનસૂરિજીના જીવનને લગતું વિસ્તૃત વિવેચન વિજયપ્રશસ્તિકાવ્યમાંથી જોઇ લેવું.



# આ ગ્રંથની સાલવારી

| | | |
|---|---|---|
| મ. નિર્વાણ સંવત્ | ૧ | જંબૂસ્વામી દીક્ષા |
| ,, ,, | ૧૩ | સુધર્માસ્વામી કેવળજ્ઞાન |
| ,, ,, | ૨૦ | સુધર્માસ્વામી મોક્ષગમન |
| ,, ,, | ૨૦ | જંબૂસ્વામી યુગપ્રધાન |
| ,, ,, | ૩૬ | શય્યંભવસૂરિનો જન્મ |
| ,, ,, | ૬૨ | યશોભદ્રસૂરિનો જન્મ |
| ,, ,, | ૬૪ | જંબૂસ્વામી મોક્ષગમન |
| ,, ,, | ૬૪ | પ્રભવસ્વામી યુગપ્રધાન |
| ,, ,, | ૬૪ | શય્યંભવસૂરિ દીક્ષા |
| ,, ,, | ૬૬ | સંભૂતિવિજયનો જન્મ |
| ,, ,, | ૭૫ | પ્રભવસ્વામી સ્વર્ગગમન |
| ,, ,, | ૭૫ | શય્યંભવસૂરિ યુગપ્રધાન |
| ,, ,, | ૮૪ | યશોભદ્રસૂરિ દીક્ષા |
| ,, ,, | ૯૪ | ભદ્રબાહુસ્વામીનો જન્મ |
| ,, ,, | ૯૮ | શય્યંભવસૂરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૯૮ | યશોભદ્રસૂરિ યુગપ્રધાન |
| ,, ,, | ૧૦૮ | સંભૂતિવિજય દીક્ષા |
| ,, ,, | ૧૧૬ | સ્થૂલભદ્રનો જન્મ |
| ,, ,, | ૧૩૯ | ભદ્રબાહુસ્વામી દીક્ષા |
| ,, ,, | ૧૪૫ | આર્યમહાગિરિનો જન્મ |
| ,, ,, | ૧૪૬ | સ્થૂલભદ્ર દીક્ષા |
| ,, ,, | ૧૪૮ | યશોભદ્રસૂરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૧૪૮ | સંભૂતિવિજય યુગપ્રધાન |
| ,, ,, | ૧૫૬ | સંભૂતિવિજય સ્વર્ગગમન |
| ,, ,, | ૧૫૬ | ભદ્રબાહુસ્વામી યુગપ્રધાન |
| ,, ,, | ૧૬૦ | પાટલીપુત્રની વાચના |
| ,, ,, | ૧૭૦ | ભદ્રબાહુસ્વામી સ્વર્ગગમન |
| ,, ,, | ૧૭૦ | સ્થૂલભદ્ર યુગપ્રધાન |
| ,, ,, | ૧૭૫ | આર્યમહાગિરિ દીક્ષા |
| ,, ,, | ૧૯૧ | આર્યસુહસ્તિસૂરિ જન્મ |
| ,, ,, | ૨૧૪ | અવ્યક્ત નામનો નિહ્નવ થયો |
| ,, ,, | ૨૧૫ | સ્થૂલભદ્ર સ્વર્ગગમન |
| મ. નિર્વાણ સંવત | ૨૧૫ | આર્યમહાગિરિ યુગપ્રધાન |
| ,, ,, | ૨૨૦ | સામુચ્છેદિક નામનો નિહ્નવ થયો |
| ,, ,, | ૨૨૧ | આર્યસુહસ્તિસૂરિ દીક્ષા |
| ,, ,, | ૨૨૮ | ગંગ નામનો નિહ્નવ થયો |
| ,, ,, | ૨૪૩ | સુસ્થિતસૂરિ જન્મ |
| ,, ,, | ૨૪૫ | આર્યમહાગિરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૨૪૫ | આર્યસુહસ્તિસૂરિ યુગપ્રધાન |
| ,, ,, | ૨૭૪ | સુસ્થિતસૂરિ દીક્ષા |
| ,, ,, | ૨૯૧ | આર્યસુહસ્તિસૂરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૨૯૧ | સુસ્થિતસૂરિ યુગપ્રધાન |
| ,, ,, | ૩૩૯ | સુસ્થિતસૂરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૩૭૬ | આર્યશ્યામાચાર્ય સ્વર્ગગમન |
| ,, ,, | ૪૫૩ | કાલકાચાર્યનો જન્મ |
| ,, ,, | ૪૫૩ | આર્ય ખપુટાચાર્યનો જન્મ (પ્રભાવક ચરિત્રના મતે ૪૮૪) |
| ,, ,, | ૪૬૭ | આર્ય મંગુનો જન્મ |
| ,, ,, | ૪૭૦ | વિક્રમ સંવત્ શરૂ |
| * વિક્રમ સંવત | ૨૨ | વજ્રસેનસૂરિ જન્મ |
| ,, ,, | ૨૬ | વજ્રસ્વામી જન્મ |
| ,, ,, | ૩૧ | વજ્રસેન દીક્ષા |
| ,, ,, | ૩૪ | વજ્રસ્વામી દીક્ષા |
| ,, ,, | ૫૫ | શત્રુંજય યાત્રાવિચ્છેદ |
| ,, ,, | ૬૩ | ભદ્રગુપ્તાચાર્ય સ્વર્ગગમન |
| ,, ,, | ૭૮ | વજ્રસ્વામી યુગપ્રધાન |
| ,, ,, | ૭૮ | ગુપ્તસૂરિ સ્વર્ગગમન |
| ,, ,, | ૧૦૦ | જાવડોદ્ધાર (મતાંતરે ૧૦૮) |
| ,, ,, | ૧૦૬ | ચંદ્રસૂરિનો જન્મ |
| ,, ,, | ૧૧૪ | વજ્રસ્વામીનો સ્વર્ગવાસ |

* મહાવીર નિર્વાણ પછી ૪૭૦ વર્ષે વિક્રમનો સંવત્સર પ્રવર્ત્યો એટલે વિક્રમસંવતની સંખ્યામાં ૪૭૦ વર્ષ ઉમેરતાં મહાવીર નિર્વાણ સંવત્ થશે.

વિક્રમ સંવત્ ૧૨૭ આર્યરક્ષિતસૂરિ સ્વર્ગગમન
" " ૧૩૯ દિગંબરોત્પત્તિ
" " ૧૪૩ ચંદ્રસૂરિ દીક્ષા
" " ૧૪૭ વજ્રસેનસૂરિ યુગપ્રધાન
" " ૧૫૦ વજ્રસેનસૂરિ સ્વર્ગવાસ
" " ૧૫૦ ચંદ્રસૂરિ યુગપ્રધાન
" " ૧૭૩ ચંદ્રસૂરિ સ્વર્ગગમન
" " ૨૦૦ જજ્જગસૂરિએ સત્યપુરમાં શ્રી મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા કરી
" " ૨૨૫ વૃદ્ધદેવસૂરિએ કોરંટક નગરમાં પ્રતિષ્ઠા કરી
" " ૩૦૦ વીરસૂરિએ નાગપુરમાં શ્રી નમિનાથની પ્રતિષ્ઠા કરી
" " ૩૭૫ વલ્લભી ભંગ
" " ૪૧૨ ચૈત્યસ્થિતિ
" " ૪૧૬ બ્રહ્મદીપિકા શાખા શરૂ થઇ
" " ૪૨૯ નાગાર્જુન સ્વર્ગવાસ
" " ૫૨૩ પંચમીને બદલે ચોથની સંવત્સરી થઇ
" " ૫૮૫ હરિભદ્રસૂરિ સ્વર્ગવાસ
" " ૬૪૫ શ્રી જિનભદ્રગણિ સ્વર્ગવાસ
" " ૭૦૦ રવિપ્રભસૂરિએ નાડોલમાં શ્રી નેમિનાથની પ્રતિષ્ઠા કરી
" " ૭૨૦ ઉમાસ્વાતી થયા
" " ૮૦૦ બપ્પભટ્ટસૂરિનો જન્મ
" " ૮૦૨ અણહીલપુર પાટણની સ્થાપના
" " ૮૯૫ બપ્પભટ્ટસૂરિ સ્વર્ગવાસ
" " ૯૯૪ સર્વદેવસુરિ યુગપ્રધાન
" " ૧૦૧૦ સર્વદેવસૂરિએ રામસૈન્યપુરમાં શ્રીચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરી
" " ૧૦૨૯ ધનપાળે દેશીનામમાળાની રચના કરી
" " ૧૦૭૨ અભયદેવસૂરિનો જન્મ

વિક્રમ સંવત્ ૧૦૮૮ અભયદેવસૂરિ આચાર્યપદ
" " ૧૦૯૬ વાદીવેતાલ શાંતિસૂરિ સ્વર્ગવાસ
" " ૧૧૩૨ શ્રી જિનદત્તસૂરિનો જન્મ
" " ૧૧૩૪ વાદી દેવસૂરિનો જન્મ
" " ૧૧૩૫ અભયદેવસૂરિ સ્વર્ગવાસ ( મતાંતર ૧૧૩૯ )
" " ૧૧૪૧ જિનદત્તસૂરિ દીક્ષા
" " ૧૧૪૩ વાદી દેવસૂરિનો જન્મ
" " ૧૧૪૫ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્ર સૂરિનો જન્મ
" " ૧૧૪૯ પૂર્ણિમા મતોત્પત્તિ
" " ૧૧૫૦ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્ર સૂરિ દીક્ષા
" " ૧૧૫૨ વાદી દેવસૂરિ દીક્ષા
" " ૧૧૬૬ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રસૂરિ આચાર્યપદ
" " ૧૧૬૭ શ્રી જિનવલ્લભસૂરિનો સ્વર્ગવાસ
" " ૧૧૬૯ જિનદત્તસૂરિ આચાર્ય પદ
" " ૧૧૭૪ વાદી દેવસૂરિ આચાર્ય પદ
" " ૧૧૭૮ મુનિચંદ્રસૂરિ સ્વર્ગવાસ
" " ૧૧૯૨ સિદ્ધરાજે માળવા પર જીત મેળવી
" " ૧૧૯૯ સિદ્ધરાજનું મૃત્યુ
" " ૧૨૦૪ વાદી દેવસૂરિએ ફલોધીમાં પ્રતિષ્ઠા કરી
" " ૧૨૦૪ ખરતર ગચ્છોત્પત્તિ
" " ૧૨૧૧ જિનદત્તસૂરિ સ્વર્ગવાસ
" " ૧૨૧૩ આંચલિક મતોત્પત્તિ
" " ૧૨૨૨ બાહડે કરાવેલ શત્રુંજયોદ્ધાર
" " ૧૨૨૬ વાદી દેવસૂરિ સ્વર્ગવાસ
" " ૧૨૨૯ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્ર સૂરિ સ્વર્ગવાસ

વિક્રમ સંવત્ ૧૨૩૬ સાર્ધપુનમીયા ગચ્છોત્પત્તિ
" " ૧૨૪૧ સોમપ્રભસૂરિએ કુમારપાળ-પ્રતિબોધ ગ્રંથ પૂર્ણ કર્યો
" " ૧૨૫૦ આગમિક ગચ્છોત્પત્તિ
" " ૧૨૮૫ તપાગચ્છની ઉત્પત્તિ
" " ૧૩૦૨ વિદ્યાનંદસૂરિ દીક્ષા
" " ૧૩૧૦ સોમપ્રભસૂરિ(બીજા)નો જન્મ
" " ૧૩૨૧ સોમપ્રભસૂરિ (બીજા)ની દીક્ષા
" " ૧૩૨૩ વિદ્યાનંદસૂરિ આચાર્ય પદ
" " ૧૩૨૭ દેવેન્દ્રસૂરિ સ્વર્ગવાસ
" " ૧૩૩૨ સોમપ્રભસૂરિ (બીજા)આચાર્ય
" " ૧૩૫૫ સોમતિલકસૂરિનો જન્મ
" " ૧૩૫૭ ધર્મઘોષસૂરિ સ્વર્ગવાસ
" " ૧૩૬૯ સોમતિલકસૂરિ દીક્ષા
" " ૧૩૭૩ સોમતિલકસૂરિ આચાર્ય
" " ૧૩૭૩ સોમપ્રભસૂરિ (બીજા) સ્વર્ગવાસ
" " ૧૩૭૩ ચંદ્રશેખરસૂરિનો જન્મ
" " ૧૩૮૦ જયાનંદસૂરિનો જન્મ
" " ૧૩૮૫ ચંદ્રશેખરસૂરિ દીક્ષા
" " ૧૩૯૨ જયાનંદસૂરિની દીક્ષા
" " ૧૩૯૩ ચંદ્રશેખરસૂરિ આચાર્યપદ
" " ૧૩૯૬ દેવસુંદરસૂરિનો જન્મ
" " ૧૪૦૪ દેવસુંદરસૂરિની દીક્ષા
" " ૧૪૦૫ જ્ઞાનસાગરસૂરિ જન્મ
" " ૧૪૦૯ કુળમંડનસૂરિ જન્મ
" " ૧૪૧૭ જ્ઞાનસાગરસૂરિ દીક્ષા
" " ૧૪૧૭ કુળમંડનસૂરિ દીક્ષા
" " ૧૪૨૦ જયાનંદસૂરિ આચાર્યપદ
" " ૧૪૨૦ દેવસુંદરસૂરિ આચાર્યપદ
" " ૧૪૨૩ ચંદ્રશેખરસૂરિ સ્વર્ગવાસ
" " ૧૪૨૪ સોમતિલકસૂરિ સ્વર્ગવાસ
" " ૧૪૩૦ સોમસુંદરસૂરિ જન્મ

વિક્રમ સંવત્ ૧૪૩૬ મુનિસુંદરસૂરિ જન્મ
" " ૧૪૩૭ સોમસુંદરસૂરિ દીક્ષા
" " ૧૪૪૦ જ્ઞાનસાગરસૂરિએ આવશ્યક સૂત્રની અવચૂરી રચી
" " ૧૪૪૧ જયાનંદસૂરિનો સ્વર્ગવાસ
" " ૧૪૪૧ જ્ઞાનસાગરસૂરિ આચાર્ય
" " ૧૪૪૧ જ્ઞાનસાગરસૂરિએ ઉત્તરાધ્યયન તેમજ ઓઘનિર્યુક્તિ પર અવચૂરી રચી.
" " ૧૪૪૨ કુળમંડનસૂરિ આચાર્યપદ
" " ૧૪૪૩ મુનિસુંદરસૂરિ દીક્ષા
" " ૧૪૫૦ સોમસુંદરસૂરિને વાચકપદ
" " ૧૪૫૫ કુળમંડનસૂરિ સ્વર્ગવાસ
" " ૧૪૫૭ સોમસુંદરસૂરિ આચાર્ય
" " ૧૪૫૭ રત્નશેખરસૂરિ જન્મ
" " ૧૪૬૦ જ્ઞાનસાગરસૂરિ સ્વર્ગવાસ
" " ૧૪૬૩ રત્નશેખરસૂરિ દીક્ષા
" " ૧૪૬૪ લક્ષ્મીસાગરસૂરિ જન્મ
" " ૧૪૬૬ મુનિસુંદરસૂરિ વાચકપદ
" " ૧૪૬૬ ગુણરત્નસૂરિએ ક્રિયારત્નસમુચ્ચય નામનો ગ્રંથ રચ્યો
" " ૧૪૭૭ લક્ષ્મીસાગરસૂરિ દીક્ષા
" " ૧૪૭૮ મુનિસુંદરસૂરિ આચાર્યપદ
" " ૧૪૭૯ સોમસુંદરસૂરિએ તારંગાજી પર શ્રી અજિતનાથની પ્રતિષ્ઠા કરી
" " ૧૪૮૩ શ્રી જિનસુંદરસૂરિએ દીવાળીકલ્પની રચના કરી
" " ૧૪૮૩ રત્નશેખરસૂરિને પંડિતપદ
" " ૧૪૯૩ રત્નશેખરસૂરિને વાચકપદ
" " ૧૪૯૬ સોમસુંદરસૂરિએ રાણકપુરજીની પ્રતિષ્ઠા કરી
" " ૧૪૯૬ લક્ષ્મીસાગરસૂરિ પંન્યાસપદ
" " ૧૪૯૯ ચારિત્રરત્ન ગણિએ દાન પ્રદીપ ગ્રંથ રચ્યો

વિક્રમ સંવત્ ૧૫૦૧ લક્ષ્મીસાગરસૂરિને વાચકપદ
,, ,, ૧૫૦૨ રત્નશેખરસૂરિ આચાર્ય
,, ,, ૧૫૦૩ મુનિસુંદરસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૫૦૪ સોમદેવે કથામહોદધિ નામનો ગ્રંથ રચ્યો
,, ,, ૧૫૦૫ જયસુંદર (જયચંદ્ર) સૂરિએ દેલવાડામાં શ્રી અભિનંદન સ્વામીની પ્રતિષ્ઠા કરી.
,, ,, ૧૫૦૮ લુંકા મતોત્પત્તિ
,, ,, ૧૫૦૮ લક્ષ્મીસાગરસૂરિ આચાર્ય
,, ,, ૧૫૧૭ રત્નશેખરસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૫૧૭ લક્ષ્મીસાગરસૂરિ ગચ્છનાયક
,, ,, ૧૫૨૧ લાવણ્યસમયનો જન્મ
,, ,, ૧૫૨૨ લક્ષ્મીસાગરસૂરિએ ગચ્છ-પરિધાપનિકા મહોત્સવ કર્યો.
,, ,, ૧૫૨૯ લાવણ્યસમયની દીક્ષા
,, ,, ૧૫૩૩ ભાણા નામનો વેષધારી થયો
,, ,, ૧૫૪૧ સોમચારિત્રે ગુરુગુણરત્નાકર નામનું કાવ્ય રચ્યું.
,, ,, ૧૫૪૭ લક્ષ્મીસાગરસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૫૪૭ આણંદવિમળસૂરિનો જન્મ
,, ,, ૧૫૫૨ આણંદવિમળસૂરિ દીક્ષા
,, ,, ૧૫૫૩ વિજયદાનસૂરિજન્મ
,, ,, ૧૫૬૨ વિજયદાનસૂરિ દીક્ષા
,, ,, ૧૫૬૨ કડવા મતોત્પત્તિ
,, ,, ૧૫૬૪ કડવાનું મૃત્યુ
,, ,, ૧૫૬૮ આણંદવિમળસૂરિને ઉપાધ્યાય પદ
,, ,, ૧૫૭૦ બીજા મતોત્પત્તિ
,, ,, ૧૫૭૦ આણંદવિમળસૂરિ આચાર્ય પદ
,, ,, ૧૫૭૨ પાર્શ્વચંદ્ર(પાયચંદ)ગચ્છોત્પત્તિ
,, ,, ૧૫૮૨ આણંદવિમલસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો
,, ,, ૧૫૮૩ આણંદવિમળસૂરિએ પાંત્રીશ બોલનો નિયમ બહાર પાડ્યો

વિક્રમ સંવત્ ૧૫૮૩ હીરવિજયસૂરિનો જન્મ
,, ,, ૧૫૮૪ હેમવિમળસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૫૮૭ વિજયદાનસૂરિ આચાર્ય પદ
,, ,, ૧૫૯૩ હીરવિજયસૂરિ દીક્ષા
,, ,, ૧૫૯૬ આણંદવિમળસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૬૦૪ વિજયસેનસૂરિનો જન્મ
,, ,, ૧૬૦૭ હીરવિજયસૂરિ પંડિતપદ
,, ,, ૧૬૦૮ હીરવિજયસૂરિ વાચકપદ
,, ,, ૧૬૧૦ હીરવિજયસૂરિ આચાર્યપદ
,, ,, ૧૬૧૩ વિજયસેનસૂરિ દીક્ષા
,, ,, ૧૬૨૨ વિજયદાનસૂરિ સ્વર્ગવાસ
,, ,, ૧૬૨૬ વિજયસેનસૂરિને પંડિતપદ
,, ,, ૧૬૨૮ વિજયસેનસૂરિ આચાર્યપદ
,, ,, ૧૬૨૮ લોંકામતના મેઘજી ઋષિ લોંકા ગચ્છનો ત્યાગ કરી તપાગચ્છમાં સામેલ થયા
,, ,, ૧૬૩૦ હીરવિજયસૂરિને બોરસદમાં ઉપસર્ગ
,, ,, ૧૬૩૬ હીરવિજયસૂરિને અમદાવાદમાં ઉપસર્ગ
,, ,, ૧૬૩૯ હીરવિજયસૂરિની સમ્રાટ અકબર સાથે મુલાકાત
,, ,, ૧૬૪૬ હીરવિજયસૂરિએ ખંભાતમાં પ્રતિષ્ઠા કરી
,, ,, ૧૬૪૮ તપાગચ્છ પટ્ટાવલી(આ પુસ્તક)નું સંશોધન થયું.
,, ,, ૧૬૪૯ વિજયસેનસૂરિનો બાદશાહ સાથે મેળાપ
,, ,, ૧૬૫૧ હીરવિજયસૂરિનું ઊનામાં ચાતુર્માસ
,, ,, ૧૬૫૨ હીરવિજયસૂરિનો સ્વર્ગવાસ
,, ,, ૧૬૫૩ ઉપા. ધર્મસાગરનો સ્વર્ગવાસ
,, ,, ૧૬૭૧ વિજયસેનસૂરિનો સ્વર્ગવાસ
,, ,, ૧૭૦૯ લવજી શાહ દ્વારા ઢુંઢક મતની સ્થાપના

महोपाध्यायश्रीधर्मसागरगणिरचितं

# श्रीतपागच्छपट्टावली सूत्रम्

[ स्वोपज्ञया वृत्त्या समलंकृतम् ]

सिरिमंतो सुहहेउ, गुरुपरिवाडीइ आगओ संतो ।
पज्जोसवणाकप्पो, वाइज्जइ तेण तं वुच्छं ॥ १ ॥

व्याख्या—सिरिमंतोत्ति, यत्तदोर्नित्याभिसंबंधात् येन कारणेन श्रीमान् सश्रीकः श्रियां मंत्रो वा पर्युषणाकल्पो गुरुपरिपाट्या समागतः सन् वाच्यते । उपलक्षणात् श्रूयते च । किं लक्षणः ? शुभहेतुः स्वर्गापवर्गकारणं । तेन कारणेनाहं तां गुरुपरिपाटीं वक्ष्ये इत्यन्वयः । श्रीमानिति विशेषणं तीर्थंकरचरित्रस्थविरावलीनामकीर्तनपुरस्सरं साध्वाचारप्रतिपादनेन सर्वेष्वपि मंगलभूतेषु श्रुतेषु सश्रीकत्वमस्यैवेति ख्यापनपरमिति । गुरुपरिपाट्यागत इति च विशेषणं । गुरुपरिपाट्यागतयोगाद्यनुष्ठानविधिनैव वाच्यमानः । 'एगग्गचित्ता जिणसासणम्मि, पभावणापूअपरायणा जे ।' इत्यादि विधिना च श्रूयमाणः, शुभहेतुर्मोक्षफलहेतुर्नान्ययेति ज्ञापनपरमिति गाथार्थः ॥ १ ॥

गुरुपरिवाडीमूलं, तित्थयरो वद्धमाणनामेणं ।
तप्पट्टोदयपढमो, सुहम्मनामेण (१) गणसामी ॥ २ ॥

—श्री वर्धमानतीर्थंकरः । १ तत्पट्टे श्रीसुधर्मास्वामी ।

व्याख्या—गुरुपरिवाडित्ति, गुरुपरिपाट्या मूलमाद्यं कारणं वर्धमाननाम्ना तीर्थंकरः । तीर्थंकृतो हि आचार्यपरिपाट्या उत्पत्तिहेतवो भवंति न पुनस्तदंतर्गताः । तेषां स्वयमेव तीर्थप्रवर्तनेन कस्यापि पट्टधरत्वाभावात् ॥

१–तस्मात् श्रीमहावीरस्य पट्टे उदये च प्रथमः श्रीसुधर्मास्वामी पंचमो गणधरः । स च किं लक्षणो ? गणस्वामी यत एकादशानामपि गणधरपदस्थापनावसरे श्रीवीरेण श्रीसुधर्मास्वामिनं पुरस्कृत्य गणोऽनुज्ञातः दुष्प्रसभं यावत् श्रीसुधर्मास्वाम्यपत्यानामेव प्रवर्तनात् ॥ तत्पट्टोदये-त्यत्रोदयपदं प्रथमोदयस्यापि प्रथमाचार्यः श्रीसुधर्मेति सूचकं ॥ स च पंचाशद् वर्षाणि ( ५० ) गृहस्थपर्याये, त्रिंशद् वर्षाणि ( ३० ) वीरसेवायां, वीरे निर्वृते वा द्वादशवर्षाणि ( १२ ) छाद्मस्थ्ये, अष्टौ ( ८ ) वर्षाणि केवलिपर्याये चेति सर्व्वायुः शतमेकं ( १०० ) परिपाल्य श्रीवीराद् विंशत्या ( २० ) वर्षैः सिद्धिं गतः ॥ श्रीवीरज्ञानोत्पत्तेश्चतुर्दश ( १४ ) वर्षे जमालिनामा प्रथमो निह्नवः । षोडश ( १६ ) वर्षे तिष्यगुप्तनामा द्वितीयो निह्नवः ॥ २ ॥

बीओ जंबू (२) तईओ, पभवो (३) सिज्जंभवो (४) चउत्थो अ ।
पंचमओ जसभद्दो (५), छट्टो संभूय–भद्दगुरू (६) ॥ ३ ॥

२–तत्पट्टे श्रीजंबूस्वामी । ३–तत्पट्टे श्रीप्रभवस्वामी । ४–तत्पट्टे श्रीशय्यंभवस्वामी । ५–तत्पट्टे श्रीयशोभद्रस्वामी । ६–तत्पट्टे श्रीसंभूतिविजयश्रीभद्रबाहुस्वामिनौ ।

व्याख्या—२–बीओ जंबूत्ति, श्रीसुधर्मास्वामिपट्टे द्वितीयः श्रीजंबूस्वामी । स च नवनवतिकोटिसंयुक्ता अष्टौ कन्यकाः परित्यज्य श्रीसुधर्म्मस्वाम्यंतिके प्रव्रजितः । स च षोडश (१६) वर्षाणि गृहस्थपर्याये, विंशति (२०) वर्षाणि व्रतपर्याये, चतुश्चत्वारिंशद्वर्षाणि (४४) युगप्रधानपर्याये चेति सर्वायुरशीति (८०) वर्षाणि परिपाल्य श्रीवीरात् चतुःषष्टि (६४) वर्षैः सिद्धः ।

अत्र कविः—

मत्कृते जंबुना त्यक्ता, नवोढा नवकन्यकाः ।
तन्मन्ये मुक्तिवध्वाऽन्यो, न वृतो भारतो नरः ॥ १ ॥

चित्तं न नीतं वनिताविकारै–र्वित्तं न नीतं चतुरैश्च चौरैः ।
यद्देहगेहे द्वितयं निशीथे, जंबूकुमाराय नमोऽस्तु तस्मै ॥ २ ॥

मण १ परमोहि २ पुलाए ३, आहार ४ खवग ५ उवसमे ६ कप्पे ।
संजमतिग ८ केवल ९ सि–ज्झाणा य १० जंबुम्मि वुच्छिण्णा ॥ ३ ॥

३–तईओत्ति, श्रीजंबूस्वामिपट्टे तृतीयः श्रीप्रभवस्वामी । स त्र त्रिंशद् ( ३० ) वर्षाणि गृहस्थपर्याये, चतुश्चत्वारिंशत् (४४) वर्षाणि व्रतपर्याये, एकादश (११) वर्षाणि युगप्रधानपर्याये चेति सर्वायुः पंचाशीति ( ८५ ) वर्षाणि परिपाल्य, श्रीवीरात् पंचसप्तति(७५)वर्षातिक्रमे स्वर्गभागिति ॥ छ ॥

